# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૭ : ગ્રંથાંક ૧

માર્ચ ૧૯૪૨





પૂર્ણસંખ્યા ૨૫

સંચાલક

**પ્રો. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય**

પ્રકાશનસ્થાન : સાધના પ્રેસ : રાવપુરા : વડોદરા.

અઠ્ઠાવીશ અપૂર્વ વિવેચનનિબન્ધો

# વિ. વે. ચ. ના

કર્તા

પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી એમ. એ.

"હૃદય, બુદ્ધિ અને દર્શનશક્તિને જે વિષયે હલાવી મૂક્યાં હોય તે જ વિષયનો સ્વાનુભવ 'વિવેચના'માં લેખરૂપ ધરે છે. લેખ–લેખનાં પ્રેરક કારણ જુદાં હોવાથી શૈલીનું વૈવિધ્ય–લેખરૂપનું વૈવિધ્ય સહજ બન્યું છે; જ્યાં સૌનું કારણ એક જ હોત તો પણ શૈલીવૈવિધ્ય અવશ્ય આવત, કારણ કે કલાની એકરૂપતા, એકતાનતા આ વિવેચકને મતે રસક્ષતિની કરનાર છે અને કલા જીવનનું બળ છે."–
પ્રા. વ્રજરાય મુ. દેસાઈ: ('૩૯નું ગ્રન્થસ્થ વાઙ્મય)

પાકું પૂઠું : ઊંચા કાગળ : રૂ. અઢી

સોલ એજન્ટ : ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય

ગાંધીરોડ : અમદાવાદ

# વિષયદર્શન

વર્ષ ૭, ગ્રંથાંક ૧

માર્ચ ૧૯૪૨

## સર્જન અને નિબન્ધો



## નિકષ

## ધ્વનિ



**માનસી** ગ્રંથશ્રેણી: સંચાલક વિજયરાય ક. વૈદ્ય, ૬૨૨૭ મહોલ્લો; નાનપરા: સૂરત. **લવાજમ**: રૂ. ૫); દેશાવર રૂ. ૬); છૂટક, રૂ. ૧ા. **શાખાઓ**: (૧) **મુંબાઈ**, મેસર્સ એન. એમ. ત્રિપાઠી એંડ કં. પ્રિન્સેસ સ્ટ્રીટ. (૨) **સૂરત**: પ્રતાપ પ્રેસ, કણપીઠ. (૩) **વડોદરા**: સાધના પ્રેસ, રાવપુરા. (૪) **પોરબંદર**: રા. દામોદર કે. ભટ્ટ; રામટેકરી.

## નવું લવાજમ લહેણું

**આ અંકથી થાય છે. વિગતો અંકને એંશીમે પાને જોવી.**

અત્રે અમે મહાદેવ ગોવિન્દ રાનડેને "મહર્ષિશ્રી" કહ્યા, તે માત્ર ભક્તિના આવેશમાં કે શબ્દવૈચિત્ર્ય ખાતર કહ્યા છે એમ નથી. એમના જીવન ઉપર મનન કરતાં સહજ ખાતરી થશે કે હિન્દુસ્થાનના કાલત્રયના આ મહાન દ્રષ્ટા અને એના ઉદ્ધારનાં સાધન યોજવા નિર્માયેલા **અવતારીપુરુષને** "મહર્ષિશ્રી"નું ઉપપદ સર્વાંશે યોગ્ય છે.

* * *

વળી આ સર્વે અસાધારણ દૃષ્ટિબલના નિદાનરૂપે એમની **ધાર્મિકતા** સમન્વય છે. ધર્મ એ એ મહાત્માની સર્વ પ્રવૃત્તિઓમાં પરોવાએલું સૂત્ર હતું. એમણે એમનું સમગ્રજીવન પરમાત્માને સમર્પેલું હતું, પણ એ સમર્પણ જગત્ તરફ નિર્વેદ કે ઉદાસીનતા રૂપે ન કરતાં, સંસારનાં અસંખ્ય કર્તવ્યોના આચરણપુરઃસર જે ભગવદ્ભક્તિ થઈ શકે છે તે રૂપે—અર્થાત્ શ્રીમદ્ભગવદ્ગીતાના "કર્મયોગ" રૂપે કર્યું હતું. આમ હોવાથી, સાંસારિક રાજકીય આદિ સર્વ પ્રશ્નો પોતે ઉત્સાહપૂર્વક હાથમાં લેતા, અને એ સર્વના ઉપર એમની ધાર્મિકતાની મુદ્રા સ્પષ્ટ અંકાઈ રહેતી. માટે અમે એમને પૂર્ણ અર્થમાં એક 'મહર્ષિ' કહીએ છીએ.

---

૧. 'સુદર્શન' માસિક આ વખતે આચાર્ય આનન્દશંકર ધ્રુવના તંત્રીપણા હેઠળ નીકળતું. નિવાપાંજલિના જે લેખમાંથી આ ઉતારા કર્યા છે તે એમનો જ છે.

—તંત્રી, માનસી.

## જગતની શ્રેષ્ઠ વિભૂતિ

રા. સા. રાનડેની ગણના આ દેશમાં જ નહિ પણ આખા જગતમાં અત્યંત શ્રેષ્ઠ વિભૂતિમાં જ કરવી જોઈએ...એવી ચિત્તવૃત્તિ મહાન સાધુસંતો વિના કોઈમાં જણાઈ આવતી નથી...એવી વિભૂતિ જે રાષ્ટ્રને હાલના સમયમાં મળી તેણે પોતાની ભાવિ સ્થિતિ વિશે નિરાશ થવાનું કારણ નથી. ('આઠવણી'ની પ્રસ્તાવના).

—ગો. કૃ. ગોખલે

પ્રા. મનોહર રામચન્દ્ર પાળંદે

# મહાદેવ ગોવિંદ રાનડે

હિંદુસ્તાનના આધુનિક ઇતિહાસમાં જે થોડા અલૌકિક પુરુષો ઉત્પન્ન થયા છે તેઓમાં મહાદેવ અથવા માધવ ગોવિંદ રાનડેનું સ્થાન ઘણું ઉચ્ચ છે. ઓગણીસમી સદીનાં છેલ્લાં ત્રીસ વર્ષમાં અખિલ હિંદના સામાજિક, આર્થિક, ઔદ્યોગિક, ધાર્મિક અને રાજકીય પ્રશ્નો ઉપર ઊંડો વિચાર કરનાર અને રાષ્ટ્રહિતની દરેક બાબત પર પ્રજાને યોગ્ય દોરવણી આપનાર વિદ્વાન નેતા તરીકે રાનડે ખ્યાતિ પામ્યા હતા. મહારાષ્ટ્રના સાર્વજનિક જીવનનું તો એવું એક પણ અંગ નહીં હતું કે જેના ઘડતરમાં અને સંચાલનમાં રાનડેનું વ્યક્તિત્વ પ્રતિબિંબિત થયું નહોતું.

આ મહાન પુરુષનો જન્મ બરાબર સો વર્ષ પહેલાં એટલે ઈ. સ. ૧૮૪૨ના જાનેવારી માસમાં થયો હતો અને તેની શતાબ્દી મહારાષ્ટ્રમાં સ્થળે સ્થળે અને હિંદનાં બીજાં મુખ્ય શહેરોમાં પણ ઊજવવામાં આવી હતી. એવી મહાન વિભૂતિનું આછું વ્યક્તિદર્શન અને તેણે કરેલી અમૂલ્ય દેશસેવાનું અલ્પ દિગ્દર્શન 'માનસી'ના વાચકો માટે કરવાનો પ્રયત્ન કરીએ તો તે ઉચિત ગણાશે.

રાનડે જેવાની મહત્તા બરાબર સમજવા માટે જે કાળમાં અને જે પ્રતિકૂલ પરિસ્થિતિમાં તેમણે કાર્ય કર્યું તે સારી રીતે ધ્યાનમાં લેવી જોઈએ. આજના જમાનામાં તેનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ પડે. બ્રિટિશ સામ્રાજ્ય ભરતખંડમાં સ્થાપન થયા પછીના સંધિકાલમાં આ દેશનું માનસિક વાતાવરણ એક પ્રકારની નિઃસત્ત્વ શિથિલતામાં, એક પ્રકારના નિરુત્સાહી માલિન્યમાં સપડાઈ ગયું હતું. હિંદી લોકોની વિચાર-શક્તિ, સ્વાભિમાન, સ્વતંત્ર પ્રજ્ઞા અને સર્જક વૃત્તિ, આત્મવિશ્વાસ ઇત્યાદિ

રાષ્ટ્રપોષક સદ્દગુણો અતિશય મંદ થઈ ગયા હતા. પારકી નવી અને આકર્ષક વિદ્યા, નવી સંસ્કૃતિ, નવા અને ઉત્તેજક સિદ્ધાન્તો, નવું અને સુવ્યવસ્થિત રાજ્યતંત્ર વગેરે જોઈને તેમની આંખ અંજાઈ ગઈ હતી, અને તેવી અંધ અવસ્થામાં પોતાની અવનત સ્થિતિનું ભાન તેમને ભાગ્યે જ રહ્યું હતું. ઈ. સ. ૧૮૫૭ના રાજ્યક્રાન્તિના નિષ્ફળ પ્રયત્ન પહેલાં પંદર વર્ષે રાનડે જન્મ પામ્યા હતા એ વાત ભૂલવી નહીં જોઈએ. તેમના [illegible] હિંદુ સમાજ અનેક પ્રતિગામી પુરાણાં બંધનોથી બંધાયેલો હતો અને તેની આ જીર્ણાવસ્થામાં પ્રગતિતત્ત્વનો, કિંબહુના પ્રત્યક્ષ જીવનતત્ત્વનો જ, લોપ થવા આવ્યો હતો. રાજા રામમોહન રાય, દાદાભાઈ નવરોજી અને માધવરાવ રાનડે જેવા સામર્થ્યવાન્ દ્રષ્ટાઓએ હિંદી પ્રજાને નવી સંસ્કૃતિ, નવું જ્ઞાન અને નવો સંદેશ આપીને સચેતન બનાવી, અને એવી રીતે હિંદ રાષ્ટ્રનું અક્ષયત્વ સાચવી રાખવામાં પોતાનો ભોગ આપ્યો. એ જ તેમની ઉજ્જવલ વિશિષ્ટતા છે.

રાનડે એટલે વિશાલતા એવું ચોખ્ખું સમીકરણ તેમના ચરિત્રના અભ્યાસકોના મનમાં નિર્વિવાદ બેસે છે. તેમની શરીરયષ્ટિ તો ભવ્ય હતી જ. પણ તેમની બુદ્ધિ, મન, વ્યાસંગ, વિદ્વત્તા અને કાર્યપ્રવૃત્તિ એ બધું પણ અતિવિશાલ આકારનું હતું. એવી જાતજાતની વિશાલતાઓનો ઉદાત્ત અને મહાનેજસ્વી સંગમ એક વ્યક્તિમાં થઈ આવેલો વારંવાર જોવામાં આવતો નથી.

### પ્રતિભાસંપન્ન પંડિત

રાનડે એક પ્રભાવશાલી સામાજિક નેતા હતા એટલું જ નહીં પણ તેઓ એક પ્રતિભાસંપન્ન પંડિત પણ હતા. તેમની જ્ઞાનલાલસા જબરી હતી અને અનેક જુદા જુદા વિષયોમાં તેમને રસ પડતો હતો. મુંબઈ વિદ્યાપીઠની મૅટ્રિકથી માંડીને એમ. એ. અને એલએલ. બી. સુધીની દરેક પરીક્ષામાં તેમનો નંબર પહેલા વર્ગમાં પહેલો આવ્યો હતો. એમ છતાં વિદ્યાર્થીદશામાં તેમનું ધ્યાન કેવળ પરીક્ષાના અભ્યાસમાં જ રોકાયેલું ન હતું. જિંદગીના આ કિંમતી સમય દરમ્યાન તેમણે ધર્મ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઇતિહાસ, વાઙ્મય ઇત્યાદિ વિવિધ વિષયો પરના અનેક ગ્રંથો વાંચી કાઢ્યા અને તેમાં ભરેલું જ્ઞાન આત્મસાત્ કરી લીધું. વાંચવામાં આવેલા દરેક ગ્રંથનો સારાંશ પોતે લખી કાઢવાની તેમની પ્રથા

હતી અને એવી રીતે તેમણે લખેલી નોટબુકોની સંખ્યા ઘણી મોટી થઈ હતી. આંખ અત્યંત નબળી હોવા છતાં તેમનું વાચન આયુષ્યની આખર સુધી અવ્યાહતપણે ચાલુ હતું. તેને માટે પગારદાર વાચકો રાખવામાં આવ્યા હતા. તેથી તેમનો જ્ઞાનસંચય કોઈ પણ વખત સ્થિત (stagnant) અને મર્યાદિત ન થતાં તેનું સ્વરૂપ જીવંત પ્રવાહનું બની ગયું હતું. દરેક પ્રશ્ન ઉપર સમગ્ર માહિતી મેળવ્યા પછી તેનું સર્વ બાજુથી મનન અને ચિંતન કરીને પછી પોતાનો અભિપ્રાય નક્કી કરવાની તેમની પદ્ધતિ હતી. એમ, અસામાન્ય બુદ્ધિમત્તા અને અખંડ વિદ્યાવ્યાસંગ એ બે શક્તિઓ એકઠી થયાનું પરિણામ એ આવ્યું કે રાનડેના મતો બીજા શિષ્ટ વિદ્વાનોના મતોના પ્રતિધ્વનિરૂપે ન રહેતાં તેમનામાં સ્વતંત્રતા અને નાવીન્યનું વલય (પરિવેષ, halo) માલૂમ પડતું હતું. ઉપરાંત તેમની વિદ્યાભિરુચિ સર્વવ્યાપી હોવાથી અને વિવિધ વિષયો ઉપર તેમણે ગ્રંથપરિશીલન કર્યું હોવાથી તેમનાં મતોમાં સંકુચિતપણું અથવા એકાંગીપણું જેવા દોષોનો પૂર્ણ અભાવ હતો. તેમની દૃષ્ટિ નિસર્ગતઃ જ વિશાલ હતી અને તેમાં વ્યાપક અભ્યાસની જોડ મળી. પરિણામે રાનડેએ પ્રસ્તુત કરેલા સિદ્ધાન્તોમાં એક જાતની શાંત ગંભીરતા, અચલ સત્ય અને મજબૂત શાશ્વત તત્ત્વોનો આવિષ્કાર માલૂમ પડે છે.

રાનડેના કાર્યનું વિવેચન કરતાં એક વાત પર ખાસ ધ્યાન ખેંચવું જોઈએ. તેમની આખી જિંદગી મોટા મોટા હોદ્દાની અને જવાબદારીથી ભરેલી સરકારી નોકરી કરવામાં ગઈ. છેવટે સાતઆઠ વર્ષ મુંબઈ હાઈકોર્ટનું ન્યાયાસન તેમણે અલંકૃત કર્યું હતું. સારા પગારની અને માનભરેલી નોકરીમાં કેવળ વ્યક્તિ તરીકે પોતાની સુસ્થિતિ હોવા છતાં દેશની દુઃસ્થિતિનું વિસ્મરણ તેમને ઘડીક પણ થયું નહીં અને દેશની ઉન્નતિની ચિંતા તેમના મનને અહર્નિશ બાળતી હતી. પરિણામે નોકરીના કર્તવ્યમાં રોજના સાતઆઠ કલાક ગાળ્યા પછી અને ઘણા શારીરિક અને માનસિક સ્વાસ્થ્યનો ભોગ આપીને પણ તેમણે અનેક સાર્વજનિક પ્રવૃત્તિઓ ઉપાડી અને એટલી મહત્ત્વવાન્, સર્વસ્પર્શી અને રાષ્ટ્રવર્ધક સેવા કરી કે તેનો વિસ્તાર અને સઘન સ્વરૂપ જોઈને મનને અચંબો લાગે છે. એમ કરતાં તેમને સરકારનો રોષ પણ બે ત્રણ વખત વહોરવો પડ્યો. તેમની હિલચાલ પર અને પત્રવ્યવહાર પર ગુપ્ત પોલિસની નજર

રાખવામાં આવી હતી. પણ નોકરી કરવાથી તેમના મનની ચિકિત્સક શક્તિ, શાંતિ અને સ્વાતંત્ર્ય કટાઈ ન ગયું હોવાથી તેમણે હાથમાં ધરેલાં દેશકાર્યને ધોકો પહોંચ્યો નહીં.

## દુર્લભ કાર્યકર્તા *

સરકારી નોકરીમાં હોવા છતાં રાનડેએ હિંદના રાજકીય ક્ષેત્રમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. તેમનું રાજકારણ અત્યારના જમાનાનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય અથવા સંસ્થાની સ્વરાજ્ય એવા ધ્યેયનું હોઈ શકે જ નહીં. તેમનો સમય નવા યુગનો અને ઉદયોન્મુખ હિંદી રાષ્ટ્રની બાલ્યાવસ્થાનો હતો. પારતંત્ર્યમાં દટાઈ ગઈ હોવાથી બધિર થયેલી હિંદી જનતામાં રાનડે જેવાએ ફરીથી ચેતન જાગૃત કર્યું અને રાજકીય પ્રશ્નો પર પદ્ધતિસર વિચાર કરવાની અને મત પ્રદર્શન કરવાની જનતાને દોરવણી આપી. રાજ્યકર્તાઓનાં કૃત્યો પર પ્રજાએ જરૂર ચર્ચા કરવી જોઈએ; સરકારી નીતિ, કાયદા અને કારભાર એ બધાનો સૂક્ષ્મ અભ્યાસ લોકોએ કરવો જોઈએ; તેનાથી દેશનું હિત કેટલું થાય છે, અહિત કેટલું થાય છે એ વિશેની ઝીણી તપાસ કરવી જોઈએ; અને જનતા આગળ તેનું સ્પષ્ટીકરણ થવું જોઈએ એવો મત રાનડે ધરાવતા હતા. સરકારી ધોરણ પર ટીકા કરવી હોય અથવા તેનો વિરોધ દર્શાવવો હોય તો તેમ સૌમ્ય શબ્દોમાં પણ નિર્ભયતાથી અવશ્ય કરવું જોઈએ એવી શિખામણ તેમણે આપી. એટલું જ નહીં પણ રાજકીય સામર્થ્યનું બીજ સંઘટનામાં છે એ બરાબર જાણીને તેમણે રાજકીય સ્વરૂપની સંસ્થાઓ સ્થાપન કરવામાં અભિનવ પ્રસ્થાન કર્યું. પૂનાની સાર્વજનિક સભાનું કામ વર્ષો સુધી રાનડેના નેતૃત્વથી ચાલતું હતું અને તેના ત્રૈમાસિકમાં તેમના પોતાના અને બીજા અભ્યાસકોના વિદ્વત્તાપૂર્ણ લેખો હંમેશ પ્રકટ થતા. આ સાર્વજનિક સભા તે વખતના મહારાષ્ટ્રના રાજકારણનું કેન્દ્ર બની ગઈ હતી અને હિંદના બીજા પ્રાન્તોના નેતાઓ પણ તેના કાર્યમાં રસ લેતા. તેમ જ હિંદી રાષ્ટ્રીય મહાસભાના આદ્ય સંસ્થાપકોમાંના રાનડે એક મુખ્ય અગ્રણી હતા. રાષ્ટ્રજીવનને અવશ્ય એવા નિત્ય 'ચાલુ રાજકારણના અભ્યાસની અને રાજકીય શિક્ષણનો પ્રચાર જનતામાં થાય એવી ચળવળ-

* "નૃપતિજનપદાનાં દુર્લભઃ કાર્યકર્તા" એ પ્રસિદ્ધ પંક્તિમાંના શબ્દો.

ની શરૂઆત કરવામાં રાનડેએ આગળપડતો ભાગ લીધો હતો. તેમની મહત્તાનો આ એક સારો પુરાવો છે.

## સમાજસુધારણા

રાજકારણની સાથે રાનડેનું લક્ષ સમાજસુધારણા તરફ પણ રોકાયું હતું. એ બાબતની સુધારણાના તે આગ્રહી અને અગ્રણી પુરસ્કર્તા હતા એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નહીં થાય. તે કાળના હિંદી સમાજની સ્થિતિ અત્યંત શોચનીય હતી. લોકોમાં વિલક્ષણ અજ્ઞાન અને વિકૃત જ્ઞાન ફેલાયું હતું. જૂની સમાજસંસ્થાઓ કાલાતીત (anachronistic) થઈ ગઈ હતી, એટલું જ નહીં પણ જે સિદ્ધાન્તો પર તેમની રચના થયેલી હતી તે સિદ્ધાન્તો ઘણે ભાગે અગ્રાહ્ય અને ત્યાજ્ય છે એવો પોકાર વિચારવંતો કરવા લાગ્યા હતા. હાલની પેઢીના લોકોને તે વખતની પરિસ્થિતિનું બરાબર આકલન કરવા માટે પોતાની કલ્પનાશક્તિનો ઉપયોગ કરવો પડશે. એક એક નિશાળમાં સહજે ૫૦૦–૬૦૦ કન્યાઓ ભણતી હોય, કોલેજોમાં વિદ્યાર્થિનીઓની સંખ્યા ૧૦૦–૧૫૦ સુધી સહજે હોય, સ્ત્રીઓ ગ્રેજ્યુએટ થતી હોય, સંસ્થાઓ ચલાવતી હોય, ભાષણો આપતી હોય, રાજકારણી લડતમાં ધગશથી ફોનરી-કારાગૃહવાસનો અંગીકાર કરતી હોય એવા અત્યારના જમાના અને રાનડેના જમાના વચ્ચે જમીનઆસમાન જેટલું અંતર છે. તેમનાં પોતાનાં ધર્મપત્ની એક દિવસ છાપાનું પાનું વાંચતાં જોવામાં આવ્યાં ત્યારે ઘરની બધી નિકટવર્તી સ્ત્રીઓને આંચકો લાગ્યો અને એવી કુપ્રવૃત્તિ પર તેમણે ટીકાઓ કરી એ વાત સત્ય હોવા છતાં આજે અવિશ્વસનીય જેવી લાગે છે! વિધવાવિવાહ, બાલવિવાહ, જાતિબંધન, અસ્પૃશ્યતા ઇત્યાદિ સામાજિક દોષો હિંદને હજી પણ નડે છે. પણ ગયાં પચાસસાઠ વર્ષોમાં તેમના નિરાકરણ માટે સમાજમાં અનુકૂલ વાતાવરણ નિર્માણ થવા લાગ્યું છે, અને ખાસ કરીને સ્ત્રીશિક્ષણનો ફેલાવો ઘણો વધ્યો છે. આ પ્રગતિનું શ્રેય રાનડે જેવા સહનશીલ નિપુણ આદ્ય (pioneer) સુધારકોને ઘટે છે. તેમના વખતના અજ્ઞાની સમાજના પ્રખર કોપના તે ભોગ બન્યા હતા અને તેમને ઘણો ત્રાસ સહન કરવો પડ્યો હતો. રાષ્ટ્રીય મહાસભાના અધિવેશન સાથે તે જ શહેરમાં હિંદી સામાજિક પરિષદ ભરવાનો ઉપક્રમ રાનડેએ શરૂ કર્યો હતો અને નિયમિતપણે તેઓ આ પરિષદની બેઠકમાં હાજરી આપવા

દરેસાલ જતા હતો. સામાજિક પ્રશ્નોને દેશભરમાં ગતિ આપવાના કામમાં આ પરિષદનો ઘણો ઉપયોગ થતો. તેના વ્યાસપીઠ પરથી રાનડેએ ઉચ્ચ કોટિનાં અનેક ભાષણો કરેલાં અને સમાજને તેના કર્તવ્યનું માર્ગદર્શન કરાવ્યું હતું. એ ભાષણો પુસ્તકરૂપમાં પ્રસિદ્ધ થયાં છે. મહારાષ્ટ્રની બ્રાહ્મણેતર ચળવળના આદ્ય પ્રણેતા અને નિડર છાતીના વિવેચક જોતીરાવ ફુલેએ જ્યારે સત્યશોધક સમાજની સ્થાપના કરી ત્યારે પોતે બ્રાહ્મણ હોવા છતાં રાનડે તેમાં જોડાયા. કારણ માનવ સંસ્કૃતિનું અધિષ્ઠાન સત્ય, સમતા, બંધુત્વ, ન્યાય એવાં તત્ત્વો પર હોવું જોઈએ, એવો તેમનો દૃઢ અભિપ્રાય હતો. પણ તે જ રાનડેને જૂની વેદવિદ્યા અને શાસ્ત્રો માટે અતિશય આદર હતો. તે વિદ્યાનું જતન કરીને તેમાં ઈષ્ટ ફેરફાર કરવા માટે અને ખાસ કરીને વેદોનું કેવળ પઠન ન કરતાં વિદ્યાર્થીઓ તેના અર્થની સમજૂતી પણ સારી રીતે મેળવી શકે એ ઉદ્દેશથી રાનડેએ ઈ. સ. ૧૮૭૫માં પૂનામાં વેદશાસ્ત્રોત્તેજક સભાની સ્થાપના કરી. હિંદના મુસલમાનભાઈ તરફ પણ તેમની લાગણી ઉદાર હતી અને હિંદુમુસલમાનના ઐક્યની આવશ્યક્તા પર તેઓ હંમેશ ભાર મૂકતા.

### ધર્મવિચાર

સામાજિક સુધારણા સાથે ધાર્મિક સુધારણા પણ સામાન્યતઃ સંલગ્ન હોય છે. હિન્દુસ્થાન જેવા દેશમાં તો વ્યક્તિના દરરોજના જીવનક્રમનું નિયમન ઘણે અંશે ધર્મના નિર્બંધોથી થાય છે. રાનડેની મનઃપ્રવૃત્તિ મૂલતઃ ઘણી ધાર્મિક હતી. તેઓ પાકા ઈશ્વરવાદી હતા. આખા વિશ્વનું સંચાલન પરમેશ્વરી પ્રેરણાથી થાય છે અને તેમાં સર્વ સૃષ્ટિનું હિત જ છે એવી તેમની દૃઢ શ્રદ્ધા હતી. તથાપિ તેઓ મૂર્તિપૂજામાં માનતા નહીં. તેમજ ધર્મના નામે જે જુદાજુદા તરેહના વહેમો, અન્યાયો, દુષ્ટ રિવાજો અને વિષમતાઓ સમાજને પાપી બનાવે છે અને તેનો વિધ્વંસ કરે છે તેની સામે રાનડેએ બળવો ઉઠાવ્યો હતો. શુદ્ધ સ્વરૂપનો સાચો ધર્મ સમાજમાં પ્રસૃત કરવા માટે મિત્રોના સહકાર્યથી તેમણે પ્રાર્થનાસમાજની સ્થાપના કરી. આ સમાજની સાપ્તાહિક પ્રાર્થના વખતે ધાર્મિક વિષયો પર અને પરમેશ્વરનું સ્વરૂપ અને તેની વિશ્વયોજના ઉપર રાનડેએ કરેલાં પ્રવચનો ઉત્કૃષ્ટ કોટિનાં ગણાય છે. ધર્મની બાબતમાં રાનડેનું તત્ત્વજ્ઞાન કેવળ તર્કવાદી નહોતું. જુદા જુદા ધર્મના ગ્રંથોનો ઊંડો અભ્યાસ કર્યો

હોવાથી ખ્રિસ્તી મિશનરીઓ સાથે વાદ કરતાં બાઇબલનો આધાર આપીને તેમને નિરુત્તર કરવાનું કાર્ય રાનડે સહેલાઈથી કરી શકતા એ વાત ખરી. પણ એકંદરે ધર્મના વિષય પર માર્ગદર્શન માટે તેમની નજર બુદ્ધિ કરતાં હૃદય તરફ વધારે હતી. નિરીશ્વરવાદી અથવા અજ્ઞેયવાદી વિચારો સાથે તેઓ કોઈ દિવસ સમ્મત થતા નહીં. તેમનું કોમલ અંતઃકરણ ભક્તિરસથી ઉભરાઈ આવતું હતું. તુકારામ જેવા સંતોનાં પ્રાસાદિક અભંગો અથવા બીજાં સ્તવનો વાંચતાં અને સાંભળતાં તેમની આંખમાંથી અશ્રુ પડતાં હતાં. આગરકર જેવા તર્કપ્રધાન અને બુદ્ધિવાદી સુધારકોની ભૂમિકા અને રાનડે જેવા શ્રદ્ધાવાન્ સુધારકોની ભૂમિકા, એ બેમાં ફેર છે. પરમેશ્વરનું અસ્તિત્વ માન્ય કર્યા વગર પણ શાશ્વત નીતિતત્ત્વોના આધાર પર સમાજ-રચના અને સમાજનું ધારણ થઈ શકે એવો વિશ્વાસ બુદ્ધિપ્રધાન વિચારવંતો ધરાવે છે. રાનડે તેમાંના નહોતા. તેમની દૃષ્ટિએ સમાજના સ્થૈર્ય માટે અને વ્યક્તિની ઉન્નતિ માટે ધર્મની—સત્ય અને શુદ્ધ ધર્મની—આવશ્યકતા છે. રાનડેની સુધારક વૃત્તિમાં હઠવાદ બિલકુલ ન હતો એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ. પોતે મૂર્તિપૂજક ન હોવા છતાં પ્રસંગ આવે તો મંદિરોમાં જઈ તેની મૂર્તિ આગળ પ્રવચન કરવામાં તેમને કશો વાંધો આવતો નહીં. અજ્ઞાનથી વામમાર્ગે ગયેલા પોતાના સમાજબંધુઓને સુધારવા હોય તો તેમના તરફ તોછડાઈ અથવા ઉદ્વેગ ન રાખતાં બંધુ-ભાવથી જ તેમને યોગ્ય માર્ગ પર લાવવા જોઈએ, સુધારકો સમાજથી અલગ નહીં પડવા જોઈએ એવી રાનડેની માન્યતા હતી.

## ઇતિહાસક્ષેત્રમાં કામગીરી

ઇતિહાસના ક્ષેત્રમાં રાનડેએ કરેલી સેવા અસામાન્ય દરજ્જાની છે. ઉત્તમ ઇતિહાસકારમાં અવશ્ય ગણાયેલા બધા ગુણો તેમનામાં વાસ કરતા હતા. તેમનું દેશાભિમાન, ભાવના, પ્રજ્ઞા, ન્યાયનિષ્ઠુરતા અને સત્ય પ્રીતિ એ તત્ત્વોના એકીકરણથી બનેલું હતું. ઉદાત્ત કલ્પનાશક્તિની તેને જોડ મળી હતી. 'રાઈઝ ઑફ ધ મરાઠા પાવર' એટલે મરાઠી સત્તાનો ઉત્કર્ષ નામનો સુંદર અને વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ તેમણે લખ્યો. મહારાષ્ટ્રના સાધુસંતોએ રાજ્યક્રાન્તિની સાંસ્કૃતિક પાર્શ્વભૂમિ કેવી રીતે તૈયાર કરી, શિવાજી જેવા કર્તૃત્વવાન નેતાએ સ્વતંત્ર રાજ્ય સ્થાપનામાં કેવી રીતે યશ મેળવ્યો અને તેના કારભારના નિયમો કયાં તત્ત્વો પર ઘડાયાં, અખિલ

જનતાનું આ કાર્યમાં કેટલું હાર્દિક સહકાર્ય હતું એ બધાનું વિવેચન રાનડેએ કર્યું છે. એ ગ્રંથમાં તેમની વિવેકશક્તિ, નિષ્પક્ષપાતી વૃત્તિ, ઠરેલ સ્વાભિમાન, ઐતિહાસિક ઘટનાનું કાર્યકારણાત્મક અને શાસ્ત્રીય પરંતુ સહાનુભૂતિપૂર્ણ આકલન અને વિષયવિવરણનું કૌશલ્ય: આ બધા ગુણો સારી રીતે પ્રકટ થયા છે. આપણા દેશના ઇતિહાસ તરફ આપણી દૃષ્ટિ કેવી રીતની હોવી જોઈએ, સ્વત્વની મગરૂરીભરી ભાવના, સત્યનું નિર્લેપ પાલન અને વસ્તુસ્થિતિનું વ્યાપક અને તુલનાત્મક અવલોકન આ બધાંનું સંયોગીકરણ કેવી રીતે કરવું જોઈએ એનો અસરકારક બોધ આ ગ્રંથદ્વારા રાનડેએ આપ્યો છે. ગ્રૅંટ ડફના પ્રસિદ્ધ ઇતિહાસગ્રંથ પછી આવા મહત્ત્વનો બીજો ગ્રંથ મરાઠી ઇતિહાસ પર ઇંગ્રેજીમાં પ્રસિદ્ધ થયો નથી. પેશવાઓની દૈનંદિનીના (diaryના) ઘણા કાગળો પ્રસિદ્ધ થયા તેની રાનડેએ એક વિસ્તૃત અને કિંમતી પ્રસ્તાવના પણ લખી છે.

### અર્થશાસ્ત્રમાં નવી દૃષ્ટિ

હિન્દુસ્થાનના અર્થકારણ પર સ્વતંત્ર બુદ્ધિથી અને બારીકાઈથી વિચાર કરનાર અને તેને લગતા નિશ્ચિત સિદ્ધાન્તો પ્રતિપાદન કરી દેશને જાગૃત કરનાર રાનડે જેવા બીજા પુરુષો ઓગણીસમી સદીના હિંદુસ્થાનમાં જન્મ્યા નહીં. આ દિશામાં તેમણે કરેલું કાર્ય ખરેખર અદ્વિતીય છે. એક તો અર્થશાસ્ત્રનો વિષય તે સમયમાં આજના જેટલો હિંદી લોકોને પરિચિત હતો નહીં. બીજું, તેનું જ્ઞાન કેવળ ઇંગ્રેજી લેખકો દ્વારા અને શિક્ષકો દ્વારા હિંદી લોકોને મળતું. તેથી ઇંગ્રેજ લોકોએ પ્રસૃત કરેલા સિદ્ધાન્તો શાશ્વત સત્યરૂપ છે એવી ગેરસમજૂતી સુશિક્ષિત લોકોમાં સહેજે ફેલાઈ હતી. રાનડેના બુદ્ધિસ્વાતંત્ર્યનો, વિચાર-સામર્થ્યનો, ચિકિત્સક અને તૌલનિક અભ્યાસશક્તિનો આ એક માતબર પુરાવો છે કે તેમણે અર્થશાસ્ત્ર જેવાં શાસ્ત્રોનું અને તેના પ્રમેયોનું સત્યસ્વરૂપ શું છે અને શું હોઈ શકે એનું યોગ્ય આકલન કર્યું અને પોતાની અધિકારી વાણીમાં તેનું વિવેચન હિંદના અને પરદેશના વિદ્વાનો આગળ તેમ જ આ દેશ પર રાજ્ય કરનાર ઈંગ્રેજ સત્તાધીશો આગળ કર્યું.

રાનડેના આ વિષયના વિવેચનનો મુખ્ય મુદ્દો એવો હતો કે અર્થશાસ્ત્ર જેવા સમાજશાસ્ત્રના સિદ્ધાન્તો સ્થલ, કાલ અને પરિસ્થિતિથી અલગ હોઈ શકતા નથી, તેમનાથી મર્યાદિત થાય છે. સમાજશાસ્ત્રોમાં મધ્યવર્તી અભ્યાસબિંદુ

મનુષ્યપ્રાણી અને મનુષ્યસમાજ હોય છે અને તે જ પોતે ગતિમાન હોવાથી તેના પર અવલંબેલાં તત્ત્વો અને પ્રમેયો પણ ચલ અને અસ્થિર-સ્વરૂપનાં બને છે. એનો અર્થ એમ નહીં કે સમાજશાસ્ત્રોમાં અચલ સત્યો અને સિદ્ધાન્તો મળતા નથી; અવશ્ય મળે છે. પણ એવાં શાસ્ત્રોના અભ્યાસમાં ઘટનાઓનું અવલોકન, નિરીક્ષણ, વર્ગીકરણ અને સામાન્ય તત્ત્વોનું નિદર્શન એવા ક્રમને પ્રધાન સ્થાન હોય છે, તુલનાત્મક પરીક્ષાનું મહત્ત્વ હોય છે. તેથી કોઈ પણ સિદ્ધાન્ત પ્રસ્થાપિત થાય તોએ પરિસ્થિતિ સમજ્યા વગર તેનો અમલ હોઈ શકે કે નહીં તે કહેવાય નહીં. રાનડેએ બતાવ્યું કે ઉદ્યોગધંધામાં અતિશય આગળ ગયેલા ઈંગ્લંડ જેવા દેશને પોતાના માલનું વેચાણ કરવા ખાતર અનિર્બંધ અને ખુલ્લા આંતરરાષ્ટ્રીય વ્યાપારનું તત્ત્વ પથ્યકર—નહીં, અત્યાવશ્ય છે. પણ ઉદ્યોગધંધામાં પાછળ પડેલા અને પોતાની ઔદ્યોગિક પ્રગતિ કરવાની જેને મહત્ત્વાકાંક્ષા છે એવા દેશને ખુલ્લા વ્યાપારનું તત્ત્વ વિષ જેવું વિઘાતક થાય અને તે તત્ત્વની બરાબર સામી સીમા પરનું સંરક્ષણનું તત્ત્વ પોષક થાય. એટલે અર્થશાસ્ત્રનાં ત્રિકાલા-બાધિત સત્યો તરીકે ઇંગ્રેજ લોકો જેનું વર્ણન કરે છે તે ખરું જોતાં ઈંગ્લંડની અમુક સમયની પરિસ્થિતિમાં ઇંગ્રેજ લોકોને ફાવતી શું છે તેનું જ ફક્ત સ્પષ્ટીકરણ છે અને તેનો ન્યાય દરેક પરિસ્થિતિને લાગુ પડે એમ નથી એમ રાનડેએ સિદ્ધ કર્યું. જર્મની કે યુનાઇટેડ સ્ટેટસ જેવા દેશોમાં પણ અર્થશાસ્ત્રના પંડિતો અને લેખકો છે. એ પંડિતોએ પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તો ઇંગ્લિશ સિદ્ધાન્તો કરતાં જુદા છે તેનું કારણ કેવળ પરિસ્થિતિ-ભેદ. હિંદની આર્થિક સ્થિતિને અનુરૂપ એવા જ આર્થિક ધોરણનો સ્વીકાર હિન્દુસ્થાનમાં થવો જોઈએ અને તેમ નહીં થાય તો દેશને નુકસાન પહોંચશે એવી ઘોષણા રાનડેએ કરી. હિંદના દરેક આર્થિક પ્રશ્નનો અભ્યાસ હિંદના હિતની દૃષ્ટિએ કરીને તેનો ઉકેલ પણ એ માર્ગે જ થઈ શકે એવું આગ્રહ-ભર્યું વિવેચન તેમણે કર્યું. લગભગ પચાસ વર્ષ પહેલાં ડેક્કન કોલેજમાં સમ્મેલન પ્રસંગે 'ઇન્ડિયન પોલિટિકલ ઇકોનોમી' એવો વિષય લઈને તેનાપર તેમણે વ્યાખ્યાન આપ્યું તે આજના ભારતીય અર્થશાસ્ત્રના અભ્યાસ-માં પ્રારંભરૂપ ગણાય છે. એ વ્યાખ્યાનમાં રાનડેના વિશાલ વાચન અમોઘ વિદ્વત્તા અને તર્કશુદ્ધ વિવરણનો ઉત્કૃષ્ટ નમૂનો વાચકના જોવામાં આવે છે. વિલાયતની કેમ્બ્રિજ અને લંડન જેવી સુવિખ્યાત વિદ્યાપીઠમાં ભણી

તેમની પદવીથી વિભૂષિત થયેલા ઘણા હિંદી પદવીધરોને રાનડેની આ પ્રવૃત્તિ અશાસ્ત્રીય લાગતી હતી. પણ હવે તે કાળ પલટાઈ ગયો છે; એટલું જ નહીં પણ 'હિંદી અર્થશાસ્ત્રના જનક' એ નામાભિધાનથી રાનડે ઓળખાય છે. હિંદી અર્થશાસ્ત્રપરિષદની મુંબઈમાં ગયા ડિસેમ્બરમાં મળેલી બેઠકમાં રાનડેની શતાબ્દી ખાસ કાળજીથી ઊજવવામાં આવી હતી અને મુખ્ય અર્થશાસ્ત્રીઓએ તેમની સ્મૃતિને અંજલિ આપી હતી.

હિંદના આર્થિક પ્રશ્નનો હિંદની દૃષ્ટિએ અભ્યાસ કરવાની જરૂરત પ્રતિપાદન કરીને રાનડે અટક્યા નહીં. આ દેશની ઔદ્યોગિક ઉન્નતિ મોટા પ્રમાણમાં થવી જોઈએ એમ તેઓ માનતા. આ બાબત પર બધાનું લક્ષ કેન્દ્રિત કરવા સારુ તેમણે ઔદ્યોગિક પરિષદની સ્થાપના કરી તેની બેઠકો જુદાં જુદાં શહેરોમાં વર્ષ બે વર્ષના ગાળામાં થાય એવી તજવીજ કરી. આ બેઠકોમાં ઉદ્યોગધંધાના વિષયની મુસ્કેલીઓ ઉપર ઘણી ઉપયુક્ત ચર્ચા થતી હતી. રાનડેના મૃત્યુ પછી ઔદ્યોગિક પરિષદનું કામ ટાઢું પડ્યું. તથાપિ તેની જગ્યા પર બીજી સંસ્થાઓ તેવી જાતનું કામ હમણાં પણ કર્યે જાય છે.

### યુનિવર્સિટીમાં માતૃભાષા

માતૃભાષાઓને દેશની કેળવણીમાં અને વ્યવહારમાં આદરણીય સ્થાન મળવું જોઈએ એવી તીવ્ર ઇચ્છાથી રાનડેએ તે દિશામાં સતત અને ખંતીલો પ્રયાસ કર્યો. તેમના જેવા વજનદાર પુરુષને પણ આ પ્રયાસનું ઇષ્ટ ફલ પ્રાપ્ત કરવામાં ઘણા નિરાશાભરેલા પ્રસંગો અનુભવવા પડ્યા. આ બાબતનું તેમનું અભિમાન જાજ્વલ્ય હતું. મરાઠી ભાષા અને વાઙ્મયના તે પ્રેમી ઉપાસક હતા; સંસ્કૃત ભાષાનું અને વાઙ્મયનું તેમનું જ્ઞાન ગાઢ હતું; દેશી ભાષાઓના માધ્યમથી જ દેશની પ્રગતિ થઈ શકે, જનસમાજ પર પારકી ભાષાની બળજબરીથી સ્થાપના કરીએ તોએ તેમાં સફળતા નહિ મળે એવી તેમની ખાતરી હતી. તેમનું પોતાનું લખાણ ઇંગ્લિશ ભાષામાં થયેલું. પણ દેશી ભાષાના તેમના જેવા પ્રખર પક્ષકાર તેમના સમયના વિદ્વાનમાં મુંબઈ વિદ્યાપીઠમાં કોઈ હતા નહીં. છેવટે તેમના પ્રયાસોને યશ મળ્યો અને મરાઠી અને ગુજરાતી ભાષાનો સમાવેશ એમ. એ.ની પરીક્ષામાં કરવામાં આવ્યો. પણ રાનડે તે પહેલાં જ મરી ગયા હતા.

### ઇતર પ્રવૃત્તિઓ

મહારાષ્ટ્રમાં અને ખાસ કરીને પૂનામાં ઘણી સાર્વજનિક સંસ્થાઓની

સ્થાપના રાનડેની સ્ફૂર્તિથી થઈ અને એ સર્વના સંચાલનમાં રાનડેની સમતોલ વૃત્તિ અને વ્યવહારુ શાણપણ ઉપકારી નીવડ્યું. ફર્ગ્યુસન કૉલેજ ચલાવનારી પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટી પ્રખ્યાત છે. રાનડે એ સોસાયટીની કાઉન્સિલ પર હતા. ૧૮૯૭-૯૮ના પ્લેગની આપત્તિના કાળમાં સરકારે નીમેલા સ્પેશ્યલ ઑફિસર મિ. રૅન્ડના ત્રાસથી શહેરીઓ કંટાળી ગયા અને છેવટે એ અધિકારીનું ખૂન થયું. ફર્ગ્યુસન કૉલેજના કેટલાક પ્રાધ્યાપકોએ અને ડેક્કન એજ્યુકેશન સોસાયટીના સભ્યોએ સરકારી અમલદારોના વર્તન પર કડક ટીકા કરી અને તેથી સરકારની સોસાયટી પર નારાજી થઈ. એવા કટોકટીના પ્રસંગે રાનડેએ પોતાની શાંતવૃત્તિ અને દૂરદૃષ્ટિ રાખીને સરકાર પર ટીકા કરનાર વ્યક્તિઓને જરા નમતું મૂકવાની સલાહ આપી. પણ સાથે સાથે એવી સાર્વજનિક સંસ્થામાં સરકારે નીમેલા માણસનો પ્રવેશ નહીં થાય, તેના કારભાર પર સરકાર પોતાનો અંકુશ નહીં બેસાડે, સંસ્થામાં આજીવન સભાસદ તરીકે કામ કરનાર માણસોનો સનદશીર રાજકીય ચળવળ કરવાનો હક્ક અબાધિત રહે એને માટે રાનડેએ લડત ચલાવી અને અંતે તેમને એ લડતમાં યશ મળ્યો. મુંબઈ ઈલાકામાં ખાનગી સંસ્થાઓનું અંતર્ગત સ્વાતંત્ર્ય અને તેમના કાર્યકરોને રાજકીય ક્ષેત્રમાં સનદશીર કાર્ય કરવાની છૂટ આ મોટા લાભો રાનડેની દૂરદૃષ્ટિથી ટકી રહ્યા. તેનું સુપરિણામ આજે પણ જોવામાં આવે છે. ડેક્કન વર્નાક્યુલર ટ્રાન્સ્લેશન સોસાયટી, પૂનાનું નગરવાચન-મંદિર, સાર્વજનિક સભા અને પછી ડેક્કન સભા, વક્તૃત્વોત્તેજક સભા, વસંતવ્યાખ્યાનમાળા ઇત્યાદિ સંસ્થાઓના રાનડે પ્રાણ હતા. મહારાષ્ટ્રના સાહિત્યકારોનું સંમેલન ભરવાની કલ્પના તેમના મનમાં હતી અને તે જાતનો એક નાનો સરખો મેળાવડો તેમણે ભરાવ્યો પણ હતો. આ બધી પ્રવૃત્તિઓનો અહીં માત્ર નામનિર્દેશ કરી શકાય.

હિંદના જુવાન પદવીધરોના અકાલ મરણથી રાનડે અત્યંત વ્યથિત થતા અને દેશ પરની આ આપત્તિનું કારણ શોધી કાઢવાનો તેમણે પ્રયત્ન કર્યો. મુંબઈ વિદ્યાપીઠ અસ્તિત્વમાં આવ્યા પછીના તમામ ગ્રૅજ્યુએટોની ગણતરી તેમણે કરી, તેમના સંબંધમાં શક્ય તેટલી માહિતી મેળવી અને સંશોધનપૂર્વક લખેલા એક ખાસ નિબંધમાં એમ સિદ્ધ કર્યું કે આ અકાલ અને શોકદાયક મરણોનું કારણ બાલવિવાહ જેવી ઘાતક રૂઢિ જ

છે એમ નથી, તે તો દેશમાં ફેલાયેલું ભીષણ દારિદ્ર્ય હોય. આર્થિક સ્થિતિ સુધાર્યા વગર દેશની શારીરિક અને સાંસ્કૃતિક ઉન્નતિ થવાનું મુશ્કેલ છે. સામાજિક પ્રશ્નોની ચર્ચા કરતી વખત અને તેમનો ઉકેલ લાવતી વખત આર્થિક પ્રવૃત્તિઓની અસર ભૂલવી નહીં જોઈએ એ તત્ત્વ રાનડે બરાબર સમજી ગયા હતા.

## ઋષિપરંપરાનો મહાપુરુષ

મહાત્મા ગાંધી નામદાર ગોખલેને પોતાના ગુરુ માને છે. ગોખલેએ રાનડેને પોતાના ગુરુ તરીકે સ્વીકારી તેમના હાથ નીચે રાજકારણ, અર્થકારણ અને સાર્વજનિક જીવન એ બધાનો ઘણી શિસ્તથી અને પરિશ્રમથી અભ્યાસ કર્યો હતો. રાનડેને માટે ગોખલેના મનમાં અમર્યાદ આદરભાવના હતી. એવા સત્-શિષ્યે પોતાના પૂજ્ય ગુરુનું કરેલું વર્ણન અને મૂલ્યાંકન સાહજિક રીતે કિંમતી ગણાય છે. ગોખલે કહે છે કે રાનડેમાં વિદ્વત્તા, બુદ્ધિમત્તા, ઉદ્યોગશક્તિ, શાણપણ એ બધા ગુણો મોટા પ્રમાણમાં હતા. આમાંથી એક એક ગુણ પણ માણસને મોટો બનાવે છે. રાનડેમાં તો તે બધાનો સમુચ્ચય થયો હતો અને તેથી તેમની મહત્તા પર્વત જેવી વિસ્તીર્ણ અને વિશાલ થઈ ગઈ હતી. છતાં ગોખલે જેવા શિષ્યને જે કંઈ ખાસ અપરિહાર્ય વ્યક્તિગત આકર્ષણ રાનડેમાં લાગ્યું અને જેને લીધે રાનડેની વ્યક્તિમત્તા તેમને અતિવંદનીય અને આકર્ષક લાગી તે તેમની ભાવિક અને પ્રેમળ વૃત્તિ, જન્મજાત સૌજન્ય, એક અર્થપૂર્ણ શબ્દમાં કહીએ તો તેમની સાત્ત્વિકતા. ગાંધીજીએ ગોખલેને માટે જે કહ્યું છે તેની યાદ અહીં આવે છે. ફિરોજશાહ મહેતા અથવા ટિળક જેવા સમર્થ મહાપુરુષો તરફ, ગમે તેટલો આદરભાવ તેમને માટે હોવા છતાં, ગાંધીજી આકર્ષિત નહીં થયા; સૌમ્ય અને શીતલ ગોખલે તરફ થયા. એવી જાતની જ સાત્ત્વિક સૌમ્યતા અને શીતલતા રાનડેમાં પરિપૂર્ણ હતી. એક વિવાદ્ય મુદ્દાનો અહીં ઉલ્લેખ કરવા જેવો છે. પોતાની પ્રથમ પત્ની મરી ગયાથી રાનડેને પુનર્વિવાહ કરવાની તક મળી હતી. છતાં તેમણે પુનર્વિવાહ કર્યો નહીં અને એક નાની ઉમરની કુમારિકાને પરણ્યા. એમના જીવન પર આ એક માનસિક દૌર્બલ્યનું કલંક છે. તેમના જેવા પ્રથમ પંક્તિના સમાજ-સુધારકોના નેતાએ આવું પગલું ભર્યું એ તદન અસમર્થનીય જ કહેવાય. આમ કરવાથી ધ્યેયચ્યુતિ થાય છે, કાર્યહાનિ થાય છે. તથાપિ રાનડેની

આ દુર્બલતાનું બીજ તેમની સાત્વિકતામાં હતું એમ કબૂલ કરવું પડશે. આ વિરોધાભાસ તો ખરો. કોઈ એમ પણ કહી શકે છે કે એવા વિધાનમાં સાત્વિકતાને અન્યાય થાય છે! તથાપિ આ વિરોધાભાસમાં સત્યનો અંશ છે એ સહૃદય વાચક સમજી શકશે. બીજાઓને માટે, ખાસ કરીને પોતાનાં માબાપ અને સગાં માટે, આત્મભોગ આપવાના સદ્ગુણનો જ્યારે અતિરેક થાય છે ત્યારે આવી દુર્બલતાનું દૃશ્ય ઉત્પન્ન થાય છે. મિશનરીઓના હાથમાંથી પોતે ચહા ન પીધી હોવા છતાં પોતાના સુધારક મિત્રોના ગૃહસૌખ્ય ખાતર રાનડેએ પ્રાયશ્ચિત્ત લેવાનું નક્કી કર્યું અને લીધું. એમ કરવામાં ઘણું મનોધૈર્ય બતાવું પડે છે એટલું તો ખરું, ભલે તેવું પગલું અનુચિત અને અયોગ્ય પણ હોય.

રાનડે સર્વસંગ્રાહક હતા, અજાતશત્રુ હતા. તેમનામાં કોઈપણ પ્રકારનો પક્ષાભિનિવેશ ન હતો. જુદાજુદા મતાગ્રહો ધરાવનાર માણસો પણ રાનડેને નેતા તરીકે સ્વીકારતા હતા. રાજકીય ક્ષેત્રની રાનડેની પ્રવૃત્તિ પર કડક ટીકા કરનાર લોકમાન્ય તિલક જેવાનો રાનડે ઉપરનો મૃત્યુલેખ ખૂબ જ આદરયુક્ત અને ભાવભીનો છે અને તેમણે તેમાં રાનડેની મહત્તાનું સાચું દર્શન કરાવ્યું છે. શતાબ્દીપ્રસંગે મુંબઈમાં ભરેલી સભામાં નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીએ કહ્યું તેમ તેઓ હવે હિંદના ઋષિઓ અને સાધુઓની પ્રણાલિકામાં આવી ગયા છે. તેમનું જીવન દેશને સ્ફૂર્તિદાયક અને માર્ગદર્શક બન્યા વગર રહેશે નહીં.

### સૉક્રેટીસનું સ્મરણ કરાવતા

તે સઘળા કરતાં નિઃસ્વાર્થ અને નિષ્કલંક રાનડે-ગ્રીક ભાવનાથી ભરપૂર પ્રાચીન સૉક્રેટીસનું આપણને સ્મરણ કરાવતા તત્ત્વજ્ઞાની રાનડે, જેમની તરફ સકળ ભારતવર્ષ આપણા ઇતિહાસમાં અપૂર્વ એવા પૂજ્યભાવથી જોતો હતો, તેમના મૃત્યુથી કદી ન પુરાય એવી ખોટ પડી છે તે કોણ ભૂલી શકે તેમ છે?

—દીનશા વાચ્છા

# મુ સા ફ ર

: 'અદ્‌ભુત નાટિકા' :

## પાત્રો

**મા, બાળક, મુસાફર**

[ દૃશ્ય : એક ઝૂંપડું. રસોડામાં મા તલના લાડુ બનાવવાની તૈયારી કરે છે. ]

**બાળક** : શું બનાવવાની છે, મા?

**મા** : સફેદ તલના સરસ લાડુ બનાવવાની છું; બદામપસ્તાં નાખીને. કદાચ તારે માટે પણ થોડા નાનકડા લાડુ બનાવું. મોટી કથરોટમાં હું લાડુ બનાવતી હોઉં ત્યારે તારે જોઈએ તો તારે હાથે નાની થાળીમાં તારા લાડુ બનાવજે.

**બાળક** : જોને, મા, આજે સંક્રાંતને દિવસે જ મારા બાપુજી જાત્રાએ ગએલા, ને ઘેર ન મળે!

**મા** : તોય મારે તો મારો આ દિવસ માણવો જ જોઈએ ના! મારે મન તો મારો સંક્રાંતનો દિવસ બીજા કોઈને ય લાગે એ કરતાં વધારે મોટો. આજ દિવસે મેં આજે સાત વર્ષ થયાં બરાબર ઘરમાં પહેલો પગ મૂક્યો'તો.

**બાળક** : આજે તો મા તું અભરાઈ પરથી પેલી તાસકો ઉતારશી, ખરું ને! પેલી ફૂલવેલવાળી તાસકો છે તે. ને પછી એને અહીં ચોકમાં ગોઠવશી.

**મા** : હા, બેટા. આજે તો હું આ મારી ઝૂંપડી શણગારીશ, સારામાં સારી કલેડીઓ ઉતારીશ, ને બધી સરસ સરસ ચીજો અહીં ગોઠવીશ. એ...સાત વર્ષ પહેલાં બન્યું'તું એટલેસ્તો.

**બાળક** : એવું તે શું બન્યું'તું, મા?

મા : હું કોઈને ઘેર કામ કરવા રહી'તી ત્યાંથી મને કાઢી મૂકી.

બાળક : ક્યાં હતું એ ઘર, મા, મને કહેની.

મા : (બેસી જઈ, દક્ષિણ દિશા ભણી ચીંધી.) પણે રહેતી'તી હું—એક ખેડૂને ત્યાં. પેલા નમિયા ડુંગરા પર; પેલો સોનગિર છે, પેલો સોનેરી પહાડ, તેની પાસે.

બાળક : સોનેરી પહાડ ! એ તો બહુ સરસ જગા હશે.

મા : એવી કાંઈ બહુ સરસ નહોતી. એ રતમાં તો ત્યાં બહુ વેરાન જેવું લાગતું, ને ટાઢ તો એવી પડતી હશે: મારે વિષે કાંઈ ખરાબ વાતો થતી'તી, એટલે આવા જ એક સંક્રાંતને દી મને કાઢી મૂકી.

બાળક : પછી તેં શું કર્યું ?

મા : હું શું કરું વળી ! મારે તો એ ખાડાટેકરાવાળા ડુંગરા પર થઈ એ વેરાન કાદવિયે રસ્તે થઈ ને જ જવું રહ્યું. રસ્તામાં એક ઝૂંપડું ય ન મળે. અને ટાઢો પવન તો એવો સુસવાટા મારે—જાણે હાડકાં પણ થીજી જાય. ને મારા જોડા પર ખૂબ કીચડ બાઝ્યો'તો. હું નિસોનરે આવી...

બાળક : નિસોનરા ! મને ખબર છે. ત્યાં તો મને પેલી દુકાનમાં પેલી બાયડીએ બાટલીમાંથી પિપરમીંટ કાઢી આલી'તી.

મા : તે આજે તો આલેસ્તો ! તે દી તો એ બારણું ખોલવાય તૈયાર નહોતી—કોઈ બારણું ખોલવા તૈયાર નહોતું. ને બારીઓમાંથી અંદર દેખી જોઉં તો છોકરાઓ ને છોકરીઓ સગડીની આજુબાજુ ભેળાં બેસી તાપતાં'તાં ને રમતાં'તાં. મારી તો તે દી રાતવાસો માગવાની હામ ન ચાલી. મને તો બીક લાગી કે રખેને મારે વિષે કંઈનું કંઈ ધારી લે—હું ગૈરું માણસ રાતની વખત વાટે આમ એકલી ચાલી જાઉં તે.

બાળક : પછી ત્યાંથી તું અહીં આવી ?

મા : અંધારામાં હું ડુંગર ઊતરતી ગઈ; હૈયે દુઃખનો ભાર ને રસ્તાનો ક્યાં ય અંત આવે નહિ. તદ્દન થાકી ગઈ'તી ને પડુંપડું થઈ રહી'તી. ને આખરે પડી ય ખરી—રસ્તાની બાજુએ એક પાણાનો મોટો ઢગલો પડ્યો'તો એમાં પટકાઈ ને પડી.

બાળક : હું ય એક વાર પાણા પર પડી ગયો'તો, મા, ને મને ઘૂંટણ પર વાગ્યું'તું.

મા : એ ઘડીએ પેલું બન્યું. મેં કોઈ એક અજાણ્યા માણસને મારા

બણી આવતો દીઠો. સરસ ઊંચા જોવો; જાણે રૂપરૂપનો અંબાર. એટલો સુંદર પુરુષ મેં તો કોઈ દી નજરે દીઠો નથી. તેજથી ઝળહળતું શરીર, જાણે અંધારામાં ય દેખાય. મને તો થયું કે આ કોઈ જેવોતેવો નથી.

**બાળક :** કોણ હતા, મા?

**મા :** મેં ધાર્યું કે એ જ હશે—સારી ય સૃષ્ટિનો રાજા.

**બાળક :** એણે રાજાની જેમ મુગટ પહેર્યો'તો માથે?

**મા :** હોય તો સૂકી કાંટાળી ડાંખળીઓનો હશે; પણ એમના હાથમાં એક લીલીછમ ડાળી હતી : આ પૃથ્વી પરના કોઈ ઝાડ પર તો એ નહિ ઊગી હોય. હાથ પકડીને એ મને અહીં દોરી લાવ્યા ને આ બહારનાં પગથિયાં પરથી દરવાજા આગળ લાવી મને એ કહે કે અંદર જા, તને આ ઘરમાં ઠીક આસરો મળશે. હું તો એમને પગે પડી કાંઈ કાંઈ કહેવા જતી'તી, પણ મને એમણે અટકાવી ને કહે, 'હું તને બીજી કોઈ વાર મળવા આવીશ, ને જોજે: તને બધુ આપું તેમાં જ તારું ચિત્ત રખે ચોંટી જતું, પણ મારે સારુ તારું બારણું ખુલ્લું રાખજે.'

**બાળક :** પછી એ ચાલ્યા ગયા?

**મા :** પછી તો એ દેખાયા નહિ; પણ મેં એમના કહેવા પ્રમાણે કર્યું. (ઊભી થઈ કમાડ ભણી જાય છે.) હું એ દી આમ આવી; તારા બાપુજી પણે સગડી પાસે સૂનમૂન જોવા બેઠા'તા: બાયડી મરી ગઈ ત્યારના બિચારા એકલા પડી ગએલા, એમનું ય કોઈ નહિ ને મારું ય કોઈ નહિ. અમે પરણ્યાં. ને ત્યાર પછી મારે કોઈ દી આસરા સારુ આમ જોવું પડ્યું નથી. ત્યારથી હું આ ઘર ચલાવતી આવી છું, ને એમાં એમને કાંઈ કહેવાપણું રહ્યું નહિ હોય.

**બાળક :** પેલા રાજા પાછા આપણે ઘેર આવશે?

**મા :** મને વચન આપ્યું છે કે આવીશ; પણ આજ દી સુધી આવ્યા નથી. કેટલી ય સંક્રાંતે હું ને તારા બાપુજી આમ બારણે ઊભાં ઊભાં એમનો જ વિચાર કરતાં દૂર સુધી જોયાં કરીએ કે કાંઈ આવે છે.

**બાળક :** પણ મા એ રાતે, હું સૂઈ ગયો હોઉં ત્યારે, આવે નહિ તો સારું.

**મા :** દર વર્ષે હું એમનો જ વિચાર કરું ને આ ઘર શણગારું, ને તલના લાડુ બનાવું.

બાળક: અહીં આવ્યા પછી એ શું કરશે?

મા: પણે પેલા પાટલા પર બેસશે. ને કદાચ થોડા લાડુ ખાશે. હું બધી પાડોશણોને તેડીશ અને કહીશ કે જો એ આવ્યા. એ પછી તો એ બધી મારે વિષે એમ નહિ ધારે ને કે હું આ ઘરમાં આવી ત્યારે સાથે કાંઈએ નહોતી લાવી. મને મળવા કોણ આવ્યું છે એ જાણશે ત્યારે તો હું એમનાથી બધાંથી ચઢિયાતી છું એમ એ બધી માનશેસ્તો. બધી ય એને પગે પડશે ને આશીર્વાદ માગશે. પણ સૌથી સરસ આશીર્વાદ તો એ મને આપશે–જે ઘેર એ પોતે પોતાની મેળે આવ્યા તે ઘરને.

બાળક: ને તું હમણાં જ લાડુ બનાવવાની છે?

મા: હમણાં જ બનાવવા જોઈએ, નહિ તો મોડું થઈ જાય. આટલું મોડું તો થયું છે. એક પાડોશણ તલ લેવા શહેરમાં ગઈ છે: આવી જવી જોઈતી'તી, પણ કોણ જાણે ક્યારે આવશે. હું તો હવે કાંઈ એની વાટ નથી જોવાની. હમણાં જ કોઈ પાસેથી માંગી લાવીશ. પેલા સલાટને ત્યાં ગુરુવારનાં લગન છે, એને ત્યાં તલ હશે.

બાળક: મને પણ તારી સાથે આવવા દે, મા.

મા: તું અહીં જ રહે તો સારું, બેટા. જો તોફાન મા કરતો હોં! આ ચીજો પડી છે એને અડીશ ના. પણે સગડી પાસે બેસજે ને પેલી ડાખળીઓ હું લાવી છું ને એના ટુકડા કરજે. ચાલ જોઉં, એની ઢગલી બનાવ તો! પછી જો ચૂલો કેવો ભડભડ બળે છે–લાડુ બનાવવાને. જોઉં તો કેટલી ભાંગી શકે છે! હું બહાર ગઈ હોઉં ત્યારે દરવાજાની બહાર જતો નહિ, હોં! નદીમાં તો પૂર માતાં નથી. ને તું ત્યાં જાય એની મને તો બીક લાગે, બેટા. જો ડાહ્યો છે ને તું. ડાંખળા ભાંગતો જાય તેમ ગણતો જજે હોં કે.

[ બહાર જાય છે ]

બાળક: એક—ને બે—ઓહો! આના તો બહુ ટુકડા થશે, એક, બે, ત્રણ, ચાર.—આ તો લીલી છે—મને લીલી ડાંખળી નહિ ગમે—પાંચ, છ—કેટલી મોટી ઢગલી થઈ.—પેલી મોટી મગરમચ્છ જેવી છે તે ભાંગવા દે.—આ તો ભારે પડે.—મને નથી લાગતું આ મા ભાંગી શકે.—બાપુછ ભાંગી શકે.

[ એક બાજુનો દરવાજો ઉઘડે છે અને એક મુસાફર અંદર પ્રવેશ કરે છે.

એણે કાટ્યો તૂટ્યો સફેદ ધાબળીનો ઝબ્બો પહેર્યો છે. ધોતિયું કીચડથી ખરડાયેલું છે. પગમાં કાંઈ પહેર્યું નથી. માથું પણ ખુલ્લું છે. હાથમાં એક નાની ડાળી છે.]

**મુસાફર** : (બાળક આગળ આવી નીચા વળી પેલી મોટી ડાંખળી લઈ) લાવ જોઉં, મને આપ; ને તું આ ઝાલ.

[બાળકના હાથમાં ડાળી મૂકે છે, અને પોતે પેલી મોટી ડાંખળી લઈ એના ટુકડા કરે છે.]

**બાળક** : આ તો સરસ ડાળી છે; ઉપર મહોર છે ને મરવા પણ છે. પેલી ઘંટીવાળાની વાડીમાં આંબો છે તેને મરવા આવ્યા છે, પણ મહોર બધો ખલાસ થઈ ગયો. આ ડાળી તમે ક્યાંથી લઈ આવ્યા?

**મુસાફર** : બહુ દૂર દૂર એક બાગ છે ત્યાંથી લાવ્યો.

**બાળક** : ક્યાં આવ્યો એ બાગ? તમે ક્યાંથી આવ્યા?

**મુસાફર** : (દક્ષિણ દિશા ભણી ચીંધી.) પેલા ડુંગરાની ય પેલી પારથી હું આવું છું.

**બાળક** : ક્યાં પેલો સોનેરી પહાડ છે ત્યાંથી? સોનગિરિથી?

**મુસાફર** : હા, હું ત્યાંથી જ આવું છું, સોનેરી પહાડ પરથી જ. અહીં જરા બેસવાનું મળે, જરીક વિસામો મળે, તો સારું.

**બાળક** : અહીં બેસો. મારી પાસે આ પડયું છે ને એમાંથી કશાયને આપણે અડકવાનું નથી, હોં કે! નહિ તો મા ગુસ્સે થશે. મા સરસ તલના લાડુ બનાવવાની છે—અમારે ત્યાં એક રાજા કદાચ જમવા આવે, એમને લાયક.

**મુસાફર** : હું અહીં જ તારી પાસે ભોંય પર બેસીશ.

[બેસે છે.]

**બાળક** : હવે મને પેલા સોનેરી પહાડની વાત કરો.

**મુસાફર** : ત્યાં એક બાગ છે. એ બાગમાં એક ઝાડ છે; તેના પર ફળ ને ફૂલ બન્ને સાથે હોય છે.

**બાળક** : આ ડાળી પર છે તેમ?

**મુસાફર** : આ નાનકડી ડાળી પર છે, તે જ પ્રમાણે.

**બાળક** : બીજું શું છે એ બાગમાં?

**મુસાફર** : એમાં જાતજાતનાં અનેક રંગનાં પંખીઓ છે; લોકો જેમ

પ્રાર્થના કરે તેમ દર કલાકે એ પંખીઓ ગીતો ગાય. ને એ બાગની આસપાસ ફરતી ઊંચી દિવાલ છે.

**બાળક**: એ દિવાલમાંથી લોકો અંદર કયે રસ્તે જઈ શકે?

**મુસાફર**: એ દિવાલમાં ચાર દરવાજા છેઃ એક સોનાનો દરવાજો, ને એક રૂપાનો, ને એક સ્ફટિકનો, ને એક ચળકતા પિત્તળનો.

**બાળક**: (ડાંખળીઓના ટુકડા ઉપાડી.) હું એક બાગ બનાવું. આ ડાંખળીઓની હું દિવાલ બનાવીશ.

**મુસાફર**: પહેલી દિવાલ આ મોટી ડાંખળીની બનશે.

*[ બન્ને મળી ડાંખળીઓના ટુકડાઓમાંથી ચોરસ દિવાલ બનાવે છે. ]*

**બાળક**: (લીલી ડાળી ઉપાડી.) આ હું વચ્ચે મૂકીશ. આ જાણે પેલું ઝાડ. એને ઊભું રાખવાને કાંઈ લાવું. (ઊભો થઈને અભરાઈ તરફ નજર કરે છે.) મારો હાથ નહિ પહોંચે. મને જરા ઊઠીને પેલો ચળકતો કૂજો ઉતારી આપો ના!

[ મુસાફર ઊઠીને કૂજો ઉતારી આપે છે. ]

**મુસાફર**: લે, આ રહ્યો.

**બાળક**: (દિવાલોની વચમાં કૂજો મૂકી અંદર ડાળી મૂકે છે.) મને કહો જોઉં બીજું શું છે એ બાગમાં?

**મુસાફર**: એમાં પાણીના ચાર કૂવા છે; પાણી તો નીતર્યું કાચ જેવું.

**બાળક**: મને પેલી વાડકીઓ ઉતારી દ્યો, પેલી ફૂલવાળી વાડકીઓ, આપણે એના કૂવા બનાવીશું. (મુસાફર એ ઉતારી આપે છે.) હવે હું દરવાજા બનાવું: મને પેલી કલેડીઓ આપો—પેલી ખરાબ ચાડિયા જેવી છે તે નહિ, પણ પેલી છેક ઉપર સરસ મજાની છે તે.

[ મુસાફર એ ઉતારી આપે છે. ચારે બાજુ એ ગોઠવી એ બન્ને મળી એના દરવાજા બનાવે છે. બાળક ઊઠે છે ને એ તરફ જુવે છે. ]

**મુસાફર**: જો, હવે બરાબર થઈ રહ્યું.

**બાળક**: પેલા બાગ જેટલો જ સરસ છે કે આ? પણ ત્યાં સોનેરી પહાડ પર એ બાગ જોવા જવું હોય તો શી રીતે જવાય?

**મુસાફર**: ઘોડા પર સવાર થઈને.

**બાળક**: પણ આપણી પાસે તો ઘોડો છે નહિ.

**મુસાફર**: આ પાટલીનો ઘોડો કરીશું. (ખૂણામાંથી એક પાટલી

ખેંચી કાઠી ઉપર ઘોડો–ઘોડો કરી બેસે છે. બાળકને એ આગળ બેસાડે છે. ) એ....ચાલ્યા !

[ ગાય છે; બાળક બીજો ભાગ ઉપાડે છે: ]—

હાલો, દૂર દૂર ડુંગરા પાર;
જઈએ હોંસભેર ડુંગરા પાર.
ત્યાં બાગમાં મેં ફૂલ દીઠાં
ફૂલ સાથ ફળ મીઠાં,
દૂર ' દૂર ડુંગરા પાર;
હાં રે દૂર દૂર ડુંગરા પાર.
ત્યાં ખેતરમાં જવ ઉગ્યા.
જવ ને જુવાર રૂડાં,
દૂર દૂર ડુંગરા પાર;
જઈએ વાયુવેગ ડુંગરા પાર.

**મુસાફર**: કેમ છોટા અસવાર, કેવી મજાદ પડી!

**બાળક**: ચાલો, ચાલો ફરીથી. ફરી એક વાર સવારી કરવી છે.

**મુસાફર**: ( ગાય છે )—

ત્યાં બાગમાં હરેક સમે.
દેવતાના વૃંદ રમે,
દૂર દૂર ડુંગરા પાર;
હાં રે દૂર દૂર ડુંગરા પાર.
ત્યાં ખેતરમાં જવ ઉગ્યા. વિ૦

**બાળક**: હવે થોડા વખતમાં જ આપણે સોનેરી પહાડ પર પહોંચી જઈશું. ચાલો સવાર, આગળ ચલાવો. બીજું ગીત ગાવ.

**મુસાફર**: ( ગાય છે )—

ફળફૂલની સુવાસ,
ત્યાં નો દેવોનો વાસ,
હાં રે દૂર દૂર ડુંગરા પાર,
હાં અનંતતાને ધામ એ અપાર.
ત્યાં ખેતરમાં જવ ઉગ્યા. વિ૦

**બાળક**: હવે ફરી એક વાર,

**મુસાફર:** આ છેલ્લી જ વખત. આ વખતે તો ખૂબ સવારી કરીશું.

[ મા પ્રવેશ કરે છે. ઘડીભર એ ટગર ટગર જોઈ રહે છે; પછી ટોપલી નીચે નાખી દઈ બાળકને ઉપાડી લે છે. ]

**મા:** વાહ રે...આવું કોઈ દી કોઈએ દીઠું'તું! આ અલેલટપ્પુ ભિખારડો, રસ્તાનો રઝળતો, મારા છોરુને રમાડે! જાણે ભિખારડાનો છૈયો નહિ દીઠો હોય, એમ મારો રોયો એની ચીંથરાળી બાથમાં એને લઈને બેસે! ચાલ નીકળ અહીંથી સાળા તું જે હો તે—બહાર જા આ ઘરમાંથી! નહિ તો બોલાવીશ કોઈને ને કઢાવીશ બહાર, ધુમ્મા મરાવીને.

**બાળક:** એમને આમ કાઢી નહિ મેલ, મા! એ કાંઈ ખરાબ માણસ નથી; બહુ ભલા માણસ છે એ તો. મારી સાથે ઘોડોઘોડો રમતા'તા. ને એમને ગીત તો એવાં સરસ આવડે છે!

**મા:** અરે એ ભલો ને એનાં ગીતડાં ભલાં. ચાલ, જવા દે એને. જોને, એણે તારું હોજરિયું કેવું ચૂંથી નાંખ્યું; આજે સવારે જ ધોયું'તું મેં.

**બાળક:** એ તો મને ઘોડા પર પકડીને બેઠા'તા. અમે સવારી કરતા'તા. હું કદાચ પડી જાઉં, એટલે મને પકડી રાખ્યો'તો.

**મા:** તને કહ્યું કે તારી સવારી ને બવારી બધું મૂક બાજુએ. જવા દે એને એને રસ્તે. એવા એવા બધું ઘર બગાડી જાય, પછી બધું ઝાડઝૂડ કરવા હું કાંઈ નવરી નથી બેઠી.

**બાળક:** એ થાકી ગયા છે, મા; આજે એમને અહીં રહેવા દે—સાંજ સુધી.

**મુસાફર:** મને જરા ઘડીભર વિસામો લેવા દો; હું બહુ દૂરથી મુસાફરી કરતો આવ્યો છું.

**મા:** આજે તું ક્યાંથી આવ્યો?

**મુસાફર:** આજે તો હું સોનગિરથી આવ્યો, નમિયા ડુંગરા પર થઈને. મને રહેવા ઘર નહોતું. એ લાંબી કાદવિયા વાટે થઈને હું ચાલતો આવ્યો, ટાઢો વાયરો તો એવો વાતો'તો—જાણે હાડકાં થીજી જાય. રસ્તામાં આસરો મળે નહિ. ને લાલ કાદવના તો મારા પગ પર થર ચડ્યા'તા. ગામમાં મને કોઈ 'આવો' કહેનાર નહિ નીકળ્યું, એટલે હું અહીં આવ્યો: અહીં ઘેલડા પાસે નદીપૂર ઉભરાય છે ત્યાં.

**મા**: તે હવે તું સીધો શહેર સુધી ચાલ્યો જા, તો ઠીક પડશે. બહુ દૂર નહિ જવું પડે તારે અહીંથી. અહીં તો કદાચ આજે કોઈ પરોણા આવે.

[ કથરોટમાં તલ ને ગોળ નાખી મેળવે છે. ]

**મુસાફર**: મને આમાંથી થોડા તલગોળ નહિ લઈ જવા દ્યો! હું કેટલો સમો થયા ભૂખ્યો છું.

**મા**: તે હું કાંઈ વરસમાં ઘડી ઘડી આવા લાડુ નથી બનાવતી. પણે અભરાઈ પર થોડો સૂકો રોટલો પડ્યો છે, એ તને નહિ ચાલે? આ દુનિયામાં તો એવા ઘણા ય પડ્યા છે જે આવો રોટલો જોઈને રાજી રાજી થઈ જાય.

**મુસાફર**: તમે જે આપો તે લઈશ.

**મા**: ( રોટલો લેવા જાય છે ને એની નજર અભરાઈ પર પડે છે. ) અરે, મારી બધી કલેડીઓને શું થયું? મારા કૂજા ક્યાં ગયા? ને તાસકો? હું અત્તરઘડી બહાર ગઈ તે પહેલાં તો બધું અહીં હતું.

**બાળક**: ( નીચું જોઈ ) અમે એનો બાગ બનાવતા'તા; પણે, પેલા ખૂણામાં અમે એ બાગ બનાવતા'તા.

**મા**: તે આવા ધંધા માંડ્યા'તા, ખરું ના! મેં તને ચૂપ બેસવા કહ્યું'તું ને તોફાન નહિ કરવાનું, તો ય! બીજી વખત તો તને ખાટલા સાથે જ બાંધીશ, સમજ્યો! મારા કેવા સરસ કૂજા! ( લઈને સાફ કરે છે. ) ને મારી તાસકો! હું ઝલુણા ગામ પહેલી જ વાર હાટે ગઈ'તી ત્યારે ત્યાંથી આણી'તી. દુકાનમાં આ જ સૌથી સારી હતી. ( હાથમાંથી એક પડી જાય છે ને ભાંગી જાય છે. ) જો આ તેં શું કર્યું! આ તારાં પરાક્રમ બધાં!

[ બાળકને તમાચો મારે છે. ]

**મુસાફર**: એ બાળકને શા માટે દોષ દ્યો છો! મેં જ એ બધી અભરાઈ પરથી ઉતારી'તી.

**મા**: તેં ઉતારી'તી, ખરું! શું કામ પડ્યું તને ઉતારવાનું? હવે કોઈ દી એવો રખડેલ કે ભામટો કે રસ્તાનો રઝળતો કોઈ વકેલ મારા ઘરમાં કોઈ ચીજને હાથ તો લગાડે! તને તો જેલમાં જ પૂરવો જોઈએ, સમજ્યો! અભરાઈને અડકવા ગયા'તા ભાઈસાહેબ! ત્યાં શું કામ પડ્યું તને? કાંઈ હાથબાથ મારવાનું તો મન નહોતું થયું!

**મુસાફર :** ( બાળકના હાથ હાથમાં લઈ ) એ વસ્તુઓ યાચના આ નાજુક હાથથી વિનંતિને હું કેમ નકારું ! દિગદિગન્તના વાયરા માટે એણે વિનંતિ કરી હોત તો ય એની બાગડોર હું આ નિર્દોષ હાથમાં મેલત.

**મા :** ( કૂંજો ઉપાડી લઈ ડાળી જમીન પર ફેંકી દઈ ) જા જા હવે, નીકળ અહીંથી ! ચલ, નીકળ, કહ્યું કે ! તારા જેવાને અહીં વાસો નહિ મળે. પેલો ભોંય પર કાદવ તો જો ! કોઈ યે સારા કુટુંબના માણસને ત્યાં પેસવાને ય તું લાયક નથી.

[ ઓરડામાં અંધારું થતું જાય છે. ]

**મુસાફર :** ખરી વાત. ઘરના આસરા કરતાં રસ્તાની સહેમાનગીરીનો જ મને વધારે અનુભવ છે. કેટલી ય રાત મેં વેરાન ડુંગરામાં ગાળી છે.

**મા :** એમાં નવાઈએ શી ! ( ઝાડુ વાળે છે. ) નીકળ હવે અહીંથી, ને જા તારા જેવા રખડેલના સાથમાં—સાળા જે હોય તે. હશે કોઈ સાળા, ચોર ને દારૂડિયા ને વંઠેલ પાતરો.

**મુસાફર :** હો યે ખરાં. ચોર ને દારૂડિયા ને વંઠેલ પાતરો, પતિત પાપાણો, પૃથ્વીપટ પર ચરણ તળે ચગદાતા પાપાણો, સુજેલાં, છોલાયલાં અંગો, ઉપવાસથી ક્ષીણ થએલાં અંગો, અનેક પાપના ભારથી નીચા નમેલા આત્માઓ ગરીબ, પાગલ, દુર્જન....

**મા :** જા જા હવે. નીકળ, મૂઆ ! કહ્યું કે જા તારા સાથીઓ પાસે !

**મુસાફર :** જઈશ. ગરીબોના ખુલ્લા પગ તળે ખુંદાયલી, બાળકોના નિર્દોષ ખુલ્લા પગ તળે ચગદાયલી એ વિશાળ વાટ પર હું પાછો જઈશ. જઈશ હું પાછો ખડક ને પવન ને વંટોળિયામાંની વૃક્ષોની કિકિયારી પાસે.

[ ચાલ્યો જાય છે. ]

**બાળક :** અરે ! ડાળી તો એ ભૂલી ગયા !

[ એ લઈને એની પાછળ જાય છે. ]

**મા :** ( હજી ઝાડુ વાળતી ) મારી અભરાઈ પરની સુંદર તાસકો, ને ભોંય પર બધે ગંદા લાલ કાદવ, ને જ્યાં ત્યાં ડાંખળી જ ડાંખળી. ( ડાંખળીના ટુકડા ઉપાડવા વાંકી વળે છે. ) મારો દીકરો ક્યાં ગયો ? ( દરવાજા તરફ જઈ ) કશી દેખાતો નથી—નદીએ તો નહિ ગયો હોય—અંધારું થવા આવ્યું—ભેખડ લપસણી થઈ છે. પાછો ફર ! પાછો ફર ! તું ક્યાં છે ?

[ બાળક દોરનો પ્રવેશ કરે છે. ]

**મા :** ક્યાં ગયો'તો, બેટા? મને તો એવી ફાળ પડી'તી–ક્યાંક નદીએ તો નહિ ગયો હોય, કે નદીમાં—

**બાળક :** હું તો એમની પાછળ પાછળ ગયો'તો, મા. એ તો નદી પર થઈને ગયા.

**મા :** શી રીતે જઈ શકે? પૂરમાં થઈને તો જઈ શકે જ નહિ.

**બાળક :** હા, ગયા; ઉપરથી જ ગયા. જાણે પાણી પર ચાલતા હોયની! ને એમના પગની આગળે આગળ એક જ્યોત સરતી જતી'તી.

**મા :** એવું તો ન જ હોય. તારા મગજમાં આવો વિચાર ક્યાંથી ભરાયો!

**બાળક :** મેં એમને બૂમ મારીને કહ્યું કે 'પાછા ફરો, તમે તમારી ડાળી ભૂલી ગયા છો ને લઈ જાવ,' પણ એ તો જ્યાં હતા ત્યાં જ નદીમાં પાછળ ફરીને મને કહે કે 'પાછી લઈ જા ને તારી માને બતાવજે.'

**મા :** (ડાળી લઈ) આના પર તો ફળ છે ને ફૂલે છે. આ પૃથ્વીના કોઈ ઝાડ પરથી આ ડાળી નથી આવી. (ઘૂંટણે પડે છે.) એ ગયા, એ ગયા ને મેં એમને ઓળખ્યા પણ નહિ! એ જ હતા મને સર્વસ્વ આપનાર અજાણ્યા મુસાફર! એ તો છે આ સૃષ્ટિના રાજા!*

---

* અંગ્રેજી પરથી રૂપાન્તર.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

# વિક્રમસંવત

## અને વિક્રમાદિત્ય

વિક્રમસંવતના આરંભની દ્વિસહસ્રાબ્દી બે વર્ષ પછી આવશે અને તે યોગ્ય રીતે ઉજવવી જોઈએ એવી ચર્ચા સાથે સ્વાભાવિક રીતે વિક્રમસંવત સાથેના વિક્રમાદિત્યના સંબંધ વિશે પણ ચર્ચા જાગી છે. 'સુવાસ' માસિકના ૧૯૪૨ના જાન્યુઆરી અંકમાં આવી એક ચર્ચા પ્રગટ થઈ છે. એ લખાણમાં "ઇતિહાસના સંશોધકોએ આર્યપ્રજાને અન્યાય કર્યો છે" વગેરેથી આરંભાતાં જે આક્ષેપાત્મક કથનો છે તે તો ઉપેક્ષણીય છે. પણ સંશોધકોનું વક્તવ્ય શું છે તે યથાર્થ રીતે જાણી લેવાનો અને સમજી લેવાનો પ્રયત્ન કોઈ કરવા માગતા હોય તો તેઓને સહેજ પથપ્રદર્શક થાય એવી ઇચ્છાથી આ નોંધ લખવા પ્રેરાયો છું.

વિક્રમસંવતનું આ ૧૯૯૮મું વર્ષ ચાલે છે એટલે એ ગણનાનો આરંભ ૧૯૯૭ વર્ષ પહેલાં થયો છે એ નિઃસંદેહ વાત છે. પણ ક્યા બનાવથી એ સંવતગણનાનો આરંભ થયો અને એ વિક્રમસંવત શા માટે કહેવાય છે એ પ્રશ્ન વિશે પ્રતિષ્ઠિત પુરાવિદોએ પુષ્કળ ઊહાપોહ કર્યો છે. જેઓ સમ્રાટ વિક્રમાદિત્યના રાજ્યાભિષેક-દિવસથી કે જન્મદિવસથી વિક્રમસંવતનો આરંભ થયો છે એ સિદ્ધ માનતા હોય તેઓને માટે તો ઐતિહાસિક સંશોધન જેવું કાંઈ રહેતું જ નથી. પણ બીજાઓ માટે ઉપરના વિષયમાં જે પુરાતત્ત્વીય ઊહાપોહ થયો છે તેનો ટૂંકો સાર નીચે આપ્યો છે.[1]

---

૧ 'પ્રબંધચિંતામણિ'ના, શ્રી. ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકટ કરેલા, મારા ભાષાન્તરમાં વિક્રમાર્કપ્રબન્ધના પરિશિષ્ટ ૩ પૃ. ૨૧થી આગળ જે નોંધ કરી છે તેનું અહીં દોહન કર્યું છે.

પહેલું તો એ કે વિક્રમસંવતના આરંભ વખતે ઉજ્જેનમાં કે ક્યાં ય પણ વિક્રમાદિત્ય નામનો રાજા થઈ ગયા વિશે જૈનશ્રુતપરંપરા સિવાય કોઈ જાતનો ઐતિહાસિક પુરાવો આપણી પાસે નથી. એ વિક્રમાદિત્ય ખરેખર થયો હોય તો એનો કોઈ ઉત્કીર્ણ લેખ કે સિક્કો મળ્યો નથી. એટલું જ નહિ પણ પૌરાણિક શ્રુતપરંપરા કે બૌદ્ધ શ્રુતપરંપરામાં એ સમયમાં વિક્રમનું નામ મળતું નથી.

બીજું જે જૈન ગ્રન્થોમાં વિક્રમની કથા મળે છે તે 'પ્રબંધચિંતામણિ,' 'પ્રભાવકચરિત', 'તીર્થકલ્પ', 'પ્રબન્ધકોશ', 'સિંહાસનદ્વાત્રિંશિકા', 'કાલકાચાર્યકથાનક' વગેરે ગ્રન્થો વિક્રમના ૧૩મા–૧૪મા શતકમાં રચાયા છે. એકાદ ઉલ્લેખ બારમા કે બહુ તો અગિયારમા શતકના ગ્રંથમાં ય મળી આવે છે. આ 'પ્રબન્ધચિન્તામણિ' આદિગ્રન્થોના લેખકોએ વિક્રમની કથા પોતે કલ્પી હોવાનો સંભવ નથી પણ પોતાના વખતમાં પ્રચલિત કથા જ તેઓએ ઉતારી હોવી જોઈએ. વિ. સં.ના ૧૧મા શતકમાં લખાયેલા 'નવસાહસાંકચરિત' નામના કાવ્ય (સ. ૧૧ શ્લો. ૯૪) માં "વિક્રમાદિત્ય (જૂના કાળમાં) થઈ ગયા" એ રીતે શબ્દો છે અને લગભગ એ અરસાના 'કથાસરિત્સાગર'માં 'વૈતાલપંચવિંશતિ'ના નાયક તરીકે જે ત્રિવિક્રમસેનનું નામ આવે છે તે અને ઉપરના વિક્રમાદિત્ય એક જ હોવાનો સંભવ છે. એ જોતાં ૧૧મા શતકમાં દાનવીર અને સાહસિક રાજા વિક્રમાદિત્યની અનેક કથાઓ પ્રચારમાં આવી હતી એ ચોક્કસ જણાય છે.

### વિક્રમાદિત્યકથા અંગે મુશ્કેલીઓ

હવે અહીં વિક્રમસંવત સાથે સંબંધવાળો વિક્રમાદિત્યકથાનો ભાગ ટૂંકામાં જોઈએ. જૈનશ્રુતપરંપરા કહે છે કે:– "અવન્તીમાં જૂના કાળમાં ગર્દભિલ્લ નામનો એક રાજા થઈ ગયો. આ રાજાએ જૈનસાધુ કાલકાચાર્યનું અપમાન કર્યું અને તેણે શકોને પરદેશથી તેડી લાવી ગર્દભિલ્લનો નાશ કરાવ્યો. પણ કેટલાંક વર્ષ પછી એ ગર્દભિલ્લના પુત્ર વિક્રમાદિત્યે શકોને અવન્તીમાંથી હાંકી કાઢ્યા. પછી જૈન સાધુ સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી તેણે જૈનધર્મ સ્વીકાર્યો. અને જગતને ઋણમુક્ત કર્યું. ત્યારથી વિક્રમસંવત ચાલ્યો."

ઉપરની કથાને ઐતિહાસિક વૃત્તાન્ત માની લેવામાં તદ્વિદોને જે મુશ્કેલીઓ નડે છે તે નીચે ટૂંકામાં દર્શાવી છે.

(૧) વિક્રમસંવતના આરંભકાળે વિક્રમાદિત્ય નામનો કોઈ રાજા થયો હોવાનો ઉત્કીર્ણ લેખનો કે સિક્કાનો પુરાવો હજી સુધી મળ્યો નથી.

(૨) ઉપર કહ્યું તેમ બૌદ્ધ અને પૌરાણિક શ્રુતપરંપરામાં વિક્રમાદિત્યનો ઉલ્લેખ નથી. પુરાણોમાં આપેલી વંશાવળીઓમાં ગર્દભિલ્લ રાજાઓ થઈ ગયા હોવાનું કથન છે. પણ એ સ્થળે ગર્દભિલ્લના પુત્ર વિક્રમાદિત્યનું નામ નથી.

(૩) જૈનશ્રુતપરંપરામાં પણ અંતર્વિરોધ છે. દા. ત. એક પરંપરા કહે છે કે વિક્રમાદિત્ય ગર્દભિલ્લનો પુત્ર હતો, જ્યારે બીજી પરંપરા કહે છે કે અવન્તીના એક બ્રાહ્મણને ચાર વર્ણની ચાર પત્નીઓ હતી, તેમાંથી તેની ક્ષત્રિય પત્નીથી વિક્રમાદિત્યનો જન્મ થયો અને શૂદ્ર પત્નીથી ભર્તૃહરિનો (જુઓ પ્ર. ચિં. ગુ. ભા. પૃ. ૨૫૭).

(૪) ઉપરની દંતકથા અને ઐતિહાસિક હકીકતનો વિરોધ: ઉપરની દંતકથામાં વિક્રમાદિત્યને ભર્તૃહરિનો ભાઈ કહેલ છે. હવે સંસ્કૃત સાહિત્યમાં વૈરાગ્યાદિ શતકોના તથા 'વાક્યપદીય' નામના વ્યાકરણગ્રન્થના કર્તા તરીકે એક ભર્તૃહરિ પ્રસિદ્ધ છે. આ 'વાક્યપદીય'ના કર્તા ભર્તૃહરિ ઈ. સ. ૬૫૦માં મરણ પામ્યા હોવાની ચીનાઈ મુસાફર ઇત્સીંગે નોંધ કરી છે. એ જોતાં એનો ભાઈ વિક્રમસંવતના આરંભમાં ન હોઈ શકે. ટૂંકામાં જૈનદંતકથા યથાકથિત માની લેવામાં ઉપર દર્શાવેલ અંતર્વિરોધ તથા ઐતિહાસિક વિરોધ નડે છે અને એ સિવાય તો કોઈ પુરાવો નથી.

## સંવતપ્રચારનો ઇતિહાસ

હવે વિક્રમસંવતના પ્રચારનો ઇતિહાસ પણ જોવા જેવો છે. ઉત્કીર્ણ લેખોના પુરાવાથી ચોક્કસ જણાય છે કે જેને હાલમાં વિક્રમસંવત કહેવામાં આવે છે તે સંવતગણનાનો માલવ સંવત નામથી ઈ. સ. પાંચમા શતકથી માળવામાં તથા તેની આસપાસના દેશમાં પ્રચાર હતો. અને ઈ. સ. આઠમા–નવમા શતકથી એ જ સંવત વિક્રમસંવત કહેવાવા લાગ્યો. ક્રમશઃ વિક્રમ-સંવત નામનો જ પ્રચાર સર્વવ્યાપી થયો. અહીં પ્રશ્ન એ થાય છે કે માલવસંવત ચાલવાનું કારણ શું અને પાછળથી એ જ સંવતનું વિક્રમ-સંવત નામ શા માટે પડ્યું ? ઐતિહાસિક સંશોધકોએ આ પ્રશ્નના ઉકેલ માટે જુદાજુદા તર્કો ચલાવ્યા છે પણ પૂરો સંતોષકારક ઉકેલ હજી મળ્યો નથી અને કોઈ પુરાવો ઉત્કીર્ણ લેખનો કે સિક્કાઓનો ન મળી આવે ત્યાં સુધી

મળવાનો સંભવ નથી.પણ પુરાવિદોની સામાન્ય કલ્પના નીચે પ્રમાણે છે એમ કહી શકાય.

રૅપ્સન કહે છે[2] તેમ સિક્કાઓનો પુરાવો સાચો સમજાય તો ઈ. સ. પૂર્વે પ્રથમશતકની આ દેશની ઐતિહાસિક સ્થિતિ આવી લાગે છે. આન્ધ્રોએ વચલો મુલક કબજે કરીને માળવાનું રાજ્ય શુંગવંશ પાસેથી છતી લીધું હોઈને, ઈ. સ. પૂર્વે ૯૦માં ઉજ્જેનની ઉત્તરમાં યવનોનું, પૂર્વમાં શુંગોનું અને દક્ષિણમાં આન્ધ્રોનું જોર હતું. અને વિરુદ્ધ પુરાવો ન હોવાથી ઉજ્જેન આન્ધ્રોના હાથમાં હોવું જોઈએ. પછી ઈ. સ. પૂર્વે ૭૫ની આસપાસમાં પશ્ચિમમાં શકોનું જોર થયું. શકદ્વીપના આ શકો ઉજ્જેન સુધી ફરી વળ્યા હોવાનો સંભવ છે અને એ બનાવનું સ્મરણ કાલકાચાર્યની જૈન કથામાં જળવાઈ રહ્યું લાગે છે. અલબત્ત કથા સાચી છે કે ખોટી તે ચોક્કસ કહી શકાય એવું નથી.

### પ્રો. જાયસવાલનો અભિપ્રાય

રૅપ્સનના વિચારને જ બદલાવી સ્વ. કા. પ્ર. જાયસવાલ કહે છે કે[3] ઈ. સ. પૂર્વેના પહેલા શતકમાં જે શકોને માળવામાંથી પાછા કાઢ્યા તે શકોના રાજાનું નામ નહપાન, જેના સિક્કાઓ મળ્યા છે; અને તેને માલવગણ સાથે મળીને જેણે હરાવ્યો તે આન્ધ્રરાજ ગૌતમી પુત્ર શાતકર્ણી, જેનો ઉત્કીર્ણ લેખ મળ્યો છે. અને આ શકવિજયના સ્મરણમાં વિક્રમસંવત શરૂ થયો. અર્થાત્ શકારિ વિક્રમાદિત્ય તે આન્ધ્રરાજા ગૌતમીપુત્ર શાતકર્ણી જ. જાયસવાલનો આ પ્રખર તર્ક ઉપર કહેલી ઐતિહાસિક પરિસ્થિતિને અનુકૂળ છે. પણ અહીં એ વાત ધ્યાનમાં રાખવાની છે. પ્રસ્તુત સંવત ગૌતમીપુત્રે ચલાવ્યો નથી એટલું જ નહિ પણ વિક્રમાદિત્યનું બિરુદ પણ તેણે ધારણ કર્યું નથી. પણ એ જ વિદ્વાન કહે છે તેમ માળવાના સિક્કાઓ જોતાં ઈ. સ. પૂર્વે પહેલા શતકમાં માલવોના ગણે मालवगणस्य जय એવા શબ્દોવાળા કોઈ વિજયના સૂચક સિક્કાઓ પાડ્યા છે અને આ વિજય તે શકો ઉપરનો વિજય હોવો જોઈએ. હવે ઉપરની ઐતિહાસિક હકીકતનો વિચાર કરતાં માલવગણે શકો ઉપર વિજય મેળવી જે સંવત ચલાવ્યો તેનું નામ માલવ સંવત પડે એ તદ્દન,સ્વાભાવિક લાગે છે. પણ એ સંવત શરૂ થયા પછી અમુક સૈકાઓ સુધી એનો પ્રચાર જોવામાં

૨. કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઈન્ડીઆ ગ્ર. ૧

૩. જુઓ જ. બી. ઓ. રો. ગ્ર. ૧૬માં 'પ્રૉબ્લેમ્સ ઑફ શકસાતવાહન હિસ્ટરી'.

નથી આવતો એ હકીકતનો ખુલાસો હજી વિદ્વાનોને મળ્યો નથી છતાં એ સંવત માલવગણના, ઘણું કરી શકો ઉપરના, વિજયનો સૂચક છે એટલી વાત ઐતિહાસિક માનવામાં વાંધો નથી લાગતો.

## નામફેર શાથી ?

હવે વિચારીએ કે એ માલવસંવતનું નામ વિક્રમસંવત શાથી પડ્યું ? ઉપર નોંધેલ જૈન દંતકથા યથાર્થ હોય તો તો કશું શોધવાનું રહેતું નથી. પણ એ દંતકથામાં શંકા ઉત્પન્ન થવાનાં કારણો પણ ઉપર ટૂંકામાં કહ્યાં છે. અને એ કારણો જે ઐતિહાસિક સંશોધકોને વજનદાર લાગ્યાં તેઓએ નીચેનો ખુલાસો રજૂ કર્યો. ભારતીય ઇતિહાસમાં વિક્રમાદિત્ય નામધારી જુદા જુદા વંશોમાં ઘણા રાજાઓ થઈ ગયા છે. પણ ગુપ્તવંશનો ચંદ્રગુપ્ત બીજો (ઈ. સ. ૩૮૦થી ૪૧૪) જેણે વિક્રમાદિત્યનું બિરુદ ધારણ કર્યું હતું અને જે શકોનો છેલ્લો વિનાશકર્તા છે તે જ, દંતકથામાં વિક્રમાદિત્યને નામે સાહસવીર અને દાનવીર તરીકે જે પ્રશંસા મળે છે તેનું સૌથી યોગ્ય પાત્ર છે; એટલે દંતકથાનો વિક્રમ આ ચંદ્રગુપ્ત બીજો હોય એ સંભવિત છે. અને એ રાજાને થઈ ગયે અમુક સૈકાઓ વીતતાં ગુપ્ત સિક્કાઓ અને ગુપ્ત લેખો ઉકલતા બંધ થયા અને ગુપ્તવંશનો ઇતિહાસ ભુલાઈ ગયો. માત્ર પ્રચલિત રહી વિક્રમની અદ્ભુત કથાઓ. અને એની પ્રેરણાથી માળવાના લોકોએ સહજ રીતે માલવસંવતને વિક્રમસંવત કહેવા માંડ્યો હશે એવી કલ્પના છે. આ કલ્પના જ છે. એને સ્પષ્ટ આધાર કશો નથી. ગુપ્તવંશના ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે વિક્રમસંવત ચલાવ્યો છે એવું તો કોઈ સંશોધકે કહ્યું નથી.[૪] ગુપ્તોનો ગુપ્તસંવત ચાલુ હતો જ. ચંદ્રગુપ્તના લેખો ઉપર એ સંવત છે જ.

ઉપર કહેલી ઐતિહાસિક પરિસ્થિતિમાં ગુપ્તકાળ પહેલાંનો માલવસંવત-

૪ 'સુવાસ'માંના લેખમાં "ચંદ્રગુપ્ત બીજો પોતાના નામનો સંવત ચલાવે તો ઈ. સ. ૩૭૫થી તેની શરૂઆત ન કરતાં ઈ. સ. પૂર્વે ૫૭ સુધી પાછળ જઈને પોતાના સંવતની શરૂઆત શા માટે કરે ?" વગેરે દલીલો વાંચીને પ્રાચીન શાસ્ત્રાર્થ—વાદવિવાદની, સામા પક્ષનું મંતવ્ય સાચા રૂપમાં નહિ પણ પોતાથી ખંડન થઈ શકે એવા રૂપમાં રજૂ કરી પછી એનું ખંડન કરવાની પ્રણાલી યાદ આવે છે. ખરી રીતે ચંદ્રગુપ્ત બીજાએ વિક્રમસંવત ચલાવ્યો છે એવું કોઈ સંશોધકે કહ્યું નથી.

વાળો કોઈ લેખ મળી આવે તો એથી કશો ફેર પડે નહિ એ સમન્વય એવું છે. ઊલટું પહેલાં કહ્યું છે તેમ આરંભના સૈકાઓમાં નથી મળતો એ આશ્ચર્ય છે.

### આજે શક્ય નિર્ણયો

છેવટ ઐતિહાસિક જ્ઞાનની વર્તમાન સ્થિતિમાં નીચે પ્રમાણે નિર્ણયો થઈ શકે છે:

(૧) ઈ. સ. પૂર્વે ૫૭માં વિક્રમાદિત્ય નામનો કોઈ રાજા થયો હોય એ સંભવિત છે. કદાચ આન્ધ્ર ગૌતમીપુત્રને પાછળના જૈન કથાલેખકોએ વિક્રમાદિત્ય કહ્યો હોય. પણ એ વસ્તુને ઐતિહાસિક હકીકત તરીકે સ્વીકારવામાં મુશ્કેલીઓ છે જે ઉપર નોંધી છે.

(૨) ઘણું કરી માલવગણના શકો ઉપરના વિજયથી, માળવામાં ઈ. સ. પૂર્વે ૫૭માં શરૂ થયેલો માલવસંવત પાછળથી વિક્રમસંવત કહેવાવા લાગ્યો છે.

(૩) વિક્રમસંવત પ્રવર્તક ગણાતા રાજા વિક્રમાદિત્ય વિશે પરાક્રમ, સાહસ, દાનવીરતા, વગેરેની જે કથાઓ પ્રચલિત છે તે બીજા કોઈ કરતાં ઐતિહાસિક રાજાઓમાં ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યને વધારે યોગ્ય રીતે લાગુ પડે છે.

આથી વધારે સ્પષ્ટતા તો નવો પુરાવો મળી આવે ત્યારે થાય.

**મ. ગો. રાનડે:** પૂર્તિ (પૃ. ૧૨; લીટી ૧૪ પછી) ખેતીનો ધંધો અને પ્રવૃત્તિ, જમીનમહેસૂલ, ખેડૂતોને તેમની જમીનના તારણ પર અલ્પ દરના વ્યાજે કરજ આપે એવી બૅંકની સ્થાપના—એવા અનેક વિષયો પર રાનડેએ ઘણું ઉદ્‌બોધક વિવેચન કર્યું છે. તેમના આર્થિક લેખો વાંચીને એમ ખાતરી થાય છે કે તેમની વિચારસરણી સ્ટેટ-સોશ્યાલિઝમ તરફ, એટલે ધનોત્પાદનનાં મુખ્ય સાધનો વ્યક્તિની ખાનગી માલમતા તરીકે ન રહેતાં તેના પર સમાજની સામુદાયિક માલિકી રહે એવા મત તરફ, ઢળતી હતી.

# વા સ રિ કા

## અભૂતપૂર્વ અદ્વૈતસિદ્ધિ (જૂ. ન. શબ્દો : ૧)

૨૭મી જાન્યુ. ૧૯૪૨; મુંબાઈ : સવારની મુલાકાતોમાંથી અગિયાર પછી પાછો ફરતો હતો, ત્યાં મને દૂરથી દીઠો હશે તેવા યુવાન ને સાહિત્યસેવી શિક્ષકમિત્રે બોલાવ્યો. અનેક વિષયોની અમારી વાતોમાંની એક તે, નવું 'બુદ્ધિપ્રકાશ (ઑક્ટો.-ડિસે.'૪૧) હમણાં જ આવેલ હોઈ, તેમાંના 'સરસ્વતીચન્દ્ર'વિષયક વ્યાખ્યાનની વાત હતી. એ અંક હજી મિત્રે જોએલ નહિ એટલે મેં તેમને સાહિત્યસૃષ્ટિના આ નવતરા સમાચાર પૂરા પાડયા કે વ્યાખ્યાતા રા. ભાઈ વિશ્વનાથના મત મુજબ હવેથી આપણે એ આપણી મહાનવલને મહાકાવ્ય કહેવાનું છે. તેમણે સાંભળતાંવેંત જ કહ્યું "વિશ્વનાથ શુડ રીડ ધ બુક અગેન; ઍંડ ઑલસો ધ પ્રિન્સિપલ્સ ઑફ ક્રિટિસિઝમ." આ એક જ નાના વાક્યમાં આબાદ ટીકા થઈ છે, નવલ ને કાવ્યનું જે અદ્વૈત ઉક્ત વ્યાખ્યાન નામે 'પંડિતયુગનું મહાકાવ્ય'માં સાધી નાંખવામાં આવ્યું છે તેની સામે. વધારે ખેદકર તો એ છે કે આપણા પરિભાષાકોશના ઉદ્યોગી સંપાદકને જ હાથે પરિભાષાપ્રદેશમાં આવી સર્વથા અક્ષન્તવ્ય અંધાધૂની ફેલાનાઈ છે, 'એપિક' માટે મહાકાવ્ય શબ્દ વાપરવાથી. 'એપિક'ને કહેવું હોય તો (મરાઠીને અનુસરી) બૃહત્કાવ્ય કહો ને નહિ તો કહો (સ્વ. નરસિંહરાવ તથા પ્રા. મોહનલાલ દવેને અનુસરી) વીરચરિત કાવ્ય; પણ મહાકાવ્ય? ને તો પછી આપણી જ ભાષામાં રચાયલાં પૃથુરાજ રાસા તથા ઇન્દ્રજિતવધને કઈ કાવ્યજાતિમાં મૂકશો? રઘુવંશાદિની રીતે રચાયલાં એ બંને આપણાં મહાકાવ્ય છે અને બૃહત્કાવ્ય તો (રા. ન્હાનાલાલનું 'કુરુક્ષેત્ર' એ આન્દોલરચના-અપદ્યાગદ્ય માટેનો એ જ બુ. પ્ર.માંનો પ્રા. ઠાકોરનો શબ્દ-અહીં યાદ આવે છે

પણ તુર્ત ભુલાવા માટે જ કેમ કે તે બૃહત્ છે પણ કાવ્ય—કાવ્ય તો કોણ જાણે. )—તો ગુજરાતીમાં લખાશે ત્યારે લખાશે; હમણાં તો છે નહિ... વ્યાખ્યાનમાં સરસ્વતીચન્દ્રને 'એપિક' ઠરાવવાનો જે પ્રયત્ન થયો છે તેમાં એ કાવ્યજાતિનું આ અગ્રિમ તત્ત્વ કે તેમાં પ્રધાન રસ વીર હોવો જોઈએ, તેનું વિસ્મરણ કે ઉપેક્ષા થએલ છે. બૃહત્કાવ્યના નાયકમાં હોવું જોઈએ તેવું વીરત્વ—એની જીવનલીલાને વાજબીપણે બૃહત્કાવ્યક્ષમ કહીએ તેવું ને તેટલું—સરસ્વતીચન્દ્રમાં રા. ભાઈ વિશ્વનાથને દેખાતું હોય તો એ લેખાશે એમની દૃષ્ટિની જ બલિહારી; આપણે સૌ તો, એ પ્રસિદ્ધ નવલ-નાયકમાંના ઘણા સદ્‌ગુણો ઉપરાંત તેનામાં ઘણી ઊર્મિવત્તા તો કેટલીક ઊર્મિલતા પણ એના આદિકાળથી જ જોતા આવ્યા છીએ ને શ્રીરામચન્દ્ર, એકિલીસ વગેરે જેવી વીરશ્રી અન્તકાળ લગી જોઈશું નહિ કેમ કે તે ત્યાં છે નહિ.

'અનુવાદ'નો ખરો અર્થ (જૂ. ન. શબ્દો : ૨)

**૩જી જાન્યુ.** : "...અને ભક્તકવિ વર્ડ્‌ઝ્‌વર્થ પ્લેટોના સિદ્ધાન્તનો અનુવાદ કરી લખે છેઃ Our birth is but a sleep and a forgetting;..." (આપણો ધર્મ, આ. ૨જી; પૃ. ૧૦૨). એ વાક્ય આજે વર્ગકાર્યને અંગે વાંચીને થયું કે પ્લેટોના સિદ્ધાન્તનું તત્ત્વ ગ્રહણ કરી લઈ, એ તત્ત્વ પ્રમાણે (પણ શબ્દો ઘણાખરા નવા, પોતાના, એ રીતે) વર્ડ્‌ઝ્‌વર્થ પ્લેટોને અનુ-વદતો હોવાથી, જ્યાં એ રીતે મૂળ લખાણનો (તે જ લખાણ-વાળી કે બીજી ભાષામાં) ઉપયોગ થયો હોય, ત્યાંને માટે જ 'અનુવાદ' શબ્દ બરાબર છે ને હવે વપરાય છે તેમ 'ભાષાન્તર' શબ્દની ગરજ સારનાર તરીકે તે બરાબર નથી. આ સ્પષ્ટદર્શન થવાની સાથોસાથ જ, 'ટ્રાન્સલેશન'ને માટે "ભાષાન્તર શબ્દ શો ખોટો છે?" એવો પ્રશ્ન 'અનુવાદ'—વિરોધી ટંકાર કરતાં સ્વ. નરસિંહરાવે (રા. ભાઈ ધનસુખલાલ કૃત વાર્તાવિહારના 'અંગુલિનિર્દેશ'માં, ૧૯૩૨ની સાલમાં) પૂછ્યો છે તે યાદ આવ્યો ને વાજબી પણ—ફરી એક વાર—લાગ્યો.

બટાટાને પૂછો (જૂ. ન. શબ્દો : ૩)

**૪થી જાન્યુ** : આ માસના 'શિક્ષણ અને સાહિત્ય'ની છેલ્લી લીટીઓમાં આવા ભાવાર્થનું લખાયું છે : (૧) બાફેલું બટાટું ટાઢું પડે એટલે તે દબાતું નથી પણ સંકોચાય છે; ને, (૨) ટાયર દબાય છે પણ સંકોચાતું નથી;

વળી, (૩) લોઢું ગરમી વડે ફૂલે છે પણ પ્રસરતું નથી. હવે, સૌથી ઉત્તમ તો એ જ છે કે ટાઢા પડતા બટાટાને જ પૂછવું જોઈએ કે તારી ગરમી કમી થતી જાય તેમતેમ તું સંકોડાય કે સંકોચાય છે, એ ક્રિયા તું નારામાં ને તારામાં અંદરઅંદર દબાતું જતું હો તેવી જ લાગે છે કે નથી લાગતી? "હા સા'બ, એવી જ લાગે છ ને" આમ એ આપણું માનીતું-આરું તો ખરું જ, મને એ બહુ પચતું નથી છતાં-શાક બોલી ઊઠવાતું અને હું 'સાહિત્યિક'ને પણ વૈજ્ઞાનિક જેવો આ વિષયનો જ્ઞાની (અને નહિ કે, 'શિ. સા.'ના ચર્ચાપત્રી ઠરાવવા મથે છે તેવો, અજ્ઞાન) ઠરાવવાનું. ...ટાયર જ્યારે દબાય છે ત્યારે તેનો એટલો ભાગ તો સંકોચાય જ છે, સાંકડો કે નાનો બની જાય જ છે, એટલે ત્યાં કલ્પાયલો શબ્દભેદ પણ નિરર્થક લાગે છે; અને લોઢું જ્યારે તપે ત્યારે જો ફૂલે ખરું તો તેની આસપાસની હવામાં તે એટલું વધુ પ્રસરે નહિ તો બીજું શું થાય?...

• વાર. કોશકારો આપ્ટે ને અંબાલાલ તો 'સાહિત્યિક' હતા ને વૈજ્ઞાનિક નહોતા એટલે તેમાંના પહેલાએ 'એક્સ્પાન્ડ' તથા તેની પરથી બનતા શબ્દો માટે સંસ્કૃત ધાતુ 'સંકુચ્' ને 'કોમ્પ્રેસ' તથા તેનાં બચ્ચાંકચ્ચાં માટે 'પ્રસર્' વાપર્યો છે તેમ જ તેમાંના બીજાએ આપ્ટેને અનુસરવા ઉપરાંત ગુજરાતી શબ્દો 'ફૂલવું' ને 'દબાવું' આપ્યા જ છે: આ બધું તો 'શિ. સા.'-ધરને તથા તેમના વિજ્ઞાનવિદને અજ્ઞાનમૂલક જ લાગવાનું, કદાચ; પણ ગયે વખતે મેં એક નોંધમાં ટપકાવી લીધું છે તેમ, એ જ અંગ્રેજી ધાતુઓ માટે એ જ સંસ્કૃત ધાતુઓને માન્ય રાખનાર વિજ્ઞાનવિદો પો. ગો. શાહ ને પટવાનું શું? તેમણે શું 'એક્સ્પાન્ડ'થી ને 'કોમ્પ્રેસ'થી સૂચવાતી ક્રિયાઓના પૂરતા પ્રયોગ ને સાચા અભ્યાસ વિના જ એ દરેકને માટે 'સંકુચ્' ને 'પ્રસર્' સ્વીકારી લીધા, એમ? વધારે સંભવિત તો એ છે કે 'શિ. સા.'ના બંને લેખકો "સ્થિતસ્ય સમર્થનમ્" કરવા મંડ્યા છે ને નાહકના કોતરાં ખાંડ્યા કરે છે, એકાબેકા. એમને બંનેને પરમ પ્રિય એવી એ ક્રિયા-ના, અવક્રિયામાંથી તેઓ પરવારે ત્યારની વિચારણા માટે તેમને તેમના માનીતા ગુજરાતી ધાતુઓ પરથી બનાવાય તેવા શબ્દો 'દબાણુજોગ' તથા 'ફૂલણુજોગ'ની ભેટ ધરું છું. આ બંને શબ્દો, તેમણે જ્યાં હોંસભેર વિજ્ઞાનપ્રચાર કરવો છે ત્યાંને-ગામડાંને -માટે પણ નકામા નથી. બાકી 'દબનીય' ને 'ફૂલનીય'? ના, ના; એ ધેડગુજરીઓ તો વહેલા ગુજરી જાય તેમાં જ આપણી સૌની (ને સાથે

બિચારી ગુજરાતી ભાષાની પણ ખરીસ્તો) શોભા છે.

## જૂના-નવા શબ્દો : ૪

**૪થી જાન્યુ.** એ પેલા કોમ્પ્રે-એક્સપાન-સિબલો ગુજરાતી પરિભાષા-કોશમાં છે કે નહિ એની તલાશ ચલાવી ત્યારે એ તો નકામી ગઈ કેમ કે ત્યાં એ બિચારાઓનું નથી નામ કે નિશાન. પણ એ કોશની પુરવણીના પૃ. ૨૩૩મા ઉપર 'એપિક'ના પર્યાય તરીકે 'બૃહત્કાવ્ય'નો ઉપયોગ મારાથી સ્વતંત્રપણે કરતા રા. ભાઈ રસિકભાઈ પરીખને જોયા ત્યારે આનન્દ થયો; ને થોડો ખેદ એટલા માટે કે એ કોશના રચનાર પોતે જ પોતે કરેલા શબ્દસંગ્રહમાંના એ વિવેકપુરઃસર ચર્ચાયલા અવતરણમાંનો આ વિષયનો વાજબી વાદ ('કન્ટેન્શન') ન સ્વીકારે એ વિચિત્ર લાગ્યું. (અ-પુરવણી એવા કોશ-પૂર્વાર્ધમાંના છ વિદ્વાનોના છ પર્યાયોમાંનો એક જ 'મહાકાવ્ય' છે ને બાકીના 'વીર'-શબ્દયુક્ત છે; આ હકીકત પણ બિચારા 'મહાકાવ્ય'ને નાચાર, નકામો બનાવી મૂકે છે.)...એ જ પુરવણીમાં વિવેચન-પરિભાષાના શબ્દ 'કન્સેપ્શન' માટે સ્વ. નરસિંહરાવનો 'સ્વરૂપકલ્પના' છે તેના કરતાં, ઉરતંત્રને આધારે (જોવું એના પ્રવેશકનિબન્ધ 'નાટ્યકલા'નું પૃ. ૧૭મું) મેં આ પૃષ્ઠોમાં અગાઉ'એ કે ત્રણ વાર જેની તરફ ધ્યાન ખેંચેલું તે રા. ભાઈ રમણલાલ વકીલયોજિત 'વિભાવના' વધારે સારો છે...કોશના એ જ પાને મારે નામે 'કૉન્સ્યસ' માટે 'સભાન'-આજથી તેર વર્ષ પરનો-ચઢયો છે; (જો કે, એ ગુજરાતી પર્યાય પણ ત્યાં અવતરણચિન્હોમાં જ છે એટલે તેનો જે સ્વીકાર મેં ત્યારે કર્યો હોય તે તત્કાલપૂરતો જ ને કદાચ અનિચ્છાએ પણ હશે.) એ શબ્દ એ અર્થમાં છાપાંપૂરતો-ને એમાંનાં અવિદ્વત્તાપૂર્ણ ગ્રન્થવિવેચનાદિપૂરતો પણ-ભલે પ્રચલિત થયે જતો, કેટલાક વખતથી થયો છે તેમ; આપણે માટે તો 'સંપ્રજ્ઞાત', 'સંપ્રજ્ઞાતપણું' ઇત્યાદિ જ ઇષ્ટ છે ને રહેવા જોઈએ.

## દોસ્ત પહેલો કે દેવ ?

**૬ઠ્ઠી જાન્યુ.** "પ્લેરો આપણા દોસ્ત, બલ્કે આપણા ઉસ્તાદ, તથાપિ આપણો ઉપાસ્ય દેવ તો સત્ય." આ કથન હમણાં હમણાં (ને આજે આવેલ એક પત્ર પછી ખાસ કરીને) ઘણું મનમાં રમ્યા કરે છે-શાથી જે, આપણા વાઙ્મયિક જીવનને અંગેના મારા કર્તવ્યને મેં 'ઉચ્ચ અને અનન્ય' ગણી, મિત્ર કે મિત્રો પ્રત્યેની વ્યક્તિગત વફાદારીને ગૌણ ગણી,

મિત્ર કૃત્યોની અપ્રિય પણ સત્યમૂલક ટીકા મારે કરવાની થઈ તે કેટલાક સદ્‌ભાવી સજ્જનોને રુચી નથી. એમને સર્વને પ્રા. ઠાકોરે ભાષાંતરેલું ઉપલું સચોટ વાક્ય નજર કરીને જ હાલ તો અટકું છું. (એ છે રા. બાઈ કિશનસિંહના હિંદી સાહિત્યેતિહાસના પ્રવેશકમાં.)

## પં. શ્યામજી કૃષ્ણવર્મા ફરીથી

**૬ઠ્ઠી જાન્યુ.** એ સમર્થ ને ક્રાન્તિવાદી ગુજરાતી વિશેની ૨૪મી મે-વાળી નોંધ વાંચ્યા પછી એક જાણકાર મિત્ર આજે મળેલ પત્રમાં એને વિશે જે થોડુંક વધુ સૂચન કરે છે તે ભવિષ્યમાં કોઈકને ખપ લાગે તેવું, એટલે ટપકાવું છું:

તેના જીવન વિશે રૉલેટ રિપોર્ટમાંથી ઘણું મળે છે. વળી વેલેન્ટાઈન શિરોલના 'ઇન્ડિયન અનેસ્ટ'માં પણ છે, ૧૯૧૧-૧૨ના પ્રસંગે [પાંચમા જ્યોર્જ હિંદ આવ્યા ત્યારે] બગુભાઈ કારભારીએ 'દિલ્હી દરબાર' નામે પુસ્તક લખેલું તેમાં પણ છે, કારણ કે ગાયકવાડ (સ્વ. સર સયાજીરાવ) શ્યામજીને મળેલા એવું લંડનના ટાઈમ્સે લખેલું તેનો શ્યામજીએ વિગતવાર જવાબ આપેલો.

પં. કૃષ્ણવર્માના ચરિત્રમાં ખપ લાગત તેવાં ઉપલી સાધનત્રિપુટીમાંથી થએલ અવતરણો એ સમવયસ્ક મારા મિત્રે તો (તેમની 'ઝિન્દગી કી કારવાં' કે મારી જેમ વારંવાર 'આજ યહાં, કલ વહાં' ફરી નથી છતાં) ખોઈ નાંખ્યાં છે એટલે નવી પેઢીના સંશોધકોમાંથી જ કોઈકે ઉપલાં પુસ્તકોમાંથી એ શોધી કાઢી વેળાસર પ્રકાશમાં મૂકવાનાં રહે છે.

## નાટ્યોત્પત્તિ

**૧૨મી જાન્યુ.** મહાભારત પાંચમો વેદ કહેવાય છે તેની તો ખબર હતી ને સ્મરણ હતું પણ આજે એક અમેરિકન માસિકમાંના લેખ 'એ ડાન્સ સેન્ટર ઇન ધ હિમાલયઝ'માંથી (શ્રી ઉદયશંકરના સંસ્કારકેન્દ્ર વિશેનો છે એ) તાજું થયું, જૂનું જાણેલું કે "નાટ્ય ઓર ડાન્સ" પણ પાંચમો વેદ મનાય છે; (એ પાંચના આંકડા માટે મહાભારત ને નાટ્ય વચ્ચે વઢવાડ શરૂ થાય તે પહેલાં સૂચવી દઉં કે આંકડાની ગડભે ભેળાભેળ કરીને બંનેને તેનો સરખો લાભ આપવો એ જ ઉત્તમ છે.)...એ વેદ કશા ય વર્ણભેદ વિના સૌના જ શિક્ષણ ને મનોરંજન માટે રચનાર બ્રહ્માએ, લેખમાં કહ્યા પ્રમાણે, આ રીતે ચાર તત્ત્વોને કામમાં લીધાં હતાં: શબ્દ (કે અક્ષર) ઋગ્વેદમાંથી, અભિનય યજુર્વેદમાંથી, લય (કે સ્વર?) સામવેદમાંથી અને રસ અથર્વ-

વેદમાંથી...અહીં એ પર્યાયો 'વર્ડ,' 'જેશ્ચર,' 'હિધમ' તથા 'મૂડ' માટે મૂક્યા છે અને કેટલે અંશે સાચા તે કોઈ નાટચશાસ્ત્રજ્ઞ પાસેથી યથાવકાશ જાણી લેવું બાકી છે.

### જૂ. ન. શબ્દો : ૫

**૧૩મી જાન્યુ.** : ઉપર ગઈ તા. ૨૭ ને ૪થી ની નોંધોની પૂર્તિમાં: (૧) 'પં. સુ. મ. કાવ્ય'ના જ લેખકના **વિવેચનમુકુર**માં (પૃ. ૨૭૦) 'મહાકાવ્ય' શબ્દને આમ બેધારી તરવાર બનાવ્યો છે : "ભારતીય કે યૂરોપાય ઉભય પ્રકારનું મહાકાવ્ય..." એટલે તેમને તો છેક ૧૯૩૪થી વાંધો નહોતો, રઘુવંશાદિક તથા ઇલિયડ એટ્સેટ્રાને એક જ નાતનાં નાતીલાં ગણવામાં. (૨)'૩૯ નું ગ્રં. વાઙ્.'ના (પૃ. ૨૨) બેમાંના પહેલાં સમીક્ષક રામાયણ–મહાભારતને 'મહાકાવ્યો' કહે છે, પણ આ શબ્દ તેમને હાથે 'મહાન કાવ્યો'ના અર્થમાં વપરાયો હોય કે પછી 'એપિક'ના પર્યાય તરીકે પણ એ તેમને અભિમત હોય; ત્રીજી શકયતા એ છે કે આ સરતચૂકનું પરિણામ હોય. (૩)'૪૦ના વર્ષસમીક્ષકે (પૃ. ૧૬) તો સ્પષ્ટ રીતે 'એપિક'ને જ 'મહાકાવ્ય' કહ્યું છે; (ઉમેરો, તા. ૧૫–૨–૪૨ને રોજ : આજના 'હ. જ. બંધુ'ના ગાંધીજીના અગ્રલેખના ભાષાન્તરકાર પણ મહાભારતને 'મહાકાવ્ય' શબ્દે ઓળખાવવાની છૂટ લે છે.)...'અન્કૉન્સ્યસલી' માટે 'અબોધપૂર્વક' (**સાહિત્યસમીક્ષા**, પૃ. ૨૬૫; એ કદાચ **શાકુન્તલ** (૫, ૨)ના એવા અર્થવાળા 'અબોધપૂર્વ'થી સૂઝયું હોય.) વિચારવા જેવું છે.

### "નોકરી લેવા જેવુ"

**તા. ૨૦મી જાન્યુ.** નોકરી નહિ કરવાના મારા સંકલ્પના મૂળમાં પડેલી વસ્તુ તો હતી, (કેટલાકને અમલદારી મિજાજ લાગ્યો છે તે,) મારો શુદ્ધ સ્વતંત્રમિજાજ; અને બીજી તે, જે કામમાં મને સૌથી વધુ રસ છે તેની પર જ એકાગ્ર થઈ રહેવાની ઇચ્છા ને આવશ્યકતા. પણ એ સંકલ્પ મને–કમને પાંચેક વર્ષ પર છોડીને નોકરી લીધા પછીનો સૌથી અણધાર્યો મોટો લાભ તે આજે નોકરી–સ્થાનમાં જ 'માનસી'ની વતી લીધી તે થેલી. એ પ્રસંગનું ભાષણ પૂરું કરતાં વાપરેલા શબ્દો વિશેષ પ્રચારને પાત્ર છે: "આ રક્ષણ માટે પણ નોકરી લેવા જેવું હતું."

# બે જમાના પહેલાં

## કાઠીયાવાડમાં રેલવે

[ 'અમદાવાદ સમાચાર' : તા. ૨૬મી સપ્ટે : ૧૮૭૭ ]

આ રેલવેના જે વધારા બાબત હાલમાં ગોઠવણ થાય છે તે વીશે લખતાં, જો રેલવે વઢવાણથી ભાવનગર લઈ જવી હોય તો તે ઘોઘા સુધી લેઈ જવી. તેમજ લીંબડી, બરવાળા, વળા અને શીહોરને રસ્તે લઈ જવી એમ અમોએ ગઈ વખતે જણાવ્યું હતું, પણ આ વખતે હવે તે રેલવે કોણે કરવી તે સવાલ તપાશીએ છીએ. આ તો દેખીતી બાબત છે કે એક કામ જે કરવાનું ધારવામાં આવે છે × × ×[1] લાભ હોવો જોઈએ કે એ કામ કરનારને તેથી સારો નફો રહે તથા બીજાઓને પણ સારો ફાયદો મળે. પણ એવું કામ કરનાર કોઈ જ નીકળે કે જે પોતાને નફો થાય યા ન થાય તોપણ બીજાને ફાયદો કરી આપે. હવે રેલવે કરવાનું જોખમ કોણ માથે લે છે એ પહેલો સવાલ છે. શું બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઈંડીઆ રેલવે વાળાઓ આ વધારો કરે છે, કે સરકાર પોતે કરે છે કે ભાવનગરસ્ટસ્થાન કરે છે? આનો જવાબ સત્તા ભરેલી રીતે આપી શકાય તેવું કાંઈ સાધન નથી. જે વાત આ જવાબમાં આવી છે તે એટલી જ છે કે પુના ખાતે ગણેશખીંદના ખુશનુમા મહેલમાં સરકારી અમલદારોએ કાઠીયાવાડમાં વઢવાણથી રેલવેને આગળ વધારવાને ઠરાવ કર્યો છે. એટલા સારૂ જેઓ તરફથી તે થવાનો સંભવ છે તેઓના જ નફા નુકશાનને લગતો સવાલ તપાસીએ. વઢવાણમાં જે રેલવે છે તે વડોદરા રેલવે કંપની-ને જો એ રેલવે વધારવાનું સરકાર જણાવે તો તે કંપનીને કેમ નફો

1. અહીં થોડા અક્ષર ઊડી ગયા છે. (સં.)

કાઠીયાવાડને રેલવેની જરૂર છે. પણ તે રેલવે જો બીજાઓ કરે તો ફાયદો ન મેળવે પરંતુ કાઠીયાવાડના રાજાઓ પોતે ભેળા થઈને એક રેલવે સાંકડા માપની કાઠીયાવાડમાં કરવા ધારે તો તેઓ એમાંથી કાંઈ વધારે લાભ ન મેળવે પણ અગત્યની ગરજ પુરી પાડી શકે. વળી રેલવે દરીયા કીનારે તુરત લઈ મેળવી દેવાના કરતાં તે માંહેલા ભાગોમાં જેમ વધારે પસરે તેમ પસાર કરવી. જે જે રાજ્ય એવી રીતે પસાર થતી રેલવેને પોતાના બંદર સાથે જોડવા માગતુ હોય તેને તે પોતાને ખરચે કોઈ જઈ જોડી દેવાની રસમ અપાય તો કાઠીયાવાડથી રેલવેનો લાભ લેવાય પણ એવી કોઈપણ ગોઠવણ વગર કોઈ બીજાઓ કાઠીયાવાડમાં રેલવે કરી લાભ જોઈએ તેટલો મેળવે નહી એવું અમો ધારીએ છીએ.

## ૪૨ નું ગ્રન્થસ્થ વાઙ્મય

ગુજરાત સાહિત્યસભાની એ વાર્ષિક સમીક્ષા માટે (૧) લલિત, (૨) 'સાયન્સ' સિવાયના લલિતેતર તથા (૩) 'સાયન્સ'ના વાઙ્મયનાં પુસ્તક, અનુક્રમે, આ ત્રણ સરનામે મોકલવાની એ સંસ્થાની વિનંતિ (અમારા અનુમોદન સાથે) સર્વ પ્રકાશકોની જાણ તથા અમલ માટે પ્રગટ કરીએ છીએ : (૧) પ્રા. મનસુખલાલ મ. ઝવેરીઃ જનની બિલ્ડિંગ; રાજકોટ. (૨) પ્રા. સુન્દરજી ગો. બેટાઈ, દાદાભાઈ રોડ; વિલેપાર્લે. (૩) પ્રા. યશવન્ત શુ. નાયકઃ ૪૫, પ્રીતમનગર; અમદાવાદ.

સં. માનસી

# નિ કષ

## પરિષદ–ગ્રન્થાવલિ

(૧) ઐતિહાસિક સંશોધન : દુર્ગાશંકર કે. શાસ્ત્રી. (રૂ. ૫). (૨) પરિષદ-પ્રમુખોનાં ભાષણો, પહેલેથી તેરમા સુધી (રૂ. ૪). (૩) ને (૪) હૈમ સારસ્વતસત્ર તથા તેરમા અધિવેશનના, અનુક્રમે પાટણ ને કરાચીના, અહેવાલ ને નિબંધસંગ્રહ (રૂ. ૩ ને ૪).

સને ૧૯૨૬–૨૮–૩૧ દરમ્યાન ગુજરાતી સાહિત્યપરિષદની કાયાપલટ થઈ ત્યારથી તે હમણાં સુધીના તેના ઇતિહાસમાં, (સંમેલનો ભરવાનું તેનું કાર્ય તો વિશિષ્ટ નહિ પણ સામાન્ય છે તેથી તેને બાજુએ રાખતાં) તેણે કરેલી પ્રવૃત્તિઓમાં જેમ નર્મદની જન્મશતાબ્દીનો સાંસ્કારિક મહાપર્વણી સમાન ઉત્સવ (૧૯૩૩) તથા શ્રી હૈમ સારસ્વતસત્ર (૧૯૩૯) સૌથી યશસ્વી છે તેમ પરિષદ-ગ્રંથાવલિના આ ચાર ગ્રન્થોનું નૂતન ('રીસંટ') પ્રકાશન સૌથી ચિરંજીવ છે. વળી ઉત્સવ જેમ શતાબ્દીગ્રન્થરૂપે તેમ સત્ર અહીંના ત્રીજા ગ્રન્થરૂપે સ્થાયીપણું પામ્યો છે અને આ અગત્યનાં પ્રકાશનો પરિષદના નવા–ખરી રીતે એની ૩૬ વર્ષની કારકિર્દીમાં (૧૯૦૫–૧૯૪૧) પહેલી જ વાર એને મળેલા–સ્થાનક ભારતીય વિદ્યાભવનના ઉત્સાહ તથા ઉદ્યોગીપણાને આભારી છે એ હકીકત પણ, જે ગતિએ ગુજરાતમાં શાસ્ત્રીય વાઙ્મય પ્રસિદ્ધ થાય છે તે લક્ષમાં લેતાં, સંતોષપ્રદ છે. એ સંતોષ ઊણો રહે છે તે આ બીજી હકીકતના તીવ્ર ભાનથી કે પરિષદ–ગ્રંથાવલિનાં આ ચારેચાર પહેલાં પુસ્તકો અગાઉ છપાયલાં અથવા પરિષદનાં સંમેલનો સમક્ષ વંચાયલાં કે વાંચેલાં ગણી લેવાયલાં લખાણોનાં પુનર્મુદ્રણ છે ને તેથી એનાં સેંકડો પાનાંમાંનાં થોડાં પણ, આપણી પાસે અ-પૂર્વ અન્વેષણ, તદ્દન પહેલી જ વારનું, રજૂ કરતાં નથી. આ ઊણપ જેટલી વહેલી અને જેટલા સંગીન કાર્ય દ્વારા દૂર થઈ શકશે તેટલી ગૌરવવૃદ્ધિ સાહિત્યપરિષદની જ થશે એ કહી બતાવવાની જરૂર છે?

સંશોધનનું સ્વારસ્ય, વ્યક્તિવિષયક સંશોધન, ધાર્મિક પ્રવાદ, દેશ નગર તથા જ્ઞાતિવિષયક સંશોધન, સામાજિકાદિ પ્રકારનું સંશોધન અને ગુજરાતનાં તીર્થસ્થાનો વિશેના લેખ : આવા મુખ્ય વિષયોને સમાવતા પચાસ નાનામોટા લેખો 'ઐતિહાસિક સંશોધન'નાં મોટાં સાતસો પાનાંમાં છે. તેના કર્તાની પચ્ચીશીથી ય વધારે સમયની પાંડિત્યપૂર્ણ, સ્થિરબુદ્ધિયુક્ત તથા ઉદ્યોગપરાયણ લેખનપ્રવૃત્તિનો આ માનજનક સમુચ્ચય વૈષ્ણવધર્મ કે ભાગવત જેવા અથવા તો કાલિદાસ, બિલ્હણ ને ચંદ જેવા ભારતીય વિષયોને પણ યથાપ્રસંગ સ્પર્શે છે અને આ હકીકત કર્તાની વ્યાપક વિદ્વત્તાની સૂચક છે; પણ મોટા ભાગના લેખો ગુજરાતવિષયક છે અને તેથી ગુજરાતના સાંસ્કૃતિક અન્વેષણનાં કેટલાંક મુખ્ય સ્વરૂપ તેમાં ચર્ચાતાં અને સ્ફુટ થતાં જોઈએ છીએ. શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિનો વાજબી આગ્રહ, નિરૂપાના વિષય કે વિષયાંગનું વિસ્તૃત સૂક્ષ્મ ને અદ્યયાવત્ જ્ઞાન અને વિવાદાસ્પદ પ્રશ્નોની ચર્ચામાં સ્વદૃષ્ટિ દૃઢતાથી રજૂ કરતાં કે પરદૃષ્ટિનો સુસ્પષ્ટ વિરોધ કરતાં પણ હમેશાં જ સચવાતી સત્યશોધકને શોભે તેવી, અનુકરણીય સાત્ત્વિકતાઃ આ ગુણલક્ષણે અંકિત પ્રસ્તુત ગ્રન્થ લાંબા સમય સુધી ઇતિહાસસંશોધનના અનુરાગીઓને આદર્શનો સ્હેશે એ નિઃશંક વાત છે.

સાહિત્યપરિષદના પ્રમુખોનાં વ્યાખ્યાનોમાંનાં[1] સાત જુદી જુદી દૃષ્ટિએ વિશિષ્ટતાયુક્ત છે : ગોવર્ધનરામ, કેશવલાલ ને નરસિંહરાવનાં વિદ્વત્તાપૂર્ણ હોવાથી; રમણભાઈ ને આ. આનન્દશંકરનાં, અનુક્રમે, સ્થિરદ્યુતિમાન કે તેજસ્વી વિચારશીલતાવાળાં હોવાથી; ગાંધીજી તથા રા. મુનશીનાં પ્રબળ વ્યક્તિત્વની છાપવાળાં હોવાથી. આ સિવાયનાં છએ છનું, અવતરણો આવશ્યક હોય ત્યાં એ આપી, તારણ જ આપ્યું હોત તો પણ આજના કે ભવિષ્યના અભ્યાસીઓને કોઈ છત જેવી ખોટ જાય તેમ નહોતું. વળી

એક સંશોધનસંસ્થા તરફથી પ્રસિદ્ધ થતા આ પ્રકારના વ્યાખ્યાન-સંગ્રહને અંગે એવી આશા પણ રહે જ કે ૩૨ વર્ષો પર પથરાયલાં એ વ્યાખ્યાનોમાંનાં અમુક અમુક વિધાનો પર ટૂંકાં, વિધાનની પૂર્તિરૂપ કે સુધારારૂપ, અધિકારી વિદ્વાને લખેલાં ટિપ્પણો અપાયાં હોત તો ઘણું સારું હતું. એ રીતે, ઉદાહરણાર્થ, (૧) પોરબંદર એ સુદામાપુરી (પૃ. ૨૫૭) એમ કહ્યું છે તેની બીજી બાજુ કુશી શકાત કે એ પરમ ભક્ત કોઈ દ્રાવિડ બ્રાહ્મણ ને સુદામાપુરી દ્રવિડ દેશમાં એવો પણ એક (નર્મકથાકોશમાંનો) અભિપ્રાય છે; નરસિંહ મહેતા આદિકવિ (પૃ. ૨૬૩) એ જૂનો મત સુધારી લેવાત કે માત્ર કાલક્રમે જોતાં હવે વિક્રમી પંદરમા શતકનો અસાઇત જૈનેતરોમાં પહેલો ગુજરાતી કવિ છે; (૩) 'અસ્મિતા'ને તેના હમણાંના ગુજરાતી અર્થમાં પ્રા. ઠાકોરે પહેલો વાપરેલ એ સુધારો પૃ. ૪૯૮માની ટીપમાં કરી લેવાત. પાંચસો ને સત્તર પાનાંના ગ્રન્થમાં આવાં તો બીજાં ઘણાં સ્થળો જડે, જે ટિપ્પણ માગે છે. એવાં ટિપ્પણ અપાયાં હોત તો પ્રત્યેક પ્રમુખનો સુસંક્ષિપ્ત પરિચય આપી ગ્રન્થની વિદ્યાર્થીઓ તથા તેમનામાંથી થતા આવે છે ને થશે તે નવીન શાસ્ત્રીય વાઙ્મયસેવકોની જેવી નાની ઉપયોગી સેવા થઈ છે, તેવી મોટી આવકારાર્હ સેવા પ્રકાશક સંસ્થા કરી શકી હોત. આ મર્યાદાઓ છતાં, સમગ્ર વિલોકતાં, વ્યાખ્યાનસંગ્રહ અણમૂલો છે; આશા રાખીએ કે પરિષદ તેના અનુગામી સંગ્રહ તરીકે સ્વાગત-પ્રમુખો તથા વિભાગાધ્યક્ષોનાં વ્યાખ્યાન સુસંપાદિત રૂપે થોડા સમયમાં છપાવશે. (આ તથા એ ગ્રન્થ દ્વારા ગુજરાતીમાં થએલી સાહિત્યવિચારાદિની પ્રવૃત્તિને યથાયોગ્ય નિરૂપતો ઉપોદ્ઘાત તેને આરંભે હશે તો વળી તે સવિશેષ સત્કારપાત્ર નીવડશે એ દેખીતું છે.)

સારસ્વતસત્ર વિશેના સંગ્રહની વિશેષતા એવી છે કે તેમાં લખાણો એક જ વિષયનાં હોવાથી તે પ્રસમતાવન્ત એટલે એકધર્મી ('હોમોજીનીઅસ') બન્યો છે; અને સંમેલન-સંગ્રહની વિશેષતા એવી, કે ૧૯૯૯ના સત્રવાળા કેટલાક નિબન્ધો પેલા ૧૯૯૭વાળા સંમેલનમાં જ જાણે વંચાઈ જઈ, ભવિષ્ય એમ પાછે પગે હતું જઈ ભૂતકાલીન બનતાં એ ગ્રન્થ તેટલા પૂરતો આઈન્સ્ટાઈન-પ્રણીત સાપેક્ષતાવાદનો સુન્દર નમૂનો બન્યાનું માન ખાટી જાય છે. (એ યાદગાર બનાવ કેમ બેમાંથી એકે સંગ્રહના નિવેદનમાં નોંધાયો જ નહિ હોય?)

એ પરિષદના તેરમા ઉપવેશનના આઠે વિભાગોનાં અધ્યક્ષીય વ્યાખ્યાનો તત્ત્વવિચાર કે ચિન્તનશીલતા કે માહિતીની નજરે સંગ્રહણીય છે; અને નિબન્ધો તથા નિવેદનપત્રો ( 'પેપર્સ' ) મળીને જે ૨૧ લખાણો છે તેમાંનાં આઠનવ વધુઓછે અંશે કાયમી ઉપયોગને પાત્ર છે. હૈમ સારસ્વતસત્ર અંગેનાં વ્યાખ્યાનાદિમાં મધ્યકાલના એક મહાન ગુજરાતીને સાંપ્રત ગુજરાતે પૂજ્યભાવે અર્પેલી અક્ષરાંજલિ મોટાં સવાત્રણસો પાનાં પર વિસ્તરેલી છે.

આ પ્રકારના ગ્રન્થોનું અત્યાવશ્યક અંગ જે વર્ણાનુક્રમણી ( તેમાં ક્યાંક સ્ખલનો રહ્યાં છે, પણ તે ગૌણ છે.) તે ચારેચાર ગ્રન્થોમાં અપાઈ હોવાથી પ્રત્યેકનો ઉપયોગ કરનારાને અનેક રીતે સુગમતા થશે એમ નોંધતાં સંતોષ થાય છે.

વિ. ક. વૈ.

## સમુચિત સામગ્રી

**શ્રી મહાવીરકથા** ( શ્રી પુંજાભાઈ જૈન ગ્રંથમાલા–૨૧ ) : સંપાદક– **ગોપાલદાસ જીવાભાઈ પટેલ** : પ્રકાશક–શ્રી જૈન સાહિત્યપ્રકાશનસમિતિ : પૃષ્ઠ સંખ્યા ૫૯૨ (૭+૫૮૫) : મૂલ્ય અઢી રૂપિયા.

આ પુસ્તક એ જૈનોના આ 'હુંડા' અવસર્પિણીકાળમાં થઈ ગયેલા ચોવીસ તીર્થંકરો પૈકી અંતિમ **શ્રી મહાવીરસ્વામી**નું જીવનવૃત્તાન્ત ચાર ખંડોમાં રજૂ કરે છે:

પ્રથમ ખંડમાં **શ્રી મહાવીરસ્વામીના નયસાર**થી માંડીને તે તેઓ 'પુરુપાવતંસક' નામના શ્રેષ્ઠ વિમાનમાં દેવ થયા ત્યાં સુધીના તેમના મુખ્ય મુખ્ય ૨૬ ભવો વિષે હકીકત છે.

બીજા ખંડમાં **શ્રી મહાવીરસ્વામી**ના જન્મ, સંસ્કારકરણ, યુવાવસ્થા, મહાનિષ્ક્રમણ, બાર વર્ષની છદ્મસ્થદશા, બાર ચાતુર્માસો, કેવલજ્ઞાનની પ્રાપ્તિ, ધર્મોપદેશ અને 'પાવાપુરી'માં નિર્વાણ એ બાબતો છે.

ત્રીજા ખંડમાં **નાયાધમ્મકહા**માંથી મનમાન્યા ક્રમ પ્રમાણે ૧૨ કથાઓ ( તુંબડાં, બે કાચબા, બે ઈંડાં વગેરે ), **ઉત્તરજ્ઝયણ**માંથી એક (ગળિયો બળદ) અને **સૂયગડ**માંથી એક (શ્વેત કમળ) એમ એકંદર પંદર કથાઓ ઉદ્ધૃત કરાયેલી છે.

ચોથા ખંડમાં **શ્રી મહાવીરસ્વામી**એ વિવિધ વિષયો પરત્વે આપેલ સદુપદેશને લગતી હકીકતો **આયાર**, **સૂયગડ**, અને **ઉત્તરજ્ઝયણ** એમ

ભિન્નભિન્ન આગમોમાંથી તારવી કઢાયેલી છે. એમાં 'સાચો યજ્ઞ' અને 'સાચો વર્ણ' એ બે અંતિમ વિષયો છે.

ચોથા ખંડના અંતમાં મનુષ્ય, પ્રાણી, નદી, પર્વત ઇત્યાદિનાં વિશેષ નામોની સૂચી છે.

આ પુસ્તકના પ્રારંભમાં 'નિવેદન' છે. તેમાં શરૂઆતમાં "પ્રમાણભૂત મહાવીરચરિત રચવાના પ્રયત્નમાંથી આ 'મહાવીર-કથા'નો જન્મ થયો છે" એવો ઉલ્લેખ છે. વિશેષમાં ત્યાં પાંચમા પૃષ્ઠમાં **શ્રી** કૃષ્ણ અને **શ્રી મહાવીરસ્વામી**ના સંબંધમાં નીચે મુજબ નિર્દેશ કરાયેલો છે:-

"કૃષ્ણે જો હિંદી સંસારને અને જગતને નિષ્કામ કર્મ જેવી દૈવી વિભૂતિ અને તે દ્વારા ઈશ્વરપ્રાપ્તિનો યોગ શીખવ્યો છે, તો **મહાવીરસ્વામી**એ એવી જ એક મોટી-દૈવી વિભૂતિ-અહિંસાની અનન્ય આરાધના-પોતાના જીવનદ્વારા જગતને શીખવી છે."

સાતમા પૃષ્ઠમાં એવો ઉલ્લેખ છે કે "મહાવીરસ્વામીને અંગે ચમત્કારની વાતો ઓછી છે અને બહુધા એક જ પ્રકારની (ત્રિકાળજ્ઞાનની)* હોય છે. આ રચનામાં તેમને મેં ચમત્કારી મહત્ત્વ નથી આપ્યું, ને તેવી હકીકતો તે રૂપે જતી કરી છે." આ ઉપરથી કેવા દૃષ્ટિબિન્દુપૂર્વક આ પુસ્તક તૈયાર કરાયું છે તે જાણી શકાય છે.

આ પુસ્તક સમજવામાં મુશ્કેલીઓ ન નડે તે માટે કેટલીક વાર ટિપ્પણો અને કોઈ કોઈ વાર પરિશિષ્ટ અપાયેલાં છે. તેમ કરતી વેળા કેટલાક બૌદ્ધ ગ્રંથોનો પણ ઉપયોગ કરાયેલો છે. દાખલા તરીકે વૈશાલી નગરીનું વર્ણન બૌદ્ધ ગ્રંથમાંથી લેવાયું છે અને તેનું કારણ એમ દર્શાવાયું છે કે "જૈન ગ્રંથોમાં ખાસ વૈશાલી માટે કોઈ વર્ણન સંઘરાયું નથી."

આ **શ્રીમહાવીરકથા** એ કેવળ જૈન-અજૈન ગ્રંથોમાંથી કરાયેલી તારવણીરૂપ નથી, કિન્તુ એમાં સંપાદકમહાશયે પોતાનાં મંતવ્યો પણ ઉમેર્યાં છે અને ૯૧મા પૃષ્ઠમાં તો તેમણે કથાકાર વિષે નીચે મુજબ નોંધ કરી છેઃ—

"કથાકારનો આ 'કુલમદ' વાર્તાના પ્રવાહમાં ખટકે છે. કુલમદ કરવાને કારણે તો **મરીચિને** તીર્થંકરના જન્મ વખતે બ્રાહ્મણ કુળમાં જન્મવું પડ્યું, એમ કથાકાર પ્રથમ આપણને કહી જાય છે. અને તીર્થંકર તરીકે ઉપદેશ આપતી વખતે મહાવીર પોતે કુળમદ ન કરવાનું જણાવે છે,

* આ કૌંસગત લખાણ મારું નથી.

તથા બ્રાહ્મણ વગેરે લોકો પોતાની ઉચ્ચ જાતિને કારણે જે અભિમાન કરે છે તે ખોટું છે એમ સાબિત કરે છે; અને છતાં કથાકાર બ્રાહ્મણ કુળને હલકું ઠરાવી ક્ષત્રિય કુળને ઊંચું ઠરાવવાનો પ્રયત્ન કરીને આખા મહાવીર–સિદ્ધાંતને બોટો પાડવા જેવું કરે છે."

કથાકાર વિષે આ એક જ ઉલ્લેખ નથી. તેમણે અન્યત્ર પણ (દા. ત. ૧૩૬મા પૃષ્ઠ ઉપર) કથાકારની વિરુદ્ધમાં લખ્યું છે અને કથાકાર અમુક અમુક કથન કરવા કેમ પ્રેરાયા તે પણ સૂચવ્યું છે. માત્ર કથાકારને નહિ, પણ **શ્રી મહાવીરસ્વામીને** પણ તેમણે અમુક અમુક બાબતમાં જવાબદાર ગણ્યા છે. આ સંબંધમાં ઊહાપોહ થઈ શકે, પરંતુ આ સમાલોચના માટે જે પૃષ્ઠસંખ્યાની મર્યાદા સૂચવાયેલી છે તે ઓળંગ્યા વિના તેમ જ બીજી કેટલીક બાબતોને છોડી દીધા વિના તેમ થઈ શકે તેમ નથી એટલે અહીં આ વાત જતી કરાય છે.

વિદ્વાન સંપાદકે કેટલીક વિવાદગ્રસ્ત હકીકતો પણ એક યા બીજા સ્વરૂપે આલેખી છે. ઉદાહરણાર્થે તેમણે ૧૮૧મા પૃષ્ઠમાં "મહાવીરે એ વાસી અન્ન ખાઈને જ પારણું કર્યું," એમ લખ્યું છે. અહીં 'વાસી' શબ્દ ઉપર સ્પષ્ટ નોંધની જરૂર હતી, પણ એ અપાઈ નથી એટલે એ હવે ગેરસમજ ફેલાવે તો નવાઈ નહિ. ૩૮૭મા પૃષ્ઠમાં "આ સાંભળી ટપાટપીના ભાવમાં આવી જઈ ભગવાન મહાવીરે કહ્યું" એવો ઉલ્લેખ છે તો આ ઉલ્લેખ માટે સંપાદક પાસે કશો આધાર છે કે એવો સહજ પ્રશ્ન ઊઠે છે. સાથે સાથે તેઓ **શ્રી મહાવીરસ્વામીને** સર્વથા વીતરાગ માને છે કે કેમ અને જો માનતા હોય તો સંપૂર્ણ વીતરાગદશા સાથે ટપાટપી ભાવનો મેળ ખાય ખરો એ પ્રશ્નો પણ ઊઠે છે.

એક વેળા સંપાદકે **પ્રસ્થાન***માં એક લેખ લખી **શ્રી મહાવીર-**

---

* આ લેખ તે બીજો કોઈ નહિ પણ **પ્રસ્થાન** (પુસ્તક ૨૭ અંક ૧, પૃ. ૬૬–૭૪, કારતક ૧૯૯૫)માં "શ્રી મહાવીરસ્વામીનો માંસાહાર" એ નામથી છપાયેલો લેખ છે અને એના પ્રત્યુત્તરરૂપે મુનિરાજ **શ્રી વિદ્યાવિજય**નો "ભગવાન મહાવીર અને માંસાહાર" નામનો લેખ એ જ માસિક **પ્રસ્થાન** (પુ. ૨૭, અં. ૩, પૃ. ૨૭૩–૨૮૫) માં અને મુનિ **શ્રી ધુરંધરવિજય**નો "શ્રી મહાવીરસ્વામી અને માંસાહાર" નામનો લેખ એ જ અંકમાં (પૃ. ૨૮૬–૨૯૧) અને **શ્રી ગોપાલદાસ જીવાભાઈ પટેલ**નો "શ્રી મહાવીરસ્વામીના માંસાહારને લગતી ચર્ચા" એ જ અંક(પૃ.૨૯૨–૨૯૩)માં છપાયેલી છે.

**સ્વામી**એ માંસાહાર કર્યો હતો એમ પ્રતિપાદન કર્યું હતું. એ લેખે જૈન જગતમાં અતિશય ખળભળાટ મચાવ્યો હતો. કેટલાક જૈન મુનિવરોએ પ્રત્યુત્તરરૂપે લેખ લખ્યા હતા. એ બધામાં એક લેખ[1] આગમોદ્ધારક જૈનાચાર્ય **શ્રી આનંદસાગરસૂરિ**નો પણ હતો. એ લેખો સંપાદકે વાંચ્યાવિચાર્યા હશે. એની એમના મન ઉપર કશી અસર થઈ કે નહિ અને થઈ હોય તો શી તે જાણવા માટેનું એક સાધન આ મહાવીર-કથાની રચના પૂરું પાડે તેમ હતું, પરંતુ એમણે તો આ પુસ્તકમાં માંસાહાર વિષે નિર્દેશ ન કરતાં મોઘમમાં નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:

"તું મેંઢિક નગરમાં રેવતી નામે ગૃહપત્ની છે તેને ત્યાં જા. તેણે મારે માટે રાંધીને ભોજન તૈયાર કરેલું છે. તેને કહેજે કે, મારે તે ભોજનનું કામ નથી, પરંતુ તેણે પોતાને માટે જે ભોજન તૈયાર કરેલું છે તે મારે માટે લઈ આવ."

અત્ર એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે તેમણે કેમ આમ બાંધે ભારે કથન કર્યું છે? શું આ ચર્ચા ફરીથી જાગે એવો એમને ભય હશે? કે શું એમણે પોતાની વાત પડતી મેલી છે અને છતાં તેમ સ્પષ્ટ રૂપમાં કહેવાની તેમની ઇચ્છા નથી? અથવા તો શું તેઓ આવા મોઘમ ઉલ્લેખદ્વારા જરૂર પડે તો એવો બચાવ કરવા ધારે છે કે મેં **મહાવીરસ્વામી**એ માંસાહાર કર્યો હતો તેની ક્યાં ના પાડી છે? આવી પરિસ્થિતિમાં કોઈ એમ માનવા

---

૧. જુઓ **શ્રી જૈન સત્યપ્રકાશ** (વર્ષ ૪, અં. ૧, પૃ. ૩૯૩-૪૦૨). આ અંકમાં જૈનાચાર્ય **શ્રી વિજયલાવણ્યસૂરિ**નો પણ લેખ છે. એમાં આ ચર્ચા ઉપસ્થિત થઈ તે પૂર્વે Prohibition of flesh-eating in Jainism નામના મારા લેખમાં અપાયેલ સ્વ. પ્રો. **હર્મણ યાકોબી**ના પત્રમાંથી કેટલીક બીના રજૂ કરાયેલી છે, જો કે ત્યાં મારા લેખનો નિર્દેશ કરાયેલો નથી. અત્ર એ વાત પણ ઉમેરીશ કે "શ્રી દશવૈકાલિકસૂત્ર અને માંસાદિ સંબંધી ઉલ્લેખો" એ નામનો મારો લેખ પાંચ હપ્તે **જૈન**માં કેટલાંક વર્ષો પૂર્વે છપાયેલો છે. જુઓ એના તા. ૨૫-૧૨-૩૨, ૨૧-૫-૩૩, ૨૮-૫-૩૩, ૪-૬-૩૩ અને ૨૩-૭-૩૩ના અંકો. આ ઉપરાંત થોડા વખત ઉપર મેં પ્રસ્તુત ચર્ચા વિષે કેટલોક ઇસારો મારી કૃતિ નામે "A History of the Canonical Literature of the Jainas"માં કર્યો છે. આ સમગ્ર ઊહાપોહને લક્ષ્યમાં રાખી શ્રી. **ગોપાલદાસ** પોતાનું અંતિમ વક્તવ્ય સપ્રમાણ રજૂ કરે એવી મારી તેમને સાદર વિજ્ઞપ્તિ છે.

લલચાય કે જો એમને એમના મંતવ્યને વળગી રહેવું હતું તો આ સ્થળે એમની સામે અપાયેલી દલીલોનું પોકળપણું દર્શાવતી એક નોંધ તેમણે રજૂ કરવી જોઈતી હતી અને જો એ દલીલોથી કે અન્ય કોઈ કારણથી પોતાના મંતવ્યમાં પરિવર્તન કરવાની એમને જરૂર જણાઈ હતી તો નિખાલસ ભાવે અભ્રાન્ત સ્વરૂપમાં એ પરિવર્તનનો સકારણ નિર્દેશ થવો જોઈતો હતો, તેનું કેમ?

આ પુસ્તકના અંતમાં 'શુદ્ધિ'નું એક છૂટું પાનું અપાયેલું છે, પરંતુ એમાં બધી જ અશુદ્ધિઓનું શોધન નથી. ઉદાહરણાર્થે ૩૦૯મા પૃષ્ઠમાં 'રાજાઓ' એમ છપાયેલું છે પણ તે 'રાજાઓ' જોઈએ એમ સૂચવાયું નથી, વળી ૩૦૯મા પૃષ્ઠ ઉપર 'કેશી' શબ્દ હોવાનો નિર્દેશ સૂચિમાં છે, પણ એ પૃષ્ઠ ઉપર એ શબ્દ નથી. વિશેષમાં **ઉત્તરજ્ઝયણ**માં જે **કેસિ** (ગુજ. **કેશી**) નો ઉલ્લેખ છે તે જ **રાયપસેણઇય**માં નિર્દેશેલ **કેસિ** છે એમ શા આધારે સંપાદક માને છે તે જાણવું બાકી રહે છે.

પ્રસ્તુત પુસ્તકમાં ભાષાની શુદ્ધિ મુખ્યતયા જળવાયેલી છે. સાથે સાથે છપાઈની સફાઈ પણ છે. વળી તેમણે **શ્રી મહાવીરસ્વામી**ના જીવનનો ખ્યાલ આપવા માટે સ્વીકારેલી શૈલી પણ આદરણીય છે. પરંતુ આ પુસ્તકને વિશેષ ઉપયોગી બનાવવા માટે તેમણે ગણધરવાદ જેવા ગહન વિષયને સંક્ષેપમાં જ પતાવી દેવો જોઈતો ન હતો. વળી તેમણે **શ્રી મહાવીરસ્વામી**ની અહિંસાની ઝીણવટભરી વિચારશ્રેણિ વિસ્તારથી રજૂ કરવી જોઈતી હતી. વિશેષમાં **શ્રી મહાવીરસ્વામી**ના તત્ત્વજ્ઞાનના અને એમના અહિંસાત્મક જીવનના જ્વલંત પ્રતીક સમાન સ્યાદ્વાદ યાને અનેકાન્તવાદને પૂરતો ન્યાય આપવો જોઈતો હતો. આ ઉપરાંત **શ્રી મહાવીરસ્વામી**ના જીવનને અંગેની કઈ હકીકત સાહિત્યાદિની દૃષ્ટિએ કેટલી પ્રાચીન છે તે જાણી શકાય તેવો પ્રબંધ કરવો જોઈતો હતો. છેવટે કંઈ નહિ તો એમનાં વિહારસ્થળોનો સ્પષ્ટ ખ્યાલ આવે તેવો નકશો આપવો જોઈતો હતો. આ બધું બન્યું નથી એટલે હજી પણ **શ્રી મહાવીરસ્વામી**નું જીવનચરિત્ર વેધક દૃષ્ટિએ આલેખાવાની આવશ્યકતા ઊભી જ રહે છે એમ સૂચવતો અને પ્રસ્તુત ગ્રંથદ્વારા સંપાદક મહાશયે જે સમુચિત સામગ્રી રજૂ કરી છે તે માટે તેમને ધન્યવાદ આપતો આ સમાલોચના હું પૂર્ણ કરું છું.

હીરાલાલ ર. કાપડિયા

## બસો–પાંચસો’ક શબ્દોમાં
### નવાં વિવેચનો[1]

નવલકથા કે ઐતિહાસિક નવલિકા, નર્મદ કલાપી કે ‘કાન્ત’, ‘સરસ્વતીચન્દ્ર’ કે ‘ઇન્દુકુમાર’, આત્મલગ્નની ભાવના કે સાહિત્યગત સ્ત્રીજીવનનું પ્રતિબિમ્બ જેવા વિષયોપરનાં એક અનુભવી અધ્યાપકનાં આ સંગ્રહમાંનાં પંદર લખાણ તેમના બહોળા વાચન તથા વફાદાર યાદદાસ્તનો લાભ પામ્યાં છે અને એ જ તેની મુખ્ય સંપ્રાપ્તિ છે. એમના આ પ્રકારના આગલા ગ્રન્થ ‘કેટલાંક વિવેચનો’ પરથી આપણે જાણીએ છીએ કે પોતે લેખનસૌષ્ઠવની બાબતમાં બેફિકર છે; એટલે, અહીં પણ છતાં થાય છે તે લખાણનું શીસું પોત ને તેનું વાતચીતી રૂપ[2] રા. કાલેલકર, રા. વિશ્વનાથ ભટ્ટ તથા પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનાં શૈલીગુણાંકિત વિવેચનોથી ટેવાયેલા જે આપણે સૌ, તેમણે નિભાવી લેવાં જ રહ્યાં.

સાહિત્યવિષયક આ લેખોમાં વર્તાતી એક બીજી મર્યાદા માટે પણ આપણે–તેમાંની શક્તિ તથા ઉપયોગિતાની કદર કરવી હોય તો–તૈયાર રહેવું જોઈએ એમ લાગે છે. પુસ્તકમાં સ્થળેસ્થળે વિવેચિત વિષયને અંગે અપાતા નિર્ણયો છે તેટલી એ નિર્ણયોની પીઠિકારૂપ કારણપરંપરા અથવા દલીલો નથી–છેક નથી કે ક્યાં ય નથી એમ નહિ, પણ પૂરતા પ્રમાણમાં, ક્રમબદ્ધ ને વિસ્તૃત નથી.

પુસ્તકના ગુણપક્ષે જોતાં, પૂર્વોક્ત નિર્ણયોમાંના કેટલાક–રા. ન્હાનાલાલનાં નાટકો એ ‘નાટકીય ઈતિહાસો’ (સ્વરૂપે નાટક, તત્ત્વે ઈતિહાસ) છે જેવો–નવા ને વિચારણીય છે; અને આખા પુસ્તકમાં થઈને પાંચસોથી સાતસો જેટલા ગ્રન્થો તથા ગ્રન્થકારો વિશેની જે થોડીથોડી કે વધારે માહિતી અપાઈ છે તે ઘણી ઉપયોગી છે, કેટલીક વાર રસિક કહેરા જેવી પણ છે. ઉદાહરણાર્થે, નવલકથાના ઐતિહાસિક દર્શનમાંની, ‘કાન્ત’ પરના બાઈબલ-પ્રભાવ વિશેની અને આત્મલગ્નભાવના ખ્રિસ્તી તેમ જ જૈન ગ્રન્થોમાં પણ હોવા સંબન્ધી ખંતથી ભેગી કરેલી જાણવાજોગ હકીકતો

---

1. કર્તા નવલરામ જ. ત્રિવેદી (ગૂર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ; રૂ. ૨–૪–૦).
2. એવા રૂપ માટે, આમાંનાં ઘણાં લખાણ જાહેર ભાષણ તરીકે તૈયાર થયલાં એ હકીકત જવાબદાર હશે; સુન્દર સાહિત્યિક ભાષણના બીજા ગુણોને અભાવે લખાણમાં સુન્દરતા ન આવે એવું બન્યું હશે.

અહીં પહેલી જ વાર ગુજરાતી વાચક માટે એકત્રિત થઈ છે. ઉમેરવું જોઈએ કે આ સગવડનું ખરું મૂલ્ય તેનો લાભ લેનાર વર્ગ જ પૂરેપૂરું સમજી શકે છે–સાહિત્ય ભણાવનાર ને ભણનાર.

પુસ્તકમાં વાતચીતને મળતી શૈલી છે એમ ઉપર કહ્યું. એ શૈલીનાં સરળતા સિવાયનાં લક્ષણો તો પુસ્તકના 'ગુજરાતી નવલકથા' 'કાન્તની કવિતા' કે 'ઇન્દુકુમાર' જેવા સારા લેખોમાં પણ નથી, પરન્તુ કર્તાની મર્મલક્ષી દૃષ્ટિ કોઈ વાર ક્યાંક ક્યાંક અલપઝલપ આવી જતી દેખાય છે : રમૂજવૃત્તિ–વિહોણા માણસો તો એક નહિ પણ બે વાર–(૧) વગરસમજ્યે સૌની સાથે, (૨) સમજ્યા પછી–હસે છે (પૃ. ૯૬), તથા શ્રીકૃષ્ણના યુગે યુગે થતા અવતાર એટલે માત્ર ગીતાપ્રોક્ત 'સંભવામિ'વાળા અવતારો નહિ પણ ભારતીય ભાષાઓના સાહિત્યમાં કવિઓ ને લેખકોએ કરાવેલા એ દેવનાં વિવિધસ્વરૂપો–રૂપી અસંખ્ય અવતારો પણ ખરા (પૃ. ૨૩૫)–આ બંને એ દૃષ્ટિનાં ઉદાહરણ છે. કોઈક વાર વાતેવાતમાં નવો શબ્દ (પૃ. ૨૨મે 'પોણાકચરાં' ને પૃ. ૬૫મે 'નવલકણિકા') પણ અણધારી દેખા દે છે.

એવી શૈલીનું એક બીજું લક્ષણ તે એકતરફીપણું ને ઉતાવળાપણું. આ દોષ 'વણપાંગરી મહેચ્છાઓ' એ લેખના મૂળમાં જ હોવાથી એમાં વ્યાપક થઈ ગયો છે. સાહિત્યકારમાં વ્યક્તિ તરીકેની મહેચ્છાઓ હોય તે વણપુરાઈ રહેવાથી એ તેની રચનાઓમાં જુદે રૂપે પ્રગટે છે એવા ભાવાર્થનો સિદ્ધાન્ત–ને તેનું એક દૃષ્ટાંત આ કે ઇચ્છા વિરુદ્ધ અકાળે પતિ કે પિતા બનેલા કવિમાં "બ્રહ્મચારી જીવનનું સુંદર સ્વપ્ન રહી ગયેલું" તેથી તે પોતાના સાહિત્યમાં આત્મલગ્ન કે નૈષ્ઠિક બ્રહ્મચર્યનો મહિમા ગાતો હોય છે !–એ સિદ્ધાન્ત મનુષ્યવ્યક્તિના જીવનની નિમ્ન, પ્રાણમય કે વાસના મૂલક ભૂમિકાનું એની ઉચ્ચતર ભૂમિકા સાથે દુર્મિશ્રણ કરી નાંખનારો હોઈ અયુક્ત ('ઍબ્સર્ડ') તથા અસ્વીકાર્ય છે. 'ગુલાબસિંહ' (પૃ. ૪૪મું) ને શાસ્ત્રો (પૃ. ૨૨૨મું) વિશેનાં વિધાનો વિચારગાંભીર્યથી રહિત છે, કર્તાની વિવેચક તરીકેની પ્રતિષ્ઠાને અણછાજતાં લાગે છે અને પ્રાકૃતભાવી લોકરુચિને પંપાળવા કરાયાં હોય તેવાં બની ગયાં છે. બંગાળી નવલોમાંના જમીનદારપુત્રોને કમાવાનું હોતું નથી તેથી તેમને પ્રેમ કરવાની નવરાશ મળે છે (પૃ. ૩૧ ને ૨૨૩ માં) એ વાત સાચી હોય તો ઘણાં નવલો ને

નાટકોમાં ભિનજમીનદાર ને કમાણીદાર નાયકો કમાણી ને પ્રેમ બંને એકધારી સફળતાથી કરતા હોય છે તેમનું શું ?

હવે થોડાક ગૌણ દોષોનું દર્શન કરાવીએ. પૃ. ૧૧૮મે નર્મદના ડાંડિયાને 'માસિક' કહ્યું છે ત્યાં 'પાક્ષિક' કે 'સામયિક' એમ જોઈએ; પૃ. ૧૬૬મે 'વિદ્યા' છે તે 'વિદ્યાવિસ્તાર' જોઈએ; 'રત્ન'નું 'યત્ન' પૃ. ૪૧મે, 'ખતરી'નું 'ખાતરી' (આ ભૂલ તો લેખના ૩૯-૪૦ની 'કાર્યવહી'-વાળા પ્રથમ મુદ્રણમાંથી જ સીધી ચાલી આવી છે.) પૃ. ૪૨મે, 'વ્યુતક્રમ'નું 'વ્યુતક્રમ' પૃ. ૨૩૪-૩૫ એઉ ૫૨ થઈ ગયું છે એ અગત્યની છાપભૂલોના સહેજે નજરે ચઢેલા દાખલા છે. વળી દરેક લેખની લખ્યાસાલ નથી આપી, તેમાંના કયા પહેલી જ વાર પ્રગટ થાય છે એ નથી કહ્યું, અગાઉ પ્રસિદ્ધ થએલા તે ક્યાં, એ પણ નથી દર્શાવ્યું: આ નાની પણ નજીવી નહિ એવી ત્રુટીઓ જેઓ અભ્યાસદૃષ્ટિએ પુસ્તકનો ઉપયોગ કરશે તેમના હિતાર્થે નિવારાઈ હોત તો સારું હતું. વર્ણાનુક્રમણી ખાસ્સી સોળ પાનાંની છે એ સંતોષકારક; એની પહેલી જ લીટીમાં ૧૮૦ને બદલે ૧૮૬ છે, એવી ભૂલો ઝાઝી નહિ હોય એવી આશા રાખીએ.

સમગ્ર દૃષ્ટિએ જોતાં, કેટલાક ગુણો ને મુકાબલે થોડા દોષોવાળાં નવાં વિવેચનો ઘણા સાહિત્યપ્રેમીઓને ગમશે એવો અમને વિશ્વાસ છે.

વિ. ક. વૈ.

## બે ગતિ-પ્રકાશનો

**જવનિકા** : જયંતી દલાલ (ગતિ અને રેખા કાર્યા. અમદાવાદ; રૂ. ૧॥)

• શ્રી જયંતી દલાલનાં બાર એકાંકી નાટકોનો આ સંગ્રહ ગતિ ગ્રંથમાળાના બીજા વર્ષના ત્રીજા પુસ્તક તરીકે પ્રગટ કરવામાં આવ્યો છે. અહીં સંગ્રહાએલાં બાર નાટકોમાંથી 'અંજન', 'પત્નીવ્રત', 'નલિની' 'ઓછાયા' એ તેમની વસ્તુ અને નિરૂપણમાં કલાના અભાવે સાવ સામાન્ય જેવાં અને 'અંધારપટ' એ એક પ્રયોગ તરીકે માત્ર નોંધપાત્ર છે. પણ જેમાં પેલા સાહિત્યકાર કૃષ્ણલાલ પાસે તેનાં સરજેલાં પાત્રો ભેગાં મળીને જવાબ માગે છે એ 'સરજત', એકાર દાક્તરની ભૂલનું સરસ પ્રહસન 'પારખું', બબૂચી અને અસંતુષ્ટ માના તારા જેમાં દીકરી રતુને ન ભણાવવાનો ખોટો નિર્ણય કરે છે એ 'કજોડાં', એકાર જુવાનોની 'દેવાસધડી', સાહિત્યકારોની મિજલસવાળું 'સમસેવકો', એક જ પાત્ર

જેમાં બોલે છે, છતાં જે સાદ્યંત સ્વાભાવિક જ છે એવું 'અવિરામ' એટલાં સારાં નાટકોના કેટલાક નમૂના તરીકે ગણાવી શકાય.

પ્રસંગની રજુઆત સચોટ બનાવવાની શક્તિ શ્રી. દલાલનાં આ નાટકોમાં દેખાય છે. તેમનાં સર્જેલાં પાત્રોમાં મુશીબતોને હસી કાઢતા જુવાનો અને ચબરાક દલીલબાજ યુવતીઓનો વર્ગ વધારે સ્વાભાવિક લાગે છે. અને તેમના સંવાદો પણ બુદ્ધિના ચમકારાથી આકર્ષે છે. પુસ્તકને અંતે 'નેપથ્યે' એ શીર્ષકવાળા નિબંધમાં લેખકે એકાંકી નાટક વિશે વિસ્તૃત ચર્ચા કરી છે.

**પલ્લવ** : દુર્ગેશ શુક્લ. (ગતિ અને રેખા, અમદાવાદ; રૂ. ૦॥।)

'પૂજાનાં ફૂલ' અને 'છાયા' પછીનો શ્રી. દુર્ગેશ શુક્લનો આ ત્રીજો વાર્તાસંગ્રહ છે. તેમાં અગિયાર ટૂંકી વાર્તાઓ સંગ્રહવામાં આવી છે.

તેમાં 'પેલા ભવનાં વેરી', 'સૌ સૌનો ધરમ', 'ઓઘડદાદાનો અનુભવ', 'જૂના જોડા', 'ખાખરાની ખિસકોલી' જેવી કેટલીક વાર્તાઓ સવિશેષ કલામય છે. 'પેલા ભવનાં વેરી'માં શામળી ભિખારણની જિજીવિષા, 'સૌ સૌનો ધરમ'માં વૃદ્ધ દંપતીનું વાત્સલ્ય, 'ઓઘડદાદાનો અનુભવ'માં વૃદ્ધ ગામડિયાની ખાનદાની કે 'ત્રીજી પેઢીએ'માંના ઝવેરાતના વેપારીની ઉદાર ભાવના જેવાં ગુણલક્ષણોનું નિરૂપણ પ્રશંસા માગી લે છે. 'ખાખરાની ખિસકોલી'માં સુખરામ પંજાની કુલવધૂ નર્મદાની વાત તેમાંની અજબ વાસ્તવિકતાથી મનોવેધક બની છે. બહેન અને ભાઈના સ્નેહની કથા 'કંકાવટી' કે 'રાજમાનાનું રુદન' તેટલી સફળ ન કહી શકાય.

શ્રી. દુર્ગેશ પાસે નવલિકાનુકૂળ વિષય પસંદ કરવાની દૃષ્ટિ છે. અને સુંદર વર્ણન કે સચોટ સંવાદ દ્વારા તેનું સરસ નિરૂપણ તે કરી શકે છે. શામળી, ઓઘડદાદા, સુખરામ, નીલિમા, નર્મદા, રાજમાના આનબા કે વૃદ્ધ દિવાન જેવાં સુરેખ પાત્રો તેમણે સર્જ્યાં છે; અને રસની જમાવટમાં ઉપકારક થાય તેવી શૈલી તેમને વરી છે. એ સર્વ જોતાં તેમની પાસેથી ભવિષ્યમાં આથી યે વધારે સુંદર વાર્તાઓની આશા રાખી શકાય.

નાથાલાલ દવે

## નવું શાસ્ત્રીય સામયિક

પ્રકૃતિ ત્રૈમાસિક, પુ. ૧લું, અંક ૧લો; તંત્રી, હરિનારાયણ આચાર્ય, કુમાર-કાર્યાલય, રાયપુર અમદાવાદ, લવાજમ, વાર્ષિક રૂા. ૩

'ગુજરાત એટલે કચ્છ, કાઠિયાવાડ અને ઉત્તર દક્ષિણ ગુજરાતના સંયુક્ત ભૂમિભાગનાં પ્રાણીઓ, વનસ્પતિ, ભૂસ્તર વગેરે સંબંધી સંપૂર્ણ અને વિશ્વસનીય માહિતીના અભાવે ગુજરાતના ખાસ કરીને અમદાવાદના કેટલાક પ્રકૃતિપ્રેમી અને એ વિષયના અભ્યાસી ગૃહસ્થોએ ચારેક વર્ષ પહેલાં એકઠા મળી ગુજરાત પ્રકૃતિમંડળ રચ્યું અને હવે ગત કાર્તિકથી મંડળના મુખપત્ર તરીકે 'પ્રકૃતિ' શરૂ કર્યું છે.

પ્રથમ અંકમાં મંડળનો ઇતિહાસ, પરિચય અને બંધારણ ઉપરાંત આજ સુધીનો અહેવાલ અને હિસાબ આપ્યાં છે. મંડળના અત્યારે ૬૦ સભ્યો છે. દર શનિવારે મંડળના સંગ્રહસ્થાનમાં મંડળના સભ્યો એકઠા મળે છે અને જુદા જુદા વિષયોની ચર્ચા અને વિચારવિનિમય કરે છે. જુદે જુદે વખતે જાહેર વ્યાખ્યાનો પણ મંડળ ગોઠવે છે. મંડળના કાર્યકરોની અભિલાષાને પહોંચી વળવા માટે જીવંત તથા મૃત પ્રાણીઓ અને વનસ્પતિનું સંગ્રહાલય બનાવવા મોટી રકમની જરૂર છે, જે કોઈ પ્રજાકીય સરકાર અગર કરોડપતિ આપી શકે. અત્યારે તો દારૂના એક પ્રકૃતિપ્રેમી દુકાનદારે વગરભાડે મંડળને વાપરવા આપેલ જગ્યામાં નાનકડું સંગ્રહસ્થાન છે. આ માટે અનુકૂળ જગ્યા અમદાવાદના પ્રજાજનો લાભ લઈ શકે તેવી મેળવવા સ્થાનિક સુધરાઈ પાસે મંડળે મૂકી છે. અને લાંબા સમયથી આવેલી માગણી હવે ધ્યાનમાં લેવાની દાનત હોય તેવું સુધરાઈનું આચરણ હમણાં જણાવા લાગ્યું છે.

અંકમાં ગુજરાતનું તૃણ (રાસસિંહજી રાઠોડ), ઓખાની મીનસમૃદ્ધિ (એસ. ટી. મોઝીસ), રાણપુરનો પંખીસમુદાય (નિરંજન વર્મા), ગુજરાતનું ભૂસ્તર (વિજયલાલ મુન્ત), વીરેશ્વરની વનસ્પતિ (રૂસ્તમજી ના. સુતરિયા), કીટકમહિમા (મહાદેવપ્રસાદ હ. દેસાઈ), ગુજરાતનાં બગલાં (વિજયલાલ વાસુ) વગેરે વિધવિધ પ્રકારના લેખો સામાન્ય જનસમાજને સમજવા મુશ્કેલ ન પડે એવી ભાષામાં છે.

લેખો પછીના સમાનધર્મી સંસ્થાઓ, અનુભવની આપલે, ગ્રંથસ્વીકાર, तिलोदकम् (અવસાનનોંધ) વગેરે વિભાગો છે. અંકમાંના લેખકોનો

પરિચય પણ 'આ અંકના સર્જકો' મથાળાં નીચે આપેલ છે. આ વિભાગ બીજાં સામયિકોને માટે અનુકરણીય ગણાય. ગ્રંથસ્વીકાર-વિભાગમાં આજ સુધી ગુજરાતને છેક અજાણ્યા અને ક્ષેત્રમાં ફક્ત રાજકીય ચળવળ કરનાર તરીકે નામચીન થયેલા 'આપણા દેશના સમર્થ વનસ્પતિશાસ્ત્રી' શ્રી. ગોકુળદાસ ખીમજીરચિત વનસ્પતિશાસ્ત્રની ટૂંકી સમાલોચના છે.

લેખોમાં 'ગુજરાતનું તૃણ' આપણા તૃણ વિષેની આપણી નાની જ્ઞાનસમૃદ્ધિમાં પુષ્કળ વધારો કરે છે. ઓખાની મીનસમૃદ્ધિ અલબત્ત માછલીથી ભરપૂર છે પરંતુ મચ્છીમારીઓ તેમ જ તેમાંથી ઉત્પન્ન થતા તેલ વગેરે પદાર્થોનો ઉપયોગ કરનારને ઉપયોગી છે. સંભવ છે કે હજી એ માછલીનો ગુજરાતનો અધિક જનસમાજ ઝાઝો ઉપયોગ નહિ કરે. આ જ અંકનો લેખ જામનગર રાજ્યની હદના સાગરને લગતો અભ્યાસના આ કરતાં વિશેષ ઉપયોગી વિગતો મળી શકે. 'રાણપુરનો પંખી-સમુદાય' લેખ પણ નિરીક્ષકને ઉપયોગી છે. આવો લેખ આ જાતનું નિરીક્ષણ કરવાની ટેવ ધરાવતા ભાઈઓને પોતાના ગામ કે શહેરના વિસ્તારમાં વસનારા આવતાં પંખીઓનો અભ્યાસ કરવામાં અને તેની નોંધ કરવા માટે ઉપયોગી છે. 'ગુજરાતનાં બગલાં' પોરબંદરના એક ન્યાયાધિકારીને હાથે લખાયેલો લેખ બગલાં નામના પંખીગણ વિષેનું આપણું જ્ઞાન વિસ્તૃત કરે છે.

ગુજરાતનું પ્રકૃતિવિષયક હજી સુધી લગભગ અણખેડાયેલું રહેલું ક્ષેત્ર ગુજરાત પ્રકૃતિમંડળ પાસે પડ્યું છે. એની પાછળ પૈસા ઘેલા થોડા માણસો પોતાનું કામ મૂંગે મોઢે કર્યા કરે છે પરંતુ હવે વખત આવ્યો છે જ્યારે આવું કામ પૈસાને અભાવે અટકી પડવું ન જોઈએ, તેમ જ આવા અભ્યાસીઓના અભ્યાસનું પરિણામ પણ ગુજરાતની પ્રજા સમક્ષ મુકાવું જોઈએ. બેકદર ગુજરાતની બેકદરતાની ફરિયાદ ઘસાવા લાગી હોય તેવાં ચિહ્નો જણાય છે. ગુજરાત બહારની સંસ્થાઓને છૂટે હાથે પૈસા આપનાર ગુજરાતીઓ 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે'ની નીતિ છોડી દે તો તેથી ગુજરાત અને ગુજરાતીઓને ઘણો લાભ થશે. 'પરોગામિ આરો' ભલે કહેવાય. એ પણ આપણો ધર્મ છે. પરપ્રાંતની સંસ્થાઓ સમૃદ્ધ થાય તેથી આપણા દેશને લાભ છે પરંતુ ઘરનાં છોકરાં ઘંટી ચાટતાં ન રહે એટલું હૃદયમાં કોતરાઈ રહેવું જોઈએ.

ગુ. પ્ર. મંડળ અને તેનું મુખપત્ર ખૂબ વિકાસ પામે અને ગુજરાતની પ્રકૃતિસમૃદ્ધિનો અભ્યાસ વધારવામાં તથા એ વિષેનું જ્ઞાન લોકોમાં ફેલાવવામાં ઉપયોગી થાય એ જ અભિલાષા.

—વે.

## મિતાક્ષરી મતદર્શન

[ગ્રન્થના પરિચય કરતાં એને વિશેનો અભિપ્રાય આ નોંધોમાં વધારે અંશે હોય છે એટલે 'પરિચાયિકા'ને બદલે આ કૌમુદીયુગનું શીર્ષક કરી સજ્જન કર્યું છે.]

**શ્રી હેમચન્દ્રાચાર્ય**: 'ધૂમકેતુ' (૧૯૪૦: ગૂર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ, રૂ. ૧–૮–૦).—"માત્ર પોતાના જમાનાના નહિ પણ હરકોઈ જમાનાના મહાપુરુષ" (પૃ. ૧૭૬) ગણાવાને પાત્ર, ગુજરાતની એક અલૌકિક વિભૂતિની આ જીવનકથામાં વિદ્વત્તા વધારે છે કે રસિકતા એ નક્કી કરવું ક્ષણભર તો મુશ્કેલ થઈ પડે છે. કર્તાએ પોતાના વિષયનો નિકટનો પરિચય અભ્યાસ દ્વારા સાધ્યા પછી, અભ્યાસીઓ જવલ્લે નાંખી શકે છે તેવી તેજોમય દૃષ્ટિ તેની પર સંપૂર્ણ માનવૃત્તિપૂર્વક નાંખી છે; એમ કરવામાં એમની સર્જનશીલ કલ્પના તેમની સહાય થઈ છે; એ કલ્પનાશક્તિ તેમની નિત્યજાગ્રત સારાસારવિવેકબુદ્ધિનો પણ સાથ પામી છે; અને આટલી સતત પ્રવૃત્તિનાં ફળ તેમણે સહજપણે જ રુચિર શૈલીમાં પીરસ્યાં છે. પરિણામે આચાર્ય હેમચન્દ્રની ભવ્ય વ્યક્તિમત્તા, તેમનું ગુજરાતી સંસ્કૃતિને પ્રદાન, તેમના સમય પર ને પછી તેમનો પ્રભાવ, તેમની અપૂર્વ માનસીસેવા: આ સર્વ વિશે, કર્તા સિવાય બીજું કોઈ આપી શક્યું ન હોત તેવો ઊંચી કોટિનો, પ્રેરણાદાયી ગ્રન્થ શક્ય બન્યો છે, જેને માટે તેઓ તેમ જ પ્રકાશક—શ્રી આત્માનન્દ જન્મશતાબ્દી સમિતિ—વારંવાર અભિનન્દનને પાત્ર છે.

**વીરપૂજા**: પ્રા. મોહનલાલ પા. દવે, (૧૯૪૧: ગાંડીવ સાહિત્યમન્દિર, સુરત; રૂ. ૧–૮–૦).—ગ્રન્થનામવાળા લેખ ઉપરાંત, તેની જેમ કાર્લાઈલને આધારે લખાયલા લ્યૂથર ને મહમ્મદ પયગંબર પરના તેમ જ વિન્સેંટ-સ્મિથાધારી અશોકલેખ ને બે ગુજરાતી લેખકોનો મુખ્યાધારી 'મહર્ષિ દયાનન્દ સરસ્વતી': એમ પાંચ લેખો અહીં સંગૃહીત થયા છે. આ રીતે પરિચય કરાવી જવામાં સૂચવાતું પરાવલંબીપણું જ લેખકમાં છે એમ સમજવાની જરૂર નથી. બીજાની આપેલી માહિતીનો તેમણે વિવેકપૂર્વક

ઉપયોગ કર્યો છે અને તેના વિચારો કે નિર્ણયો આત્મસાત્ કર્યા છે તેથી જ પોતાના એ પ્રિય વિષયોને કર્તા ઉત્સાહવતી ધારાવાહી શૈલીમાં રજૂ કરી શક્યા છે. પાંચમાંના લ્યૂથર તથા અશોક વિશેના લેખો વધારે સારા છે. નવલરામના આજથી ૫૦-૫૫ વર્ષ ઉપરના અંગ્રેજ પ્રજેતિહાસમાંનાં ઉપ્માવંત બે-અઢી પાનાં પછીનું આ લ્યૂથર વિશેનું પહેલું જ, વિસ્તૃત ને માનનીય લખાણ છે. અશોક વિશે ૧૯૦૦માં સ્વ. ઉત્તમલાલ ત્રિવેદીએ 'સુદર્શન'માં વિસ્તારથી લખ્યું અને ૧૯૨૭માં રા. ભરતરામ ભા. મહેતાએ ગુજ. વર્ના. સોસાયટી-પ્રકાશિત વિદ્વત્તાપૂર્ણ ભાંડારકર-ભાષાન્તર આપ્યું, ત્યાર પછીનું એ વિષયનું આ ત્રીજું અગત્યનું લખાણ છે. 'એશિયાનો ધર્મસમ્રાટ' કહેવાયલા એ મહાપુરુષ વિશે સામાન્ય વાંચનારને જાણવાજોગ બધું સંક્ષેપમાં આપનાર, તેને સુલભ તો ત્રણેમાંનું આ જ છે એ તેની વિશેષતા છે.

**ઈન્દુ અને રજની** : રતુભાઈ દેસાઈ (શિષ્ટ સાહિત્યભંડાર, મોટા આંકડિયા; કાઠિયાવાડ).—સાદ્યન્ત પ્રણયકથા જ હોય તેવી, 'ઉષા' (૧૯૧૮) પછીની આ પહેલી જ એ પ્રકારની કૃતિ આશરે પચ્ચીસી બાદ ગુજરાતી સાહિત્યને મળે છે; ('શિશુ અને સખી' સર્વાંશે આ વર્ગનું ન ગણાય; એને ઉમેરવું હોય તો આ તેવી ત્રીજી કૃતિ થાય.). કવિએ તો સૂચવ્યું છે કે એવી રસની કે રસિકાની વાતડી સૌને જ કરવી-સુણવી ગમે. એમની સાથે એટલે સુધી ન મળીએ તો પણ એ સર્જનજૂનાં છતાં નિત્યનવાં સંવેદનોની સર્વ સજિષ્ક કથા તરુણ હૃદયોને અધિક તથા સહૃદય ઈતરોને પણ ન્યૂનાધિક અંશે ગમતી જ હોય છે. એવાં સર્વ વાચકો આ "હૈયા-તણા રક્ત વડે રસેલી ને આંસુના અક્ષરથી લખેલી" કરુણમધુર સંસ્મરણોની ઈન્દુવિરહી રજનીએ ગૂંથેલી પ્રસંગાવલિ શોકથી આનન્દે વાંચ્યા વિના રહેશે નહિ. આ કૃતિ દ્વારા ઔપચારિક રાહરસમનું સાહિત્ય સર્જવાનો કર્તાનો આશય નથી; તેમને તો શક્ય તેટલી નૈસર્ગિક રીતે પોતાના પ્રણયાનુભવો કથવા છે, આનન્દપ્રસંગો વર્ણવવા છે, રમતો ને તોફાનો કહી દેવાં છે, અન્તે વિયોગદુઃખ પણ રડવું છે. આ દૃષ્ટિએ વિચારતાં પુસ્તકમાં ઊર્મિનો ઉદ્રેક છે ને ઉલ્લાસ છે. પણ ઊર્મિની સંતર્પક પક્વતા નથી, કેટલીક ઊર્મિલતા છે કલાને ઉચિત સમત્વ કેટલીકવાર રહ્યું નથી, એ સ્થિતિનો ખુલાસો મળી જશે. સર્વાંગ ઋજુતા જ જેનું જીવિતસર્વસ્વ હોય તેવું પથ્ય પ્રેમવિષયક વાચન અહીં છે તેવું ગુજરાતીમાં અન્યત્ર થોડું

છે એમ વિરોધના ભય વિના કહી શકાય છે.

**કુમકુમ :** કિશનસિંહ ચાવડા (૧૯૪૨ : એન. એમ. ત્રિપાઠી એન્ડ કં. મુંબાઈ; ૨–૮–૦).—ગતાંકમાનો પ્રવેશક વાંચનારના મનમાં તાજો જ છે એટલે રૂપરંગની જેમ આન્તર સૌન્દર્યે પણ પદ્મિનીવર્ગના આ નવલિકા-સંગ્રહ સંબન્ધી આ વખતે તો, એને વિશેના બે સંમાન્ય અભિપ્રાયો ને આધારે એટલું જ કહીશું કે જેણે જીવનની તેજછાયાની સંતાકૂકડી ખેલીને જીવન માણી જાણ્યું છે તે સર્જકની આ રચનાઓમાં તાજગી છે ને સચોટપણું છે, માનસશાસ્ત્રી સાચદિલી અને પાત્રહૃદયની કુમાશ પણ છે. આ કે આને મળતા ઊંચા ગુણો ગુજરાતી નવલિકાસાહિત્યમાં વિરલ છે એટલે મંગલકારી અને મનોહારી 'કુમકુમ' આપણા સર્વના સવિશેષ સત્કારને પાત્ર છે, એમ કહેવામાં અત્યુક્તિ નથી.

**સર્વોદય :** રસ્કિનકૃત 'અન્ટુ ધિસ લાસ્ટ'ના તારણની બીજી આ. નું પુનર્મુદ્રણ : મોહનદાસ ક. ગાંધી (૧૯૪૨ : નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ; દોઢ આનો).—સાહિત્ય તરીકેની મૂળની ખૂબીઓ આવા લોકગમ્ય અર્થશાસ્ત્રવિષયક તારણમાં ન હોય ને અહીં નથી. થયું છે તેટલાની માત્ર વ્યવહારુ અને તેથી પરિમિત ઉપયોગિતા સ્વીકારીએ. રસ્કિન જેવા સિદ્ધાન્તભક્ત સાહિત્યકારનું ધૃતિમન્ત ભાવનાદર્શન પૂર્ણરૂપે, જરૂર હોય ત્યાં ટિપ્પણો સાથે, ગુજરાતીમાં મળે તો આનું અનિવાર્ય લૂખાપણું ટળે, મૂળ લેખકનો સન્દેશ પણ ઉમળકાભર્યા અનુભાવથી ઝિલાય.

**કેસૂડાં અને સેનેરુ તથા કોન્જ્રગિ ? વો.** ચે. બાંકના પોલિશ કાવ્યનું ભાષાન્તર, સ્વતંત્ર કાવ્યો સાથેઃ હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ (૧૯૪૧ : ધ પ્રાદિકા પ્રેસ, મુંબાઈ; રૂ. ૧).—પ્રકૃતિ અને પ્રણયનાં, દેવમહિમા અને ભવ્ય ત્યાગનાં સારાંક સુપદો અને કાવ્યો. કર્તાનું કવિહૃદય તો એમાંનાં ઘણાંમાં ઓળખીએ છીએ પણ અગ્નિ આદિ વૈદિક દેવોને સંબોધાયલું સમક સૌથી મનોહર છે, જેમ પ્રકીર્ણોમાંથી કવિહૈયાવાળા જેવાં થોડાંની તરંગલીલા આકર્ષક છે. કરુણાન્ત 'કોન્જ્રગિ' પ્રભુસેવાર્થ કુટુંબ તજી અન્તર્નાદને વશ થતા વિરલ સાધક વિશેનું કાવ્ય મૂળ પોલિશમાંથી જ ગુજરાતીમાં ઉતારાયું છે. યુરપના કેટલાક ઉત્તમ સમકાલીન કવિઓનાં પ્રેરણામૃત ઝીલીને ઝરવતી આપણી આ નવપ્રતિભા સ્વાગતની ને સુન્દરતર સર્જનો માટેની આશાની અધિકારી છે.

**પ્રૌઢશિક્ષણ**: ઉપેન્દ્રશર્મા જ. ત્રિવેદી (૧૯૪૨ : શ્રી સયાજી-સા. માળા, પુષ્પ ૨૭૯; રૂ. ૧॥).–વિષયનું આ પહેલું જ ગુજરાતી પુસ્તક નાનું છે પણ તેનાં બસો પાનામાં જે ભાવનાદૃષ્ટિ છે, જે શાસ્ત્રીય જ્ઞાન તથા વ્યવહારુ અનુભવ છે તે એને એના ક્ષેત્રમાં સહેજે ઊંચું સ્થાન અપાવે છે. આ કોઈ પરભાષાના પુસ્તકનું ભાષાન્તર કે તારણ તો નથી, પણ પૃ. ૧૫૭મે સ્પષ્ટ થયા પ્રમાણે તેમાં પરદેશી દૃષ્ટિ પણ વર્જ્ય ગણી હોઈ, આ વિષયના અહીંના કાર્યકરોને એ સર્વથા આવકારાર્હ લાગશે એમ માનીએ છીએ.

**મીઠી નજરે**: ધનસુખલાલ કૃ. મહેતા (૧૯૪૦ : એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કં. મુંબાઈ; રૂ. ૨).–ચિત્ર, નૃત્ય તથા અભિનય જેવી રસિક કલાઓ અને સાહિત્યનાં વિવેચનો તેમજ જીવનચિત્રોનાં મળીને ૨૨ વિશિષ્ટગુણયુક્ત ગદ્યલખાણોનો આ સંગ્રહ તેના નામને સર્વાંશે સાર્થક કરે છે તેથી, અને, એ વિષયોનાં વિવેચનનો પહેલો જ–ઉપરાંત, એમાં અનુભવાતી દીપ્તિમાન દૃષ્ટિ, સ્પષ્ટ નિર્ણયો તથા સુસ્થ શૈલીને કારણે સોત્સાહ આવકારને પાત્ર-ગ્રન્થ છે તેથી, તેની તરફ ફરી એક વાર લક્ષ ખેંચી એ વાંચવા-વિચારવા સંસ્કારી વાચકોને આગ્રહપૂર્વક વિનવવા એને કર્તવ્ય ગણીએ છીએ.

**સ્વર્ગોનું દોહન**: અમૃતલાલ સુ. પઢિયાર (૧૯૪૨ : પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા; રૂ. ૧-૮-૦).–આજથી ૨૩ વર્ષ પર ૪૯ની ઉમરે અવસાન પામેલા કર્તાનું નામ પણ આજે તો યુવાન સ્ત્રીપુરુષોમાંથી બહુ થોડાં જાણતાં હશે. એ કમનસીબી, ' જીવનવિશુદ્ધિનો આગ્રહ ' પ્રબોધતાં એમનાં ૧૪ પુસ્તકોમાંથી વર્ગવાર થએલા સવાસો જેટલા મોટાનાના ઉતારાનો આ સંગ્રહ દૂર કરશે એવી આશા રાખીએ. સુવાચનપ્રચારના ઉદ્યમી હિમાયતી તથા કાર્યકર સદ્દગત મોતીભાઈ અમીનના સ્મારકમાં આ સંગ્રહ (એ માળાના ગ્રાહકોને રૂ. સવામાં મળશે તે) બહાર પડે છે તે પણ બધી રીતે યોગ્ય છે. લખાણોની પસંદગી પ્રકાશક સંસ્થા વતી કરનાર રા. નાગજીભાઈ નં. ચોકસીએ લીધેલા પરિશ્રમ માટે આવા સાત્ત્વિક વાચનના પ્રેમીઓ તેમના પણ આભારી છે અને રહેશે.

**કાર્યવહી**: (૧) ૧૯૩૯-૪૦ની, (૨) ૧૯૪૦-૪૧ની: (ગુજ. સા.

સભા, અમદાવાદ; દરેકનો રૂ. ૧–૮–૦*).–(૧) ૩૯ના વાઙ્મયસમીક્ષક પ્રા. વિષ્ણુપ્રસાદ (લલિત) તથા પ્રા. વ્રજરાયની (લલિતેતર), દોઢસોક પાનાં પર વિસ્તરેલી આદર્શરૂપ વિવેચનકૃતિઓને અહીં થોડી લીટીઓમાં સંતોષકારક રીતે મૂલવી શકાય નહિ, તેથી એટલું જ કહીશું કે ઊંચી ને સજીવ સાત્ત્વિકતા, સુસાહિત્યનો અનુરાગ, વિવેચનસિદ્ધાન્તો પરનું ગુજરાતમાં વિરલ પ્રભુત્વ, માનજનક કર્તવ્યબુદ્ધિ અને રસિક શૈલી: આ ગુણો પ્રત્યેકમાં પ્રત્યેકની લાક્ષણિક રીતે અનુભવીએ છીએ. આગલી સમીક્ષાઓ વખતે જે ઉચ્ચ પ્રણાલી મેસર્સ° રા. વિ. પાઠક, વિશ્વનાથ ભટ્ટ, ડોલરરાય માંકડ તથા અનન્તરાય રાવળે સ્થાપી છે તે જાળવ્યાનો–કહેવા છૂટ લઈએ, તો, પ્રા. વિષ્ણુપ્રસાદે તો તેને ઉચ્ચતર પદે પણ લીધાનો–યશ બંને સમીક્ષકો પામે છે; અને તેને અમે આપણા વિવેચનવાઙ્મયનું ધન્ય ભાગ્ય માનીએ છીએ. ઇતર લેખોમાં 'દલપતરામ' (સુન્દરમ્), અદ્યતન કવિતા તથા સમસંવેદન (પ્રા. ઉમાશંકર) તથા 'સરસ્વતીચન્દ્રનું પાત્રવિધાન' (પ્રા. રાવળ) એટલા, જૂનાનવા વિષયો પર સમર્પક (= સમુચિત; મરાઠી પ્રયોગ.) રીતે ઠરતી અભિનવ વિવેચનશક્તિ માટે અને 'ભારતીય શિલ્પ અને સ્થાપત્ય' (ડૉ. હરિપ્રસાદ) તેમાંની પુષ્કળ ને રસમય સચિત્ર માહિતી માટે, ખાસ ઉલ્લેખનીય છે. (૨) સમીક્ષક પ્રા. રવિશંકર જોષીએ ચાળીસની સાલના ગ્રન્થો પર વિશાળ શિક્ષણાનુભવ તથા જગતસાહિત્યની દૃષ્ટિથી ધારાવાહી શૈલીમાં ઉમળકાભેર, પરપ્રત્યયનેય બુદ્ધિ વિના તથા સમકાલીન સાહિત્યનાં બળસ્થાનો બરાબર દર્શાવીને લખ્યું છે. ભાષાદિવિષયક રા. કેશવરામ શાસ્ત્રીનો તથા હાસ્યરસવિષયક રા. ધનસુખલાલ મહેતાનો–બંને લેખો સત્કાર એને સંગ્રહને પાત્ર છે.

**નિર્ભયતા** : કિશોરલાલ ઘ. મશરૂવાળા (૧૯૪૨ : નવજીવન પ્ર. મન્દિર, અમદાવાદ; દોઢ આનો).–શરૂઆત અર્થસૂચક સાદાં ઉદાહરણોથી કરી ભય એટલે જોખમના સંભવનું જ્ઞાન તથા ભયવૃત્તિ એટલે બીક, એ બે વચ્ચેનો

* પહેલીનાં સવાચારસો પાનાં ને બીજીનાં પોણાબસો, છતાં બંનેની કિંમત "ટકે શેર ભાજી..."ની યાદ દેવડાવે તેવી. વરસના ગાળામાં કાગળ વધારે મોંઘા થયા છે, પણ બીજીમાં તો એ હલકા પણ ક્યાં નથી વાપર્યા? એનો રૂપિયો જ બસ થાત; અને વિદ્યાર્થીઓને તો આ પ્રકારના હવે અર્ધી કિંમતે વેચાતું થવું જોઈએ.

ભેદ સ્પષ્ટ કરી, આજના જગતમાં 'સંસ્કૃતિનો ઢગલો જેટલો ઊંચો' તેટલો જ 'વિકૃતિનો ખાડો ઊંડો' થતો જાય છે એ હકીકત ભણી લક્ષ દોરી, સાંપ્રત સમયે સૌથી અગત્યના વિષય પરના આ સુસ્થ ને વેધક ચિન્તનવાળા લેખમાં લેખકે તારતમ્ય કાઢ્યું છે કે "અવિશ્વાસનું કારણ હોય તો યે વિશ્વાસ, જોખમ ખેડવાનો અભ્યાસ અને પોતાના સદ્-વ્યવહારથી પેદા થતો આત્મવિશ્વાસ નિર્ભયતા પ્રાપ્ત કરવાનો સાધનમાર્ગ છે," જેનાં સહાયક સાધનો છે સ્વાભિમાન, પ્રતિષ્ઠા અને કર્તવ્યભાવનાની કેળવણી તથા યોગ્ય સંગતિઃ આ ગુણો નિર્ભયતાવૃદ્ધિ કરવા ઉપરાંત સ્વરક્ષા તેમ જ સંસ્કૃતિના વિકાસક પણ છે.

**જોડણી માટે ખીસાકોશ,**[1] આ. ૨જી; (૧૯૪૧ : નવજીવન કાર્યા. અમદાવાદ; રૂ. ૦–૮–૦).–૧૯૨૯વાળો પહેલો જોડણીકોશ પછી તુર્ત થવો જોઈતો હતો તે આ કોશ અન્તે ૧૯૪૦માં થયો ને પછી વર્ષે તેની આ સુધારેલી બીજી આવૃત્તિ પણ થઈ એ સંતોષની બિના છે. આમાં શબ્દો લેતાં રાખેલા ધોરણનો નિવેદનગત ખુલાસો એકંદરે બરાબર છે. 'નૈષ્ઠિક' કે 'ભૂયોદર્શન' જેવા શબ્દો ખુશીથી છોડી દેવાત એટલું જ એ બાબતમાં કહેવાનું રહે છે, કેમ કે આનો ઉપયોગ કરશે તે વિદ્યાર્થીઓને, તેઓ આ કોશ વાપરવા જેવડા જ નાના (કે મોટા) હશે ત્યાં લગી એવા શબ્દો એમના વાચનમાં નજરે પણ ચઢવા કોણ જાણે. જોડણીના નિયમો પણ આપ્યા છે.

**કણિકા** : જયેન્દ્રરાય દૂરકાળ (૧૯૪૧ : હીરકોત્સવ સમિતિ, અમદાવાદ).– ગયા ડિસેંબરમાં ઉજવાયલા કર્તાના જીવનના હીરકપર્વના પ્રસંગે પ્રગટ કરવામાં આવેલી પુસ્તિકા; એનાં મુખ્યાંગ તે એમનો તથા એમની વાઙ્મય-સેવાનો પરિચય અને એ રસાળ, પથ્ય તથા વિચારપૂર્ણ વાઙ્મયની થોડીક સરસ વાનગી, જે એનાથી અપરિચિત યુવાનોને એ કૃતિઓ ભણી લઈ જશે ને પરિચિતોને એ અનેક રીતે આકર્ષક 'પોયણાં' 'સ્વરાજ્ય ને સંસ્કૃતિ' તથા 'અમી'ને ફરી એક વાર ઉપભોગવા તેની તરફ જરૂર વાળશે.

**પ્રાચ્ય વસ્તુસંશોધન** : જે "વડોદરા [રાજ્ય]માં જ અનેક રીતે ગુજરાતનો અતિ મહત્ત્વનો ભાગ છે" તેનાં સંરક્ષિત શિલ્પ–સ્થાપત્યનાં

1. આ લેખણી આ જ કોશને માન્ય છે, તો પછી 'ખિસ્સા'ના ઠરસાની શી જરૂર હતી?

પાંત્રીસ સ્થળો વિશેની આ સચિત્ર માહિતીપોથી રાજ્યના પ્રકાશનખાતાએ પ્રસિદ્ધ કરી છે. એ વાંચીને સંખ્યાબંધ ગુજરાતીઓ દ્વારકા ને ડભોઈ, પાટણ, મોઢેરા ને વડનગર જવા અને ત્યાંથી સંસ્કારિતાનાં આત્મપોષક આન્દોલન ઝીલવા તથા પ્રસારવા પ્રેરાશે એવી આશા રાખીએ.

Assamese Literature : વિરંચિકુમાર બારુઆ ( ૧૯૪૧ : ઇન્ટર્નેશનલ બુક હાઉસ, મુંબાઈ; રૂ. ૧–૮–૦ ).–ભારતીય સાહિત્યોનો પરસ્પર પરિચય, હાલના કરતાં વધારે ગાઢ ને વિશાળ રૂપે, થવાની અગત્ય છે અને વધતી જાય છે. એ સ્તુત્ય હેતુ અમલમાં મૂકવાના પહેલા પગલા તરીકે સુવિખ્યાત પી. ઇ. એન. કલબના ભારતકેન્દ્ર તરફથી ગયા નવેંબરમાં પ્રગટાવાયલી આ ગ્રન્થિકા વિશે ‘માનસી'માં ઘટતા વિસ્તારથી લખી–લખાવી શકાય ત્યાર પહેલાં આટલું તો તુર્ત જ કહેવું એ કર્તવ્ય છે કે તેનાં સો પાનામાં આસામી સાહિત્યના વિકાસની રૂપરેખા ઉપરાંત એના થોડા ભાષાન્તરિત નમૂના પણ કુશળતાથી અપાયા હોઈ અમારા વાચકો તેનો સત્વર લાભ લે એમ ઇચ્છીએ છીએ.

### સહયોગીઓ

કવિતા (અં. ૧–૭): માત્ર કવિતા અને કાવ્યચર્ચાના આ નવા સામયિક વિશે જુન અંકમાં લખેલું એટલે વાચકો તેના ઉદ્દેશથી તો અજાણ નથી. એ ઉદ્દેશ નવાં કાવ્યો પ્રગટ કરીને, કાવ્યચર્ચાના વિષયો પ્રા. વિષ્ણુપ્રસાદ કે પ્રા. ડોલરરાય જેવાની કલમના મેળવીને, પ્રાન્ત-પ્રાન્તની કાવ્યપ્રવૃત્તિ એકથી વધુ રીતે સાંકળવાનો નેક યત્ન કરીને, સ્વચ્છંકનો તથા નવકવિઓને માર્ગદર્શન આપીને: એમ અનેક, વિવિધ, રૂડી રીતે આ અંકોમાં પાર પાડવાનો પ્રયાસ થયો છે. એ સર્વ અંગો ખીલે એમ, સમાલોચનાઓમાં ઉત્સાહ ને વિસ્તાર હોય છે તેમાં ઊંડાણ ને તીક્ષ્ણતર વિવેચનશક્તિ ઉમેરાય એમ, ‘અસ્મદીયમ્'માં કાવ્યેતર વિષયોનું તથા પરિચયોમાં અકવિઓનું સ્થાન કઈ રીતે એ સમન્વયાય એમ, ઇચ્છીએ છીએ. આવા સામયિકને શિષ્ટ ગુજરાતે ચિરંજીવતા અર્પવી જ જોઇએ; એ માટે ગ્રાહકો ઉપરાંત ખાસ વર્ગના સહાયકો વધે એ ઇષ્ટ છે.

**વિશ્વભારતી પત્રિકા** (જાન્યુ.'૪૨): આ નવા હિંદી ત્રૈમાસિકને આવકાર આપતાં આનન્દ થાય છે. તે શાન્તિનિકેતનથી પ્રગટે છે ને એની યોજના મૂળે તો સ્વ રવીન્દ્રનાથની જ હતી, એ આ પ્રકાશનના આનન્દમાં

ઉમેરાતો કરુણતાનો અંશ છે. એમનાં બે કાવ્યો અને 'આધુનિક કાવ્ય' તથા એશિયા-યુરપના સંબંધ વિશેના મહત્ત્વપૂર્ણ લેખો ઉપરાંત 'શિલ્પી રવીન્દ્રનાથ' (નન્દલાલ વસુ) પણ કવિવરની કલાકાર તરીકેની મર્મગામી પિછાન કરાવે છે. ધર્મશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાન, નવલકથા કે કાવ્યરસ વિશેના બીજા લેખો પણ આવા પત્રને શોભે તેમ અભ્યાસપૂર્ણ ને અભ્યસનીય છે. ઇતરપ્રાન્તી સાહિત્ય તથા સાહિત્યપ્રવૃત્તિની જાણપિછાન પણ વિશ્વભારતી પત્રિકા દ્વારા થશે એ લાભ પણ નાનો નથી. અમે તેને સર્વ રીતે સફળતા ઇચ્છીએ છીએ.

રશ્મિ (અં. ૮) અને ધ સાર્વજનિકન (માર્ચ '૪૨): પહેલું સેંટ ઝેવિયર્સ કૉલેજના ગુજ. સાહિત્યમંડળનાં આગલાં વર્ષોના એ મુખપત્રની ઊંચી ભૂમિકા તથા પ્રણાલિકા જાળવી રાખે બલકે ઉત્તરોત્તર ચઢતી બતાવે છે. પ્રા. ઝાલાલિખિત સંસ્કૃતમાં રચાયેલું, હૃદયંગમ 'વૃત્તનવકમ્' તેમજ તેનું પ્રા. ભાનુશંકર વ્યાસે રચેલું ગુજરાતી એ તેની સૌથી મોટી વિશેષતા છે. દાયિત્વથી ('રીસ્પૉન્સિબિલિટી'થી) થતા અભ્યાસ ને લેખનનાં ચિન્હો બીજા ઘણાખરા લેખોમાં હોવાથી અમુકનો જ ઉલ્લેખ અન્યોને અન્યાયકર્તા થાય. માત્ર એક કૉલેજનું નહિ પણ સમસ્ત શિષ્ટ ગુજરાતનું સારું વાર્ષિક 'રશ્મિ' છે એવો અમારો અભિપ્રાય થાય છે.—બીજું એમ. ટી. બી. કૉલેજનું છમાસિક મુખપત્ર છે. અંગ્રેજી વિભાગમાં સાપેક્ષતાવાદ (પ્રા. થવાણી) તથા મનોવિશ્લેષણ (પ્રા. આર. જી. શાહ) વિશેના લેખો તથા ગુજરાતીમાં દિલના ફરજ વિશેનો લેખ (પ્રા. પાળંદે) સૌથી વધારે મનનીય છે. કાવ્યો 'તાપી' (પ્રા. ચિમનલાલ વ્યાસ) તથા 'આગની સૃષ્ટિ' (જયન્ત પાઠક) અને રા. રમણલાલ દેસાઈની નવી નવલકથા 'છાયાનટ'નું (કૃ. દીક્ષિત) તથા રા. અરાલવાળાકૃત 'પ્રતીક્ષા' નું (વ્ર). અવલોકન એ પણ ગુજરાતી વિભાગનાં રસિક ને ધ્યાનપાત્ર અંગો છે.

વિ. ક. વૈ.

## પ્રાપ્તિ–સ્વીકાર

**વિવેચન**: મોહનલાલ પા. દવે. સૂરત (રૂ. ૧ા).–**સ્વાતિ**: 'કોલક' (કવિતા કાર્યા. વિલેપાર્લે; રૂ. ૧ા).–**રચનાત્મક કાર્યક્રમ**: રાજેન્દ્રપ્રસાદ (નવજીવન પ્ર. મન્દિર, અમદાવાદ; ૩ આના).–**અમરવીર** અરદેશર કોટવાળ બહાદુર: રતન રૂ. માર્શલ, સૂરત. **ઈશ્કની ખુશ્બુ**:

બ્રુકુસેશ (આર. આર. શેઠની કં. મુંબાઈ; રૂ. ૨।।).–**ફુવારા**: જંબુકાકા (બા. પ્ર. પુરોહિત, રાજપીપળા; રૂ. ૦।।।).–**જો. સ્ટેલિન**: સુદર્શન (સ્વસ્તિક બુક ડેપો, મુંબાઈ; રૂ. ૦।).–**કટાક્ષકાવ્યો**: દેવકૃષ્ણ પી. જોષી, સિહોર (રૂ. ૨).–**Neem Tree**: ભગીરથ મહેતા (એન. એમ. ઠક્કરની કં. મુંબાઈ).–**પત્રિકાઓ વગેરે**: સુધાસંઘ, ૧ ને ૫; સરસ્વતી, વાર્તા ને સાહિત્ય અંકો; ઉત્થાન, જુલાઈ ને સપ્ટે.'૪૧; ઘરશાળા, જાન્યુ. ને ફેબ્રુ.'૪૨; પ્રા. કે. હિં. કામદારનું સહકારદિન–વ્યાખ્યાન, ચીખલી; Homoeopathic Outlook Jan. & Feb. 1942; શ્રી જગનાથ મહાદેવ, આણંદ (ઉ. છ. ઠાકર).–**સરીજતું સુરત**: ધનસુખલાલ કૃ. મહેતા; રૂા. ૧।.–**હેમ્લેટ**, ભાષાંતર: સૌ. હંસાબહેન મહેતા: રૂ. ૨. (એન. એમ. ત્રિપાઠી એન્ડ કં. મુંબાઈ).

## થોરો

પ્રસિદ્ધ અમેરિકન નવલકથાકાર થીઓડોર ડ્રાઇઝરે ત્રણેક વર્ષ પર એક નાની સરખી ચોપડી અમેરિકન પ્રકૃતિપૂજક અને ચિંતક થોરો (જેણે ગાંધીજીના વિચારઘડતર પર પણ અસર કર્યાનું આપણે જાણીએ છીએ.) વિશે લખી છે. તેમાં લેખકે થોરોની દુષ્પ્રાપ્ય વાસરિકાના બાર ગ્રંથોમાંથી ચોવીસ લાખ શબ્દો જેટલાં અવતરણો આપી તેના ઊંડા પ્રકૃતિપ્રેમનો, વિશ્વના અંતરમાં ધબકતા ગૂઢ પ્રાણોના તેના અનુભવોનો, સરસ પરિચય કરાવ્યો છે. લેખક કહે છે:–

"I feel as if he were tapping some marvellous, musical, lyrical source, which *was* life, which *is* a dream."

# ધ્વનિ

## ભાષા અને સાહિત્ય

### મહાકાય કૃતિનું મહિમન

महेशान्नापरोदेवो महिम्नोनापरा स्तुतिः।
अघोरान्नापरोमन्त्रोनास्ति तत्त्वं गुरोः परम् ॥

સકલગુણવરિષ્ઠ મુનિવર્ય પુષ્પદન્તે શિવમહિમ્નસ્તોત્ર તરીકે કરેલી વાઙ્મયી પૂજાના અંગરૂપે એ શ્લોકકુસુમ ભગવાન શંકરને ચઢાવતાં અધ્યાત્મવિષયમાં જે ભવ્ય સિદ્ધાન્ત સ્થાપ્યો હતો તેને મળતો જ સિદ્ધાન્ત વિવેચનવિષયમાં સ્થાપતા આપણા બહુગુણવરિષ્ઠ વિવેચકવર્ય વિશ્વનાથ મ. ભટ્ટે ગોવર્ધનમહિમ્નસ્તોત્ર સમાન પોતાની વાઙ્મયી પૂજા 'પંડિતયુગનું મહાકાવ્ય'માં[1] જગતને જે સંદેશ સુણાવ્યો છે તેનું તાત્પર્ય એવું છે કે ગુજરાતી નવલકથાનો ગોવર્ધનરામ સિવાયનો કોઈ દેવ છે નહિ, તારસ્વરી મહિમાગાન સિવાય તેની સ્તુતિ છે નહિ, આપણને અઘોર એટલે અતિભયાનક લાગતો 'મહાકાવ્ય!' સિવાયનો મંત્ર એને માટે છે નહિ અને તેથી, તમને નવલકથારૂપ મહાકાવ્યતત્ત્વ ગુજરાતીમાં એ ગુરુ સિવાય અન્યત્ર કશે નહિ સાંપડે તે નહિ જ સાંપડે.

રા. વિશ્વનાથે ૧૯૩૪માં આપણી ભાષાની એ મહાનવલને 'મહાકાય કૃતિ'[2] તરીકે ઓળખાવી ત્યારથી જ આ વિષયમાં રસ ધરાવનાર સૌકોઈને આશા હતી કે તેઓ એ વર્ણનને સાર્થ કરતો નિબન્ધ કોઈક દિવસ આપણને આપશે. એ દિવસ વ્યાખ્યાનવર્ષ ૧૯૪૧ કરતાં વહેલો (૧૯૩૪–૩૯ દરમ્યાન) આવ્યો હોત તો આ વ્યાખ્યાનનો પૂર્વાર્ધ તેમણે લખ્યો ન હોત

1. એટલે ગુજ. વર્ના. સોસાયટીના ૧૯૪૧ના વાર્ષિક વ્યાખ્યાનમાં.
2. 'વિવેચનમુકુર' પૃ. ૨૭૨.

કે જુદી રીતે લખ્યો હોત; કદાચ, ઉત્તરાર્ધમાં છે તે એમનું મુખ્ય વક્તવ્ય જ આપણને મળ્યું હોત અને એ જ ઇષ્ટ હતું. તેને બદલે જે બન્યું છે ને જે અનિષ્ટ છે તે શાથી બન્યું એની વિચારણા રસપ્રદ છતાં શોકપ્રદ છે અને અહીં બહુ સ્થાને પણ નથી એટલે બંને અર્ધોમાં શું છે ને કેવું, એ જ વિચારીશું.

## નાપાયાદાર સૂચનો

સરસ્વતીચન્દ્ર તેની પૂર્ણાહુતિ તથા પ્રસિદ્ધિની પડોશના દસકાઓમાં (૧૯૦૦-૧૦-૨૦માં) વંચાતો હતો તેટલો ત્યાર પછીના બે દસકામાં નથી વંચાતો (અને, ઊંચું સાહિત્ય પણ જે ધૂપછાંવ અનુભવ્યા વિના રહેતું નથી તેના જાણકારોને તેવું થયું તેથી નવાઈ લાગવાનું કારણ નથી.) એ હકીકત છે; પરંતુ આપણા સહજીવી ગુજરાતમાં આપણી ભાષાનો એ ગ્રન્થમણિ જાણે નવા યુગના 'શાપેનાસ્તંગમિતમહિમા' બની ગયો હોય એવું ધારી લઈ૩ વ્યાખ્યાનકારે તેમના એ અભ્યાસપરિપ્લાવિત લેખનો૪ પૂર્વાર્ધ

૩. એ ધારવું બરાબર નથી કેમ કે: (૧) પ્રકાશનના આરંભ પછી અર્ધે સૈકે-૧૯૩૭માં-પણ, તેનું વાર્ષિક વેચાણ રૂ. ત્રણેક હજારનું હતું (જોની 'માનસી'ના બારમા અંકમાં (પૃ. ૬૫૬) રા. પરમસુખરામ પંડ્યાની નોંધ); (૨) શાલેય સંગ્રહોમાં તેમ યુનિવર્સિટીની ઊંચી પરીક્ષાઓમાં તેનો કોઈ ને કોઈ અંશ કે ભાગ છેક ૧૯૪૧-૪૨ સુધી તેનું સ્થાન સાચવી રહ્યો છે; (૩) એની પરનાં ગયાં વીસેક વર્ષનાં અનુકૂળ સબળ વિવેચનો મેસર્સ બળવન્તરાય ઠાકોર, ન્હાનાલાલ, કૃ. મો. ઝવેરી, હિ. ગ. અંજારિયા, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, નવલરામ ત્રિવેદી તથા અનન્તરાય રાવળે કર્યાં છે તેની સામે ગણાવાય તેવું (તથા વ્યાખ્યાનકારને મગજે ચઢી ગએલું) એક જ પ્રતિકૂળ સબળ વિવેચન 'ગુજરાત ઍંડ ઈટ્સ લિટરેચર'ના કર્તાનું છે. આ હકીકતો પણ બતાવે છે કે ચાલતા જમાનામાં એ ગ્રન્થ વ્યાખ્યાનકર્તા માને-મનાવે છે તેટલો ઉવેખાયો નથી અને એની પર લખવા માટે 'મિશનરી' બની સાહિત્યિક શહાદતના ઉમેદવાર થવાની જરૂર પડે તેવું નથી. (૪) વિવેચનલેખોમાંના કેટલાક તો 'ગુણસુન્દરી' તથા 'શારદા' જેવાં વિશેષ વંચાતાં માસિકોમાં આવેલ, એટલે સામાન્ય વાચકવૃન્દને પણ 'સરસ્વતીચન્દ્ર' અણગમતો થઈ ગયાનું સૂચન નાપાયાદાર છે.

૪. એ કેટલામું વ્યાખ્યાન છે તે વાત પ્રતિવર્ષ વ્યાખ્યાનપત્રિકા પર નોંધાય, આગલાં સર્વ વ્યાખ્યાનોની યાદી પણ તેમાં યથાસ્થાન જરૂરી વિગતો સાથે અપાય ને-સૌથી વધુ તો-વ્યાખ્યાનસંગ્રહ ગ્રન્થાકારે સુલભ થાય એ આજની તથા આગામી પેઢીઓના હિતાર્થ ઘણું આવશ્યક છે અને સત્વર થવું ઘટે.

ગ્રન્થમહિમા એક કે બીજી રીતે ગાવામાં રોક્યો છે એ ઘટના તેમનું વસ્તુ-સ્થિતિનું અજ્ઞાન કે અવગણના દર્શાવતી હોઈ ખેદજનક છે. એ દર્શન પછી એમ જ કહેવું રહ્યું કે ગતાનુગતિકવૃત્તિ અશિક્ષિતસુલભ જ નહિ પણ શિક્ષિતોને પણ સહજસિદ્ધ હોવાના દાખલા કેટલીક વાર બને છે તેમાંનો જ એ એક છે.

**કમનસીબીભર્યું કુસાહસ**

એ જ વ્યાખ્યાનપૂર્વાર્ધની બીજી ગળતી વધારે ગંભીર છે કેમ કે તેમાં રા. મુનશી તથા રા. રમણલાલ દેસાઈના નવલકારો તરીકેના કાર્યને "કેવળ રંજક સર્જન જ" કે "કાળગાળામણું" કે "ઉટંગ વાર્તાઓ" જેવું કહેવાનું કુસાહસ કર્યું છે. જૂનાને વખાણવા ખાતર નવાને વગોવનારી એ વિવેચનપદ્ધતિ કોઈ નવલોહિયા લેખકે સ્વીકારી હોય તે—એનામાં પણ એ અન્યાયમૂલક તો છે જ પણ—સમજી શકાય પરન્તુ વ્યાખ્યાનકાર જેવા, બધી મળી વીસેક વર્ષની પ્રતિષ્ઠાવાળા ને હમણાં સુધી સમતોલતા બહુધા સલામત રાખીનેપ લખતા હતા તેવા, વિવેચકને શોભતી નથી. નવલપાત્રો દ્વારા જીવનના સ્ત્રીપુરુષો પર પ્રભાવ પડવો જે રીતનો તથા જેટલે અંશે શક્ય છે, તે ને તેટલો શિક્ષિત ગુજરાત પર ગયા જમાનામાં ગોવર્ધનરામે તો આ જમાનામાં મુનશી–રમણલાલે પાડ્યો છે; અને એ બંનેની સામાજિક નવલોમાં ગોવર્ધનરામની જેમ યુગપ્રતિબિંબ પણ છે. આ હકીકતો ઉવેખતી વખતે આપણે ગોવર્ધનાભ્યાસજડ બની વર્તીએ છીએ એ ધ્યાનમાં રહેવું ઘટે. વિવેચકો એવા ન બની જાય, જો એવો પ્રભાવ પાડનાર નવલકારો માત્ર કાળગાળામણા હોતા નથી એટલું જીવનસમીક્ષારૂપ હોવી જોઈએ તે પોતાની સાહિત્યસમીક્ષાઓ લખતાં યાદ રાખતા હોય તો. વળી, માનવું બરાબર નથી છતાં, સ્વ. નરસિંહરાવ રા. મુનશીથી અંજાઈ ગયા હતા (ગુજરાતનો નાથના ઉપોદ્ઘાત વખતે) એમ માનો તો પણ, જે વિવેચકો રા. કાલેલકર તથા પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી સંબન્ધી તેવો વહેમ ખાવા કારણ નથી તેમણે એ જ નવલકથાકારની કૃતિ કે કૃતિઓ પર એને યોગ્ય તે અગત્ય આપીને જીવનભારતી તથા વિવેચનામાં લખ્યું છે તે અશક્ય બન્યું હોત, જો એ

૫. એ નેમલે રા. મેઘાણી વિશેના (ઊર્મિ–ઑક્ટો. ને સપ્ટે.'૪૧માંના) લેખોને ચીમુવિશેષ જેવા અભિરસિક બનાવવાની પણ ખોડ છે; એમાંનો મતકારત્વનો ભાગ પણ અધૂરો ને એકાકી છે, પૂર્વપ્રકલ્પિત પણ પણ છે.

કૃતિઓ રંજનૈકલક્ષી, તથા 'ઉટંગ' હોત તો; અને રા. રમણલાલની મર્યાદાઓ બતાવવા સાથે એમની શક્તિઓને ગુણદષ્ટિએ સ્વીકારતા–સમજાવતા–નિરૂપતા 'યુગમૂર્તિ વાર્તાકાર' લેખના લેખકનું નામ વિશ્વનાથ મગનલાલ ભટ્ટ જ હતું કે કોઈ બીજુંત્રીજું હતું?

આ બાબત એક બીજી રીતે પણ જોવાની જરૂર છે. સાહિત્યકૃતિ જે યુગની હોય "તેની દષ્ટિએ જ એનું સ્વરૂપ તપાસાય અને મૂલ્ય નક્કી કરાય",૬ એવી નિર્ણયગામી વિવેચનની ('ઇન્ડક્ટિવ ક્રિટિસિઝમ'ની) પદ્ધતિ વ્યાખ્યાનકારે ગોવર્ધનરામને લાગુ પાડવા પ્રયાસ કર્યો છે તો પછી બે સમકાલીન અગ્રિમ નવલકથાકારો વિશે ઉપર કહ્યો તેવો અભિપ્રાય તેઓ કઈ રીતે આપી શકે? તેમણે એ બંને વિશે બોલવા માંડ્યા પહેલાં એ પદ્ધતિને અભરાઈએ મૂકી છે. આવું કરનારમાં બુદ્ધિવિષયક પ્રામાણિકતા નથી એમ સખેદ કહેવું પડે છે.

## પરિભાષાની અરાજકતા

'સરસ્વતીચન્દ્ર'માં કેટલેક સ્થળે કાવ્યગુણ છે એમ આપણે ભલે કહીએ અને એમાંના- સંસ્કૃતિવિકાસના ચિત્રદર્શન પૂરતું–પણ તેટલા પૂરતું જ, સર્વાંશે નહિ–તેને લક્ષણથી 'એપિક'ગુણવાળું૭ પણ ભલે વિવેચનમાં એકાદ–બે સ્થળે કહી લઈએ; પણ તેને બાંધે ભારે બૃહત્કાવ્ય ઠરાવવાનો વિદ્વાન વ્યાખ્યાનકારનો દુરાગ્રહ તો, તેમણે પોતાની કુમકે બોલાવેલ મોલ્ટનપ્રભૃતિનાં મહાનામો છતાં, ટીકાપાત્ર વધારે છે કે હાસ્યપાત્ર એ નક્કી કરવું મુશ્કેલ છે. ગદ્યનવલને 'મહાકાવ્ય' કહેવા અનિચ્છુક "જુનવાણી બની ગયેલી સાહિત્યપરિભાષા"નો૮ વિરોધ, અર્વાચીન ગુજરાતીના કેટલાક જૂનામાં જૂના પારિભાષિક શબ્દોના ખંતીલા સંગ્રાહકની કલમને કેવોક શોભે છે એ પ્રશ્ન જવા દઈને કહીશું કે તેઓ પોતાનો નવતા–પ્રેમ તેમ જ નરવ્યત લીવતર બંડપ્રેમ આ નવા યુગમાં જ એ કૃતિ માટે યોજવેલા તથા વિદ્વાનોને સુજ્ઞાત શબ્દ 'મહાનવલ'ના વિનિયોગ વડે પોષી તોષી ને સંતોષી શકત. તેમ નહિ કરતાં, એવી ત્રેવડી તૃપ્તિ પામવા તેમણે

૬. 'પં. યુ. મ. કાવ્ય' પૃ. ૬ ઠું.

૭. 'એપિક'=(૧) એમને મતે 'મહાકાવ્ય'; (૨) અમારે મને, બૃહત્કાવ્ય. આ ઉપવિષયની ચર્ચા આ અંકની વાસરિકામાં પણ થઈ છે.

૮. 'પં. યુ. મ. કાવ્ય' પૃ. ૨૧મું

પારિભાષિક અરાજકતાનો (અને તે બેવડી, 'સરસ્વતીચન્દ્ર'ને 'એપિક' કહ્યાની તથા 'એપિક'ને 'મહાકાવ્ય' કહ્યાની.) આશરો શોધ્યો એ ઘણું ખોટું કર્યું છે.

### આનન્દપ્રદ ઉત્તરાર્ધ

વ્યાખ્યાનનો ઉત્તમાંશ એટલે તેનો ઉત્તરાર્ધ. તેમાં વસ્તુવિધાન તથા પાત્રાલેખન સંબન્ધી જે સવિસ્તર નિરૂપણ છે તે તત્ત્વતઃ નવું નથી,[૬] પણ, 'અશેષ નિરૂપણ'ના એ શોખીનને સહજ એવી અત્યંત ઝીણવટથી, માનાર્હ અભિનિવેશથી અને વિષયના પ્રેમપૂર્વકના અવગાહનથી થએલું હોઈ અભ્યસનીય છે અને વિષય પરનાં અગત્યનાં લખાણોમાં દીપે તેવું છે એમ કહેતાં આનન્દ થાય છે.

વિ. ક. વૈ.

## નૃત્યકલા

### આશાપ્રદ જ્યોતિ

Udaya-shankar summons the factual world to lay aside its ugly hatreds and its endless pre-occupation with the dull mathematics of earning a living, and to enter with him into a gleaming realm of fantasy, beauty and joy. At a time like the present one, when the world is filled as never before with enmity and the will to destruction, the Udaya-shankar India Culture Centre stands like a beacon-light on its Himalayan hill-top. ('Asia' Dec.'41).

—*Gertrude E. Sen*

નૃત્યકલાના અધિષ્ઠાતા દેવ શિવના કૈલાસની સાન્નિધ્યે આલમોડામાં ત્રણેક વર્ષથી એક નૃત્યાલય આપણા દેશના જગવિખ્યાત કલાધર ઉદયશંકરે તેમનાં સહચારીઓ સિમ્કી, અમલા વગેરેના સહકારથી અને યુક્તપ્રાન્તી સરકાર, ના. વડોદરાનરેશ તથા સર ચિનુભાઈના આર્થિક ઉત્તેજન વડે,

૬. કેમ કે તેનાં બીજરૂપ સૂચન અગાઉ જુદેજુદે સમયે પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ (વિવેચના, પૃ. ૪૨), પ્રા. નવલરામ ત્રિવેદીએ (નવાં વિવેચનો, પૃ. ૪૭ ને ૮૪) તથા પ્રા. અનન્તરાય રાવળે (૪૦-૪૧ની કાર્યવહી, વિભાગ ૨જો, પૃ. ૨૨૧મું) કર્યાં જ હતાં.

સ્થાપ્યું છે. 'ઉદયશંકર ઇન્ડિયા કલ્ચર સેન્ટર' નામના એ સંસ્કારકેન્દ્રમાં ભારતીય નૃત્યના ભારતનાટ્યમ્, કથકલી તથા મણિપુરી સંપ્રદાયોની પદ્ધતિએ જુદેજુદા પ્રાન્તોના સોએક વિદ્યાર્થીઓને શૃંગારથી શાન્ત સુધીના નવે રસનો આવિર્ભાવ નૃત્ય ને સંગીતની તેમ જ આનુષંગિક કલાઓ દ્વારા કરવાનું શિખવાય છે. એ તેમ જ ચિત્ર ને શિલ્પની કલાઓના શાસ્ત્રીય સંશોધન તથા અભ્યાસનાં સાધનો પણ–સિનેમાવિભાગ સુધીનાં શક્ય તેટલાં સર્વ સાધનો–આગળ જતાં શાળામાં વસાવાશે અને એ કલાઓનાં નવાં પ્રાણવાન રૂપો ખીલવવામાં પણ તેના શિક્ષકો ને શિષ્યો પોતાનો ભાગ ભરશે જ. તેના પ્રણેતા ઉદયશંકરે પોતે 'લેબર એન્ડ મશિનરી' નામનું નાટ્યરાસક રચ્યું તથા પ્રયોગબદ્ધ કર્યું છે; વળી, એમની નૈસર્ગિક સિસૃક્ષા આમ અર્વાચીન વસ્તુમાંથી, હિંદના ગામડી ખેડૂત મચ્છીમાર ઇત્યાદિનાં જીવનમાંથી લીધેલા વસ્તુમાંથી પણ, મનમોહક નૃત્યરૂપોની નવનિર્મિતિ કરે છે તેમ રામલીલાનું અભિનવ ને સફળ સંયોજન પણ કરે છે. પોતાના વિષયના એક પ્રથમ પંક્તિના નિષ્ણાતને હાથે તેમ જ વર્તમાન સમયનાં ભૌતિક શાસ્ત્રોએ શોધી આપેલી સામગ્રીનો શુભલક્ષી વિનિયોગ કરીને થતી એ કેન્દ્રની આ પ્રકારની અભિનન્દનીય પ્રવૃત્તિ, ખરેખર, ઉપરના અવતરણમાં[1] કહ્યું છે તેમ વૈર અને વિધ્વંસકતાને પંથે પડી નીચી ને નીચી ગબડતી જતી આજની દુનિયામાં, હિમાદ્રિશૃંગે શોભતી એક સુતેજસ્વી આશાપ્રદ જ્યોતિ છે.

વિ. ક. વૈ.

## વાસરિકા : ૨

### જા. ન. બારપંદર શબ્દો

**૨૨મી ફેબ્રુ.** લિરિક આપણી એક સરસ દુખાથી ગ્રન્થિકા છે એટલે તેમાંનું એકાદ ભાષાન્તર શોધવા પાનાં ફેરવવા માંડયાં ત્યાં તો પૃ. ૧૬મે એવી શોધ પણ થઈ ગઈ કે એ આરૂઢ પંડિત તથા આરૂઢતર પરિભાષાચર્ચક સુદ્ધાં 'એપિક' માટે 'મહાકાવ્ય' વાપરવાની છૂટ લઈ લે છે. આટલું જ નોંધી, ખેદપૂર્વક 'શાન્તં પાપમ્!' ઓચરી, 'બૃહત્કાવ્ય'-ને જ વળગી રહેવાનો મારો અફર નિશ્ચય હવે તો અફરન્તર બન્યો છે એમ જાહેર કરું છું. (પાદિપું લગાવવું પડે છે અહીં, અતીક્ષ્ણ રમૂજ-

1. આ નોંધમાંની હકીકતો પણ એ જ લેખમાંથી લીધી છે.

વૃત્તિમાન સર્વ 'પ્રન્થબન્ધુ'કારો, 'શિક્ષણ અને સાહિત્ય'કારો ઇત્યાદિકના લાભાર્થે, કે મેં વર્ણસંકરી શબ્દપ્રયોગ 'અફરન્તર' ઘડી કાઢ્યો છે તે અગંભીર ભાવે જ, અતિગાંભીર્યના ભારે પીડાતાં પીડાતાં નહિ) ... એમનું 'અંબોલાલભાઈ' હમણાં બી.એ.માં ચાલે છે તે વાંચતાં તેમાંથી પણ જૂના-નવા શબ્દો ટપકાવવાના મળ્યા છે: (૧) 'રીઍક્શન' માટે 'પ્રતિફલન' પૃ. ૨૧મે ને ૩૨-૩૩મે; (૨) 'સાયન્સ' માટે–જો કે ત્યાં આ અંગ્રેજી શબ્દ આપ્યો નથી, પણ અર્થ એનો જ છે–'સ્થૂલ ભૌતિકશાસ્ત્ર' (પૃ. ૪૮ મું). આ છેલ્લાની સાથે જ અહીં નોંધું સાડત્રીસની સાલના, આપણા વિદ્વાનોમાંથી એકે કાઢેલા, એમ. એ.ના પહેલા પ્રશ્નપત્રમાંના નિબંધવિષયોમાંથી એકમાં છે તે પદ: ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રમાં યુગ-પલટો'...આ તો આજે જ જોયો પણ થોડા વખત પહેલાં વિદ્વાન મિત્ર પાસેથી સાંભળેલો 'રીઍક્શન' માટેનો (પ્રત્યાઘાત, પ્રતિક્રિયા કે પ્રતિફલન કરતાં પણ કેટલાક–મનોવ્યાપાર અંગેના–સંદર્ભ માટે વધારે ઉચિત એવો) 'પ્રતિભાવ' પ્રચલિત કરવા જેવો છે. તેમણે જ 'રીસ્પૉન્સ' માટે 'અનુભાવ' સૂચવેલો ને એમના એક અપ્રગટ લેખમાં એ વપરાયલો ત્રણચાર દિવસ પર જ વાંચ્યો. એ બંનેના સંબંધમાં એમનાં બીજાં (લઇએ તો બૂઝસમઝથી જ ઉપયોગમાં લેવા જેવાં) સૂચન એટલે 'પ્રતિવૃત્તિ' ને 'અનુવૃત્તિ'...જુદે જુદે વખતે સાંભળેલાં કે વાંચેલા આ છ પર્યાયો (એમાંના છેલ્લા બે તા. ૧૯–૮–૪૧ના કેસરીમાંથી છે.) પણ વિચારવા જેવા છે:

૧ Perspective=યથાદર્શન
૨ Idea=માનસપ્રત્યય; ધ્યર્થ (ધી+અર્થ; પદ+અર્થ='પદાર્થ' ની જેમ.)
૩ Concept=સામાન્ય.
૪ Vivid=દીપ્ત, ઉજ્જ્વલ.
૫ Private=ગૂઢ. } 'કેસરી'
૬ News-film=વૃત્તપટ }

## ફારસી-અરબીનો લગરીક અભ્યાસ

**તા. ૨૩મી ફેબ્રુ.** એ તમને કરાવવાની આ તકનો–મને પ્રસંગોપાત્ત મળેલી તેનો–લાભ લેતાં આનન્દ થાય છે: એ ભાષાકુલના નબીરા લાગે છતાં બેમાંથી કઇ માતાનો સપૂત અમુક શબ્દ છે તે સમજાય નહિ, તો

સમજવાની ચાવી (એ મારા જેવા એના અજ્ઞને સમજાઈ છે તેવી જ, અલબત્ત.) એવી છે કે એ ભાષાઓના જે શબ્દમાં ષ, ટ, ચ, ડ, ળ (આનો ઉચ્ચાર ડ઼ જેવો થાય ત્યારે.) રજ અને ગ એટલામાંનો કોઈ અક્ષર હોય તે શબ્દ અરબી નહિ પણ ફારસી કે ઉર્દૂનો હશે...'બેફિકર' જેવામાંનો 'બે' ફારસી પૂર્વગ છે અને 'બિનદરીક' જેવામાંનો 'બિન' (સંસ્કૃત 'વિના' જેવો) હિંદમાં ઊપજેલી ઉર્દૂનો છે.

### એક સાલ, એક ગોટાળો

૨૩મી ફેબ્રુ. હમણાં મીરાંના જીવનકવનનું પુનરધ્યયન ચાલે છે એટલે એને અંગે પ્રા. નવલરામનું (by the way, એમને તો 'પ્રાધ્યાપક' શબ્દ સામે વાંધો નથી, હોં; તેમણે 'રેખા'માં જે મજાક ઉડાવેલી તે તો જગતમાં હશે ને હોઈ શકે તેટલા બધા ય પ્રાધ્યાપકપદેચ્છુઓની.) 'જયંતીવ્યાખ્યાનો' (૧૯૪૦) જોતો હતો. એ સંદર્ભગ્રન્થ તરીકે પણ ઉપયોગમાં લેવાય છે એટલે તેમાંની મીરાંજન્મતી (પૃ. ૫ ને ૧૫મા પરની) સાલ, (એ મૂળે કવિ-વ્યાખ્યાતાની ને જૂની, પણ સંપાદક ટિપ્પણોમાં સુધારી શક્યા હોત તે.) એક મિત્ર જે સંશોધનમયૂરને કેકા શાસ્ત્રી કહે છે તેમના 'કવિચરિત, ભા. ૧લો'માં (૧૯૩૯) અપાયલી સાલ સાથે (હિંદીમાં કહેવાય છે તેમ) 'મિલતી ઝૂલતી' કેમ નહિ આવતી હોય એમ લાગ્યું. પ્રશ્નનું સમાધાન એટલું કે હમણાં તો બન્ને સાલ અનુમાનાત્મક ગણાય, જો કે શાસ્ત્રીજીની આપેલી સંવત ૧૫૫૫ અદ્યાવત્ અન્વેષણોનો તેમ જ એમની આ વિષયની લાક્ષણિક પર્યેષક બુદ્ધિનો લાભ પામી છે એ વીસરવું જોઈએ નહિ. ...'જ. વ્યા.'માંનું એ કવિ ન્હાનાલાલનું વ્યાખ્યાન 'આપણાં સાક્ષરરત્નો'ના પહેલા ભાગમાં પણ જોવાનું થયેલું. એ જોયા પછી એક જુદા જ પ્રકારની શોધ થઈ ગઈ. તે લેખ તરીકે 'વસન્ત'માં છપાયું ત્યારના ને બંને આવૃત્તિના જયંતીસંગ્રહોમાંના એના લખાણમાં જે વાક્ય 'સંક્ષેપવચન'વાળા ગીતાકારના ટીકાકાર તરીકે કવિવ્યાખ્યાતાએ લખેલું ને જે બાબતનો એમનો ભ્રમ ભાંગવા 'વસન્ત'ધરે એને અંગે ખુલાસાની ટીપ લખેલી, તે વાક્ય ને ટીપ બંને, કવિશ્રીએ પોતાના સંગ્રહમાંથી એ સંબંધી લવલેશ ઇશારો સુદ્ધાં કર્યા વિના, ઉડાવી દીધાં છે. આવો ગોટાળો કરવાને બદલે તેઓ પોતાના વાચકો પ્રત્યે આના કરતાં વધારે માનવૃત્તિ દાખવતા હોય તો કેવું સારું.

જૂ. ન. શબ્દો : ૬

૨૨મી ડેમ્બુ. 'સાયન્સ' માટે 'ભૌતિકશાસ્ત્ર' ને 'પ્રકૃતિશાસ્ત્ર', એ બંને, અનુક્રમે પૂંઠા પર ને એકનચરિત્રના અવલોકનમાં જાન્યુ. ૧૯૦૧ના (પુ. ૧૬, અં. ૪) 'સુદર્શન'કાર આનન્દશંકરે વાપર્યા છે; 'પદાર્થવિદ્યા' પણ એ જ અર્થમાં એ અવલોકનમાં છે. તેમણે જ ૧૯૨૯માં ('આપણો ધર્મ' આ. ૨; પૃ. ૪૧૭) 'ફિઝિક્સ' માટે તો 'ભૌતિકતત્ત્વશાસ્ત્ર' વાપર્યો છે એટલે સર્વસામાન્ય 'સાયન્સ' માટેના એમના શબ્દ 'ભૌતિકશાસ્ત્ર' સાથે એ ભેળાઈ જાય નહિ તેની સંભાળ આપણે રાખવી જોઇએ....તેમના જેવા સંસ્કૃતજ્ઞને પણ 'એપિક' માટે 'મહાકાવ્ય' વાપરતા જોઈ (સાહિત્યવિચાર, પૃ. ૩૦) નવાઇ લાગે છે.

નવા હરગોવિન્દદાસો

૨૪મી ડેમ્બુ. એમનાં નામ ને ઉપનામ છે રા. મગનભાઈ પ્ર. દેસાઈ તથા 'સાહિત્યપ્રિય.' જૂનાં કાવ્યોની હાથપ્રતો 'સુધારી'ને છાપવાનું આગલા જમાનાના સંશોધનના એક આદ્યાવતારે યોગ્ય ધારેલું તે રીતનો (=અવરીત; અવળી રીત પણ કહેવાય તેનો)–'કુંવરબાઈના મામેરા'ની બન્ને શાલેય આવૃત્તિપૂરતો પણ–પક્ષ આ બે નવાવતારોએ કર્યો હોવાથી નવું નામ તેમને ધરાવવું પડે છે. એ વાદ ગયે કે આગલે વર્ષે ચાલેલો ને તેમાં રા. ભાઈ કેશવરામ શાસ્ત્રીએ વિદ્યાર્થીઓ માટેના એ કાવ્યની પણ હાથપ્રતમાં મળે છે એ વાચના જ ચાલુ રાખવાનો વાજબી આગ્રહ ધરેલ–રા. મગનભાઈની અર્વાચીન વાચનાને તેમણે મૂળની છાયા જ કહેલ–ત્યારનો હું શોધમાં હતો કે આવે વખતે ચોસર જેવાની ભાષાનું શું કરવામાં આવે છે. એ તપાસને પરિણામે જણાયું હતું–ને એ ખીસા–વાસરીમાં આજ લગી પડ્યું રહેલું–કે ગયે વર્ષે મામેરાની જેમ બી.એ. માટે નિર્માયલી 'કેન્ટરબરી ટેલ્સ'માંની અમુક પંક્તિઓ આમ છપાઈ હતી:

With pitous herte and heigh devocion,
Right thus to Moors he seyde;

સારું થયું કે એ ગ્રંથમણિના સંપાદકમાં હરગોવિન્દદાસપણું ઊગી આવ્યું નહોતું; બાકી તો તેણે અવતરણના બીજા, ત્રીજા, પાંચમા, છઠ્ઠા તથા છેલ્લા શબ્દોનું આધુનિકીકરણ કરી નાંખ્યું હોત તેને piteous, heart, high, devotion તથા said એમ છાપીને....અંગ્રેજીમાંનો આ દાખલો અહીં

ટાંકવાનો થાય છે તે બે કારણે : (૧) ઉપલા બે ભાઈઓએ કરેલી ભૂલના ભોગ બીજા કોઈ સંપાદક કે સંશોધક થાય નહિ તેવી ઇચ્છાથી; અને, (૨) સત્યાગ્રહ સાથે વત્તુંઓછું જોડાયલા એ બે ભાઈઓ હવે પોતાની ભૂલ જાહેરમાં સ્વીકારીને ખરા સત્યાગ્રહીનું ખમીર દાખવે એવી આશાથી.

## કૉલેજનું ભા. વિ. મંડળ

**૨૪મી ફેબ્રુ.** થોડા દિવસમાં વર્ષદિનનું થશે તે એમ. ટી. બી. કૉલેજનું ભારતીય વિદ્યામંડળ કોઈપણ ભારતીય વિદ્યાપીઠના ગ્રેજ્યુએટને યોગ્ય ઉપચારવિધિથી સભ્યપદે સ્વીકારે છે• તેથી તેમ જ આપણી બાજુ આવી પ્રવૃત્તિને ઓળખવા–અપનાવવા થોડા જ તૈયાર હોય છે તેથી, ખાસ નોંધપાત્ર છે–એ થોડાના ઘણા થાય તો કરવાના સહુહેતુથી. પ્રકૃત મંડળ ભારતીય વિદ્યાઓના સંવર્ધન અને પ્રચારની વિવિધ પ્રવૃત્તિઓ હાથ ધરવા ચાહે છે અને તેણે અત્યાર સુધીમાં ભારતીય સંસ્કૃતિનાં કલા, રાજ્યનીતિ ને લગ્ન જેવાં અંગો પર કૉલેજમાં વિદ્વત્તાયુક્ત ભાષણો અપાવ્યાં છે; મંડળમાં અપાયલું ગંગોત્રીવિષયક ભાષણ તો આ પત્રના વાચકોને લેખરૂપે મળી પણ ગયું છે. પ્રા. હીરાલાલ ર. કાપડિયા સરખા અન્વેષણ-મૂર્તિના ઉત્સાહના ફલરૂપ આ ભા. વિ. મંડળ તેનો ઉદ્દેશ બર આણવા દીર્ઘાયુ નીવડે એમ ઇચ્છીએ.

## સુદર્શન : પુ. ૧૬ મું (૧૯૦૦–૦૧)

**૨૫મી ફેબ્રુ.** એની પરથી આ થોડી ઝડપી પણ અગત્યની નોંધ કરી લઉં છું, બીજાં કામોમાં ફરી મશગુલ થયા પહેલાં.... (૧) પહેલા જ અંકમાં મ. રાનડેના ગ્રન્થમણિ 'રાઈઝ ઑફ ધ મરાઠા પાવર'ના પ્ર. ૮માના શ્રવણમનનરૂપ લેખ 'મહારાષ્ટ્રના સન્તો' એ વિષયમાં રસ લેનારે આજે પણ ધ્યાનથી વાંચવા જેવો છે. (૨) બીજા અંકમાં પ્રેમાનન્દ તથા પાંચમા-છઠ્ઠામાં શામળ વિશેના લેખોમાંનો છેલ્લો એ વખતના પ્રમાણમાં સારો ગણાય. (૩) એ જમાનામાં શેક્સપીઅર–ભક્તિ ગુજરાતી લેખકોમાં પ્રચલિત હોવાનાં પ્રમાણ એ મહાકવિ વિશેના પહેલા ચાર અંકોમાંના બે લેખકોના વિસ્તૃત–પણ બીજો વધારે સુશ્લિષ્ટ–લેખોથી મળે છે. (૪) અશોક વિશે (અં. ૪ ને ૫) સ્વ. ઉત્તમલાલ ત્રિવેદીએ લખેલું તે એ વિષયની પ્રમાણભૂત ને વિસ્તૃત માહિતી ગુજરાતીમાં આપતું કદાચ પહેલું જ લખાણ હશે. (૫) એવામાં પહેલી જ વાર એમ. એ.માં દાખલ થએલા

ગુજરાતીના વિષય પરની તંત્રીની (એટલે પ્રો. આનન્દશંકર બા. ધ્રુવની) નોંધમાં એ પરીક્ષા માટે સૂચના પ્રશ્નમાલા (સ્થાને 'પેપર') સંબંધી છે તેમાં સાહિત્યપક્ષે, મધ્યકાલીન કવિઓ તથા અર્વાચીનોમાંથી નર્મદ–દલપત જ મૂક્યા છે, એ બંને એ વખતે શિષ્ટમાન્યપદે સ્થપાયા હોવાથી; તેમ જ એ સર્વનો અભ્યાસ સારો થાય માટે ધર્મ, ઇતિહાસ આદિની સાંસ્કારિક ભૂમિકાનું વિગતસૂચન પણ કરેલું છે; અને ભાષાપક્ષે મહાસંસ્કૃતથી માંડીને અર્વાચીન ગુજરાતી ઉપરાંત મરાઠી ને ફાર્સીના જ્ઞાનને પણ આવશ્યક (છેક આજ સુધી જે અનાવશ્યક મનાતું લાગે છે તે) ગણ્યું છે. સાહિત્યકારોમાંથી,ઉચ્ચ શિક્ષણના અભ્યાસક્રમમાં જેને ને તેને શિષ્ટમાન્યપદારૂઢ ('ક્લાસિકલ') બનાવી દેવાની હવેની કુરૂઢિ ત્યારે નહોતી તેથી એ પદ ત્યારના પ્રતિષ્ઠાપન્ન વિદ્યમાનો ગો. મા. ત્રિ. કે ન. ભો. દી.ને તો નથી અપ્યું પણ સદ્‌ગતો નવલરામ કે મ. ન. દ્વિ.ને પણ નહિ. (૬) એ ૭ ને બાકીના ૭ અંકોમાંનાં મોટાંનાનાં તંત્રીલિખિત ગ્રન્થાવલોકનોમાં 'ભદ્રંભદ્ર'નું છેક વિસરાયલું ને સૌથી સ્મરણીય છે; અવસાનનોંધો એવા લખાણના અનુકરણીય નમૂના છે; પ્રા. ઠાકોરની હજી અગ્રન્થસ્થ 'મિતાક્ષરી'નું નામ આપવું જ બસ છે; અને 'સેહેની'ના એટલે એમના જ જાણીતા 'ખેતી' કાવ્યનું (પુ. ૧૭, અં. ૧) પ્રધાનપણે ગુણદર્શી વિવેચન લખાયું છે (ત્રિલોકમાંના બીજા કોઈની નહિ ને–) 'પ્રેમભક્તિ'ની એટલે કવિ ન્હાનાલાલની જ કલમે; ત્યારે હજી એમનું ગદ્ય વાંચવું ગમે તેવું હતું એ પણ એ અપ્રહારક ને સુવિવેચક ન્હાનાલાલના લેખમાં જોઈ શકાય છે.......મારે હાથે ચઢેલા સોળમાની ભેગા બંધાયલા એ સત્તરમા દફતરના એ જ અંકમાંના તંત્રીલેખ "'સુદર્શન' અને 'અદ્વૈત'"-માં મણિલાલના અદ્વૈતસિદ્ધાન્તવિષયક કાર્યનું, તથા, નવીન માર્ગમાં કરવાના (પરિણામે જે કાર્ય આ. આનન્દશંકરને જ ઘણે અંશે કરવાનું થયું તે) એ જ વિષયના કાર્યનું અર્થગર્ભ લાઘવયુક્ત ને સુવિશદ દિગ્દર્શન કરાવ્યું છે. તે ગુજરાતી તત્ત્વચિન્તનના અભ્યાસીઓને હમેશ માટે ઉપયોગી રહેવાનું

## રાનડે અને દેશી ભાષાઓ

**૨૯મી ફેબ્રુ.** એ વિષયનાં સીમાચિન્હો આજે પણ રસપ્રદ નીવડે તેવાં છે એટલે એક રાનડેચરિત્રમાંથી નોંધું છું: (૧) ૧૮૫૯–૭૦–નાં

પહેલાં અગિયાર વર્ષની યુનિ.ની ઊંચી પરીક્ષાઓમાં પણ દેશી ભાષાઓને સ્થાન હતું. (૨) ૧૮૭૦માં ઑક્સફર્ડથી આવેલા એલેક્ઝાંડર ગ્રાન્ટ તથા એમના સહયોગીઓએ ઠરાવ્યું કે એ પરીક્ષાઓ માટે યુરપ કે એશિયાની પ્રાચીન ભાષાઓ જ ઉત્તમ એટલે એને માટે જગ્યા કરવા તેમણે મરાઠી-ગુજરાતીને પદભ્રષ્ટ કરી. (૩) એ કૃત્યનો રેવ. ડૉ. વિલ્સન તથા સર રેમંડ વેસ્ટે એમ કહીને વિરોધ કર્યો કે પાશ્ચાત્ય વિદ્યા દેશી ભાષાઓમાં સરસ રીતે લવાય એ માટે તો એને ઊંચી પરીક્ષાઓમાં રાખેલી. પછી મન્દ પડેલી એ હિલચાલે ૧૮૮૦ ને '૮૮માં ઓછુંવત્તું જોર પકડેલું. (૪) જે કોઈ સમજુ માણસ એ વખતે હિંદી વજીર હશે તેને દેશી ભાષાના હિમાયતીઓ ૧૮૯૩માં પોતાના પક્ષમાં લઈ શક્યા. (૫) તેમણે ને રાનડેએ કમિટીઓ નીમાવી કરી (તેમાંની એકમાં રાનડે ઉપરાંત ડૉ. મેકિકન ને ફિરોઝશાહ મહેતા હતા:) જુદેજુદે વખતે, (ક) માત્ર ફર્સ્ટ ઇયરમાં દેશી ભાષાનો નિબન્ધ, (ખ) બી.એ. ને એમ.એના ઐચ્છિક ભાષાજૂથમાં, કે (ગ) માત્ર એમ.એ.માં દેશી ભાષાઓ: એમ અનેક પ્રયાસો સેનેટ-સિંડિકેટમાં કર્યા ને તેમાંનો એક તો પ્રમુખના વિરોધી મતને કારણે જ સફળ થતો સહેજમાં રહી ગએલો. (૬) દેશી ભાષાઓમાં ઊંચા અભ્યાસને લાયક સાહિત્ય જ ક્યાં છે એવી વિરોધીઓની ટીકાનો ઉત્તર રાનડેએ ૧૮૯૮ કે ૧૮૯૯માં મુંબાઈની રો. એ. સોસાયટીના મુખપત્રમાં તથા ટા. ઑફ ઈ.માં મરાઠીની એ વિષયની સમૃદ્ધિ દર્શાવતા પાંચ સ્મરણીય લેખો લખી આપેલો. (૭) તેમના તથા સહકારીઓના ભગીરથ પ્રયત્નો તા. ૨૯મી જાન્યુ. ૧૯૦૧ને રોજ સેનેટના ઠરાવરૂપે સિદ્ધ થયા પહેલાં તેર દિવસે એમનું અવસાન થયું હતું. ૧૯૦૨માં એમ.એ.માં શરૂ થયલા એ વિષયના પહેલા મરાઠી પદવીધરો ૧૯૦૪માં બહાર પડ્યા; ગુજરાતી પદવીધર ત્યાર પછી હશે. ક્યારે? નજાને–હું તો નહિ, પણ હવે એમ.એ. માટેનો આકરગ્રન્થ છે તે 'ગ્રન્થ અને ગ્રન્થકાર' (ભાગ ૧) પણ નહિ; કારણ, ત્યાં પહેલા ગુજરાતી લઈ એમ.એ. થનાર સ્વ. મદુભાઈ કાંટાવાળાની જન્મસાલની જગ્યાએ તેમ આ બાબતમાં પણ 'ખાડો' જ છે—કોરી જગ્યા રખાયલી દેખાય છે....નવલરામે ગુજરાતશાળાપત્રમાં (૧૮૭૨-૭૪ દરમ્યાન બેત્રણ વાર; એ તંત્રીલખાણો હજી અગ્રન્થસ્થ છે.) મૅટ્રિક તેમ જ પછીની પરીક્ષાઓમાં દેશી ભાષાઓ માટે ઘણી વાર કલમ ચલાવેલી....આપણા વધુ માર્ગસૂચક સ્તંભો (પૃ. ૧૦)

નોંધે છે તેમ ૧૮૫૫ સુધી નિશાળોનું શિક્ષણવાહન પણ દેશી ભાષા જ હતી.

**'રાસા' રસ ઉપરથી ?** (જૂ. ન. શબ્દો : ૭)

**૮મી માર્ચ**: 'કવિતા અને સાહિત્ય'નું કામ તો એટલું જ હતું કે તેના વૉ. ૨જામાં ભીમરાવની કૃતિને 'રાસા' કહી છે કે 'રાસો' એ નક્કી જાણવું ને મૂફમાં ભૂલ હોય તો સુધારવી. એ કામ તો નિર્ણય પહેલી જોડણીની તરફેણમાં અપાઈને થયું પણ સાથેસાથે, 'રાસા' (હિંદીમાં, 'રાસૌ') કોને કહેવો તેની ચન્દને આધારે થએલી ચર્ચા પણ ત્યાં જ (પૃ. ૧૪૭) નજરે પડી, એટલે ગયે વખતે (તા. ૫મી ડિસેં.ની નોંધમાં) હિંદીના એક વિદ્વાનનું આ વિષયનું મન્તવ્ય ઉતારેલું (એવું કે એ શબ્દ 'રહસ્ય' કે 'રસાયણ' પરથી હશે) ને યાદ આવ્યું. સ્વ. રમણભાઈના અભિપ્રાય પ્રમાણે તો એ શબ્દનો સંબન્ધ 'રસ' સાથે હોવા સંભવ છે ને ચન્દ કવિવાળી વ્યાખ્યાના અવતરણ પછી તેમણે એવું તારતમ્ય કાઢયું છે કે 'રાસૌ' અમુક વિશિષ્ટ લક્ષણવાળું કાવ્ય નહિ પણ રસાલંકારવાળું ને જ્ઞાનદાયી કાવ્ય, વિષયની દૃષ્ટિએ સંસ્કૃત મહાકાવ્યને મળતું કાવ્ય, હોઈ શકે. મતલબ, તેમણે તો આપણે ઉક્ત નોંધમાં નોંધેલી (મૂળે ગીત,–એ ગાવાનું રાસ રમતાં–પછી ઇતિહાસાદિના મિશ્રણવાળું કાવ્ય એવી) 'રાસ'ની સમજ સ્વીકારી લાગતી નથી.

**'આનન્દવું' વધારે જૂનો** (જૂ. ન. શબ્દો : ૮)

**૧૦મી માર્ચ**: એક વિદ્યાર્થીબન્ધુની શોધને આધારે એક પ્રાધ્યાપકમિત્રે પરમ રોજ (ગયા વખતવાળી ૩૭ સપ્ટે.ની નોંધ વાંચીને) ધ્યાન એંચેલું કે ઉપલો પ્રયોગ, એ નોંધમાં શોધાયા મુજબ, ૧૮૯૭માં મણિલાલે કર્યો ત્યાર પહેલાં ૧૪ વર્ષ (૧૮૮૩માં) નવલરામે એમના જાણીતા મર્મલેખ 'ઓથારિયો હડક્વા'માં કર્યો હતો: "એ ભાઈ પોતાની લહેરમાં કેવો આનંદે છે." ('ન. ગ્રન્થા.'નું ગુજ. વિદ્યાપીઠવાળું તારણ, પૃ. ૩૦૩)...એ વાત અમે આજે ચા–પાને કરીને (ચા માટેનું દૂધ તો જરા 'એવું જ' હતું છતાં) આનન્દતા આનન્દતા કરતા હતા ત્યારે એ પણ સ્પષ્ટ થયું કે શબ્દનું આ રૂપ આમ ઘડાયલું વહેલું પણ એને પ્રચલિત તો ન્હાનાલાલે કર્યું; ને એમ સ્પષ્ટતર થયું (મારે મુખે) કે 'પ્રચલિત' એટલે એમનાં જ કાવ્ય–ગાવ્યમાં (આ 'ગાવ્ય' એટલે અપવાગદ્ય–સમજવું.), બાકી આપણી સાહિત્યભાષામાં પણ 'આનન્દવું' તો કોઈએ ભાગ્યે જ વાપર્યું હોય.

વળી, મિત્રે કહ્યું તેમ, "આપણે 'જુઓ, પેલાં છોકરાં કેવાં આનન્દે છે' એમ કહેતા નથી" એટલે વાતચીતની ભાષામાં પણ એ પ્રયોગ રૂઢ થયો નથી. નવલરામ રમૂજમાં ને મણિલાલ ભાવમય જેવા ગદ્યમાં એ પ્રયોગ કરે છે એ વાત પણ ધ્યાન બહાર રહેવી ન જોઈએ.

## માલાકારનો પુરસ્કાર

**૧૦મી માર્ચ**: માનનીય 'નિબન્ધમાલા'કારે (સદ્‌ગત ને વિદ્યમાન મળીને) બાવીસમાંથી એક નિબન્ધીનો પુરસ્કાર માટેનો હક હળવા રૂપે એટલે તેને 'ફૂલપાંખડી'રૂપે પાંચ રૂપિયા આપીને સ્વીકાર્યો છે એમ નોંધતાં કંઈક સંતોષ થવો જોઈએ. તે થવા છતાં નથી થતો એટલા માટે કે સંગ્રાહકે જે સ્વેચ્છાએ કરવું જોઈતું હતું તે તેમણે એ રીતે નથી કર્યું; તેમ જ, બધા નિબન્ધીઓને હજી કશું મળ્યું જણાતું નથી, સંગ્રાહકને એ ચોપડી પર મળેલા કુલ રૂ. અગિયારસોથી પણ વધારે રકમમાંથી. આ આંકડો ચમકાવે તેવો નથી, બાવીસ બીજા લેખકોની બુદ્ધિશક્તિના બળે એક જ લેખકે ગુજરાતમાં પોતાને આંગણે પાડેલી અપૂર્વ એક ટંકશાળના નમૂના લેખે?...ચોપડીમાં સંગ્રાહકનું પોતાનું લખાણ ૪૨ પાનાનું; બાવીસ લેખકોનું ખરી રીતે ૩૭૦ પાનાંનું; સંગ્રાહકને બે આવૃત્તિના મળી ખુલ્લી રીતે રૂ. ૧,૦૦૦ (૩૦૦+૭૦૦) મળે છે તથા વગરખુલ્લી રીતે બીજી આવૃત્તિમાંથી રૂ. ૧૦૦ કરતાં પણ વધારે, અમુક શંકાસ્પદ નીતિવાળી રીતિને પ્રતાપે, મળે છે; અને એ અગિયારસોમાંથી ચુકવાયલો પુરસ્કાર? તો કે રૂપિયા પાંચ!...આવી બની ગએલી વસ્તુસ્થિતિને સંગ્રાહકબંધુ (એટલે બીજાઓને 'મર્સિનરી' કહીકહી પોતે જ કોટબ્રમરન્યાયે આમ 'મર્સિનરી' બની ગએલ આપણા એક "મિશનરી" બન્ધુ) હજી સુધારી શકે છે, જાહેર કરીને કે "હું તો રસ્કી મિલ્ટન-ગોવર્ધનરામાદિનાં દૃષ્ટાંત આગળ ધરીને 'શાસ્ત્ર અને સાહિત્ય' દ્વારા ગુજરાતને સુશીલતાનો પ્રબોધક અને ઉદ્‌બોધક, એટલે મારાથી આ બધી પારકી મહેનતની કમાઈ આમ ખવાઈ શકે નહિ; કેટલેક અંશે મેં પોતે જ બગાડેલી મારી સ્થિતિ સુધરતાં વેંત હું 'નિબંધમાળા'વાળા દરેક વિદ્યમાન નિબંધીને તથા સદ્‌ગતના વંશવારસોમાંથી જેમનો હક પહોંચતો હશે તે સર્વને પહેલી આવૃત્તિથી માંડી હમણાં સુધીનો જે વાજબી ને પૂરેપૂરો પુરસ્કાર (એટલે પેલી 'પાંખડી' નહિ) આપી શકાય તે આપવાનો જ છું—અથવા, ભલે પછી હપતાથી પણ એ સુકૃત્ય

કરવું આરંભાશ સત્વર જ." આશા છે કે એ બાઈ આ અથવા આવી કોઈ યોગ્ય રીતે પોતાની શિક્ષ્યા પ્રતિજ્ઞા પરનો ડાઘ ધોવા ચૂકશે નહિ, એ આત્મશુદ્ધિ કરવામાં નાહકનો વિલંબ કર્યા કરશે નહિ.

વિ. ક. વૈ.

## મન્દિર-વૃત્ત

**૧. વિશેષ મદદ** : આગલા તથા ગયા અંક પછી મળેલી તે, સાભાર સ્વીકારીએ છીએ : રા. વૈકુંઠરાય લલ્લુભાઈ મહેતા, મુંબાઈ : રૂ. ૨૦; રા. બહેચરલાલ મ. શાહ, નડિયાદ : રૂ. ૧૦; 'એક બન્ધુ', મુંબાઈ, રૂ. ૧૦.

**૨. વી. પી.થી** (રૂ. ૫-૩-૦ના) જુનનો અંક રવાના થશે, એ માસના છેલ્લા અઠવાડિયામાં; માટે, જેમણે લવાજમ મ. ઓ.થી ("વ્યવ. માનસી : સાધના પ્રેસ, રાવપુરા; વડોદરા"ને) કે રૂબરૂ આપવાં-મોકલવાં હોય તેમણે આ (માર્ચનો) **અંક મળતાં તુર્ત જ** એ સંબન્ધી યોગ્ય તે ગોઠવણ કરવી.

**૩. ખાસ આકર્ષણો** : ૧૯૪૨ના હવેના અંકોમાં : રા. સંજાનાનાં ઠક્કર-વ્યાખ્યાનોનો સંક્ષેપ; રા. ધનસુખલાલ મહેતાની આત્મકથાનો ખંડ પહેલો 'કાઠિયાવાડ'; શ્રી. પદ્માબહેન દેસાઈનો પરિષદ-નિબંધ 'મીરાંબાઈ'; નર્મદના સંસ્મરણકાર સ્વ. રાજારામ શાસ્ત્રીની વિસ્તૃત ચરિત્રરેખા.

**૪. પ્રકીર્ણ** : (૧) વર્ષ પાંચમા ને છઠ્ઠાની અનુક્રમણિકા આવતા અંક સાથે અપાશે. (૨) 'માનસી'નાં મદદગાર ત્રણ પુસ્તકો વિશેની જા. ખ. તરફ વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ.

વિ. ક. વૈદ્ય
સં. માનસી

સૂરત : ૨૧-૩-૪૨

# મંજૂષા

## પૂર્ણયોગવિભાગ

[ આ નવા વિભાગમાં પૂર્ણયોગવિષયક ચિન્તનની કંડિકાઓ–ગુજરાતી તેમ જ ઈતર–આપશું. આ વખતનાં બન્ને હિંદી લખાણ 'હંસ'ના ૧૯૩૯માં પ્રગટેલા શ્રી અરવિન્દ–અંકમાંથી ઉતાર્યાં છે; ત્યાં એ, અનુક્રમે, શ્રી અરવિન્દ અને શ્રી માતાજીનાં અંગ્રેજી લખાણો પરથી લેવાયાં છે. એ અંકનો ઉપયોગ અમે અમારા વિદ્વાન સહચારી પ્રા. ગોદીવાળાના સહકારથી અહીં કરી શકીએ છીએ એમ નોંધતાં આનંદ થાય છે.–સં. 'મા'. ]

### લક્ષ્ય

હમેં અબ ભી કૌન સી નઈ વસ્તુ પ્રાપ્ત કરની હૈ ?

પ્રેમ, ક્યોં કિ અભી તક તો હમને કેવલ દ્વેષ ઔર આત્મસંતોષ હી પ્રાપ્ત કિયા હૈ; જ્ઞાન, ક્યોં કિ અભી તક તો હમેં કેવલ સ્ખલન, અવલોકન ઔર વિચાર શક્તિ–કી હી પ્રાપ્તિ હુઈ હૈ; આનન્દ, ક્યોં કિ હમ અભી તક સુખ-દુઃખ ઔર ઉદાસીનતા હી પ્રાપ્ત કર પાયે હૈ; શક્તિ, ક્યોં કિ અભી તક તો નિર્બલતા, પ્રયત્ન ઔર પરાજિત વિજય હી હમારે પલ્લે પડી હૈ; જીવન–અભી હમને જન્મ, વૃદ્ધિ ઔર મરણ હી તો પાયા હૈ; ઔર હમેં પ્રાપ્ત કરના હૈ ઐક્ય ક્યોં કિ અભી યુદ્ધ ઔર સંઘ [ 'એસોસિએશન' યાને ઓછેવત્તુ અંશે સ્થૂલ સહચારિતા ][1] હી હી ઉપલબ્ધિ હુઈ હૈ ન !

એક શબ્દ–મેં કહું તો તો હમેં ભગવાન–કો પાના હૈ ઔર અપને આપ–કો ઉસકે દિવ્ય સ્વરૂપકી પ્રતિમાકે રૂપમેં ફિરસે ગઢના [ઘડવાના][1] હૈ.

---

૧. ખૂણિયા કાકંસમાં છે તે અમે કરેલા ઉમેરા છે–સં. 'મા.'

## અમીછાંટા

ભગવાન કે બિના જીવન એક દુઃખમય ધોખા હૈ, ઔર ભગવાન સાથ હોં તો સબ આનંદ હી આનંદ. :: ભગવાનકી ઓર અભિમુખ હોઓ, તુમ્હારે સબ દુઃખદર્દ વિલીન હો જાયેંગે. ઉનકે ચરણોંમેં હમ અપને આપકો સચ્ચે ભાવસે અર્પિત કર દેં, ન ભી અપને અનગિનત માનવીય દુઃખદર્દોંસે છુટકારા પા સકતે હૈં. :: હમ ચુપચાપ આનંદમગ્ન રહેં. ભગવાનકે પ્રતિ કૃતજ્ઞતા પ્રકાશિત કરનેકા સર્વોત્તમ ઢંગ યહી હૈ. :: સુખકી ચિન્તા કરના દુઃખી હોનેકા નિશ્ચિતતમ ઉપાય હૈ. :: સુખ જીવનકા લક્ષ્ય નહીં હૈ. સાધારણ જીવનકા લક્ષ્ય હૈ અપને કર્તવ્યકો પૂરા કરના ઔર આધ્યાત્મિક જીવનકા લક્ષ્ય હૈ ભગવાનકી પ્રાપ્તિ. :: યદિ કલાકા ઉદ્દેશ દિવ્ય જીવનકે વિષયમેં કુછ અભિવ્યક્ત કરના હૈ તો ઉસમેંભી વિશાલ ઔર પ્રકાશમય શાન્તિ અવશ્ય પ્રકટ હોગી. :: ભગવાન પર હમારા ભરોસા કિન્હીં બાહ્ય પરિસ્થિતિયોં પર આશ્રિત ન હો. :: બિચારા ભગવાન! ઉસે ન જાને કૈસે-કૈસે ભયંકર કૃત્યોંકા અપરાધી ઠહરાયા જાતા હૈ. યદિ યે આરોપ સચ્ચે હોં તો વહ કિતના બડા દૈત્ય ઠહરેગા—હાઁ, વહી જો વાસ્તવમેં સાક્ષાત્ અનુકમ્પા હૈ. :: ભગવાનકે સંકલ્પકો હી અપના સંકલ્પ બનાના, યહી તો પરમ રહસ્ય હૈ. :: હમેં ભગવાન પર જિતના ભરોસા હૈ ઉસીકે અનુપાતમેં ભગવત્કૃપા હમારે લિયે કામ કરેગી ઔર હમેં સહાયતા પહુઁચાયેગી. :: પ્રભો! યહ સંવત્સર મર રહા હૈ ઔર હમારી કૃતજ્ઞતા તુમ્હારે ચરણોંમેં નતમસ્તક હૈ. પ્રભો! સંવત્સર ફિર જન્મા હૈ, હમારી પ્રાર્થના તુમ તક પહુઁચને કે લિયે ઊઠ રહી હૈ.

શ્રી કિશનસિંહ ચાવડાએ સાધના પ્રેસ રાવપુરા વડોદરામાં છાપી પ્રગટ કરી.

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૭ : ગ્રંથાંક ૨

જુન ૧૯૪૨



પૂર્ણસંખ્યા ૨૬

સંચાલક

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વર્ષ ૭, ગ્રંથાંક ૨

જુન ૧૯૪૨

## સર્જન અને નિબંધો



## નિકષ

## ધ્વનિ



માનસી ગ્રંથશ્રેણીઃ સંચાલક વિજયરાય ક. વૈદ્ય, દરજી મહોલ્લો; નાનપરા; સૂરત. લવાજમઃ રૂ. ૫); દેશાવર, રૂ. ૬); છૂટક, રૂ. ૧ા. શાખાઓઃ (૧) ભાવનગરઃ આનંદ પ્રેસ, સ્ટેશન રોડ. (૨) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠી ઍંડ કં. પ્રિન્સેસ સ્ટ્રીટ. (૩) સૂરતઃ પ્રતાપ પ્રેસ, કણપીઠ. (૪) વડોદરાઃ સાધના પ્રેસ, રાવપુરા, (૫) પોરબંદરઃ રા. દામોદર કૃ. ભટ્ટ; રામટેકરી.

## શુદ્ધિપત્રક ( 'આથમતે અજવાળે' )

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૭ | ૨૫ | જોડલી | જોડેલી |
| ૮૯ | ૯ | મેચ જોવા | મેચ શા માટે જોવા |
| ,, | ૧૭ | જઈએ | જઈએ. |
| ૯૧ | ૨૧ | હતો | હતો જ |
| ૯૪ | ૧૯ | એક નાની | નાની |
| ૯૬ | ૧૭ | જવા માટે | જવા સારુ |
| ૯૮ | ૨૧ | પાચ | એક |
| ૧૦૧ | ૧૦ | નાખ | નાખે, |
| ,, | ૨૨ | અમને | એમને |
| ૧૦૩ | ૮ | સમજતા છે | સમજતા હોય છે |

[ ગયા અંકની વાસરિકામાં પૃ. ૩૮મે છેલ્લી લીટીમાં 'રક્ષણ' છપાયું છે તે 'ક્ષણ' જોઇએ. ]



# માનસી

વર્ષ ૭, અં. ૨ —— જુન'૪૨

## આચાર્ય આનન્દશંકર ધ્રુવ

[ સ્વ. સરદાર પાઠકજી : કૌમુદી ( ત્રૈમાસિક ) પોષ ૧૯૮૨ ]

આચાર્ય આનન્દશંકર ધ્રુવ નથી કવિ કે નવલકાર, નથી સંવાદકાર કે નાટકકાર, નથી ભાષાશાસ્ત્રી કે વ્યાકરણશાસ્ત્રી, છતાં સૌ એમને મહત્ત્વ કેમ આપતા હશે ? તેઓ અધ્યાપક છે ને તંત્રી છે એ ખરું, પરન્તુ એ વર્ગોના સઘળાને એમના જેટલું અગત્ય કેમ નથી મળતું ? કારણ એટલું જ કે અધ્યાપકો તો ઘણા છે પણ તેઓમાં એમના જેવો સમગ્રદર્શી પંડિત કોઈ નથી, તંત્રીઓ ઘણા છે પણ તેઓમાં એમના જેવો દૂરદર્શી પત્રકાર કોઇ નથી. વળી, એઓ રસિક વિવેચક અને વિદ્વાન નિબન્ધકાર છે એટલે, 'મેન ઑફ લેટર્સ'ના અર્થમાં સાક્ષર શબ્દ વાપરીએ તો એમને શુદ્ધ સાક્ષર કહી શકાય એમ છે.

આમ આજના ગુજરાતી સાક્ષરોમાં આનન્દશંકરભાઈ સૌથી આકર્ષક વ્યક્તિ છે.

× × ×

હાલ આર્થિક ને રાજકીય વિષયો પર ચર્ચાઓ થાય છે તેમ તે સમયે ધાર્મિક ને સાંસારિક પ્રશ્નો પર ઠીક ઠીક ચર્ચા થતી. સંરક્ષકો ને સુધારકો બેની વચ્ચે તટસ્થ રહી અવલોકન કરનારા એક સ્વતંત્ર માસિકની જરૂર છે એમ ધારી એમણે આ સદીની[1] શરૂઆતમાં 'વસંત' કાઢ્યું. યુગબળના પરિણામરૂપે એમેને

1. સને ૧૯૦૨માં, માઘ ૧૯૫૮થી.—સં', માનસી

આ વિચાર સ્ફુરેલો, એટલે 'વસંત' નીકળ્યું કે માસિકસાહિત્યમાં નવો યુગ શરૂ થયો... ... ...

'નવજીવન' મહાત્મા ગાંધીએ [૧૯૧૯માં] લીધું તે પહેલાં ઉચ્ચ પત્રકારત્વનો પિપાસુ 'વસંત' તરફ વળતો. આર્યત્વને ખોયા વગર પાશ્ચાત્ય સંસ્કૃતિનાં અનુકરણીય તત્ત્વોને આપણા જીવનમાં શી રીતે ઉતારવાં તે પ્રશ્નનું મહત્ત્વ ત્યારે ઘણું હતું. 'સુદર્શન' 'સમાલોચક' ને 'વસંત'માં ધર્મ ને નીતિ, સમાજ ને શિક્ષણ તેમ જ શુદ્ધ સાહિત્ય, બધાંને સરખું પ્રાધાન્ય મળતું... ...આનન્દશંકરભાઈના મત પ્રમાણે તો કેવળ હૃદયની ભાવનાને સ્પર્શે તે જ સાહિત્ય નથી પણ જુદાં જુદાં શાસ્ત્રો વગેરે સર્વ પ્રકારના વાઙ્મયનો તેમાં સમાવેશ થાય છે. સામાન્ય રીતે 'વસંત'ના તંત્રીલેખો વાઙ્મયિક કરતાં સાંસ્કૃતિક દૃષ્ટિબિન્દુ ગ્રહણ કરીને એઓ લખે છે. આનન્દશંકરભાઇ એકલા ગુજરાતી સાહિત્યના જ નહીં પણ સાહિત્યના અભ્યાસી છે, એકલી આર્ય સંસ્કૃતિના નહીં પણ સંસ્કૃતિના અનુરાગી છે, એટલે ગુજરાત કરતાં હિંદ ને હિંદ કરતાં માનવજાતિનો વિચાર એઓ વધારે કરે છે. વર્તમાન ને સંનિહિત ભવિષ્યના કરતાં દૂરનાં પરિણામો પર એઓ દૃષ્ટિ રાખે છે; તેનું પરિણામ એ આવ્યું છે કે ઉચ્ચ પત્રકારત્વના નમૂના જેવા હોવા છતાં એમના લેખોએ જનતા પર ઝાઝી અસર કરી નથી. આથી નિરાશ ન બનતાં, મનુષ્યપ્રેમી વિચારકને શોભે એવી ધીરતાથી, લગભગ પચ્ચીસ વરસ થયાં, એઓ 'વસન્ત' ચલાવ્યે જાય છે.

×          ×          ×

આનંદશંકરભાઈ પત્રકાર અને ભાષણકાર કરતાં શૈલીકાર તરીકે વધારે વખણાય છે. સ્વ. મણિલાલભાઈનો પ્રભાવ શૈલીવિષયમાં પણ એમના પર જ પડયો છે. જગતનાં અનેક સાહિત્યો અને ભિન્નભિન્ન શાસ્ત્રોનું પરિશીલન કરેલું હોવાથી, એઓ વિષયને અનુકૂલ શૈલી ગ્રહણ કરી શકે છે. ... ... 'આપણો ધર્મ'નો અધિકારી વાચક એ પુસ્તકમાં તેના લેખકના મોહક વ્યક્તિત્વનું આછું પ્રતિબિંબ પડેલું જોઈ શકે એમ છે. એની શૈલીમાં વિશદતા ને તેજસ્વિતા છે, કેટલીક વાર તેમાં કોમળતા ને મધુરતા પણ વિલસે છે. માથે ભારવાળો મહા વેગથી નહીં પણ સફાઈથી દોડે તેમ એમની શૈલીનો પ્રવાહ, જ્ઞાનભારને લીધે, મન્દ છતાં મનોહર રીતે વહે છે. ... ... ...એમની ભાષા પ્રૌઢ છે. સંસ્કૃત તત્સમો એમાં પુષ્કળ આવે છે પણ તેનો ઉપયોગ એટલી યથાર્થ રીતે થયો હોય છે કે લખાણ આડંબરી નથી લાગતું ... ...એમના તંત્રીલેખોમાં દુંપદ અને પાદરીવેડાને બદલે સામર્થ્ય અને વૈવિધ્ય હોય છે. આથી સંસ્કારી વાચક એમના અભિપ્રાય સાથે મળતો

ન થતો હોય ત્યારે પણ એમના પર રોષે ભરાતો નથી. એમની લેખનશૈલીની આ એક મોટી ખૂબી છે.

*આનંદશંકરભાઇ કુલીન, ગર્ભશ્રીમન્ત અને સંસ્કારી સજ્જન છે. ... ... ...* સમાગમમાં આવનારનો બુદ્ધિવૈભવ કેટલો છે તે એ તુરત કળી જાય છે. વિરુદ્ધ મતના બે વિદ્વાનો સાથે એ સરખી મૈત્રી રાખી શકે છે. જ્ઞાનવિષયમાં એમને કદી અસંબુદ્ધિ ઊપજી નથી છતાં અજાણ્યાઓ એમની અમીરી બેગળાઇને અભિમાન ધારે છે. હકીકત એ છે કે એ વિદ્વન્નેતા છે, લોકનેતા નથી.

× × ×

મહાત્મા ગાંધીજી ને આચાર્ય આનન્દશંકર : એક કર્મપરાયણ પુરુષ છે ને બીજા જ્ઞાનપરાયણ પુરુષ છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના ધસારા સામે ગાંધીજી આધ્યાત્મિક બળથી લડે છે; આનન્દશંકરભાઈ સાંસ્કૃતિક દૃષ્ટિથી જૂનાનવાની તુલનાત્મક સમીક્ષા કરી બેસી રહે છે. ગાંધીજી કર્મવીર છે, આપણી અસ્મિતાના વિધિરૂપ છે; આનન્દશંકરભાઈ જ્ઞાનવીર નથી તો યે આપણી સંસ્કારિતાના પ્રતિનિધિ તો એ જ છે. આ બેનો સમન્વય કરીએ તો આપણી સાંસ્કારિક અસ્મિતાની રસ અને ભાવનાથી ભરેલી એક સુન્દર મૂર્તિ આલેખી શકાય.

## એમનું ધર્મદર્શન

આચાર્યશ્રી 'સનાતન ધર્મ'નું સત્ય સ્વરૂપ સમજાવતાં યથાર્થ રીતે કહે છે કે ધર્મનું અસ્તિત્વ કોઈ અનન્ત, કોઇ સનાતન પદાર્થને અવલમ્બીને છે. કાળના પ્રવાહમાં વહેતા સર્વ પદાર્થો સાન્ત છે. 'સનાતન' એ 'હ્યસ્તન' (ગઈ કાલનું), 'અદ્યતન' (આજનું) અને 'શ્વસ્તન' (આવતી કાલનું) નહિ એટલું જ નહિ, પરંતુ 'ચિરંતન' (લાંબા કાળનું) અને 'પુરાતન' (જૂના કાળનું) એમ પણ નહિ, પરંતુ 'સના' Eternityને એ અવલમ્બન કરે છે. સાન્તના અસંતોષમાંથી ધર્મની ઉત્પત્તિ છે. એનો પ્રદેશ અસીમ છે, કારણ કે એનું અવલમ્બન અનન્ત છે. સર્વવ્યાપક અસ્થિરતા અને ક્ષણિકતામાં અનન્ત પદાર્થ જ અસીમ આનન્દ અને સુખ આપી શકે છે. (બુદ્ધિપ્રકાશ જાન્યુ.-માર્ચ '૪૨)

રતિલાલ મો. ત્રિવેદી

# આથમતે અજવાળે

## ખંડ પહેલો: કાઠિયાવાડ

### પ્રકરણ પહેલું

તા. ૨૦મી ઑક્ટોબર, ૧૮૯૦ને રોજ, ૧૯૪૬ના આસો શુદ ૭ ને, સવારે સવાઅગિયાર વાગ્યે, કાઠિયાવાડના ઝાલાવાડ પ્રાન્તમાં, ભોગાવા નદીના કાંઠે આવેલા વઢવાણ શહેરમાં, મહન્તના મઠમાં (ત્યાં એનો ઉચ્ચાર 'માં'તનો મઠ' થતો) હું જન્મ્યો.

તે સમયે મારા પિતા કૃષ્ણલાલ ગોવિંદદાસ મહેતા—જેને અમે 'કાકાજી' કહેતા તે—ઝાલાવાડ પ્રાન્તના ડે. એ. ઇન્સ્પેક્ટર હતા. મેં જન્મ લીધો તે અગાઉ એમને ત્યાં ત્રણ સંતાનો જન્મ લઈ ચૂક્યાં હતાં—સૌથી મોટા જયસુખલાલ, બીજાં તનુગવરી અને ત્રીજાં તારાગવરી—એટલે બાળકના જન્મની નવાઈ મારા જન્મસમયે નહોતી. પણ તે વેળા બે પુત્રી અને પુત્ર એક હતાં એટલે પુત્રના વધારાથી થોડો ઘણો આનંદ થયો હોય એમ આપણે માની લઈએ તો ખોટું નથી.

લગભગ પિસતાળીસ વર્ષ પછી, મારા નાનાભાઈ માધવલાલ જ્યોતિષનો અભ્યાસ કરતા હતા તેમણે મારો જન્મ સમય માગેલો અને મેં ભૂલથી સવારને બદલે રાતના સવા અગીઆરનો આપ્યો. તે ઉપરથી એમણે અંગ્રેજી પદ્ધતિ અનુસાર ફળાદેશ કાઢ્યો અને એ તો અજબ થઈ ગયા; કારણ કે એ ઉપરથી તો એમ ફલિત થતું હતું કે સાહિત્ય, સંગીત અને અભિનયકલામાં હું સમ્રાટ થવા સર્જાયો હતો અને રસિકતામાં ગુજરાતનો 'ડોન જુઆન' હોવો જોઈતો હતો! વિચાર કરતાં

ભૂલ પકડાઈ, હું બાર કલાક પહેલાં જન્મ્યો હતો એમ. પુરવાર થયું, અને લલિતકલાના સમ્રાટ અને ડૉન જુઆન જેવા રસિક થવાના ખ્યાલ ઉદ્‌ભવ્યા-ન ઉદ્‌ભવ્યા અને નષ્ટ થઇ ગયા! આ પૃથ્વી પર બારે કલાક વહેલા આવવા હું જરા પણ આતુર ન હતો એ વાત તો ચોક્કસ. એટલે વિધિના ફરમાનને લઇને મારે વહેલા આવવું પડ્યું અને એટલી ઉતાવળને પરિણામે મારું ભવ્ય અને આકર્ષક જીવન જન્મથી જ ચૂંથાઈ ગયું. મારા જીવનમાં આવા અકસ્માતો–જીવનને વેડફી મારનાર અકસ્માતો ઘણાં આવ્યા છે, એમાંનો આ પહેલો અકસ્માત!

અમારા ઘરમાં જવાનો માર્ગ વિચિત્ર હતો. મોટા રસ્તા ઉપરથી એક પ્રચંડ દરવાજામાં દાખલ થવાનું. દરવાજાનાં બે કમાડ લાકડાનાં હતાં પણ વર્ષોથી એ બંધ કરવામાં આવ્યાં ન હતાં અને પછી તે બંધ થઈ શકે તેમ પણ નહોતું. એમાં દાખલ થતાં, સીધા, લગભગ બે માથોડાં જેટલી પથ્થરની બાંધેલી ભરણી હતી અને એના ઉપર અનેક મોટી શિલા ઘડેલી, અર્ધ ઘડેલી અને વગરઘડેલી પડેલી હતી. કોઇ કહેતું કે એના ઉપર સ્વામિનારાયણનું મંદિર બંધાવવાનું હતું; તો કોઇ કહેતું કે એક મહન્ત ત્યાં મૃત્યુ પામેલા તેની સમાધિ થવાની હતી. ગમે તે હો પણ જન્મથી હું એની એ જ સ્થિતિ જોતો આવ્યો હતો અને વઢવાણ છોડયું ત્યાં સુધી તે સ્થિતિમાં કશો ફેરફાર થયેલો નહિ. કોઇ કોઇ વાર ફળીનાં સાહસિક છોકરાં એ ભરણી–ટેકરા ઉપર ચડીને રમતાં. ડેપ્યુટીસાહેબનો છોકરો તેથી હું એમ સામાન્ય છોકરાં જોડે રમી શકું નહિ અને બે માથોડાં જેટલી ઊંચાઇ ચઢી શકું નહિ એટલે મારે એના ઉપર ચઢવાની ઘણી ઇચ્છા હતી પણ તે અપૂર્ણ જ રહેલી.

દરવાજામાં દાખલ થતાં, એ ટેકરા પાસે જમણે હાથે એક નાની ખડકીમાંથી અંદર જવાય. ત્યાં નાનો વાડો હતો અને બે બેઠાં ઘરની જોડલી ચાલ જેવું હતું. પહેલામાં પુરુષોત્તમ શુક્લ કરીને ત્યાંની ગુજરાતી શાળાના હેડમાસ્તર રહેતા હતા અને બીજા ઘરમાં ભાઇશંકર કરીને ત્યાંની કન્યાશાળાના એક શિક્ષક રહેતા. એ બે અમારા નજીકના પડોશી.

એ વાડામાં ડાબે હાથે પાછી એક ખડકી. તેમાં લગભગ ચોરસ મોટું ફળિયું. જમણી બાજુ પહેલા ત્રણેક ખંડ પિતાની ઑફિસ તરીકે વપરાતા અને પછીનો એક ખંડ અમારા રસોડા તરીકે વપરાતો. ડાબી

બાજુએ એક માળવાળું ઘર હતું જેમાં અમે રહેતાં. એ બેની વચમાં મોટો કૂવો હતો. અમારી બારી બંધ કરીએ તો અમારું ઘર અને ઓફિસ બહારનાં લોકો માટે બંધ થઈ શકતાં કારણ કે બહાર જવાનો બીજો માર્ગ ન હતો. ઘરનું ભાડું માસિક પાંચ રૂપિયા હતું. આ તે વખતે વધારે પડતું ગણાતું અને ભાડાંનું બજાર આ પ્રમાણે અમારા કાકાજી બગાડતા હતા એવું અમારા ઉપર તહોમત હતું. કાકાજીએ પોતાના વઢવાણ ખાતેના નિવાસના સમયમાં બીજું ઘર બદલ્યું ન હતું.

એ લગભગ ચોરસ ફળિયામાં ચાર ખૂણામાંથી બે ઠેકાણે પીપળા અને ત્રીજે ઠેકાણે લીંબડો. ચોથે ખૂણે મોટો તુલસીક્યારો હતો.

એ જમાનામાં કાઠિયાવાડનાં નાનાં ગામો જેવી શાંત, પ્રવૃત્તિઓની પીડા વિનાની મનોદશા ભોગવતાં હતાં તેવી વઢવાણની મનોદશા હતી. અમારી દુનિયા નાની હતી. બહારની જંજાળો અમને બહુ સ્પર્શતી ન હતી. મારા જન્મની એકેક વર્ષ પહેલાં વઢવાણમાં પૂંછડીઓ તારો જણાયેલો અને પછી તરત જ ત્યાંના ઠાકોરસાહેબ દાજીરાજ અવસાન પામ્યા હતા એટલે હું સમજણો થયો ત્યારે પહેલી વાત, આ પૂંછડીઆ તારાનું ઊગવું અને દાજીરાજનું મરણ થવું એ મારા કુમળા મગજમાં ચોંટી ગઈ હતી.

એમના પછી બાલસિંહજી ગાદી ઉપર આવ્યા હતા. દાજીરાજના જીવનની આસપાસ ત્યાંના લોકોએ અમુક ભેદી glamour (ઝગઝગાટ, ચળકાટ)ગૂંથ્યો હતો. તેઓ લગ્ન કરીને પાછા આવ્યા ત્યારે રાણીસાહેબ પોતાની સાથે સાત ગાડાં સોનુંરૂપું લાવ્યાં હતાં એમ કહેવાતું. આ ગાડાં સાતથી સીત્તેર સુધી, કહેવાતાં-સંખ્યા વાત કહેનાર ઉપર આધાર રાખતી. દાજી-રાજ એક મહેલ ચણાવતા હતા તે પૂરો થઈ રહે તે પહેલાં એમનું મૃત્યુ થયું એટલે એ અપૂર્ણ દશામાં જ રહ્યો અને એનું ખંડિયેર હું ધડકતે હૃદયે જોતો હતો; કારણ કે એ મહેલ આસપાસ પણ અનેક વાતો વીંટા-યલી હતી. એના દાદરનાં પગથિયાં ઉપર પગ મૂકીએ એટલે સંગીત વાગવા માંડે એ પ્રમાણે યોજના થવાની હતી એવી સુંદર વાત સાથે એ મહેલમાં હમણાં અનેક પ્રકારનાં ભૂતોનો વાસ છે એવી ભયાનક વાત પણ એને માટે કહેવાતી. આથી જ્યારે જ્યારે હું એ બંગલો જોતો ત્યારે ત્યારે મારા હૈયામાં અનેક પરસ્પરવિરોધી આનંદ-વિષાદ-કુતૂહલ-ભય વગેરેની ઊર્મિઓ જાગતી.દૂરથી જોઈને હું આકર્ષાતો પણ પાસે જવાની મારી હિંમત નહોતી.

બાલસિંહજી પોતે અચ્છા ક્રિકેટર ન હતા છતાં એમને ક્રિકેટનો શોખ ઘણો હતો અને એ રમતને પોતે ઉત્તેજન પણ ઘણું આપતા. નિરંગી[1] ક્રિકેટના અખાડાને લઈને, મુંબઈ ઇલાકામાં પ્રસિદ્ધિમાં આવનાર ઓઘડશંકર વઢવાણની હાઇસ્કૂલનો ક્રિકેટ શિક્ષક હતો અને બાલસિંહજીની ટીમનો નિયમિત ખેલાડી ગણાતો. જગત–મશહૂર રણજિતસિંહજી પણ એકાદ બે વખત ત્યાં રમવા આવેલા અને તે વેળા આખું વઢવાણ ઉશ્કેરાઈ ગયેલું એ ઉપરથી લાગે છે કે ત્યાં ક્રિકેટનો શોખ સારો જેવો હતો. છેક બાલ્યવયથી જ મને ક્રિકેટનો નાદ લાગેલો. રણજિતસિંહ આવ્યા તે વેળા હું મેચ જોવા નહિ ગએલો એ મને હવે સમજાતું નથી; બાકી હજી મને યાદ છે કે દર વર્ષે પ્રેસિડન્સી મેચમાં ભાગ લેવા બાપાસોલા કરીને પારસી ખેલાડી કાઠિયાવાડથી મુંબઇ આવતો ત્યારે માત્ર એનાં દર્શન કરવા હું–તે વખતે છએક વર્ષનો હોઇશ–વઢવાણથી ત્રણેક માઇલ છેટે વઢવાણ કેમ્પને સ્ટેશને એક પટાવાળાને લઇને જતો.

ટ્રેન આવે. એક સેકન્ડક્લાસના ડબ્બામાં બાપાસોલા બેઠા હોય. મને પટાવાળો ત્યાં લઈ જાય, ડેપ્યુટીસાહેબના છોકરા કરીકે મને ઓળખાવે, હું સલામ કરું અને તે ક્રિકેટર મારો વાંસો થાબડે, ટ્રેન ઉપડે અને હું ને પટાવાળો પાછા વઢવાણ જઇએ આટલી ઉપાધિ કરીને હું ચાલતો જતો અને ચાલતો પાછો આવતો અને ત્યાં દસેક મિનિટ ક્રિકેટરને જોઈ રહેતો. પણ તે મુલાકાતની ખુમારી મારા મગજમાં મહિનોએક રહેતી.

દિવાળીને ટાંકણે ચાર દિવસ ત્યાં મેળો ભરાતો તે સમયે બાલસિંહજી. પોલિસોની રમતગમત પણ રખાવતા. સાથે સાથે હાઇસ્કૂલના છોકરાઓની હરીફાઇ પણ રમાતી. આ બધી રમતગમતો બહુ સુવ્યવસ્થિત હતી અને મને બહુ આકર્ષક લાગતી.

અમારા ઘરની પાસે આવેલી ભોગાવા નદીમાં ચોમાસા સિવાય પાણી લગભગ જણાતાં જ ન હતાં. લોકો નદીના પટમાં ખાડા ખોદીને પાણી કાઢતાં. પણ ચોમાસામાં એ ઉગ્ર સ્વરૂપ ધારણ કરતી. એનાં પાણી પ્રચંડ ગતિથી વહેતાં. કોઇ કોઇ વખતે તો પાણીનાં પૂર ઘણાં ઊંચાં ચઢતાં અને ગામની બારીમાંથી ગામમાં પાણી આવશે એવી

૧. 'ટ્રાયેંગ્યુલર'; પછીથી જે 'ક્વૅડેંગ્યુલર' ને 'પેંટાગ્યુલર' થઈ, તેનો અસલ અવતાર.

ધાસ્તી પણ લાગતી. તે વેળા આખા ગામમાં લોકોને ઘણો ભય ઊભો થતો પણ તેમને શ્રદ્ધા હતી કે ગામમાં પાણી આવશે નહિ કારણકે એમની પાસે તેનો સચોટ ઉપાય હતો.

બારીનાં અમુક પગથિયાં બાકી રહે એટલે તુરત દરબારગઢમાં ખબર જતી અને બાલસિંહજી બ્રાહ્મણો અને અન્ય અનેક લોકોનાં ટોળાં સાથે ત્યાં આવી પહોંચતા. બ્રાહ્મણો અમુક વિધિ કરતા અને તે થઈ રહ્યા બાદ બાલસિંહજી બોગાવાના વિશાળ, તોફાને ચઢેલા પટમાં ચૂંદડી, નાળિયેર વગેરે નાખતા. તે ક્ષણથી પાણી ઓસરવા માંડતાં. ઘણાં વર્ષો પછી સ્વ. રણજિતરામે 'હીરા' નામની નવલિકા લખેલી તે વાંચીને મને વઢવાણનો આ પ્રસંગ સાંભરી આવેલો.

સતી રાણક પણ અમારા ગામની નજદીક જ સતી થયેલી એ પણ અમારા ગામના લોકોને માટે ગૌરવનો વિષય હતો અને 'ગોઝારા ગિરનાર........ગયો ચઢાવણહાર, ચોસલાં કુણ ચઢાવશે ?'ના અતિ-પરિચિત સોરઠા સાંભળતા મારું હૈયું ભરાઈ આવતું.

ત્યાં એક કન્યાશાળા હતી જેમાં મારી બે મોટી બહેનો જતી. તેનાં હેડમિસ્ટ્રેસ નાથીબાઈ કરીને હતાં જે હજી હમણાં જ, ૧૯૪૦માં મરણ પામ્યાં. છોકરાઓની ગુજરાતી શાળાના હેડમાસ્તર અમારા પડોશી પુરુષોત્તમ માસ્તર હતા, અને હાઈસ્કૂલના હેડમાસ્તર કૃષ્ણશંકર પંડ્યા હતા. મારા મોટા ભાઈ કૃષ્ણશંકર પાસે સંસ્કૃત શીખેલા અને એ હાઈ-સ્કૂલમાંથી જ ચૌદમે વર્ષે મૅટ્રિક થયેલા. મોટા ભાઈના કહેવા પ્રમાણે એ શિક્ષણ એટલું સારું હતું કે વચમાં કશી પણ તૈયારી વિના, ઠેઠ બી.એ.-માં 'ઓનર્સ'માં એ શિક્ષણની મદદથી એ પસાર થઈ શકેલા. 'પણ પ્રીવિયસ અને ઇન્ટરમાં તરજુમાઓએ એમનો સંસ્કૃતનો અભ્યાસ કચડાતી મારેલો.

મારા વઢવાણના રહેઠાણ દરમ્યાન છેક છેવટના ભાગમાં હું ગુજ-રાતી શાળામાં વર્ષેક દિવસ ગયેલો એમ મને યાદ છે અને તે વર્ષના ગાળામાં ગુજરાતી ત્રીજીની પરીક્ષા મેં આપેલી. ગુજરાતી અને અંગ્રેજી સ્કૂલ દૂરથી જ ઓળખાઈ જતી. ગુજરાતી સ્કૂલની પાસે આવતાં પ્રચંડ ઘોંઘાટ સંભળાતો અને જેમ જેમ પાસે આવતા જઈએ તેમ તેમ તે ઘોંઘાટ વધારે પ્રચંડ લાગતો. અંગ્રેજી સ્કૂલની છેક પાસે ઊભા રહો તો

પણ અવાજ સંભળાતો નહિ. આ તફાવતનો કોયડો મને બહુ આશ્ચર્ય પમાડતો અને હું એ કદી પણ ઉકેલી શકેલો નહિ.

હું ત્રણ વર્ષનો થયો ત્યારે માને પાંચમું સંતાન-ત્રીજી પુત્રી આવી તે રમનગવરી, આઠ વર્ષનો થયો ત્યારે છઠ્ઠું સંતાન-ત્રીજો પુત્ર આવ્યો માધવલાલ. તે અમે છ ભાઈબહેનોમાં માતાના અંગની કોમળતા અને મુખની નમણી કાંતિ એમાં ઊતરી-તનુગવરી અને માધવલાલમાં. પિતાનો અતિક્રોધી સ્વભાવ તો જયસુખલાલ અને તનુગવરી સિવાય અમારા ચારેમાં વધતાઓછા પ્રમાણમાં ખરો. માતા-પિતા બંને ઠીંગણાં એટલે અમારામાંથી ઊંચાંમાં ગણાય તો માત્ર બે: જયસુખલાલ અને માધવલાલ. અમુક નિશ્ચય કર્યો તેને ગમે તે ભોગે પણ વળગી રહેવાની અડગતા જયસુખલાલ અને માધવલાલમાં ખરી; પણ માનો અત્યંત માયાળુ સ્વભાવ એના અખંડ સ્વરૂપે જયસુખલાલમાં છે.

મારો નંબર બીજો અને ત્રીજાને આવતાં આઠ વર્ષ નીકળી ગયાં એટલે મને ઘરમાં બધાં નાનાભાઈ કહેતાં અને કહે છે, જેને ટૂંકાવીને મારી પુત્રીઓ પૂર્ણિમા અને મેના મને નાનાજી કહે છે. તે સમયે મારા પિતાના એક પરમ મિત્ર વિનાયકરાવ ઓક (જે લો. ટિળકના સાળા થતા હતા) ત્યાં ચિત્રકાર તરીકે હતા તેમના મોટા પુત્રનું નામ દત્તાત્રેય હતું અને તેને ઘરમાં બધાં દત્તુ કહેતાં. આ ઉપરથી મારું ધનસુખલાલ નામ ટૂંકાવીને મને બધાં ધત્તુ કહેવા લાગ્યાં જે નામે હજી પણ મને ઘણાં માણસો ઓળખે છે.

કાકાજીનો સ્વભાવ ઘણો ઉગ્ર ગણાતો અને તેવો હતો એટલે બહાર રમવા જવાની તો અમે હિંમત કરતા જ નહિ, પણ જ્યારે કાકાજી ફરવા ગયા હોય અથવા બહારગામ ગયા હોય ત્યારે અમે અમારા વાડામાં રમતાં. અમારી મૂળ રમત 'છાપાદાવ' અથવા 'બાઈ બાઇ ચારણી' હતી. મોટાભાઇ એમાં ભાગ લેતા નહિ. બે મોટી બહેનો, હું, અમારા પડોશી ભાઈશંકર માસ્તરના બે પુત્રો ભગવાનલાલ અને રવિશંકર તથા ત્યાંના જેલરના પુત્ર ભાનુશંકર એટલાં રમતાં. ભગવાનલાલ અને રવિશંકર વર્ષો થયાં મૃત્યુ પામ્યા છે. સુભાગ્યે, ભાનુશંકર હજી હયાત છે અને વઢવાણના પોસ્ટ માસ્તર છે. વર્ષમાં બેચાર વખત એમના પત્રો આવે છે અને હું જવાબ લખું છું. હવે વઢવાણ સાથે, કહો કે

કાઠિયાવાડ સાથે, મારે આટલો સંબંધ રહેલો છે.

એ સમયની વસ્તુસ્થિતિ જોતાં, ત્યાં જે અનેક વહેમો પ્રચલિત હતા એ અસ્વાભાવિક નથી–અત્યારે, વીસમી સદીની દુનિયામાં પણ ક્યાં વહેમ ઓછા છે?–પણ વહેમોથી અમને સ્કૂલમાંથી રજા મળતી એટલે તે સાલતા નહિ. થોડે થોડે અંતરે, ગામમાં બૂમ ઊડતી કે ફલાણે દિવસે દટંદર-ધૂળનો વરસાદ–આવનાર છે તો કોઇ વખત ગપ ચાલતી કે રેલ આવીને દુનિયા ડૂબી જવાની છે. આ વાત, જરૂર પડયે જરા મીઠું મરચું ભભરાવીને, અમે બાને કહેતાં અને અમને સહેલાઇથી, ઘરકોલમાં તે દિવસ નહિ જવાની છૂટ બા તરફથી મળતી.

તે વખતે ત્યાં શાકભાજી ઓછાં મળતાં એટલે સુરતથી અમે ઘણી વાર મંગાવતાં. એક પ્રસંગ યાદ આવે છે: એક વાર સુરતથી ફણસ આવ્યું. અમે મોળાને તેની છાલ ફળિયામાં નાખી. ગામમાં વાત પ્રસરી રહી કે કૃષ્ણલાલભાઈને ત્યાં તો મગરનું બચ્ચું કાપીને ખાઇ ગયાં! સુભાગ્યે અમારી પાસે એક આખું ફણસ રહ્યું હતું જે લોકોને બતાવીને અમે મગરની વાત થોડેઘણે અંશે નાબૂદ કરી શકયાં.

અમે પોતે પણ અનેક બાબતમાં કેટલાં પછાત હતાં તેનું એક દૃષ્ટાંત આપું: અમે ચાહ પીતાં પણ તે પિત્તળના વાડકામાં. જસ્ટિસ રાનડેના ભાઈ ડૉ. રાનડે અને એમનાં પત્ની ત્યાં થોડો વખત હતાં. તેઓ એક વાર અમારે ત્યાં આવ્યાં. એમને વાડકો આપવામાં આવ્યો. આપણા કરતાં ફેશનમાં પછાત હોય તેવાં પ્રત્યે કટાક્ષ મારવા એ મનુષ્યોમાં સ્વાભાવિક હોય છે. રાનડેનાં પત્નીએ એક પિત્તળની થાળી મંગાવી અને તેમાં રૂમાલથી વાડકો પકડીને ચાહ રેડી દીધી અને પછી થાળી ઊંચકીને તેના વડે ચાહ પીધી. આ ઉપરથી અમે ધડો લીધો અને ફેશનમાં એક પગથિયું આગળ વધ્યાં. સુરતથી તાબડતોબ ઇનેમલનાં પ્યાલારકાબી મંગાવ્યાં અને તેમાં ચાહ પીવી શરૂ કરી. કાચના પ્યાલા-રકાબી તો ઠેઠ સુરત આવ્યાં ત્યાં સુધી અમે વાપર્યાં ન હતાં. રાનડેનાં પત્ની ઘોડા ઉપર સવારી કરતાં અને ટૅનિસ રમતાં એ જોઈને તો અમારા આશ્ચર્યનો પાર જ ન રહેલો કે સ્ત્રી થઈને–અને પાછી રજપૂતાણી નહિ–આવાં કાર્યો કરી શકે છે!

તે વખતે ત્યાં અવારનવાર કોલેરાનો ઉપદ્રવ ચાલતો. કાકાજી ઘણી

બાબતમાં દઢહૃદયી હતા પણ કોલેરાથી ઘણા ગભરાતા. પરિણામે અમે જ્યાં સુધી કાઠિયાવાડમાં રહ્યાં ત્યાં સુધી ખોરાકની બાબતમાં બહુ હેરાન થયાં. અમુક જ વસ્તુઓ એ અમને ખાવા દેતા અને તે પણ અમુક પ્રમાણમાં. કઠોળમાં માત્ર તુવર અને મગની દાળ. શાકમાં રીંગણ, દૂધી, કાંદા, બટાટા, તાંદળજાની અને મેથીની ભાજી, કારેલાં વગેરે હતાં. સવારે ઘઉંના ખાખરા અને રાતે બાજરીના રોટલા. ભાતકઢી માત્ર સવારે જ થતાં. આમાં ખાખરા અને રોટલા પણ વય પ્રમાણે અમને મળતા. મહારાજની ખુશામતથી કોઈક વાર સહેજ વધારે મળી જાય પણ તે ક્વચિત જ બનતું.

પણ વળી તે વખતે એક વિચિત્રતા હતી. અમને તાવ આવે ત્યારે અમને મેથીની ભાજીનાં મૂઠિયાં, ખારી પુરી વગેરે તીખું તમતમતું મળતું અને એથી અમારામાંથી જેમને તાવ આવતો તેમની અમે અદેખાઇ કરતાં. જરા પણ તાવ આવે એટલે નકોરડો અપવાસ એ સિદ્ધાંત મુંબાઇથી જ અમે અનુભવ્યો! બજારમાંથી તો ખાસ ભરોસાદાર દુકાનેથી ગાંઠિયા, શેવ, મમરા, જલેબી વગેરે મંગાવાતાં અને તે પણ અમને કોઇ કોઇ વાર મળતાં. કૉલેરા ચાલતો ત્યારે, જરૂર લાગ્યે, આ ખોરાકના પ્રમાણમાં અને વાનીઓમાં પણ ઘટાડો કરવાની સત્તા કાકાજીને હતી અને તે અમલમાં પણ મુકાતી. આ સિવાય, એ વખતમાં અમારા ઘરના દરેક બારીબારણાએ કાંદાનાં તોરણ બંધાતાં અને અમારા ગજવામાં હમેશાં એકેક કાંદો અને કપૂરની નાની ગોટી અમારે રાખવાં પડતાં.

હું જ્યાં સુધી વઢવાણમાં રહ્યો ત્યાં સુધી, સાધારણ રીતે, નીરોગી હતો; છતાં મારી મનોવૃત્તિ વિષાદ પ્રત્યે શા માટે ઢળી હતી તેનું કારણ સમજાતું નથી. હાસ્ય કરતાં કરુણ રસ મને વધારે ગમતો અને ગમે છે. મનુષ્યોના સહવાસ કરતાં મને એકાંત વધારે પ્રિય હતું અને છે. કાકાજીના કડક સ્વભાવને લીધે અમે સ્વચ્છંદે તોફાનમસ્તી કરી શકતાં નહિ, તે સમયમાં ડેપ્યુટીસાહેબનું કુટુંબ એટલે ઘણું ઊંચું એવી માન્યતા હતી વગેરે કારણો આપી શકાય પણ તે પૂરેપૂરાં બંધબેસતાં નથી; કારણ કે એ જ સંજોગોમાં ઊછરેલાં ભાઇબહેનોમાં મારા જેવી એકાંતપ્રિયતા નથી. કદાચ એમ હોય કે મારી મૂળ મનોવૃત્તિને ઉપર દર્શાવેલા સંજોગો-

કરવાનો હતો !' મને આથી બહુ લાગી આવ્યું અને શરીર સુધારવાનો મેં નિશ્ચય કર્યો. બીજે દિવસે સવારે બાપાની સાથે હું એક અખાડામાં ગયો અને ત્યાં દાખલ થયો. પંદર દિવસે હું એક દંડ કાઢી શકેલો; પણ પછીથી કસરત વધતી ગઈ. વધારેમાં વધારે ત્રણસો દંડ, પાંચસો બેઠક, મલખમ અને કુસ્તી વગેરે હું કરતો."

છાસઠમે વર્ષે એ મરણ પામ્યા તેના એકાદ માસ અગાઉ એમની તબિયત બગડેલી. પણ ત્યાં સુધી રોજ પ્રાતઃકાળે પાંચ-સાત મિનિટ પણ એ નિયમિત કસરત કરતા ખરા. માણસનું માથું દુઃખે એ વાત કાકાજીના મનમાં ઠેઠ સુધી આવેલી નહિ. મારી વર્ષોની માંદગીમાં મને એ ઘણી વાર પૂછતાઃ પગ દુઃખે, પેટમાં દુઃખે, એ બધું સમજી શકાય છે પણ અલ્યા, તું ' માથું દુઃખે છે ' એમ કહે છે તે મારા ખ્યાલમાં આવતું નથી. તું માથાથી ચાલે છે કે તારા માથાને થાક લાગે ?

એમની સરસ તબિયતનો એક બીજો દાખલો : સૂરતમાં સ્મશાન અશ્વનિકુમારમાં-લગભગ સાડાત્રણ માઇલ છેટે-છે. શિયાળાની કકડતી ઠંડીમાં રાતના નવ-દસ વાગ્યે ગોર આવીને કોઇ વૃદ્ધના મરણની ખબર કહી જાય તો કાકાજી લગભગ આનંદમાં આવી જાય. પેલાને ઘેર જઈને, અશ્વનીકુમાર લઇ જવા માટે ઘારી, બૂસું વગેરેની તજવીજ માટે, કુટુમ્બ કઈ સ્થિતિએ છે તે વિશે કાકાજી પૃચ્છા કરે. પૈસાદાર મરણ થતું હોય તો ઘરવાળાંને પૈસા આપવાની ફરજ પાડે અને ગરીબ હોય તો પોતે પૈસા કાઢે પણ ખાવાનું તો ગોઠવાય જ. જતાં આવતાં સાત-આઠ માઇલ, કકડતી ઠંડી અને આખી રાતનો ઉજાગરો ! એ વિચાર-માત્રથી મારી પ્રકૃતિ અસ્વસ્થ થઈ જાય છે.

વઢવાણમાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર તરીકે નિમાયા તે પહેલાં કાકાજી બારિયાના કુમારના શિક્ષક હતા અને તે સમયે આખા હિંદુસ્તાનની તેમણે મુસાફરી કરેલી. તે વખતે આણેલાં તાજમહાલ અને આરસનાં રમકડાં હમણાં સુધી અમારી પાસે હતાં. તે દરમ્યાન સાબરમતીના જંગલમાં પ્રચંડ નાગના અને બારિયાના જંગલમાં વાઘના શિકાર વખતે કુમારની સાથે તે પણ હતા અને તેનું રસભર્યું વર્ણન તેઓ અવારનવાર અમારી પાસે કરતા

મોર સંઘવાણી અને તેના મુખ્ય સરદાર વાલિયા ઢુંઢાની સાથે એમને મૈત્રી હતી તે કેવી રીતે થયેલી તેનો વૃત્તાંત એમણે અમને કહેલઃ

તે વખતે મોરનો ત્રાસ કાઠિયાવાડમાં ઘણો હતો. એક વખત રાતના, બળદના રાગરામમાં હું અને તમારી બા એક ગામથી બીજે ગામ જતાં હતાં. સ્ટેટ તરફથી અમારા રક્ષણ માટે એક સવાર મળતો. તે સગરામ પાછળ રહેતો. અચાનક, બે ગામની વચ્ચે, ખેતરમાં તાપણાં જણાયાં અને અમારા શગરામને એક અપરિચિત આદમી લાગુ થઇ ગયો. સવારે તેમ જ શગરામવાળાએ મને ધીમે રહીને કહ્યું: 'સાહેબ, આવી બન્યું. મોરની છાવણી લાગે છે.' વસ્તુસ્થિતિ જોઇને મેં શગરામ ઊભો રખાવ્યો, કુંજાનું પાણી ઢોળી નાખીને કુંજો લઇને હું તે તાપણાં ભણી જવા મંડયો. લાગુ પડેલો આદમી પણ અજબ થઈ ગયો. હું તો સીધો એ તાપણાં પાસે જઇને ઊભો રહ્યો. બહારવટિયાઓ વાળુ કરતા હતા. મેં તેમાંના એકને કહ્યું: 'પાણી થઈ રહ્યું છે અને મારી બૈરીને તરસ લાગી છે. આટલું ભરી આપશો?'

ક્ષણભર તેમણે એકેકની સામું જોયું અને પછી પાણી ભરી આપ્યું. મોતે જમતા હતા એટલે એમના ધર્મ પ્રમાણે એમાંના એકે કહ્યું. 'ખાવા બેસશો? પણ ખાવામાં તો માત્ર રોટલા, મીઠું અને લસણીયો મસાલો છે.' મેં હા પાડી અને પહેલે જ કોળિયે મીઠાની ચપટી મોંમાં નાખી અને હું હસી પડ્યો. તેમનો સરદાર બોલી ઊઠ્યો: 'તમે મને ઓળખો છો?' મેં જવાબ આપ્યો: 'મોર અને વાલિયાને કોણ નથી ઓળખતું? પણ હવે રજા આપો તો પાછો જાઉં કારણ કે બહુ મોડું થઇ ગયું છે.'

મોર મને ભેટ્યો અને બોલ્યો: 'કૃષ્ણલાલભાઈ, ભારે કરી હોં. તમે પણ પાકા નીકળ્યા. પણ અમારું મીઠું ખાધું એટલે આજથી આપણે દોસ્ત. હવે મુસાફરીમાં આવા સવાર-બવાર રાખતા નહિ. અમને બધી ખબર પડે છે. રાતના તમે નીકળશો એટલે મારા બે માણસ શગરામ સાથે થઈ જશે. છતાં જરૂર પડે તો આટલો બોલ કોઇને કહેશો તો કાઠિયાવાડમાં કોઈ બીજા બહારવટિયાની તાકાત નથી કે મોરના દોસ્તને લૂંટે.'"

જયસુખલાલના જન્મસમયે વાલિયો જાતે આવીને રુમાલ અને સવા રૂપિયો આપી ગયો હતો. મોરે તો પછી સધિ કરેલી અને વાલિયાના મર્દને છાજે તેવા મોતની કથા તો મેઘાણીના મશહૂર પુસ્તકને પાને[1] મોજૂદ છે.

[1] 'સોરઠી બહારવટિયા' ભા. ત્રીજામાં.

એમના અમુક સિદ્ધાંત ખાતર કાકાજી ગમે તે ભોગ આપવા તૈયાર થતા અને ગમે તે કરી બેસતા. મને બે દાખલા યાદ આવે છે: એક વાર હોળી હતી. સવારમાં ઠાકોરસાહેબનો એક માનીતો ખવાસ શહેરમાં હોળી રમવા ચડ્યો હતો. ગમે તે સ્ત્રી ઉપર રંગ છાંટતો છાંટતો અમારા ફળિયામાં આવ્યો અને અમારા પડોશીની યુવાન પુત્રવધૂ ઓટલે ઊભી હતી તેને રંગથી તેણે તરબોળ કરી અને પછી પોતે બીભત્સ ચાળા કરીને હસ્યો. ઠાકોરસાહેબનો માનીતો ખવાસ રહ્યો એટલે લોકો કરે પણ શું? સસરાએ ક્રોધ દબાવી રાખી, પુત્રવધૂને ઘરમાં ચાલ્યા જવાનું કહ્યું. પણ ખવાસને કમનસીબે કાકાજીએ આ દૃશ્ય જોયું. અમારા વાડામાંથી છલંગ મારીને, બહાર ફળિયામાં આવીને, કાકાજીએ એ ખવાસને ગળચીમાંથી પકડ્યો અને ભલભલાનાં ડાચાં તૂટી જાય તેટલા જોરથી બે તમાચા મારીને જમીન ઉપર ગબડાવી પાડ્યો, રંગની બાલદી ઢોળી નાખી અને વાંસની મોટી પિચકારીના કકડેકકડા કરી નાખ્યા. આ બધું બે ત્રણ ક્ષણમાં બની ગયું. ૧૮૯૫–૯૬નું એ અમારું નાનકડું જગત ભય, ત્રાસ, આશ્ચર્ય, માન, વગેરેની મિશ્રોર્મિઓથી સ્તબ્ધ થઇ ગયું. ખવાસ રડતો રડતો ચાલ્યો ગયો. હવે શુંનું શું થશે એવી ચિંતા અમને થોડા દિવસ રહી; કશું થયું નહિ પણ પછી ખવાસો હોળી રમવા અમારા ફળિયામાં દાખલ નહિ થયા.

બીજો દાખલો: પાલીતાણામાં કાકાજી નાયબ દીવાન હતા. દીવાન તરીકે ગણપતરાવ લાડ હતા અને ઠાકોરસાહેબ માનસિંહજી હતા. વાત નાની હતી. ઠાકોરસાહેબ માટે મહાબળેશ્વરથી બટાકા આવ્યા. ઠાકોર તે વખતે ગામમાં નહોતા. ઠાકોરનાં કુંવરીએ કાકાજી પાસે આવીને તેમાંથી પાંચ મણ બટાકા માગ્યા. કાકાજીએ રસીદ લઇને કુંવરીને બટાકા આપ્યા. એક અમલદારે આ વાત ઠાકોરને કરી અને ભરકચેરીમાં ઠાકોરે કાકાજીને ઠપકો આપીને કહ્યું કે મારી રજા સિવાય તમે આપ્યા તેમાં તમારી ભૂલ હતી. કાકાજીએ કહ્યું કે તમારી છોકરીને મારાથી ના પાડી શકાય જ નહિ, રસીદ વગર આપ્યા હોત તો એટલી પણ ભૂલ હું કબૂલત. ઠાકોરે હઠ કરી અને જરા વધારેપડતું કહ્યું અને પછી પૂછ્યું કે તમે હવે ભૂલ કબૂલો છો કે નહિ? જવાબમાં કાકાજીએ કહ્યું કે જો આપ એમ કબૂલો કે આ કુંવરી આપનું ફરજંદ નહિ તો હું મારી ભૂલ કબૂલું; નહિ તો નહિ! દરબારમાં હોહા થઈ અને પેલા ચાડી ખાનાર અમલદારે ઠાકોરસાહેબ-

ને ઉશ્કેરવા કાંઈ કહ્યું. કાકાજીએ લાગલો એને એક તમાચો ખેંચી કાઢ્યો. અમલદારની પાઘડી ઊડી ગઈ. કાકાજીએ કહ્યું કે આવા અવિચારી માણસો-ની નોકરી કરવી હરામ છે.

ઠાકોરસાહેબે એમને ચાલુ રહેવા માટે ઘણું કહેવડાવ્યું; પણ 'તૂટેલાં સંધાય નહિ' કહીને કાકાજીએ નાયબદીવાની છોડી. અમે સૂરત આવ્યાં. કાકાજીએ તે પછી બીજી નોકરી ન કરી.

વઢવાણમાં પોતાના એક મિત્ર ડા. સદાશિવરાવની સામે રાજ્યમાં કાવતરું રચાયેલું તેની સામા થઈને કાકાજીએ દાક્તરને બચાવ્યા એને પરિણામે વઢવાણ ઠાકોર જોડેનો સંબંધ તૂટેલો અને પગારમાં તેમ જ પેન્શનમાં ઘણું નુકસાન થયેલું.

લીંબડી, ધ્રાંગધ્રા, બારૈયા, લખતર, વાંકાનેર વગેરે રાજ્યોના ઠાકોરો જોડે મારા પિતાને ઘણી દોસ્તી હતી અને એમાંના લગભગ દરેકે એમને પોતાના રાજ્યમાં રાખવાની ઈચ્છા અનેક વેળા બતાવેલી પણ વઢવાણ અને પાલીતાણાના અનુભવ પછી એમણે એ વિશે ના જ પાડી દીધેલી; જો કે એમાંના ઘણા ઠાકોરસાહેબો વિશે એમને ઊંચો અભિપ્રાય હતો અને તેમનાં ઉજ્જવલ ચારિત્રની અનેક વાતો એમણે અમને કહેલી.

તબિયત ઘણી સારી એટલે કાકાજીને ખાવાનો શોખ પણ જબરો. જીવ્યા ત્યાં સુધી એમણે વર્ષનું અથાણું પોતે જ ભરેલું. મેથિયાં કેરી અને લીંબુના રંગમાં સહેજ પણ કાળાશ ન આવવી જોઇએ; મેથિયાં ઠેઠ સુધી કડક જ રહેવાં જોઇએ. ગોળિયા કેરીનો અમુક રંગ રહેવો જોઇએ. ત્રણ ચાર જાતના મુરબ્બા ઘરમાં હોવા જોઇએ. મેથી અને કોથમીરની ભાજીના વડી, કાચરી અને પાપડ તાજાં હોય. બનતાં સુધી, અમે બધાં જમી રહીએ પછી પોતે જમવા બેસે. કારણમાં એ અર્ધ રમૂજ અને અર્ધ ગાંભીર્યથી જણાવતા કે આ બધાં માયકાંગલાં મને જમતો જુએ તો નજર લાગે. જમતી વેળા એમની ઘીની લોટી અને એમાં મોટો ચમચો જુદાં એમની થાળીની પાસે હોય અને ખાખરામાં કે રોટલીમાં કે ઘાડી દાળમાં ઘી પોતે જ લે.

શિયાળામાં મેથીના પાકના બે દળદાર ફકડા તો પોતે સવારમાં ચાહ સાથે લેતા પણ તે ઉપરાંત, છપ્પન વસાણાનો ચોપચીનીનો પાક કરાવતા. હું જન્મ્યો ત્યારથી તે એમના મૃત્યુ સુધી મેં એ પાક શિયાળામાં

ઘરમાં જોયેલો. સ્વાદમાં એ પાક અતિશય સ્વાદિષ્ટ પણ ગરમ એટલો કે એક કકડામાંથી અમે ચારેક છોકરાં કોઈ કોઈ દિવસ એ લેતાં. કાકાજી તો મેથીના બે કકડા ઉપરાંત આ પાકનો એક મોટો કકડો પણ લેતા.

અમારાં બા મરી ગયા પછી, કાકાજીએ ઘરમાં પુત્રવધૂને (જયસુખલાલનાં પત્ની–કમુદાગવરીને) કહી દીધું કે ઘડપણમાં બે વખત જમવું એ ઠીક નહિ માટે રાતે દૂધ અને નાસ્તો લઈશ. રાતના એ પ્રમાણે મલાઈથી ભરેલું દૂધનું મોટું છાલિયું અને શીરાની એક રકાબી એમની આગળ ધરવામાં આવ્યાં. કાકાજી તો નાની રકાબીમાં થોડો શીરો જોઈને ઠંડા થઈ ગયા અને બોલી ઊઠ્યા : 'દીકરી, આટલો શીરો તો પાંચ વરસનું છોકરું ખાય! ભૂખ્યો સૂઈ જાઉં તો તો પેટમાં વાયુ થાય.' તુરત બીજો શીરો થયો અને કાકાજીએ મોટું છાલિયું ભરીને દૂધ, શીરાનો સારો જેવો જથ્થો અને સાથે લગભગ અરધી મેથિયા કેરી–પુષ્કળ રસ સાથે : આટલું લેવાનો રિવાજ રાખી રાતના જમવાનું છોડી દીધું! કોઈ કોઈ વાર ટીંડોરાં, સૂરણ કે કારેલાનું તળેલું શાક આ નાસ્તાની સાથે ઉમેરવામાં આવતું.

છોકરાંઓ મોટાં થયાં પછી કાકાજી ખાસ ગાળ બોલતા નહિ પણ એક વેળા એમની જુવાનીમાં એ 'ચેમ્પિયન' ગણાતા. એક વખત એની મેચ રમાયેલી : કાયસ્થો તરફથી કાકાજી અને નાગરો તરફથી દા. બહુકરામના મોટાભાઈ આસ્તિકરામના જલસો ગોઠવાયો. સામસામી ગાળ દેવાય–એક વાર બોલેલી ગાળ બીજી વાર બોલાય નહિ. જે હારે તેના પક્ષવાળા દસ રૂપિયાની જ્યાફત આપે. આ મેચમાં કાયસ્થો જીતેલા! પોતે નિવૃત્ત થઈને સૂરત આવ્યા ત્યારે એક વેળા એમની એક લાડકી ભત્રીજીના આગ્રહથી કાકાજીએ ગાળો સંભળાવેલી તે વેળા અમે પણ હાજર હતાં. એ પ્રસંગ 'ભૂતના ભડકા'ના મારા સંગ્રહમાં મેં 'વડીલ વર્ગ'માં (પૃષ્ઠ ૭૯) લીધેલો છે.

કાઠિયાવાડમાં સાપ બહુ. મોટા ઝેરી 'કોબ્રા' પ્રકારના સાપ ઘરમાંથી પણ નીકળતા. અમુક અહિંસક વર્ગ એમને પણ મારવા નહોતો દેતો એટલે એમને જીવતા પકડવા પડે એમ હતું. આમ કરવા માટે વાંસના છ છ ફીટ લાંબા હાથાવાળો એક ચિપિયો કાકાજી વાપરતા. પણ એકલા હોય તો તો પોતાની મોટી નેતરની ડાંગ વડે એને પૂરો કરતા. પણ કોઈ

કોઈ વાર વસ્તુસ્થિતિ જુદી જ રહેતી. અમારા ઘરનું છાપરું અને ભીંત મળે ત્યાં પોપટ બાકોરામાં માળા બાંધતા. આ પોપટનાં બચ્ચાંને ખાવા ભયંકર સર્પો છાપરામાં થઇને એ ઊંડાં બાકોરામાં ભરાતા. આવા સાપો સાધારણ માર્ગે કે ઉપાયે પકડાય એ લગભગ અશક્ય જ હતું એટલે જ્યાં કાંઈક આવો અણસારો થાય કે અમારું ફળિયું માણસોથી ઊભરાઈ જતું. સાપનો મંત્ર જાણનાર ભૂવાની શોધ થતી અને તે આવી પહોંચે એટલે તે બાકોરાં સુધી પહોંચવા માટે નીસરણીઓ વગેરેની ગોઠવણ થઈ જાય. માંત્રિક નીસરણી ઉપર ચઢીને મંત્ર ભણીને જવના દાણા બાકોરાંમાં નાખે એટલે સાપ લગભગ બેભાન જેવો થઈ જાય. પછી ત્રણચાર મોટા સાણસા વડે એને પકડીને નીચે લાવીને એક મોટા માટલામાં નાખે બહારથી મજબૂત દાટો દેવાય અને એક માણસને ચાર-આઠ આના આપીને દૂર મોકલવામાં આવે. પેલો ત્યાં જઇને આઘેથી માટલું ફેંકે એટલે સાપ એમાંથી નીકળીને જંગલમાં ચાલ્યો જાય. આવે પ્રસંગે ઘણાં છોકરાંઓ બહુ આનંદથી આ તમાશો જોતાં પણ મને આરંભથી જ એવાં પેટે ચાલનાર પ્રાણીઓની છીટ અને બીક હોવાથી, નછૂટકે ગભરાટથી ધ્રૂજતો, હું આવાં દશ્યો જોતો.

આવા અનુભવોથી કહો કે પછી ગમે તે કારણ હો પણ કાકાજીને સાપ ઉતારવાના મંત્રો જાણવાની બહુ ઇચ્છા હતી. દુખતું માથું, શૂળ વગેરે મટાડવાના મંત્રો તો પોતે જાણતા અને અમને પણ એમણે શીખવેલા. અમે ગ્રહણને દિવસે અને રમજાન મહિનામાં એના પાઠ કરતા. કોઈક શીખવશે એમ ધારીને અનેક મદારીઓને કાકાજી બોલાવતા. કોઈ કોઇએ સાપનો મોહરો કહીને ખોટી વસ્તુ અમને પધરાવેલી અને ઘણા ખરા મદારીઓ તો શીખવવાની સાફ ના પાડતા પણ એકાદ બેએ મંત્ર આપેલા ખરા. એ મંત્રો સાચા છે કે ખોટા એ નક્કી કરવામાં લાંબો કાળ નીકળી ગયો. પાલીતાણાના ઠાકોરસાહેબ માનસિંહજી સાપ ઉતારવાના કાર્યમાં નિષ્ણાત હતા તેમને કાકાજીએ એ મંત્ર બતાવેલા પણ તેમણે સલાહ આપી કે એ મંત્રોનો ઉપયોગ મંત્ર ભણનારને જોખમકર્તા છે માટે ઉપયોગ કરશો નહિ.

કાકાજીને સંગીતનો સારો જેવો શોખ હતો અને વઢવાણમાં એ, શ્રીફ માસ્તર (પાછળથી રાજકોટના દીવાન), પ્રજારામ માસ્તર વગેરેની

મહેફિલ જામતી. તે વખતે કાકાજી ગાતા અને ઢોલક બજાવતા. નિવૃત્ત થઇ ને સુરત આવ્યા બાદ તેમણે દિલરૂબા વગાડવું શરૂ કરેલું તે ઠેઠ સુધી વગાડતા. *Puritan*[1] વૃત્તિના હોવાથી નાચમુજરા ઓછા જોતા. આજે અત્યારની સંગીતની કક્ષાનો વિચાર કરતાં લાગે છે કે કાકાજી અને એમના મિત્રોનું સંગીતનું જ્ઞાન-ખાસ કરીને તાલ સંબંધી જ્ઞાન-અતિ પરિમિત હતું.

એમના આખા જીવનમાં કાકાજીએ પોતાના મિત્રો પ્રત્યેની વફાદારીને લઇને ઘણું વેઠ્યું હતું. એમના વર્તનના પ્રમાણમાં મિત્રોનું વર્તન મોળું હતું એમ કહીએ તો ચાલે. વઢવાણમાં સદાશિવરાવ દાક્તરને બચાવવામાં પોતે ઘણું નુકસાન વેઠ્યું. પાલીતાણામાં ત્યાંના દીવાન લાડસાહેબને બચાવવામાં એમને ઠાકોરસાહેબ સાથે અણબનાવ થયો. પરોપકારી થવું એ એમનું એક મોટું વ્યસન હતું. સુરતમાં એમને નાગર ન્યાતમાં ઘણા મિત્રો હતા. આજે કદાચ એ પ્રમાણે જયસુખલાલ અને મારે માટે પણ અમુક પ્રમાણમાં કહી શકાય.

પણ બધા મિત્રોમાં સૌથી વધારે મૈત્રી કાકાજીને રા. બ. કૃષ્ણમુખરામ આત્મારામ મહેતા જોડે હતી. એ જમાનાને ઓળખનારામાંથી કોઇને પૂછો તો તેઓ વિનાસંકોચે કહેશે કે 'ભાઈ, એ જમાના ગયા. હવે ક્યાં છે એવા દોસ્તો અને દોસ્તી? કૃષ્ણમુખરામ અને કૃષ્ણલાલ જેવી દોસ્તી હવે સંભવે જ નહિ.' અમારાં બે કુટુંબોનાં છોકરાંઓ કૃષ્ણમુખરામને મોટા કાકાજી કહેતાં, જ્યારે અમારા પિતાને નાના કાકાજી કહેતાં. એકેક વચ્ચે હિસાબની વાત જ ન થાય. એ બાબતનો ટ્રેનની ટિકિટનો નાનો કિસ્સો પણ મેં 'વડીલ વર્ગ'માં ('ભૂતના ભડકા' પૃષ્ઠ ૭૮) મૂક્યો છે.

સ્વ. સરદાર ઇશ્વરદાસ સ્ટોર પણ એમના પરમ મિત્ર હતા. એક વખત સ્ટોરકાકાની સ્થિતિ જરા નબળી થઈ ગઈ, અમારું ઘરેણું અને રૂપિયા એમને ત્યાં રાખવામાં આવતાં. એક માણસે એક વખત કાકાજીને આવીને કહ્યું 'મુરબ્બી, સ્ટોરની સ્થિતિ નબળી થઈ ગઈ છે માટે તમારું જે ત્યાં કાંઇ હોય તો લઈ લ્યો; નહિ તો પંચાતી પડશે.'

કાકાજીએ જવાબ આપ્યો: 'મારા મિત્રની સ્થિતિ ખરાબ હોય તેમાં મારે ઉઘરાણી કરીને એને ગરદન મારવો? એ નહિ બને.'

આ વાત થયાને કલાકેક થયો હશે એટલામાં સ્ટોરકાકા અમારે ત્યાં

---

૧. નીતિરત, શુદ્ધાત્મવાદી, અતિશુદ્ધ: (ત્રણે પારિભાષિક કોષમાંથી).

આવી પહોંચ્યા અને એમણે ઘરેણું અને રૂપિયા કાકાજીને ધર્યાં. કાકાજી અજબ થઈ ગયા પણ સ્ટોરે કહ્યું. 'હું ક્યારે પડું એનું કહેવાય નહિ. મિત્રાનું દબાવી મૂકું એ કેમ બને? તને તો એની દરકાર નથી પણ મારે તો રાખવી પડે ને!' મિત્રતાનાં આવાં દૃષ્ટાંતો તો તે જમાનામાં ઘણાં મળતાં.

એમના મિજાજ વિશે તો હું આગળ કહી ચૂક્યો છું. એવા ક્રોધી માણસો ઘણુંખરું ઉતાવળિયા, કાનના કાચા અને ભોળા હોય છે; છતાં પાછા પોતે મનમાંથી એમ સમજતા હોય કે પોતે બહુ લુચ્ચા અને કોઈથી પણ છેતરાય નહિ એવા છે. પણ આ એમનો ભ્રમ જ હોય છે. કાકાજીનું પણ આમ જ થતું. એમને ઘણા લુચ્ચા લોકો છેતરી ગયેલા. જે માણસ એમને પહેલી વાત કહી નાખે એનો દોષ પછી એમને વસે જ નહિ. પરિણામે એમને હાથે ઘણી વાર અન્યાય થયેલો.

સગાંસંબંધીઓમાં પૈસાની મદદ આપવામાં એમનો હાથ ઘણો છૂટો હતો. જયસુખલાલમાં એ ટેવ સારા પ્રમાણમાં ઊતરી છે. જયસુખ મોટો થશે એટલે કુટુંબનું ભરણપોષણ કરશે એવી ઊંડી શ્રદ્ધાથી એમણે પૈસા બચાવવા પ્રયત્ન કરેલો જ નહિ. સગાંઓનાં અને એમની પોતાની ત્રણ પુત્રીઓ અને જયસુખલાલનાં લગ્ને પાછળ એમણે કમમાં કમ અગીઆર–બાર હજાર રૂપિયા ખરચ્યા હશે. નિવૃત્ત થયા પછી ઘર બંધાવ્યું એમાં એમણે આઠેક હજાર નાખેલા. અને પેનશન ઓછું અને ખરચ વધારે એમાં દર મહિને બેંકમાંથી ઉઠાવીને કામ ચલાવતા. પરિણામે એમના મૃત્યુ પછી માત્ર ત્રણ હજાર રૂપિયા અમને મળેલા. અમારે સુભાગ્યે, કાકાજીની શ્રદ્ધા 'જયસુખ બધાંને ઉછેરશે' એ સાચી પડી. કાકાજીના મૃત્યુ પછી એમણે લખેલું વિલ બહુ વાંચવા જેવું હતું. ત્રણ હજાર રૂપિયા બાબત વાત કરવી એ નિષ્પ્રયોજન હતું એમ એમને લાગ્યું હશે માટે એમણે તો વિલમાં માત્ર જયસુખલાલથી માંડીને અમને બધાં છોકરાંને ઉપદેશ તથા શિખામણો અને પોતાની આશિષ લખેલાં. પૈસા સંબંધી એક અક્ષર પણ ન હતો!

એમના મરણ પછી કેટલાંક સગાંઓએ મને મોટાભાઇ સામે ઉશ્કેરવાના યત્ન કરેલા પણ તે વખતે પણ હું હાસ્યરસકાર હતો એટલે મેં એમને વિલનું લખાણ વંચાવ્યું. અને સમજાવ્યું કે પૈસાના પાયા વગર-

ની મિલકતની વહેંચણીમાં તકરાર કેવી રીતે થઈ શકે?

એમનો સ્વભાવ માયાળુ હતો, કોઇનું પણ માથું દુખે તો એમનો જીવ ઊંચો જતો. પણ એ માયા-એ સ્નેહ જાહેરમાં પ્રદર્શિત કરવાં એ એક પ્રકારની નબળાઈ છે એમ સમજીને એ ભાગ્યે જ એમનામાં રહેલ કોમળ લાગણીઓ કોઇને જણાવા દેતા. પરિણામે અમારા તરફથી અને અન્ય તરફથી એમને અન્યાય થયો હશે કારણ કે તે વખતે આ પ્રમાણે માનસનું પૃથક્કરણ કરવાની અમારામાં શક્તિ નહોતી. બાકી અમારાં બાના બાર વર્ષના મંદવાડમાં, મારી 'વર્ષોની ગાંદગીમાં અને બીજાં છોકરાંઓની માવજતમાં એમણે જે પ્રસન્ન વદને જહેમત ઉઠાવેલી અને પોતાની શક્તિ ઉપરાંત પૈસા ખરચેલા તેવી જહેમત અને તેટલા પૈસા-પોતાની શક્તિ ઉપરાંત-ખરચનાર વડીલો મેં થોડાં જ જોયાં છે.

એમના ધાર્મિક અને સામાજિક વિચારો કાંઇક વિચિત્ર હતા. વૈષ્ણવ મહારાજશ્રીઓ પ્રત્યેનો એમનો અણગમો એટલો હતો કે અમે બ્રહ્મસંબંધ લીધો નથી કે કંઠી બંધાવી નથી. ગ્રહણ વખતે ન જમવું, અડકાયેલ સ્ત્રીઓને ન અડકવું, ઢેઢભંગીને ભૂલમાં અડકાઇ જાય તો નહાવું જ જોઇએ એ બધી પ્રથાઓ મારા જન્મથી પણ આગળની અમારા ઘરમાંથી નીકળી ગયેલ. પણ તે સમયે સુધારાવાળાઓ અને જૂના વિચારવાળા વચ્ચે ઘર્ષણ ઘણું ઉગ્ર હતું અને કાકાજીના મિત્રોમાં જૂના પક્ષના ઘણા હતા એટલે પોતે સુધારાની ગંધ આવે એવાં કોઇ પણ નાનામાં નાનાં પગલાંની પણ સખ્ત વિરુદ્ધ હતા. 'ઉચ્ચ ચારિત્ર' એટલામાં કાકાજીનું ધર્મનું શિક્ષણ આવી જતું હતું એમ મને લાગે છે અને અમારાં જીવનના ઘડતરમાં આ ટૂંકા અને ટચ બે શબ્દના ધાર્મિક શિક્ષણે ઊંડી અસર કરી છે એ નિ:સંશય છે. એમના આવા સાચા શિક્ષણને લઇને જ્યારે અમે ધર્મમાં અને સામાજિક વિષયોમાં ઉદ્દામ વિચાર ધરાવતા થયા ત્યારે એમને સાશ્ચર્ય ક્રોધ ઉત્પન્ન થયો એ માનસની વિચિત્રતા અમને તે કાળે સમજાઇ નહોતી.

ઇ. સ. ૧૯૦૬માં બા મૃત્યુ પામી, બાર બાર વર્ષની એણે માંદગી ભોગવી અને બાર બાર વર્ષ કાકાજીએ તન, મન અને ધનથી એની ચાકરી કરી. પણ બાના જેવી નાજુક દેહલતા કેટલો સમય ક્ષયરોગની વેદના સહન કરી શકે? માત્ર પાંતરીસ વર્ષની વયે બાએ પોતાની સંસાર-

લીલા સંકેલી લીધી.

પરિણીત જીવનની લગભગ પચીસ વર્ષની જીવનસાથી, પોતે જેવા હતા તેવા ને તેવા સ્વીકારીને પોતાનું સર્વસ્વ તેમને અર્પનાર ફૂલના જેવી કોમળ સ્ત્રીનો માંદગી ખીડાઈ ગયેલી જોઈને આ પથ્થરની છાતી રાખવા સતત મથનાર, દુર્વાસા જેવો ક્રોધી, સદા ય અણનમ પુરુષ સહસા એકલો પડી ગયો. એ એકલવાયાપણું એ નહિ સહી શક્યો. બાના મૃત્યુ પછી ચાર વર્ષ જીવનાર કાકાજી તદ્દન બદલાઇ ગયા. એ અડગતા, અણનમતા, ક્રોધ વગેરેના મૂળ સ્વરૂપને બદલે તેમની આછી છાયા જ રહી ગઈ.

ઇ. સ. ૧૯૧૦માં મહિનોએક માંદગી ભોગવી કાકાજી એમની ઇચ્છાનુસાર સુરતમાં જ મૃત્યુ પામ્યા. જૂના જમાનાના પ્રતિનિધિરૂપ વડીલ સરી જતા એ જમાનાની સાથે વિલીન થઈ ગયા. પ્રચંડ, વિશાળ વડલો મૂળ તૂટતાં તૂટી પડે તેમ, પત્ની જતાં, આ સમર્થ પુરુષ તૂટી પડ્યો.

## આચાર્યશ્રીની દૃઢતા

આનંદશંકરની ઉદારતા, માનવતા, ઐતિહાસિક દૃષ્ટિ કે રહસ્યશોધની રીતિ ચોક્કસ નિર્ણયો બાંધવામા તેમને નડતી નથી. ઉદારતા એટલે અનિશ્ચય, સંશય, સંદેહ કે ખુશામત નથી. ધાર્મિક જીવન સત્યપરાયણતા ઉપર અવલંબે છે અને સત્યનિષ્ઠાને પરિણામે ઇશ્વરવાદ, જડવાદ, ચૈતન્યવાદ, શંકાવાદ કે શ્રદ્ધાવાદ આવે છે એ વિશે પણ પ્રથમથી આગ્રહ ધરવો ન જોઈએ. એ રીતે ધર્મવૃત્તિના વિકાસમા પ્રામાણિક શંકાને પણ સ્થાન છે એ સ્વીકારથી આચાર્ય પોતે શંકાશીલ રહે છે, અથવા શંકાની વૃત્તિ ઉત્તેજે છે એમ ન ગણાવું જોઇએ......સનાતન હિંદુધર્મી છતા સનાતની જનતાના કેટલાક અનર્થકારી ખ્યાલોનો ઉગ્ર દૃઢતાથી અને નિશ્ચયથી તે વિરોધ કરે છે. (બુદ્ધિપ્રકાશ : જાન્યુ.-માર્ચ '૪૨.)

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

## સ્વ ર્ગ ગ ત

# અંબાલાલભાઈ

૧

હવે જ્યાં સિક્કાનગરનાં તોતીંગ મકાનો ઊભાં છે ત્યાં પહેલાં વિશાળ અને મનોરમ ચીનાબાગ હતો. તેના નૈઋત્ય ખૂણે (હાલના 'એફ' તથા 'એચ' બ્લૉકની દક્ષિણ છેડાવાળી જગ્યાએ) આવેલા જે નાના સરખા એક માળના મકાનમાં સ્વ. ચન્દ્રશંકરભાઈ[1] રહેતા તેમાં થતા મિત્રમેળાપોમાં ૧૯૨૧ કે '૨૨માં મેં અંબાલાલભાઈને[2] પહેલવહેલા જોયા ને ઓળખ્યા હતા.

એ સમય પહેલાં ને પછીનાં છ આઠ વર્ષ લગી એ સ્થળ મુંબાઈ-નિવાસી ગુજરાતી સાક્ષરતાનું વારાણસી હતું–એથી ય અધિક હતું કેમ કે ગૃહદેવ વિશ્વ-નાથ નહિ, વિશ્વબન્ધુ બનવાનો ઉચ્ચગ્રાહ સેવતા હતા; તે સાહિત્યના સર્વ સંપ્રદાયના આચાર્યો અને અનુયાયીઓને અખૂટ સદ્ભાવથી સત્કારતા. ત્યાં કોઈક વાર નરસિંહરાવ ભૂલા પડે તેમ ઘણી વાર નૃસિંહ વિભાકર ચમકે; ન્હાનાલાલ ગર્જે અથવા પ્રાધ્યાપક બલુભાઈ ઠાકોર સસ્મિત ને ધીરે પગલે પગથિયાં ચઢતા, જાણે આગલી મુલાકાતના અનુસન્ધાનમાં હોય તેમ કંઈક બોલતા બોલતા, આવી પહોંચે; આજના જુવાનિયા તો એમને કદાચ ઓળખે પણ નહિ તેવા કનૈયાલાલ મુનશી (અખંડ હિન્દુસ્તાની નહિ પણ) અખંડ યુરોપીઅન ડ્રેસમાં કે કોટપાટલુન ને માથે

---

૧. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, (૧૮૮૪–૧૯૩૭): છટાદાર વક્તા, સ્વતંત્ર વિચારક અને સમર્થ નિબન્ધકાર, મુંબાઈની ગુર્જરસભાના આદ્ય સ્થાપકોમાંના એક; 'સમાલોચક'ના તંત્રી; ૧૯૧૬–૧૯માં હોમરૂલ લીગના ગુજરાતી અગ્રણીમાંના એક.

૨. અંબાલાલ બુલાખીરામ જાની (૧૮૮૦–૧૯૪૨).

નાનીશી લાલ સૂરતી પાઘડીમાં શોભી ઊઠતા, ધમધમાટ કરતા ચઢી આવે; કેટલીક વાર, ગૌરવમૂર્તિ મનસુખલાલ માસ્તર ને અતિસૌમ્ય સન્મુખલાલ પડ્યા-સારા સાક્ષરો થયા હોત પણ બની ગયા માનનીય વહાણવટીઓ તે-ત્યાં બેઠા જ હોય; અને અવારનવાર, ત્યારના ખીલતા સાહિત્યોદ્યાનનાં નવાં પંખેરુઓ બટુભાઈ ઉમરવાડિયા કે વિજયરાય પણ ત્યાં દેખાય.

એ મંડળીમાં અંબાલાલભાઈ આવતા. આવે 'ગુજરાતી' પ્રેસ અને પત્રના કાર્યાલયમાંથી એટલે તેમણે હમેશ કૈંક ને કૈંક નવાજૂની જણાવવા-ની હોય. બાબત રાજકીય, સામાજિક કે સાહિત્યિક[1] હોય પણ એ રજૂ કરવાની ઢબ એમની લાક્ષણિક જ ઝડપથી બોલવુ; તેમાં કોઈ કૈં સુધારવા કે ઉમેરવા જાય તો વાણીના વેગમાં એક વાર તો એને ઘસડી જ લઇ અંતરાય કરતો અટકાવવો; એમ કરે તે સ્વમત સાચો હોવાની ખાતરીને કારણે જ; પોતે બોલી રહે ત્યારે બીજાને પૂરી ધારજથી સાંભળવો એટલું જ નહિ, પણ તેના કથનમાં સત્યાંશ હોય તો સ્વીકારવો ને તેનું કહેલું અંશસત્ય જ હોય તો ધડ્ દઇને તેને બોલતો કાપવો, બાકીનું સત્ય તેની ને મંડળીના સમક્ષ ઝબકાવવા : આવી કૈંક તેમની વાતચીતની ને વિવાદની પદ્ધતિ હતી.

આગ્રહી ને ઉતાવળા અંબાલાલ ભૂલ કર્યાં કરે છે અથવા આવેશને[2] કારણે સાચા ને સબળ સ્વપક્ષને શિથિલ કર્યાં કરે છે એ જોતા ને જાણતા છતાં ચન્દ્રશંકર કાં તો મીઠું ને મર્માળું હસ્યા કરે, કાં તો અચિંતી ટકોર કરે, કાં તો કોઇ મોટા માણસનો પ્રસ્તુત પ્રસંગ કે દાખલો ઘટતા દમામથી ટાંકી સૌને જ છક કરી દે.

---

૧. આ છેલ્લા પ્રકારના 'સળગતા પ્રશ્નો' એ સમયમાં ઉદ્ભવતા ને ત્યાં વિવાદવિષય બનતા તે 'પુરન્દર-પરાજય' (મુનશી) કે 'સ્મરણમુકુર' (નરસિંહરાવ) વિશેના અથવા 'બુદ્ધિશાળીઓનો અખાડો' (લીલાબહેન) કે 'આપણા મહાજનો' (બટુભાઈ) વિશેના હતા.

૨. આ સ્વભાવમર્યાદાને કારણે, પ્રતિપક્ષમાં છે તે તરેહની રાજદ્વારી કુનેહની તથા પક્ષસંઘટનાની શક્તિને અભાવે તેમ જ ટેકો આપવાનું જેમનું કર્તવ્ય હતું તેમની અક્ષન્તવ્ય કર્તવ્યચ્યુતિને કારણે, તેમણે સાહિત્યપરિષદના રાજ્યપ્રકરણમાં લીધેલો ભાગ, 'લિબરલ ડેમોક્રસી'ની દષ્ટિએ જોતાં, ઇષ્ટ પરિ-ણામ આણી શક્યો નહિ. વચ્ચે પોતે પરિષદમંત્રી હતા તે તો સંજોગવશાતને લીધે બન્યું હોવું જોઇએ.

૩

૧૯૨૨માં જ સ્થપાયલી અમારી સાહિત્યસંસદ કંઈ નાની પણ મહેચ્છાએ આભમાં ઊડળ ભરનારી હતી. તેણે એ વર્ષે ( ચૈત્ર ૧૯૭૮થી) સુન્દર મુખપત્ર ' ગુજરાત ' માસિક તો કાઢ્યું જ હતું; ઉપરાંત તેને એક મોટો ને પ્રમાણભૂત શબ્દકોશ રચવો હતો તથા ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખવો હતો. આ છેલ્લાં બે કામોમાંનો કોશ તો શબ્દોના તારણથી આરંભાયો તેવો જ ઇતિશ્રી પામી ગયો. એની જેમ જ પ્રાંશુ-લભ્ય ફલ હતો તે ઇતિહાસ વળી જરા નસીબદાર, એટલે તે તેના ' ઉદ્-બાહુરિવ વામન'પણાની સાક્ષી પૂરતો, નિરૂપણના સુરચિત ભાગ કરતાં હકીકતો અને વિચારોના જંગલ જેવો વધારે એવો, 'મધ્યકાળનો સાહિત્ય-પ્રવાહ, ભા. ૫મો' રૂપે–તેના ઘણા દોષો છતાં એ વિષયના એ જાતના આકરગ્રન્થ તરીકે હજી સુધી તો એકમાત્ર આપણને મળ્યો છે.

'ગુજરાત'ના ઉપતંત્રી તરીકે મારી રાતપાળીઓ કોઈ વાર પોણા-ત્રણ વાગ્યા સુધી તો સંસદના ઉપતંત્રી તરીકે ઘણી વાર અગિયાર સાડા-અગિયાર સુધી થતીઃ પહેલી એલ્ફિન્સ્ટન સર્કલ પાસેના–દારૂડિયા જ્યાં રોજ લઢે, કોઈ વાર 'ખૂન !' ની બૂમે પડે, જ્યાંના પંડોરાના ચોકીદાર પઠાણની તું–તુંનીના કરુણ સરોદ આજે ય મારા અન્તરમાં ગુંજે છે, એવા–હોમજી સ્ટ્રીટમાં થતી અને બીજી થતી, જે છેક હમણાં સુધી મોરારજી ગોકુલદાસની ચાલીઓ[૧] તરીકે ઓળખાતી તેમાંથી એકના ત્રીજા માળે અંબાલાલભાઈના અભ્યાસખંડમાં.

એ ખંડમાં મહિનાઓ ને મહિનાઓ સુધી, રાત પછી રાતે રોજ, હું એમને ચરણે બેસી મધ્યકાલીન સાહિત્યના મૂળાક્ષરો શીખ્યો. કોઈ હાથ-પ્રતનાં ત્યાર પહેલાં મેં દર્શન કર્યાં નહોતાં; તેની ' લખ્યા સાલ 'થી વળી ' રચ્યા સાલ ' ભિન્ન હોય છે એવું ભાન નહોતું; તેના ( હવે તો–જેનો સહવર્તમાન જ, અલબત્ત–સેંકડો કહેવાય છે તે ) કવિઓ પંદરવીસથી વધારે હોય એમ જાણતો નહોતો; એક વાર " બડભાગી એટલે ? " પૂછીને મારા એ હેતાળ ગુરુને ખેદ અને આશ્ચર્ય બંને ઉપજાવ્યાં હતાં.

વિદ્યાવન્ત ગણાતા હુંની એ બહુવિધ અવિદ્યા દૂર થતી એ તો

૧. એટલે સિક્કાનગરનાં જૂનાં, સેન્ડહર્સ્ટ રોડવાળી બાજુનાં મકાનો P, R, S...V વગેરે.

અનાયાસે. તેમણે ને મારે આયાસપૂર્વક જે કાર્ય કરવાનું હતું તે તો સંસદના ઉપરલ્લા ઇતિહાસ માટે મધ્યકાલીન કવિઓનાં નામ ને નાતજાત, ગામ ને પન્થ, સાલ ને કૃતિઓ (પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ, લુપ્ત કે લુપ્તપ્રાય, બધી જ) ઇત્યાદિને સમાવતારી યાદી બનાવવાનું. એને માટે કાચા માલ તરીકે જેટલું જેટલું વાપરવાનું હતું તે બધું જ, એમનાં મોટાં ને ઠાંસોઠાંસ ભરેલાં કબાટોમાં તૈયાર તો હોય જ, પણ તેમાંનું શું કયા માસિકની ફાઇલમાં કે કઈ પરિષદના રિપોર્ટમાંથી નીકળશે એ પણ પોતે ટપોટપ કહી તથા રજૂ કરી શકતા. પ્રતિદિન બેથી અઢી કલાક ચાલતી એ શોધ ને નોંધ દરમ્યાન તેમના મુખ પર કે અવાજમાં કે વર્તનમાં નહોતો થાક ને નહિ અધીરાપણું. એ વિષયને જેણે જીવનભર રસથી જ નહિ-ધર્મબુદ્ધિ-પૂર્વક ખેડ્યો હોય તેના સિવાય બીજું કોણ એવું કામ એ રીતે કરી-કરાવી શકે?

૪

અંબાલાલભાઈએ મધ્યકાલના ગુજરાતી સાહિત્યના વિષયને પોતાનો એટલે બધે અંશે કરી લીધો હતો કે તેમના સમવયસ્કોમાં પણ તેનાં મુખ્ય અને ગૌણ અંગોનું પ્રમાણભૂત, સવિસ્તર તથા "ગરથ ગાંઠે ને વિદ્યા પાઠે"ના ઉત્તરાર્ધને સાચો ઠરાવે તેવું હમેશાં તાજું જ્ઞાન, તેમના જેટલું બહુ થોડાને હતું. એ સાહિત્યગંગાની ગંગોત્રી સમાન સંસ્કૃત ઇતિહાસપુરાણોનો પણ તેમને નિકટ પરિચય હતો એટલે આપણા મધ્ય-કાલીન સાહિત્યનું તેમનું અવગાહન અનેકધા વધારે સાર્થકયવાળું બનતું. એ અભિનિવેશયુક્ત અભ્યાસ ગુજરાતી ઇતિહાસ તથા વેદાન્તગ્રન્થાદિના પરિચયે કરી તેમ જ મધ્યકાલીન સંપ્રદાયોના સૂક્ષ્મ જ્ઞાને કરી સુમંડિત હતો. હિન્દી અને મરાઠી પણ ખપપૂરતું સારું જાણતા એવું એમનાં લખાણો પરથી સ્પષ્ટ થાય છે.

પદ્ય સાહિત્યનો એ પ્રેમ અને સાહિત્યસેવા માટેની એટલી સંગીન તૈયારી એના ધારનાર પાસે સંશોધન અને સાહિત્યચર્ચાનું પુષ્કળ ને ઉપયોગી કાર્ય કરાવે એ સહજ છે. પોતે ૧૯૦૭માં બી. એ. થએલા તો ભૌતિકશાસ્ત્રનાં (એટલે 'સાયન્સ'નાં) બે અંગો વાસ્તવશાસ્ત્ર તથા રસાયણને ઐચ્છિક વિષયો તરીકે લઇને, પણ એ જ વર્ષમાં અવસાન પામેલા સુરબ્બીઓ ગોવર્ધનરામ તથા મનઃસુખરામના સંસર્ગમાં

જેની વાઙ્મયપ્રીતિ કેળવાઈ હતી તેવા એ સત્તાવીશની વયના નાગર યુવાને એ જ વર્ષમાં મુંબાઇમાં ભરાયલી સાહિત્યપરિષદમાં, એ વિષયનો ત્યારે તો પહેલો જ એવો સમર્થ, અખાની કવિતાના દિગ્દર્શનરૂપ, નિબન્ધ વાંચીને, જ્ઞાતિ તથા કુલની સંસ્કારસેવા કરવાની પરંપરા અખંડ રાખી, મધ્યકાલીન સાહિત્યની તેની સાડાત્રણ દસકાની અખંડોજ્જ્વલ સેવાના શ્રીગણેશ બેસાડ્યા.

વિદ્યાભ્યાસ પછી નોકરીનો અભ્યાસ—આ દેશના ઘણાખરા ઊંચી કોટિના સંસ્કારસેવકોને કર્મે "લખાયલો ને કપાળે ચોંટેલો હોય જ છે તે. એ પણ પૂરાં પાંત્રીશ વર્ષ સુધીનો; મુંબાઇની પન્નાલાલ હાઇસ્કૂલમાં, ભૌતિકશાસ્ત્ર તથા ગુજરાતીના શિક્ષક તરીકે (૧૯૦૭–૦૯); 'ગુજરાતી' સાપ્તાહિકના ઉપતંત્રી તરીકે, તેના સ્થાપક સ્વ. ઇચ્છારામ દેસાઇના અને તેમના પુત્રો રા. મણિલાલ તથા રા. નટવરલાલના સહચારી તરીકે (૧૯૦૯–૩૬);[1] જેના સહાયક મંત્રીની ફરજ નહિ તો પણ કેટલાંક વર્ષથી બજાવતા હતા તે ફોર્બ્સ ગુજરાતી સભાના અખિલદિન કાર્યકર તરીકે (૧૯૩૬–૪૨).

અંબાલાલભાઈની કારકિર્દીના આ છેલ્લા બે અંશો વિશે આગળ થોડુંક કહેવાનું થશે એટલે અહીં પહેલા વિશે એટલું જ નોંધવાનું રહે છે કે હાઇસ્કૂલમાં નર્મદના સંસ્મરણકાર સ્વ. રાજારામ રા. શાસ્ત્રી તથા સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટિયા તેમના સહચારીઓ હતા.

૫

૧૯૦૭માં અખાવિષયક નિબન્ધથી આરંભાયલા કાર્યની પ્રગતિ પછીનાં વર્ષોમાં નરસિંહાદિનાં સુદામાચરિતનું વિવેચન, ('સમાલોચક' ૧૯૦૯-૧૦), નાકરચરિત (બુ. કા. દોહન, ભા. ૮મો: ૧૯૧૩), પ્રેમાનન્દ-નાટકોનો સંભવાસંભવવિચાર ('સમાલોચક' ૧૯૧૪), ઉપોદ્ઘાતાદિસમેત વિદ્વત્તામય ચાર સંપાદનો—સુભદ્રાહરણ (૧૯૧૯ તથા ૧૯૨૪) ને સિંહાસનબત્રીશી[2] (૧૯૨૬), હરિલીલાષોડશકલા

૧. આ ગાળા દરમ્યાન સાતઆઠ વર્ષ (૧૯૧૪–૨૧), ૧૯૧૪થી માસિક થયેલ: 'સમાલોચક'ના રા. ચન્દ્રશંકરની સાથે સહતંત્રી હતા.

૨. આમાં ઉપોદ્ઘાત કે ટિપ્પણ નથી; પ્રતોનાં પાઠાન્તરોની વિગતવાર નોંધ છે.

(૧૯૨૮–૩૦) તથા શ્રી કૃષ્ણલીલાકાવ્ય[1] (૧૯૩૩) અને હાથપ્રતોની બે મોટી નામાવલિ (૧૯૨૩–૨૯) દ્વારા ચાલુ રહ્યા જ કરી. ત્રૈમાસિક કૌમુદીમાં (કાર્તિક ૧૯૮૩) તેમણે નરસિંહ મહેતાના કાલાડાને વિચારવામાં તેમ જ હમણાં ત્રણેક વર્ષ પર 'ગુજરાતી'ના અંકો ને અંકો સુધી ફરી એક વાર પ્રેમાનન્દનાં નાટકવિષયક લેખમાળા ('વિવેચકો કે વિતંડકો ?' એવા કોઈક શીર્ષકથી) લખી એ વિવાદગ્રસ્ત વિષયને[2] તાજો કરવામાં આગ્રહ ને ઉત્સાહથી ભાગ લીધેલો, ૧૯૩૦માં પ્રસંગોપાત્ત દયારામ વિશે લખેલું અને અમૂલ્ય સાહાય્ય 'માઇલસ્ટોન્સ'માં (૧૯૩૮) આપેલી એ હકીકતો પણ અહીં જ યાદ આણી લેવી જોઈએ. ભોજ અને કાલિદાસ વિષેનો ગ્રન્થ (૧૯૧૮) તેમ જ હરિવંશનું (૧૯૨૦–૨૫) તથા 'હિતોપદેશ'નું (૧૯૨૬) ભાષાન્તર તો ઉપલી નામગણનામાં[3] હજી ઉમેરવાં જ રહે છે.

પોતે જેને વારંવાર 'ધૂળધોયાનું કામ' કહેતા તે શ્રમસાધ્ય અને ધૈર્ય, ખંત તથા ઝીણવટ માગતા અન્વેષણ-નિરૂપણાદિની એ નામગણના વડે તેના ખરા સ્વરૂપનો ખ્યાલ આવી શકે તેમ નથી પરન્તુ એવી જે અછડતી ગણના ઉપર કરી તે પરથી યે વાચકને એટલું તો સમજાયું હશે કે મધ્યકાલના આ સાહિત્યાનુરક્ત ભક્તે પોતાની જીવનપર્યન્તની વાઙ્‌મયી ઉપાસના એ સમગ્ર યુગને આવરી લઈને કરી છે. એ ઉપાસનાની ફલસિદ્ધિરૂપ એમનું વિશિષ્ટ પ્રદાન વિચારતાં આપણે કહી શકીએ કે તેમણે નરસિંહના કાલનિર્ણયમાં હવે સર્વમાન્ય જેવા વૃદ્ધમાન્ય પક્ષને સબળપણે ટેકવ્યો; ભીમ અને કાયસ્થ કેશવદાસને અજ-

---

૧. આ કાવ્યની વાચનાનું સંપાદન જ એમનું છે. ઉપોદ્‌ઘાત રા. નટવરલાલ ઈ. દેસાઈએ લખ્યો છે.

૨. પોતે વધુ જીવ્યા હોત તો એ વિષયમાં હજી વિશેષ ભાગ લઈ પ્રાચીનકાવ્યમાલાકારોને પક્ષે પોતાનો સૂર પુરાવચો ચાલુ રાખત, કેમ કે એમનું મન્તવ્ય ફર્યું નહોતું તેની સાબિતી, જે છેલ્લો જ નીવડ્યો તે અમારા તા. ૧૮-૩-૪૨ના મેળાપ વખતે, હમણાં જ અમદાવાદમાં થયેલાં વક્તૃત્વ-વ્યાખ્યાન વિષયક ભાષણોની વાત નીકળતાં, મળી રહી હતી.

૩. આ ગણનાની પૂર્તિરૂપ કેટલીક વિગતો જિજ્ઞાસુને 'શ્રીકૃષ્ણલીલાકાવ્ય'નાં આરંભપૃષ્ઠોમાંની ચાર પાનાંની એમની ગ્રન્થયાદીમાંથી મળશે.

વાળામાં આપણા; નાકર તથા એના સમય વિશે વિસ્તૃત માહિતી પહેલી જ વાર સંકલિત કરી અને પ્રેમાનન્દ પરનું બીજાઓનું તેમ તેનું ઋણ પણ બતાવી આપ્યું; વળી પ્રેમાનન્દ, શામળ આદિની કૃતિઓ તથા એમના સમયના આપણા અભ્યયનમાં સહેજે નહિ ભુલાય તેવો ઊંચી અગત્યનો ભાગ ભર્યો.

જાણે સંખ્યાતીત આખ્યાનોના રચનાર નાકર માટે અંબાલાલભાઈને હતું તેટલું માન તમને કે મને ન હોય એ સ્વાભાવિક છે; પ્રેમાનન્દયુગીન એમનાં મન્તવ્યો આ ને આવતા જમાનાના સંશોધકો નવેસર વિચારીને એમાંનાં કેટલાંક નહિ સ્વીકારે એ જુદી વાત; અનાવશ્યક પુનરુક્તિ કોઈ વાર એમના લખાણમાં થાય છે એ વાત ખુલ્લા દિલે કબૂલ રાખવી જોઈએ; "આનન્દશંકરભાઈ એટલે શો–રૂમ, અંબાલાલ એટલે ગોડાઉન" એમ ચન્દ્રશંકરભાઈ ઘણી વાર લાક્ષણિક લાઘવથી સત્યકથન કરી દેતા એ રીતે, એ અથાક સંશોધનરસિકનાં અભ્યાસફલ આપણને જે ગૌરવયુક્ત, કોઈ વાર ધોધમાર વૃષ્ટિ સમાન બનતા, કોઈ વાર પ્રતિસ્પર્ધી પર ઉગ્રપણે ભાર પૂર્વક ટોક પાડતા ગદ્યમાં મળે છે તેમાં સૌષ્ઠવ નથી ને સમપ્રમાણતા નથી, શબ્દાળુતા છે, આવેશપ્રધાન મનોવૃત્તિના પરિણામરૂપ કૃત્રિમતા–જો કે, અબોધપૂર્વક આવી જતી–પણ આવી જાય છેઃ આ બધું એમની પ્રકૃતિ વિચારતાં ને પૂરતી નિવૃત્તિનો અભાવ ધ્યાનમાં લેતાં, અનિવાર્ય હતું ને તેવા તરીકે આપણે નિભાવી લેવાનું. આ વિદ્વત્તાપ્રકારની ખરી કિંમત તેની ઉદ્યોગપરાયણતામાં, "નામૂલં લિખ્યતે કિંચિત્"ના પરિપાલનમાં, સાચદિલીમાં તથા ચોકસાઈવાળા માહિતીસંગ્રહમાં રહેલી છે અને વિદ્વાન સંશોધનકર્તાના આ તથા એને મળતા બીજા આવશ્યક ગુણો અંબાલાલભાઈમાં ભરપૂર હતા એ નિઃસંદેહ વાત છે. એ ગુણોને લીધે જ એમનું જીવનકાર્ય એના પોતાના પ્રદેશમાં લાંબા વખત સુધી અભ્યાસીઓ તથા વિદ્યાર્થીઓ માટે સોનામૂલનું રહેશે એમાં પણ શંકા નથી.[૧]

૧. એમનાં કેટલાંક સારાં લખાણ હાલ તો અપ્રાપ્ય છે–જેમ કે ૧૦મી (નડિયાદની બીજીઃ ૧૯૩૧ની) સાહિત્યપરિષદની 'સ્વાગતગીતા.' તેમાં તેમણે કરેલી 'ભૂમિદેવતાની ઈતિહાસગાથા' તેમ જ પરિષદની ભાવના છે તે તથા બંધારણ પ્રવૃત્તિની આછી ઈતિહાસરેખા જેવાં અંગો કાયમી મહત્ત્વનાં જણાય. આવાં બીજાં પણ લખાણ છે. યોગ્ય રીતે સંપાદન કરાવી કોઈક એ ગ્રંથાકારે છપાવે તો સારું.

૬

સ્થલકાલ: 'ગુજરાતી'ની ઓફિસમાં ૧૯૨૦–૨૨નો કોઈક દિવસ.

તંત્રી: "બોલો સાહેબ, ચા લેશો કે કોફી?"

મુલાકાતી: "જરૂર નથી. પણ તમે મગાવ્યા વિના રહેશો નહિ એ જાણું છું. ચાનું કહો."

તંત્રી (આંખનો મિચકારો મારી, સામો લાકડાનો પડદો ચીંધી): "હિન્દુ હોટેલની કે ઇરાનીની?"

મુલાકાતી (આછું હસી): "કોઈ પણ ચાલશે."

તંત્રી (પડદાની પેલી પારને સંબોધતા) "સાંભળો છો કે અંબાલાલભાઈ! આ તમારા નાગર પ્રોફેસર વટલાવાના આજે તો."

અંબાલાલ: "આપોને મારા ભાઈસાહેબ, જે માંગે તે. હવે ક્યાં કોઈને કશુ રહ્યું જ છે જે? અમારા જેવા ઘરડાવરડાથી પળાય તે પાળ્યા કરીએ છીએ, બીજુ શુ?"

મુલાકાતી (હસી પડી): "પણ, અંબાલાલભાઈ! એ પુણ્યમાં અમારો ય ભાગ હોય ને? આટલો બધો સ્નેહ રાખીએ છીએ ને?"

અંબાલાલ: "ભાગબાગ તો ભગવાનને ખબર. એ આપે તો લઈ જજો. અમારી ના નથી. ...'લ્યા, ઓર્ડરનો ફરમો વહેલા લાવ્ય હવે; ૭ તો થવા આવ્યા" કહી, વાટ જોતા આગલા પ્રૂફો પતાવવામાં મશગૂલ બને છે.

૭

મને તો—જેવી છે તેવી—પ્રાધ્યાપકી વરી ૧૯૩૭માં, એટલે ઉપરનો પ્રસંગ એક મિત્રે પોતા સંબન્ધી કરેલી વાત પરથી રજૂ કરું છું, તેમાં અંબાલાલભાઈની માનીનતાઓ વગેરેનાં એક કરતાં વધારે પાસાં એકી સાથે પ્રગટ થાય છે માટે.

વેદધર્મી હિન્દુઓનું સનાતનીપણું આજે કેવું છે ને કાલે કેવું થશે એ, અથવા નાગરપણું ખાનપાનનાં બન્ધન પાળવામાં જ આવી જાય છે કે શી રીતે એ, પ્રશ્નો અહીં લેશમાત્ર પ્રસ્તુત નથી; એટલે આપણા લેખવિષય સંબન્ધી એટલું જ કહેવું બસ છે કે તેમણે પરંપરાગત ઉચ્ચ બ્રાહ્મણજીવન પોતાની અભ્યાસ ને અનુભવની કસોટીએ કસેલી માનીનતા અનુસાર ગાળ્યું હતું– જેમ અનુકરણીય વિદ્યાસેવન દ્વારા તેમ નિત્યકર્મો યથાયોગ્ય રીતે કરીને અને આચારધર્મ સારી રીતે પાળીને. વળી, જેને પોતે નાગરોનું શ્રેષ્ઠત્વ

અને વિશિષ્ટ[1] કહેતા તેનું સદભિમાન તેમને હતું અને પોતામાં રહેલા એ જ્ઞાતિના કેટલાક વિશિષ્ટ ગુણો—સાંપ્રત ગુજરાતના એક દ્યુતિમન્ત વિચારકે જેને 'જગતભરની માનવતાના મહાગુણો'[2] કહ્યા છે તે—તેમણે સાહિત્ય દ્વારા તેમ જીવનમાં પણ હમેશ લોકસંગ્રહાર્થ વાપર્યા હતા. મતામહી પણ શુદ્ધભાવી સનાતનીની ક્ષેમવૃત્તિમાં હોઈ શકે તે સર્વ ગુણોનો તેમ જ એમની સાત્ત્વિક નાગરતાનો હિસ્સો[3] 'ગુજરાતી' પત્રને અને તેની પ્રકાશન-પ્રવૃત્તિને કેટલા અસાધારણ પ્રમાણમાં મળ્યો હતો તેનો ઇતિહાસ કદાચ કદી પણ નહિ લખાય. માત્ર સાહિત્યવિકાસની દૃષ્ટિએ વિચારીએ તો, અંબાલાલભાઈએ એ સ્થાનેથી તેમ જ ફોર્બ્સ સભાના સહાયકમંત્રીપદેથી એ સાપ્તાહિક, તેનાં ભેટ ને દીપોત્સવી અંકો સુદ્ધાં સર્વ પ્રકાશનો અને સભાના ગ્રન્થો તથા ત્રૈમાસિક—આ સર્વના એક યોજક અને કાર્યકર તરીકે જેવી અણમોલ, કેટલીક તો ચિરંજીવ મહત્ત્વની, સેવા[4] કરી છે તેવી કોઈ પણ એક જ વ્યક્તિની સેવા અર્વાચીન ગુજરાતમાં થોડાની હશે, અને પ્રવર્તમાન યુગના ગુજરાતમાં તો, સ્વ. હીરાલાલ ત્રિ. પારેખના જ્વલન્ત અપવાદ સિવાય, બીજા કોઈની પણ નથી.

એમના એ સેવાપ્રકારનો ગણતર સાહિત્યસેવીઓને અજાણ્યો નથી તે અને સાહિત્યજીવનમાં નોંધાયા વિના ન રહેવો જોઈએ તે દાખલો આ ખંડક પૂરો કરતાં સંભારવો જ જોઈએ: ૧૯૧૩થી 'સમાલોચક'માં નવલિકાઓ વગેરે પોતાનું લખાણ, (સાર લગીની એકમાત્ર લેખનપાત્ર લાગેલ ભાષા અંગ્રેજીના આગ્રહ તજીને), ગુજરાતીમાં લખતા થએલા,

૧. આ વિષય પર તેમણે મુંબાઈના વડનગરા નાગરમંડળના પ્રમુખપદેથી મહત્ત્વનું વ્યાખ્યાન પણ આપ્યું હતું.

૨. રમણલાલ વ. દેસાઈ: 'જીવન અને સાહિત્ય' ભા. બીજો, પૃ. ૧૭૩.

૩. એમના પહેલાના બંને તંત્રી રતિરામ દુર્ગારામ તથા ગુલાબરાય પણ નાગરો જ હતા એ હકીકત પણ નોંધપાત્ર છે.

૪. એટલે, નવા શક્તિશાળી લેખકથી માંડીને પ્રતિષ્ઠિતો સુધી સૌના કાર્યને માટે વિષયો સૂચવવા, સાધનસામગ્રી બતાવવી કે આપવી, લખાણને પ્રસિદ્ધ કરવું: આ પ્રકારના "તેમ જ દિ. બ. રણછોડભાઈ શતાબ્દી ગ્રંથ કે ફોર્બ્સ સભાના મહોત્સવમન્ય કે તેના મૂલ્યવાન પુસ્તકાલયના વ્યવસ્થાપન જેવા કાર્યરૂપ સેવા.

અંબાલાલભાઈની જેમ મોરારજી ચાલમાં જ રહેતા, નવાસવા એડવોકેટ કનૈયાલાલ માણેકલાલ મુનશીનો સંબન્ધ[1] ૧૯૧૫-૧૬માં 'ગુજરાતી' સંસ્થા ( પત્ર, પ્રેસ, પ્રકાશનમન્દિર ) સાથે 'વેરની વસુલાત' તથા 'પાટણની પ્રભુતા'ના કર્તા તરીકે જોડી આપનાર એ માસિકના સમર્થ તંત્રીઓ જ હતાઃ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા અને અંબાલાલ બુલાખીરામ જાની.

૮

મેં 'ગુજરાત' છોડ્યા પછી ૭ મહિને એટલે ઑક્ટોબર ૧૯૨૪માં (૧૯૮૦ની વિજયાદશમીએ) 'કૌમુદી' શરૂ કર્યું ત્યારથી છેક હમણાં સુધી મારી સામયિકવિષયક તેમ જ ઇતર પ્રવૃત્તિઓને તેમણે આત્મીય

૧. એ સંબન્ધ પછીથી–ખાસ કરી ૧૯૨૨માં સાહિત્યસંસદ સ્થપાયા પછી–મિઠાશવાળો રહી શક્યો નહિ. નૈતિક, સાંસારિક, સાહિત્યિકઃ સર્વ પ્રકારના વિષયોમાં 'ગુજરાતી'ની પ્રણાલિકાવન્તી દૃષ્ટિ અને સંસદની પ્રણાલિકાભંગી દૃષ્ટિ વચ્ચેનાં ભેદનું એ પરિણામ. 'ગુજરાતી'માંની ( કોઈ વાર ઊણી ન્યાયવૃત્તિ ને રસવૃત્તિવાળી ) ટીકાઓ એક પ્રતિષ્ઠિત ને કર્તવ્યરત વર્તમાનપત્ર તરીકેની, પણ તેના તંત્રીમંડળમાં અંબાલાલભાઈ હતા એ કારણે ટીકાઓ એમને ખાતે સામાન્યતઃ ઉધારાતી. સંસદે જ્યારે આગળ ઉપર, તેમની વિદ્વત્તાનો સવિશેષ લાભ પામવા, તેમને એ સંસ્થાના સભ્ય બનાવ્યા ત્યાર પછી પણ 'ગુજરાતી'નું વલણ ઉપલી બાબતોમાં પોતાના સિદ્ધાન્તોને વફાદાર રહી યથાપ્રસંગ સંસદની ભાવના, કાર્ય વગેરે પ્રતિ પ્રતિકૂળ ટીકા કરનારું રહ્યું, તે એટલા માટે કે, અન્યત્ર તેમ આ દાખલામાં પણ અંબાલાલભાઈ માનતા કે પત્રકારની સાર્વજનીન પ્રવૃત્તિઓમાં વ્યક્તિગત સંબન્ધો કે સભ્યપદને પહેલું સ્થાન હોઈ શકે નહિ. એવું માન્યા ને તદનુસાર વર્ત્યા બદલ તેમને વ્યક્તિ તરીકે ઠીકઠીક પ્રમાણમાં સોસવું પડ્યું હોવાનો સંભવ છે. આમ છતાં તેમણે પોતાની સ્વતંત્રતા બન્યું ત્યાં સુધી અક્ષુણ્ણ રાખી હતી. આના બે દાખલા બીજા વિષયોને લગતા પણ મળે છેઃ (૧) લાઠીના સંમેલનપ્રમુખ એમના મુરબ્બીવત્ ગૃહસ્થ હતા તો પણ, તેમની સાથે જરા ચકમક ઝરવાનું જોખમ લઈને ય, અંબાલાલભાઈએ ખુલ્લી રીતે સવાલ ઉઠાવેલો કે પરિષદવિરોધી ન્હાનાલાલ કવિ 'અહીં આજે પરિષદને પુસ્તક અર્પે છે એ પરિષદથી કેમ સ્વીકારાય? (૨) અંધેરી–સંમેલનને અંગે તેમણે સમાધાનવૃત્તિ દર્શાવતા પણ હાલના પરિષદધરોથી પોતાનો મતભેદ જાહેર કરવો આવશ્યક ગણ્યો હતો એમ સાંભળવામાં આવ્યું છે.

૫

ભાવે વિલોકી હતી. લેખ અપાય ત્યારે એ આપીને, બાકી ઉપયોગી સલાહ ને અસરકારક ચર્ચાથી, કોઇ કોઇ વાર અન્યથા અલભ્ય એવી (પુસ્તકાદિની કે સાહિત્યજીવનની) માહિતી વગેરે પૂરી પાડીને પણ; ઉપરાંત, વખતકંટાળ્યે ને વારંવાર, ભલામણો કરી-કરાવીને, સારું આર્થિક ઉત્તેજન મેળવી આપવા સફળ પ્રયત્નો કરીને પણ. એથી યે વિશેષ કૃતજ્ઞતાપૂર્વક તો આ નોંધવું જોઇએ કે પોતે એ પત્રો બીજેથી મેળવી વાંચી શકે તેમ હોવા છતાં, સ્વ. નરસિંહરાવ ઘણા વખત રહેલા તેમ અંબાલાલભાઈ છેવટ સુધી, ગ્રાહક રહ્યા હતા ને લવાજમ, એ મગાય તેની વાટ જોયા વિના હમેશ સ્વેચ્છાએ ધરી દેતા. આ રીતે ટૂંકી આવકમાંથી પણ પોતે ઇષ્ટ ને આવશ્યક માનેલી પ્રવૃત્તિને મુરબ્બીવટના આડંબર વિના પોષનાર માણસો આજના ગુજરાતમાં કેટલા?

હવે તો ... અંબાલાલભાઈ ગયા એટલે ઘણું ગયું: એમના કિશોરવયી પુત્રનું શિરચ્છત્ર ગયું; સ્નેહી-સંબન્ધીઓનો અખંડ-સ્નેહળ આપ્તજન ગયો; નાગર જ્ઞાતિનો એક સાચો સપૂત ને સુવિદ્વાન ગયો; ફોર્બસ-સભાને ફરી મળવો કઠણ એવો, વિદ્વાન હોય ને વ્યવસ્થાકાર પણ હોય તેવો, કાર્યવાહ ગયો; કેટલી ય વણશોધાઈ હાથપ્રતોનો આરૂઢ ઉદ્ધારક બનત તે અન્વેષણકાર ગયો; અન્યત્ર અલભ્ય એવી, પુસ્તકરૂપે ને બીજી, બહુમૂલ સાહિત્યસામગ્રીનો[1] માનનીય સંગ્રાહક ગયો; સાહિત્યની પ્રવૃત્તિઓ ને ચર્ચાઓમાં, "મતભેદ ખરો, પણ મનોભેદ નહિ" એવા ઉદારતાયુક્ત સૂત્રનો પુનઃ પુનઃ ઉચ્ચારનાર ને અહોનિશ આચરનાર ગયો; અને જીવનમાં સાત્ત્વિકતાનો, જીવનની જેમ સાહિત્યમાં પણ

---

૧. એ સામગ્રી માત્ર મધ્યકાલવિષયક નહોતી. નર્મદયુગથી હમણાં સુધીનાં દુર્લભ પુસ્તકો, દફતરો ('ફાઇલો') વગેરે ઘણું તેમણે કાળજીથી સાચવ્યું હતું ને તેનો લાભ ઘણા લેતા. ઉપરાંત, ઘણાખરા અર્વાચીન નાનામોટા સાહિત્યસેવકોનાં વ્યક્તિત્વ કે ચારિત્ર, ગ્રન્થો કે બીજી સાહિત્યપ્રવૃત્તિ વિશે ઘણી વાર રસભરી વાતો એમના પાસેથી સાંભળવા મળતી. આપણા વાઙ્મયિક જીવનના ઇતિહાસ માટે મોંઘામૂલનાં એ સંસ્મરણો લખી આપવા મેં તેમને બેત્રણ વાર વિનંતિ કરેલી, પણ અવકાશના અભાવે તેમનાથી એ બન્યું નહિ.

નૈતિક વિશુદ્ધિનો,[1] સદાગ્રહી ઉપાસક (ગુજરાતમાંથી પ્રતિવર્ષે ઓછા થયે જતા એ વર્ગના થોડાક છેલ્લામાંનો એક) પણ આપણી વચ્ચેથી સદાનો ગયો.

હવે તો, આપણું ખરું સાન્ત્વન આ કે એમના સરખો સંસ્કારી જીવાત્મા પરલોકમાં આનન્દમય શાન્તિ અનુભવે છે એવી શ્રદ્ધા હૈયે ધારવી; અને આપણું શેષ કર્તવ્ય એટલું કે વ્યક્તિ તેમ જ વાઙ્મય-સેવક તરીકેના જે ઉમદા ગુણો આપણે અંબાલાલભાઈમાં જોયા અને જાણ્યા, તેને એમનો આત્મા પ્રસન્ન રહે તેવી રીતે અનુસરવા સર્વદા યત્નશીલ રહેવું.

૧. ફેબ્રુ. ૧૯૪૨ના 'શારદા'માં છે તે એમનો લેખ આ કથનનું તાજું ઉદાહરણ છે.

ડો. ધ્રુવનો સનાતનધર્મ—

હું સનાતન હિંદુધર્મી છું, અને નથી. મારા પોતાના સનાતનધર્મના લક્ષણ પ્રમાણે છું. શાસ્ત્ર રૂઢિથી જે કાંઈ મતભેદ તે સર્વ "છુટ છાંટ" અને સ્વાધીનતાનો ભંગ એ સમઝણ પ્રમાણે નથી. : : શાસ્ત્ર રૂઢિથી ભિન્ન મત ધરાવી ધર્મ પરત્વે જે કાંઈ માનવામાં કહેવામાં આચરવામાં આવે તે 'સનાતનધર્મ'ની 'છુટ છાંટ' છે એમ મનાતું હોય તો એ સનાતન ધર્મની વ્યાખ્યા મને સ્વીકાર્ય નથી, અને એ અર્થનો સનાતનધર્મી ગણાવા હું જરા પણ ઉત્સુક નથી. (પ્રા. વિ. ર. ત્રિવેદીએ 'આચાર્ય આનન્દશંકરનું ધર્મચિન્તન' એ વ્યાખ્યાનમાં કરેલાં અવતરણ: બુદ્ધિપ્રકાશ: જાન્યુ. માર્ચ '૪૨ )

**વીરચંદઃ** આવો, પસાભા. (પસાભા જેઇને કાઢીને વીરચંદની સન્મુખ બેસે છે.)

**પસાભાઃ** વીરા, ભા. ભગવાનના ઘરની લીલા તો કળી કળાય જ નૈ. આઠ દિ' મોર તો હું ને દેવો ઠાકરદુવારે ભજન ગાતા'તા. સાંભળ, બાપ!

**વીરચંદઃ** ભારે કરી. (હૂકો મૂકે છે.)

**પસાભાઃ** વીરા, બાપ. સારા માણહનો સાને ખપ છે. ભગવાનને ય ઇનો તો ખપ પડે. નહતર કંઈ મરવા જેવડી ઈની કંઈ હેડી નો કે'વાય? ઢેફા કાળમાં હું હળ લઇ શેતરે જાતો તારે તો ઇ હજી રોતો રોતો નિહાળે જાતો. બોલ, આ અમે ખડેલાં જેવાં રીયાં, પાણા પડતા નથી. ને ઇ ઇના મારગે...અંકાશના તારોડિયા જીમ ઝબકી ગીયો; બાપ!

**વીરચંદઃ** દેવાકાકા રે...(પોક મૂકે છે.)

**પસાભાઃ** વીરા, અલ્યા સમજુ થઇને આવો સાવ ઢીલો નીકળ્યો! બાપ, જીવને ખાલી મફતનો ઉતપાત કરાવ્ય મા. સૌ સારાં વાનાં થાશે; ઘીના ઠામમાં ઘી ઢળશે, બાપ! મને તારો દેવાકાકો જ જાણુને! કામ હોય તારે અડધી રાતે આવી ઊભો રે'જે બાપ!

**વીરચંદઃ** (આંસુ લુછતાં.) પસાભા, મારી મોટી ઓથ...

**પસાભાઃ** હું કયાં નથી જાણતો? તારો બાપ તને પેટમાં મૂકીને મરી ગીયો ને તારી મા તને ચીંદડીના અચોળિયા જેવડો મૂકી ઇના મારગે પડી. આ દેવાએ તારું મેલુંઘેલું ધોઇને તને પેટના પૂતર જીમ ઉછેર્યો. તને પરણાવ્યો. પસટાવ્યો. હાટડું મંડાવી દીધું ને નજરથી તો ય તને છેટો જવા ન દીધો, બાપલા!

**વીરચંદઃ** પસાભા, મારા કરતાં ય મારો પેમલો તો ઇમની છાતીએ. મરવાની મોં સુંઘતા હોય કે રામ જાણે પણ બાર ગદીઆણા હેમનો કંદોરો ઊભા ઊભા કરાવી દીધો.

**પસાભાઃ** એવા માણસને મોતનું જાણ મ્હોરથી જ થઇ જાય. બાપ!

(ચંપા નજીક આવી ઊભી રહે છે. લાજના છેડાને સહેજ પ્રસારે છે.)

**ચંપાઃ** (હાથ લંબાવીને) ભાભાજી, રોજીત જાવું'તું ઇના આગલા દિ'ની સાંજે તમારા છોકરાંને બોલાવી દેવાકાકાજીએ ખેતરનાં ખત, ઘરેણું, ચોપડાનું પોટકું; આમ સંધું ય સોંપી દીધું. મોતનું ઇમને જાણ થિયું

હેતું જોયે નેં તો ઇમ શેનું સૂઝી આવે.

**પસાભાઃ** આમ તો સમજુ જીવ હતો. તમને ઊઘાડા બરડે મૂકી જાય એમ ને'તો. સારું ભા, હવે તો સંધુંય તમારું જ છે ને ! દૂધે રાંધો ને ઘીએ જમો.

**ચંપાઃ** ( ભારે સાદે. ) ભાભાજી, પણ મનમાં વસવસો રહી ગયો. આટલી ઇમની ચાકરી કરી પણ અમારા ઘરનો દીવો છેલ્લી ઘડીએ નઈ માંગ્યો હોય !

**પસાભાઃ** બાપ, ઇ તો ઉપરવાળાની એવી મરજી. વઉભા, તમારા ઉપર તો ઇને સગી પેટની છોડી જેવું હેત. પણ ગામ કાંઇ વાતો કરતું ફરે છે, બાપ !

**ચંપાઃ** બોલો, ભાભાજી. મારે કાને ય ભણક આવી છે. ભાભાજી, આ તો તમે છો. વળી અમારા ઘરની રજેરજ વાતો જાણો છો. નઇ તો આ ગામ સવા હાથનું રાંઢવું સેરવાવે ઇમ છે. લ્યો. મેં દેવાકાકાઉને ઘરમાંથી તગડી મેલ્યા ઇ ગામના માણસ જોવા આવ્યા હશે ? ભાભાજી, માથે જોવાવાળો તો બેઠો છે ને !

**પસાભાઃ** ભા, ગામ છે ઇના મોઢે છાલકું નઈ બંધાય. હોય, બોલે ઇ તો.

**ચંપાઃ** ભાભાજી, મારું તો ઠીક પણ આ આદમી જેવા આદમી થઇને ગળિયા બળધ જેમ બેસી ગયા છે. ખરી હરમત તો ઇમને આલવાની છે.

**પસાભાઃ** વીરા, વઉની વાત સાચી છે? વીરા, બાપ, આ તો સંસાર છે. નવાં ઝાડ નત્ય ઊગશે ને નત્ય સુકાશે. લે તારે બાપ રામરામ. ( પસાભા જાય છે. વીરચંદનો પુત્ર પેમલો આવે છે. ચંપા લાજના ઘુમટાને કાઢી નાખી વીરચંદની સન્મુખ આવે છે. )

**ચંપાઃ** મેં તમને એક વાર કહ્યું પણ બાયડીનું કહ્યું તમે માનો તો બાયડી શેના ?

**વીરચંદઃ** છે શું ? મારું તો આજ માથું ભમે છે.

**ચંપાઃ** માથું ઝાલી રીયે દિ' નથી વળવાનો. જો ગીધડું આવ્યું તો ભાતને ઝડપી જાશે. અલ્યા પેમલા, ખડકીએ સાંકળ દે.

**વીરચંદઃ** તું મંડી છું પણ આગળપાછળનો વિચાર તો કર. દેવાકાકા જીવતા'તા ને તારી દેરાણી આંયા આવી'તી ઈમાં તમારે બેને

બોલવું થયેલું. પછી તો અમારાં બે ભઇનાં મન પણ ખાટાં થયેલાં, સાંભરે છે ને!

**ચંપાઃ** બધું ય સાંભરે છે. ને ઈ વખતે ગોળાનાં પાણી સામસામા હરામ કર્યાં ઈ જ ને!

**વીરચંદઃ** હા.

**ચંપાઃ** ઇ તો ગોળાના પાણી હરામ કરવાની વાત હતી. ભાગ હરામ કરવાની વાત નં'તી. ભાગ જતો કરવો કોઇને નો ગમે, સમજ્યા? વાણિયાના દીકરા થઇને આવા ભોટ ક્યાંથી રીયા! થાવ ઊભા. હું પટારામાંથી ખેતરના ખતની પેટી, ધીરધારનો ચોપડો ને ઘરેણાંની બચકી લાવી દઉં. (પેમલા પ્રત્યે.) પેમલા, જો ઈ વખતે વચ્ચે કંઇ તારું ડાંપણ દેખાડ્યું છે તો તણ દિ' ખાવાપીવા ય નૈં મળે, સમજ્યો કે! (ચંપા ઘરમાં જાય છે. વીરચંદ ઘડીક નવરો થઇ બેસે છે.)

**પેમલોઃ** બાપા, બાપા!

**વીરચંદઃ** તું બાકી રીયો'તો તે તું વારી કાઢી લે!

**પેમલોઃ** બાપા, દાદા સાચુંક્લું મરી ગયા? મરી ગયેલ પાછા આવે ને!

**વીરચંદઃ** આવશે તારા સારું!

[ ચંપા આવે છે. હાથમાં નાનકી બચકી, કાટ ખાઇ ગયેલ, ખત સાચવવાની લોઢાની પેટી ને ચોપડો છે. ]

**ચંપાઃ** (બધું વીરચંદ આગળ ધરીને) લ્યો. ઝટઝટ વળે કરી નાખો. દિ' કેટલો ચડી ગીયો છે!

**વીરચંદઃ** ક્યાં વળી આને વળે કરવાનું છે?

**ચંપાઃ** ક્યાં કેમ? તમારે ઢો'રે પીંજણ માંડવી છે કે શું? અરે મારા ભગવાન! આ બાયડીજાત જેટલી ય અક્કલ આવી હોત તો મારે તો હૈયાકાશ ઓછી થાત! આ કપાસિયાના ઢગલામાં ઢબુરી દ્યો ને! પેમલા, ઇ વખતે તું બોલ્યો છું તો તારી વાત તું જાણજે; મારા જેવી ભૂંડી પછી કોઇ નૈં થાય. પેટના જણ્યો ભલે રીયો, પણ આપડી પાસે ભૂખલાડક.વેડા નઇ ચાલેઃ તમે જોઈ શું રીયા છો? (કપાસિયાના પોપિલા પર ચઢીને.) લાવો સંધું ય.

(ખડકી પર કોઇ ટકોરા દે છે.)

**વીરચંદ:** કોણ છે? (પેમલો ઊભો થાય છે.)

**ચંપા:** મને મેં'મ હતો ઈ કાગડો જ. પેમલા ક્યાં જાય છે? જો. તિરાડેથી જોજે. જો તારા કપુરચંદકાકાને ભાળ્ય તો સાંકળ નંઇ ઉઘાડવાની. (છણકો કરતાં) લાવો ને! (કપાસિયામાં ખાડો કરીને વીરચંદે આપેલ વસ્તુઓ દાટી દે છે.)

**પેમલો:** (દૂરથી) બા.

**ચંપા:** (માત્ર અભિનયથી.) મૂંગો મર, મારા રોયા. તમને કહું છું. (વીરચંદ બાઘા જેવો થઈ જાય છે.) મેં તમારી પેંથીએ પેંથીએ તેલ નાખ્યું પણ મારા રામ! કંઇ સમજે જ નંઇ ને! તમે ઓશરીમાં સૂવો, તમારું ડીલ ધગ્યું જાય છે. હું આંયા છું. (કોઈ ખડકીની સાંકળને જોરથી ખખડાવે છે. વળી 'વીરાભઈ' 'વીરાભઈ'ના નામના સાદ પણ ઉપરા-ઉપરી દે છે. પેમલો આવે છે.)

**પેમલો:** બા! બા!

**ચંપા:** કોણ છે? તારા કપુરકાકા છે ને!

**પેમલો:** ઇમણે તો માથે ફાળિયું નાખ્યું છે. (અવાજ વધે છે. ચંપા હાથપગ ખંખેરી નાખે છે. કપાસિયાની ખેપટ ને રજને મોં પરથી પાલવના છેડા વડે લૂછી નાખે છે.)

**ચંપા:** કપુરકાકાને કે' કે મારી બા રોવાની ના પાડે છે. જા, ઘોડ તો. સાંકળ ઊઘાડ. (પેમલો જાય છે. વીરચંદ બિચારો ઓશરીમાં જઇને સૂવે છે. આતુર આંખે ઓઢણીના માથા પરના છેડાને કપાળ સુધી લાવી ચંપા ઊભે છે. કપુરચંદ પ્રવેશે છે. પાછળ પેમલો છે. કપુરચંદ આવી ચંપા પાસે ઊભો રહે છે.)

**ચંપા:** પેમલા, કાકા સારુ પાણી લાવજે. (પેમલો પાણી લેવા જાય છે.) ભઈલા, આંયા જ બેસો ને! (કપુરચંદ ને ચંપા ત્યાં જ શણિયા પર બેસે છે.)

**કપુરચંદ:** (ખોંખારીને) ભાભી!

**ચંપા:** ભઇલા, કાકા તો પીળું પાન કે'વાય, ઇ સારુ મેં મોં ઢાંકવાની ના કે'વડાવી'તી. નંઇ નંઇ તો ય પચાસની હેડી તો હશે. ભઈલા, ઈ તો ઠીક, પણ આ તમારા ભાઇ ઇમનું નામ પડે છે ને બે'કી ઊઠે છે. મારે તો ઇમની ય નજર રાખવાની ને! દેવાકાકા તો દેવાકાકા જ હતા. પણ ઇમની વાંહે કંઈ એવાતણ ખોવાય?

૬

ચંપાઃ ભઇલા ! કો' તો ય હું તો નો દઉં ને ! હોંશે હોંશે ભાભાજીએ કંદોરો છોકરા સારું કરાવ્યો ને જો ઇ બંગાવું કે વેચું તો દેવાકાકા અસદગતિએ જ જાય ને ! વળી પરબારુ મારે મૂકવા જવા જોયે !
(પેમલો આવે છે)

**પેમલોઃ** (વચ્ચે જ) બા, બા.

**ચંપાઃ** (ચંડી સ્વરૂપે) શું છે તારે મારા રોયા! તારાથી ય મારો હવે છૂટકો નથી થતો.

**પેમલોઃ** (દબાતાં દબાતાં) બા, દાદા તો રાજીતમાં એ રિયા.

ચંપાઃ કોણ કે' છે ?

**પેમલોઃ** છે ને ! વશીઓ પેડાને પાટા ચડાવા ગીઓ તો ને ! તે ઇ અતારે ચોરે વાત કરતો'તો. ઇ કે' છે કે મનુકાકા છે ને ઇના દેવાદાદા મગી ગયા. બા, સારું થિયું ને ! દેવાદાદા એ રિયા. હું મારા બાપાને કે'તો'તો પણ મારું માનતા જ નો'તા.

**ચંપાઃ** મારા રોયા ગામના માણસો ય બેદા બેદા છોકરાને કલાવે છે. (કપુરચંદ તરફ ફરીને) ભઇલા! બાયડી માણસને ઓછાં દખ છે ! તમારી નજર આગળ જ આ ઘરમાં આવી તારથી દેવાકાકાની પળોજણ કરતી આવી છું પણ ઘેલ્લી ઘડી નો મચવાણી તે ગામ કંઇ હુંએશા હાંકે છે ! ગામ કે' છે કે "વઉએ દેવાકાકાને જાકારો દીધો. ઘરમાં વઉની કાંઇ ફાસ્ય."

કપુરચંદઃ ગામ તો બોલે. ને ય સારુ જ કઉં છું કે આપડે આપડી આબરૂ નમણુએ કરવું તો જોયે.

ચંપાઃ ગારા ભઇ ! તમારી ય દાનત હું કળી ગઈ છું. મારા ઉપર આ ફોલવા ઘરેણાં છે ઇ ઠેકાણે પાડવાની દાનતે તમે આવ્યા છો. ભઇલા ! ઇ ઘરેણું તો મારા હાડકા પડચે તમારા ભઇને મળશે. બાકી નાકનું ટેરવું સાબુત રાખવા ઇ ઘરેણું નઇ હોમાય. કે'નાર ભલે કઇ રિયા. આ તો નથી પણ જો ઘરેણાને ઘેડેલામાં દઉં તો ગામે પોટલો બંધાવ્યો એવો જ બંધાવે તમારા કાકા પાંહે ઘંટી ફેરવાવી તે ઘર મૂકી જતા રિયા. વાહ ભઇ વાહ. ઈ તો મેં છોકરાંને રોતાં રાખીને તમારા કાકાને સાચવ્યા એટલે જ પોટલો બંધાવ્યો. અડધી રાતે ઊઠીને મેં મોંમાગ્યું રાંધી દીધું છે, ગારા ભઇલા ! મારી વાત માનો છો ? ગામ તો ભગવાનને ભૂલી મંડી જ પડ્યું છે. વાતું ઉડાડવામાં બાકી કાંઈ રાખી છે ? કે' છે કે મેં કીધું કે ભાભાજી ઉનું ઉનું ખાવું હોય તો ઉનું ઉનું

ઉતારી દેનારી લઇ આવો. ઓલો આ જરાના પોટલાના પોટલા. મારાથી હવે ઇ પોટલા ઉપડતા નથી ત્યાં વધારીને શું કરું ?

[ તે જ વખતે દેવાદાદા પ્રવેશે છે. ]

**પેમલો:** (હર્ષમાં) બા, હું નો'તો કે'તો કે દેવાદાદા...દેવાદાદા... (સામો દોડે છે) દાદા, તમે નો'તા તે મને કોઇ ભેગું સુવાડતું'એ નૈ. (દેવાકાકાની નજરે કપુરચંદ પડે છે)

**દેવાકાકા:** કપુરા, અલ્યા તું આંયા ક્યાંથી ! તમે બધા ઠીક એક ઘરે ભેગા થઇ ગયા. મારે લાંબી ઘોડાઘોડ મટી જશે.

**કપુરચંદ:** ઈ તો વીરાભાઈ પાંહે આવ્યો'તો.

**પેમલો:** દાદા, તમે જીવતા રિયા ઈ કેવું સારું થિયું. ને મનુ-કાકાના દેવાદાદા મરી ગિયા ?

**દેવાકાકા:** એટલે વઉએ કાળું ઓઢ્યું હશે. પણ બા. આપડે તો સનાનસૂતક કશું ય નો પોચે. કાઢી નાખો, બા.

**પેમલો:** ના, ના, દાદા. (ચંપા પેમલા સામે જોઇને આંખો કાઢે છે, વીરચંદ પરસાળમાંથી ઊઠીને આવે છે. )

**વીરચંદ:** કાકા.

**દેવાકાકા:** બા, વીરા. મેં તને ઘરેણુંગાંઠું ને મારી મૂડી, ચોપડા સોંપ્યા'તા ઇનું કામ પડ્યું છે. લાવ તો, કાલ ઘરેણું ને ચુંદડી લઈ જવું જોશે. વઉભા, પટારાની કૂંચીઓ તમારી પાંહે હોય તો આણી કોર દિલાળજો.

**ચંપા:** પેમલા, પૂછી તો જો, કોનું ઘર સાબદું કર્યું.

**દેવાકાકા:** હા...આ...આ...આ. ગોધાવટાવાળા શેઠ છે ને ! ઇની છોડી મોટી થઇ ગઇ ને ! અલ્યા કપુરા, ઘડીઆં લગન આવ્યાં છે ! બા, ઘરેણાંની બચકી લાવો.

**ચંપા:** પેમલા, પૂછને ! ઇનું વેહવાળ કોની જોડે કર્યું ?

**દેવાકાકા:** બા, તમારી ઇ કાળીજી ખરી. ઇ તો ઉનું ઉનું તમે ખવડાવ્યા કર્યું ને તે ઉનું ઉનું રાંધી દેનાર ગોતી આવ્યો. લ્યો, ઠીક થિયું. બે ય ભત્રીજા સાબદા જ છે. બા, આ સોમવારે તો જાન જાશે, જાનમાં સાબદા થાજો. વીરા, પોંખનાર ગોતવું પડશે ? [ પડદો ]*

---

* અંગ્રેજી નાટિકાના આધારે આ નાટિકા ભજવવા માટે લેખકને ૨૧, સરસ્વતી સોસાઇટી; સરખેજ રોડ, અમદાવાદ એ સરનામે પૂછવું જ.

# વાસરિકા

## વેદકાલની નવલકથા

તા. ૧લી એપ્રિલ, '૪૨: એનું નામ છે બાઈ ઇન્દ'ઝ એપ્રડ ને એના કર્તા છે ફ્રૅંક આર. સેલ ( Sell ), મહીસુર યુનિવર્સિટીના અંગ્રેજીના પ્રાધ્યાપક. વેદકાલીન જીવનની વિગતવાર ને યથાર્થ ઝાંખી કરાવતી અને સુન્દર નવલ ત્રણ દિવસ પર મને આપી પણ ( આપણી કોલેજોમાંના નહિ કોઈ પ્રાચીન ભારતીય સંસ્કારિતાના, નહિ ઇતિહાસના ને નહિ સંસ્કૃતના શીખવનારે પણ– ) અંગ્રેજી જ શીખવનાર મિત્રે. તેમણે ધાર્યું હશે તેમ, ઋગ્વેદકાલીન કથાત્મક વૃત્તાન્તના લખનાર તરીકે મને, દિવોદાસ ને સુદાસના યુગના આર્ય યુવાનો આયુ તથા ઓજસનાં લાક્ષણિક સાહસો, યુદ્ધો, પરાક્રમોની, આર્ય કુમારી અપાલા માટેના ઓજસના પ્રેમની, એ નાની સરખી નવલકથામાં વાંચવામાં રસ ઘણો પડે છે એટલું જ નહિ પણ એ રસ ગુજરાતી વાંચનારને ચખાડવાની ઇચ્છા પણ–અનુકૂળતા હમણાં નથી એટલી કમનસીબી–તીવ્ર છે. તેનો અમલ કોઈ વાર થાય કે નહિ, પણ આ વાંચનારમાંથી તો જેમનાથી બને તે સૌકોઈ માત્ર એક રૂપિયે મળતું એ પુસ્તક ( પ્ર. બેંગલોર પ્રિંટિંગ એંડ પબ્લિશિંગ કં. લિ.; બેંગલોર સિટી. ) મેળવીને એ પ્રકારના આ પહેલા જ, એકમાત્ર તે મનોહર નવલપ્રયોગની પ્રયોગસિદ્ધતાનો આનન્દ લેવા ચૂકશો નહિ એવી આશા રાખું છું.

## 'ઋગ્વેદવિલાસીનાં પાપો'

તા. ૨જી એપ્રિલ: એ હમણાં સુધીમાં ચાર કે પાંચ ગણાવવામાં છે, વાસ્તવિક ને કાલ્પનિક એમ બંને તરેહનાં છે, અને કર્તા તેનો છે

ઋ. કા. જી. અને સંસ્કૃતિનો જ હતી ...(૧) ઓછામાં ઓછાં બે ઋગ્વેદસૂક્તનું પૂર્ણયોગની દૃષ્ટિએ શ્રી. અંબુભાઈ પુરાણીએ કરેલું રહસ્ય-સ્ફોટન છાપેલું મેં જ પણ એ વિશિષ્ટ ને અભિનવ, ભવિષ્યમાં અધિકાધિક પ્રમાણમાં સ્વીકારાશે તે, નિરૂપણપદ્ધતિ વિશે લેશમાત્ર ઉલ્લેખ ૨૪૪ પાનાંની ચોપડીમાં કશે જ મેં કર્યો નથી એ દોષ અક્ષમ્ય છે. (૨) પૃ. ૨૨૨મા પરના અતિટૂંકા છંદોપરિચયમાં, અજ્ઞાનથી નહિ તેટલું સ્મૃતિદોષને કારણે, 'વર્ણમેળ' જોઈએ ત્યાં 'માત્રામેળ' ને તેથી ઊંધું પણ લખાઈ ગયું છે. (આ એકરાર વાંચીને ખબરદારશેઠ કેટલા બધા આનન્દશે, કેમ કે ઋગ્વેદછંદોની ચર્ચા કરવાની યોગ્યતાથી બેનસીબ છું એવું-ને સાવ સાચું: પણ એથી કંઈ એવી ચર્ચા છાપનારો સાક્ષરી પત્રકાર તે હું મટી જતો હોઈશ કે?—તેમણે લખી છાપ્યું છે; તેઓ કેટલા બધા અનાન્દશે પણ, આ હકીકત જાણીને કે ઉપલી ભૂલ ભણી મારું ધ્યાન ખેંચનાર કોઈ બીજુંત્રીજું નહિ પણ આ વિષયની ચર્ચામાં તેમના સૌથી સમર્થ, સૌથી અથાક, સૌથી કાતિલ પ્રતિસ્પર્ધી જ હતા.) ...હવે વારો કાલ્પનિક કે અર્ધકાલ્પનિક જેવાં પાપોનો: (૩) ચોખા ઋગ્વેદ ને દાળ પુરાણ-કથાઓ, આ બેની ખીચડી રાંધી નાંખી છે મેં રાજવંશો તથા દેવાસુર-સગ્રામવાળાં (૬, ૭, ૮, ૯) પ્રકરણોમાં એવા ભાવાર્થનું મને પુસ્તક પ્રગટ્યા પછીના થોડા જ દિવસમાં, વિષયના એક સારા અભ્યાસક મુરબ્બી-એ કહ્યું હતું. એ રાંધણકળા ખૂબીભરી હતી, અજાણ્યા ઝટ સમજી શકે નહિ કે એમાં દોષ છે એવો, એમ પણ તેમણે ઉમેરેલું. એ વાત-ચીત વખતે તો મેં દોષસ્વીકાર કર્યાનું પોતે સમજીને જ ગયા એમ ધારું છું, પણ પાછીથી—મુરબ્બીઓથી દૂર હોઉં ત્યારે જ બહુઅંશ સ્વતંત્રપણે વિચારી શકનાર મારું મગજ હોવાથી-લાગેલું કે વાતને જુદી રીતે જોવાની જરૂર છે. તે આમ: (ક) 'ઋગ્વેદકાલીન જીવનસંસ્કૃતિ', (ખ) 'ઋગ્વેદાન્તર્ગત જીવનસંસ્કૃતિ'થી ભિન્ન વસ્તુ છે. ચર્ચાતી ચોપડીની ભૂમિકા (ક)ની છે, (ખ)ની નથી: ઋગ્વેદનો સાંસ્કારિક બલ તરીકેનો પ્રભાવ જે યુગ કે યુગો સુધી લંબાયો તેમાં માન્યો છે, તે કાલ પુરાણોવાળાં રાજારાણી વગેરેનાં જીવનનો-પુરાણો રચાયાનો નહિ, પણ તેમાં આલેખાયું છે તે જીવન મનુષ્યવ્યક્તિઓ જીવતી હતી, તે જીવનનો-કાલ હતો તેથી એ જીવનનાં શબ્દચિત્રોને ઋગ્વેદકાલીન જીવન તથા સંસ્કૃતિ વિશેના પુસ્તકમાં સ્થાન હોઈ

શકે અને એ રીતે લખવામાં વસ્તુવિપર્યય થતો નથી. એ પુસ્તકની ભૂમિકા આમ ઉપર્યુક્ત (ક)ની છે; (ખ)ની ભૂમિકા એવી હોય-કે જે મારા પુસ્તકની નથી-કે માત્ર ઋગ્વેદ સૂક્તોમાં પ્રતિબિમ્બિત થાય છે તે અને તેટલું જ જીવન ને તે જ સંસ્કૃતિ વિશે લખાય. આ ભૂમિકાભેદને તટસ્થો સ્વીકારે છે કે કેમ એ તો જોવાનું રહ્યું. અહીં એ નોંધ્યો છે તે, એક દેખીતા દોષ સંબન્ધી મારી સ્થિતિ સ્પષ્ટ કરવા. એ સ્થિતિમાં દેખાતો દોષ અદૃશ્ય થાય, જો આ બાબતમાં જેનો અવલંબ કર્યો છે તે મઝુમદારનું 'હિન્દુ હિસ્ટરી' જોવા-વિચારવામાં આવે તો, એમ પણ લાગે છે.

(૪) ડિસેંબર-'માનસી' માંની છેલ્લી જા. ખ.ના વાંચનાર જાણે છે તેમ, એ પુસ્તક પર 'ધ સાર્વજનિકને' ખરા ઉમળકાપૂર્વક ગુણદર્શી નોંધ લખી હતી. જા. ખ.માં નહોતો છાપ્યો તે ઉત્તરાર્ધમાં ઋગ્વેદના સમય પરત્વે સમતોલ પ્રતિકૂળ ટીકા હતી કે વર્ષ ૨૫,૦૦૦ નો સમય શંકાસ્પદ ગણાય, આજથી પાંચેક હજારનો બરાબર જેવો ગણાય. આ છેલ્લો સમય શબ્દશાસ્ત્રાદિ માત્ર વાઙ્મયિક પુરાવાવાળો છે; લો. ટિળકનો ૧૦-૧૨ હજારવાળો વાઙ્મયિકની સાથે ખગોળગણિતના પુરાવા પણ સ્વીકારે છે; અને જેમને મારે અનુસરવાનું થયું છે તે ડૉ. દાસ વાઙ્મય ઉપરાંત ભૂસ્તર-માનવવંશાદિનાં શાસ્ત્રોના પણ સબળ આધાર ટાંકે છે. એ આધારો વિચારી, તથા, વૃત્તાન્તલેખનમાં વિવાદ (દાસે વળી ટિળકને તેડવાનું કર્યું છે.) અસ્થાને તેથી, અનેકમાંથી એકને જ અનુસરવાનું થાય ન એ રીતે પચીસ હજારવાળો સમય માન્ય રાખ્યો છે.

### અવનવું 'અપીટાઈઝર'

**તા. ૭મી** એપ્રિલ: " એક કવિને એવી ટેવ, સુન્દરીમુખ છાપે તતખેવ " આમ અખાએ ન લખ્યું તો મારે લખવું પડે છે; ને તે આજે આવેલ એક કવિની જ ચોપડીને આરંભે, અહીં કહ્યો છે તેવો પ્રયોગ ચોથા વારનો થએલો જોયો ત્યારે ન રહેવાયું તેથી જ. એ કવિ ભાષાન્તર-કાર છે તેથી કે કોણ જાણે કેમ, પણ એમના મનથી કૈં એમ જ રહ્યા કરતું લાગે છે કે રીતસરના ખાણા પહેલાં જેમ કૈંક ' ઑર્સ દુમ ' ( આ જ હશે ને, Hors Doeuvreનો ઉચ્ચાર ? હું તો ફ્રેંચ ગયે જન્મે પણ ભણેલા નહિ માટે, થતી હોય તો, ભૂલચૂક લેવીદેવી. ) યાને રુચિ-જનક વાની હોવી ઘટે, તેમ કાવ્યસૌન્દર્યના રીતસરના રસપાન પહેલાં

સ્ત્રીસૌન્દર્યરૂપ રુચિજનક રસલહાણુ વાંચનારને પીરસું તો સારું, એટલે રસરસિયાંઓ કાવ્યનો રસાસ્વાદ ઓર લહેજતથી માણી શકે, કાવ્યમાં ક્યાંક રસાભાસ આવી ગયો હોય તો પણ સુન્દરીમુખોથી મુગ્ધ બનેલો વાંચનાર એ પારખી શકે નહિ ને કાવ્ય સર્વાંગસુન્દરમાં જ ખપી જાય ... એ નુસખો મારા જેવાની લૂખીસૂકી ચોપડીઓમાં તો વાપરવો જ નકામો પણ કવિઓમાંથી જેમનાં કાવ્યપુસ્તક ન કે નજેવાં વંચાતાં હોય તેમણે એ (સુન્દરીસંબમાં પોતાના સંબન્ધો ઓછા હોય તો વધારીને તેમ જ ઉપરકહ્યા કવિરાજ કરે છે તેમ, એ સંબન્ધો પુસ્તકે પુસ્તકે વધારતા જઈને)–તેમણે તો એ નુસખો અજમાવવા જેવો, નહિ ? અને તેમનામાંથી જેમને એ ફળે તે કવિભાઈઓ પોતાનાં એ પુસ્તકોની કાયમી જા. ખ. પણ 'માનસી'માં આપે જ (ભાવો કિફાયત છે.) એવી આશા પણ (આ સૂચના 'માનસી'ધરની તેથી) ન્યાય્ય છે, નહિ ?

## પ્રો. વિરુદ્ધ પ્રા.

**૧૬મી** એપ્રિલ: કેટલાકને લાગતું હશે કે હું 'પ્રાધ્યાપક' શબ્દનો પ્રચાર કરવામાં વધુપડતો ઉત્સાહ ને આગ્રહ દાખવું છું; મને લાગે છે, એ ઓછોપડતો છે. કૈં નહિ તો એટલું તો ખરું જ કે એ શબ્દે હજી બાલજગત સુધી બિલકુલ પગપેસારો કર્યો નથી. તેથીસ્તો, આજે એવું બન્યું કે મેં એક પ્રાધ્યાપકમિત્રને લેખ મોકલવાનું, મખમલી મોજાંમાંના વાઘનખ જેવું જરા, હળવી હુકમશાહીવાળું, પત્તું લખીને તેનું સરનામું કરતાં મેં માત્ર 'પ્રા.' લખ્યું ત્યારે 'પ્રો.' વાંચવાને ટેવાયલા ચિ. બં–એ (ઉ. વ. ૮) એ જોઈ તુર્ત પૂછ્યું: "કાકા, પ્રોફેસર કે પ્રાફેસર ?" ...આવું કેમ ચાલે ? આવી અપ્રચારિતા મને કેમ ન સાલે ? જે યુગને હમેશ માટે આપણા બાલમન્દિરમદન્તો બાલયુગ ઠરાવવા મથ્યા કરે છે તેનાથી જ–ને તે ય મારે જ ગૃહમન્દિરિયે—'પ્રાધ્યાપક' હજી અજાણ્યો રહે, એ તે શેં ખમાય ? અને આજથી હવે મારો ઉપરકહ્યો ઉત્સાહ ને આગ્રહ બઢાવ્યા વિના પણ શેં રહેવાય ? મને તો એટલે સુધી લાગે છે કે બાલમાસિકવાળા સહયોગીઓ એમ ને એમ ન માને તો એમનાં ત્રણે વયમાં વ્યાપક બનેલાં માસિકોમાં પા–પા પાનાંની પગલીઓમાં 'પ્રાધ્યાપક' અનેક વાર લખાવીને એની એમને પૈસાપૂર્વકની જા. ખ. જ આપું એકવાર તો,

ન્તરને પણ ઉપર કહેલી કહેવતો લાગુ પડશે.

ભાષાન્તર કરવાનું શરૂ કરતાં પહેલાં પછી રીતે વિચારવું જોઇએ કે ભાષાન્તર એ શું ચીજ છે. પ્રથમ તો ભાષાન્તર કર્તાને મૂળ ભાષા અને તેનો જે ભાષામાં તરજુમો કરવાનો હોય તે બન્ને ભાષાનું પૂરતું જ્ઞાન હોવું જોઇએ. ભાષાન્તર કરવું એટલે એક ભાષાના શબ્દોને બીજી ભાષાના શબ્દોમાં ગોઠવી દેવા એટલું જ નહિ પણ મૂળ ભાષામાં જે ખુબી અને ગ્રંથકારની મતલબ રહેલી છે તે મતલબ આબેહુબ ઉઠવી જોઇએ; પણ તેને ફેંકી દેવી અથવા ચુંથીને મારી નાખવી એમ નથી. ભાષાન્તર કરનારને ભાષાઓનું પૂરતું જ્ઞાન હોવું જોઇએ એટલું જ નહિ પણ તે વિષયનો પણ અનુભવ પૂરો જોઇએ છીએ. ધારો કે એક માણસ ટ્રેનિંગ કોલેજમાં પાસ થએલો સારો મહેતાજી ગુજરાતી ભાષામાં વિદ્વાન અને દર વરસ સારા વિદ્યાર્થીઓને ભણાવી તૈયાર કરે એવો છે, તથાપિ તે એમ કહેવા અથવા કરવા માગે કે હું લુહાર, સુતાર, દરજી વગેરે હરકોઇ ધંધાદારીનો ધંધો શીખવી શકું અથવા કરી શકું, તો તેમ બને જ નહિ. શું તે તેમની કૃતિ જાણી શકે? શું તે વિષે જે કૃતિનું તેણે બ્યાન કર્યું તે પરથી લોકોને પૂરતો અનુભવ થાય? નહિ જ. તેમ વૈદકવિદ્યા ન જાણનારો વૈદકનું ભાષાન્તર કરે તો પછી તે ગ્રંથ ખરેખર યમદ્વાર જવાની છુટીની ચીઠી જ થાય તેમાં નવાઇ શી, અથવા જ્યોતિષ્વિદ્યા ન જાણનારો જ્યોતિષ્ના ગ્રંથનું ભાષાન્તર કરે તો પછી તે ભાષાન્તર યમદ્વાર જવાનું શુભ મુહૂર્ત્ત સૂચવનાર પત્રિકા થાય એમ કહેવામાં શું ખોટું? તેમજ પુરાણ જાણનારો તેવા ગ્રંથનું ભાષાન્તર કરી લોકોને કાળ ગુમાવી અકલ્યાણ કરનારી અને બિગાડ ઉપજાવનારી વાતનો લોકોના દીલમાં જન્મ આપે એમ શા માટે નહિ મનાય?

અમો ફરી ભલામણ કરીયે છીએ કે આવી રીતે ભાષાન્તર કરી ભાષાને પણ ચૂંથી નાખવી તથા લોકોને ફંદમાં નાખવા તે ઘણું ખોટું છે. માટે ઉપરની બાબતો ધ્યાનમાં રાખી ભાષાન્તર કરવું જોઇએ અથવા તેમ ન બને તો બગાડવા કરતાં બહેતર એ છે કે તે સદા અમર કીર્તિવાળા ગ્રંથો તેમના તેમજ રહેવા દેવા. હાલમાં વૈદિક, પુરાણ, જ્યોતિષ વગેરે ગ્રંથોનાં ભાષાંતરો ઘણાં જોવામાં આવે છે. કેટલાક માણસો તેવા ગ્રંથોનાં ભાષાન્તરો બીજા પાસે તૈયાર કરાવી ચોપાનિયા દ્વારા તથા ગ્રંથ

દ્વારા પ્રસિદ્ધ કરે છે. જો કે આમ થવાથી બીજી કોઇ પણ જાતની હરકત નથી પણ ભાષાન્તર કરાવનાર અને કરનાર ફક્ત પૈસાના લોભથી જ તે પ્રયત્ન આરંભે અને લોકોનાં હિતાહિતનો વિચાર ન કરે તો તેના જેવું બીજું કાંઇ પણ વધારે હાનિકારક નથી. એક ગ્રંથને તેની મૂળ ભાષામાંથી બીજી ભાષાંતર મૂકવો એ વાસ્તવિક તપાસતાં ઘણું કઠણ કામ છે અને વૈદક જેવા ઉપયોગી ગ્રંથો કે જેના પર માણસ માત્રના જીવતરનો આધાર છે તેમાં જરા પણ ઉલટું થાય તો કેટલો બધો અનર્થ થાય. માટે જેવી રીતે સરકાર અમુક પરીક્ષામાં પસાર થએલા એટલે તે કામને લાયક થયેલા તરજુમા કરનારને 'ટ્રાન્સ્લેટર' ની સનંદ આપે છે, એટલે પછી બીજાથી તરજુમા થાય જ નહિ, તેમ સંસ્કૃત જેવી પ્રૌઢ ભાષાના ગ્રંથોનું ભાષાન્તર કરવાનું લોકોની મરજી ઉપર ન રાખતાં અમુક વિદ્વાનોની મંડળીને જ તે કામ સોંપવામાં આવે તો કોઇ જાતની હાની ન થાય એમ અમારૂં માનવું છે.[1]

૧. અમદાવાદના 'માનવધર્મ' માંથી (જાન્યુ. ૧૮૮૭; પૃ. ૪૩-૪૬).

## હિંદુધર્મને શોભાવનાર

આનંદશંકરભાઇ માત્ર કેળવણીકાર ન હતા. એમના રસ અનેક હતા. એ સ્મૃતિપ્રકરણના ઊંડા અભ્યાસી હતા. સ્વતંત્રતાના પૂજારી હતા. સનાતનીઓ સાથે તેમનો મેળ ખાતો કેમ કે તેમના ઘણા રિવાજોને તેઓ અનુસરતા. પણ તેમનું હૃદય અને બુદ્ધિ હમેશાં સુધારકની સાથે જતાં. તેઓ નિર્ભયતાથી પોતાના વિચારો જણાવતા. સંસ્કૃતના અભ્યાસી અને શાસ્ત્રોના જાણનાર હોવાથી તેમના વિચારોને સહુ માન આપતા. હિંદુધર્મને તેમણે શોભાવ્યો હતો.
[ હરિજનબંધુ : તા. ૧૯-૪-૪૨ ]

—ગાંધીજી

# નિ ક ષ

## ચિત્રસાધના

**ચિત્રસાધના :** કલાકાર રસિકલાલ પરીખનો પરિચય : એમની કૃતિઓ-માંથી ચૂંટેલાં ૨૧ રંગચિત્રો અને સાદાં ચિત્રો, રેખાચિત્રોનો સંગ્રહ. પ્રકાશક કુમાર કાર્યાલય : કિં. રૂા. ૩-૦-૦.

### પ્રાસ્તાવિક

'જાહેરાત' શબ્દનો એટલો દુરુપયોગ થયો છે કે હવે અનેક સજ્જનો જાહેરાત કરતાં અચકાય છે. કાંઈ કેટલા ક્ષુદ્રાત્માઓ જાહેરાતના બળથી વર્ષો ને વર્ષો સુધી પોતે પસંદ કરેલ ક્ષેત્રમાં નેતા થઈ પડેલા છે, જ્યારે નેતા-કલાકાર થવા યોગ્ય વ્યક્તિઓ વિનાજાહેરાતે પોતાના શુદ્ધ તેજથી માત્ર અમુક મર્યાદિત ક્ષેત્ર અજવાળી રહી છે. ગુજરાતની ચિત્રકલા-ગુજરાતનાં એકલાનાં સ્વતંત્ર સર્જનો-છેલ્લાં દસપંદર વર્ષના ગાળામાં અનેકવિધ વિકાસ પામેલ છે. પોતે સાચી રીતે ગૌરવ લઈ શકે તેટલી સમૃદ્ધિ આ કલામાં ગુજરાતી કલાકારોએ ઉત્પન્ન કરી છે એ સત્ય ઘટના કેટલા ગુજરાતીઓ જાણે છે ?

માત્ર અલ્પ સમય પહેલાં આપણા ચિત્રકારોને ચિત્રકાર કહેવડાવવું હોય તો બંગાળના ચિત્રકારોના પ્રમાણપત્રની જરૂર પડતી. આ વિષમ અને દુઃખદ વસ્તુસ્થિતિ અત્યારે નષ્ટ થઈ છે અને અનેક ગુજરાતી યુવાન ચિત્રકારો પોતાની નૈસર્ગિક અને સ્વતંત્ર સર્જનકલાથી હિંદભરમાં પ્રસિદ્ધિ પામ્યા છે એ વાત હજી પણ ચિત્રકલામાં રસ લેતાં ગુજરાતના નર-નારીઓ જાણતાં નથી અથવા કબૂલ કરવા તૈયાર નથી એ ખેદજનક છતાં સત્ય હકીકત છે.

પોતાના પ્રાંત અને તેની લલિતકલાઓ પ્રત્યે ઊંડી મમતા, તે વિશે ઊંચી ભાવના અને શુદ્ધ આશય હોય અને તેને લઈને પોતાના 'સ્વ'ને

ભૂલી જઈને કેવળ નિઃસ્વાર્થ સેવા કરતી એક એક વ્યક્તિ પણ આવી દિશાઓમાં કેટલું સુંદર કાર્ય કરી શકે છે તે જોવું અને જાણવું હોય તો માત્ર બે દષ્ટાંત બસ થશે: મુંબઈમાં સ્વ. કનૈયાલાલ વકીલે અથાગ પરિશ્રમ, વિરલ ઉત્સાહ અને દઢ નિશ્ચયથી લડત ચલાવી મુંબઈના 'આર્ટસ સ્કૂલ'ને મરણમાંથી ઉગારી લીધી અને જગન્નાથ અહિવાસી, ભાનુ સ્માર્ત, કુ. સાયોદિયા, કાંતિલાલ કાપડિયા, મુસ્તફઅલી ઘાલા, યજ્ઞેશ શુક્લ, સ્વ. કુ. માદ્રી દેસાઈ, શંકર કાર્ટૂનિસ્ટ વગેરે કલાકારોએ કલાની પરમ સાધના સાધી ગુજરાતની કૂખ દીપાવી. અમદાવાદમાં રવિશંકર રાવળે એવા જ પરિશ્રમ, ઉત્સાહ અને નિશ્ચયથી પોતાના ચિત્રશાળામાંથી કનુ દેસાઈ, સોમાલાલ શાહ, રવિશંકર પંડિત વગેરે અનેક ચિત્રકારોને આ લલિતકલાના ક્ષેત્રમાં આગળ આણ્યા છે.

અન્ય લલિતકલાઓમાં આપણે કેટલો વિકાસ સાધ્યો છે—સાધ્યો છે કે નહિ, એ વિશેની ચર્ચા અહીં અસ્થાને છે. અહીં તો એટલું જણાવવાનું આવશ્યક છે કે ચિત્રકલામાં ગુજરાતના ચિત્રકારોએ સુંદર વિકાસ સાધ્યો છે એટલું જ નહિ પણ દિનપ્રતિદિન એમાં વિકાસ થયા જ કરશે એમ એ ચિત્રકારોનાં સમય જતાં બળવત્તર થતાં જતાં ચિત્રકલાવિધાન જોતાં જણાઈ આવે છે. પણ જેટલા પ્રમાણમાં એમની અને એમનાં સર્જનોની જાહેરાત થવી જોઇએ તેટલા પ્રમાણમાં થતી નથી એથી હજી, જેમ ઉપર લખવામાં આવ્યું છે તેમ, એ વસ્તુસ્થિતિથી ગુજરાતની જનતાનો મોટો ભાગ અજ્ઞાત રહ્યો છે.

ચિત્રસાધનાના સમર્થ ચિત્રકાર રસિકલાલ પરીખની છૂટી છૂટી કૃતિઓ અવારનવાર જોવામાં આવેલી પણ એમની આટલી બધી કૃતિઓ સામટી જોવાનો પ્રસંગ આ ચિત્રસંગ્રહ જોવાથી સાંપડ્યો. એકાદ બે વાર ઉપરટપકે પાનાં ફેરવી ગયો, તેમનો જીવનપરિચય વાંચી નાખ્યો અને તે પછી ધ્યાનપૂર્વક એ કૃતિઓમાં રહેલ રસદર્શન કરું તે પહેલાં મને આ ચિત્રકારની કલાની એક વિશિષ્ટતા જણાઈ આવી. આપણે ત્યાંના એક કરતાં વધારે ચિત્રકારોની કલાના આરંભકાલમાં તેમની કૃતિઓમાં બંગાળી ચિત્રકલાની અસર સ્પષ્ટ અને વ્યાપક જણાય. ધીમે ધીમે ચિત્રકારોનાં કલાના અંતર્ગત સામર્થ્યને લઇને તે અસર મંદ પડતી જાય અને પ્રૌઢ-કાળમાં સ્વતંત્ર સર્જનો દષ્ટિગોચર થાય. રસિકલાલની ચિત્રસાધનાનાં

ચિત્રોમાંના એકમાં પણ એ અસર જણાઈ નહિ. પરિણામે એની કૃતિઓમાં એક નિરાળા પ્રકારની વિશિષ્ટતા જણાઈ. બીજું એ કે એમનાં ત્રણચાર ચિત્રો આરંભકાલનાં છે એમ જણાવવામાં આવ્યું છે તે ચિત્રો પણ રેખાઓની દઢતામાં, વસ્તુની સપ્રમાણતામાં અને રંગમિશ્રણના ઔચિત્યમાં ઉચ્ચ કોટિનાં છે. ત્રીજું એ કે એમનું એકેએક ચિત્ર ગુજરાતનાં આચાર, વિચાર, ભાવના, સંસ્કાર વગેરે ઉપર રચાયેલ છે. ચોથું: એમની મનુષ્યાકૃતિઓના મુખ ઉપરના જુદા જુદા વસ્તુને યોગ્ય ભાવનું સુંદર અને દઢ આલેખન. તે ઉપરાંત એમની કલા આટલી પરિપક્વ થઈ છે છતાં હજી કોઈ પણ એક દિશામાં સ્થિર થઈ હોય એમ લાગતું નથી. આ વસ્તુને ગુણ તરીકે લેખવી કે અવગુણ તરીકે તે ચિત્રકારના પ્રત્યક્ષ પરિચય વિના હું કહી શકું નહિ એમ મને લાગે છે. સ્ત્રીપુરુષ, બાળક, પ્રાણીઓ, સાગરનાં, જમીનનાં કે ગોપજીવનનાં દશ્યો ( Seascape, landscape, pastoral ) વગેરે દરેક જુદી જુદી દિશામાં એમણે સર્જનો કર્યાં છે અને તે બધાં ય ઉચ્ચ પ્રતિની સપાટી બતાવે છે. રંગચિત્રોના રંગમિશ્રણમાં અને વિધાનમાં તેમ જ અન્ય સાદાં, રેખાચિત્રોમાં પણ જુદી જુદી શૈલીનો ઉપયોગ સ્પષ્ટ લાગે છે એટલા ઉપરથી જ ઉપરનું વિધાન કરવું યોગ્ય લાગ્યું છે.

## સાદાં અને રેખા-ચિત્રો

પ્રથમ આ સંગ્રહમાંનાં સાદાં અને રેખાચિત્રો જોઈએ: કુલ્લે આ વર્ગનાં ૩૪ ચિત્રોમાં માત્ર એક-પહેલું જ ચિત્ર ‘ પંખીની પરબ ’—છાયાચિત્રના વર્ગનું છે પણ ખાસ મહત્ત્વનું નથી જણાતું. બીજા લગભગ દસ ચિત્રો—દક્ષિણ હિંદના ગામડાંની દુકાન, ફુટપાથ ઉપર, વડને છાંયે, ગામ બહાર, ગામડાંની શેરી, તુલસીને પાણી, મસ્ત, ફૂંકની તૈયારી, નર્મદાતીરનું ગામ અને નિવૃત્ત એટલાં બહુ ઝડપી ‘ પેન-ઈંક સ્કેચીઝ ’ છે. એમાંના બેત્રણ સરસ-દાખલા તરીકે ‘ફૂટપાથ ઉપર’—છે. ધ્યાનથી જોનારને જણાશે કે ઝીણી ઝીણી વિગતો પણ અવલોકન ને અભ્યાસ વડે ચિત્રમાં તાદશ રૂપે આપવામાં આવી છે. ચિત્રમાં ન જણાતા મ્યુનિસિપાલિટીના ફાનસનો અને સીડીનો એમ ઓળાઓ. પણ જે વફાદારીથી આપવામાં આવ્યા છે તે પ્રકારની વફાદારી આપણે ત્યાં ઘણા ઓછા ચિત્રકારો પોતાના ચિત્રમાં રજૂ કરે છે. ભાવના, પ્રતીકત્વ વગેરે દિશામાં ઊર્મિલ રીતે તણાઈ જવાથી આ પ્રકારની ઝીણી

વિગતો પ્રત્યે આપણા ચિત્રકારો ઉદાસીનતા બતાવે છે જ્યારે પાશ્ચાત્ય ચિત્રકારોનો એવી વિગતો બતાવવાનો ખાસ આગ્રહ હોય છે. હું એ ગુણ લેખું છું અને એ ગુણને રસિકલાલની કૃતિઓમાં વણાયેલો જોઉં છું એટલે મને આનંદ થાય એ સ્વાભાવિક છે.

આ બધાંથી જરા જુદા પ્રકારનાં છ ચિત્રો ગણી શકાય: રંગભર્યું આંગણું, રંક માતા, તામિલ કન્યા, પનિહારી, આંગણામાં અને વાત્સલ્ય. ભવિષ્યમાં તૈલ કે જલચિત્ર તૈયાર કરવાં હોય તો ઉપયોગમાં આવી શકે એવાં એ ચિત્રો ઉપર ગણાવેલ દસ ચિત્રો કરતાં કાંઇક વધુ પૂર્ણ દશાનાં ગણાવી શકાય. એથી જુદાં પાંચ ચિત્રો 'વૉશ'નાં છે: નર્મદાના નીરમાં, માનો ગર્વ, પૂજા, અર્ઘ્ય, અને વાગીશ્વરી. એમાં અર્ઘ્ય અને વાગીશ્વરી પાછળ વધુ શ્રમ લેવાયો છે. 'માનો ગર્વ' એ ચિત્રમાં કબુતરનું ચિત્રાંકન ચિત્રકારનો પક્ષીઓ વિશેનો સૂક્ષ્મ અભ્યાસ બતાવી આપે છે. 'વંદના' માત્ર 'ચારકોલ'નું રેખાચિત્ર છે. રા. સા. મ. છ. રાવળની મુખાકૃતિ પેન્સિલથી દોરેલ છે તેમાં આંખ્યો અતિશય કાળજીપૂર્વક અને કલામય દોરવામાં આવી છે. થોડા સમય પહેલાં શ્રી રવિશંકર રાવળને ત્યાં એમની પોતાની વર્ષો પહેલાંની સ્કેચ બુક જોતો હતો ત્યારે પણ મને એમાંની પેન્સિલથી દોરેલ જુદી જુદી વ્યક્તિઓની છબીઓમાં તેમની આંખ્યોનું ચિત્રણ ઉચ્ચ કોટિનું લાગ્યું હતું એ ઉપરથી એમ જણાય છે કે મનુષ્યાકૃતિના આ મહત્ત્વના અંગને કલામય છતાં જીવિતવત્ ( Life-like ) દોરવાના શિક્ષણ માટે શ્રી રવિશંકર રાવળ ખાસ આગ્રહ રાખતા હશે. એક દાઢીવાળા ડોસાનો કલમસ્કેચ એની ઝીણી અસંખ્ય રેખાઓથી કલમની સચોટતા બતાવે છે.

બે ચિત્રો—ગામડાનો શણગાર અને નાગપૂજા 'બ્લેક ઍંડ વ્હાઇટ' ચિત્રોનાં જરા જુદા પ્રકારના વિધાનથી દોરાયેલ ચિત્રો છે. એ જોઇને મને વર્ષો પહેલાં સચિત્ર 'હારપર' માસિકમાં અમેરિકાની જાણીતી ચિત્રકાર એલિઝાબેથ શિપેન ગ્રીનનાં ચિત્રો આવતાં તે યાદ આવ્યાં. બાળકોને માટે લખાતાં પુસ્તકોમાં જ્યારે મશહૂર ચિત્રકારનાં ચિત્રો પ્રસિદ્ધ કરવાની પ્રથા પ્રચારમાં આવશે-જેમ બને તેમ એ વહેલી આપણી જોઇએ, કલા ખાતર—ત્યારે આ વિધાનથી દોરેલ ચિત્રો બહુ બાળકપ્રિય થશે. 'સાગરબળ'માં સમુદ્રનું જે જીવિતવત્ દર્શન કરાવ્યું છે તેવું દર્શન આપણે ત્યાં ક્વચિત

૯

જ :ચિત્રકારોની કૃતિઓમાં જોવામાં આવે છે, સમુદ્રચિત્રણ આપણે ત્યાં ઓછા પ્રમાણમાં થાય છે એમ લખતાં મેં 'મીઠી નજરે'માં (પૃ. ૩૨) લખ્યું છે.

આપણા ચિત્રકારોને જમીન જેટલી આકર્ષે છે તેટલો સમુદ્ર આકર્ષી શકતો નથી એમ લાગે છે; કે કદાચ એમ તો ન હોય કે કુદરતનું પ્રમાણમાં સ્થિર સ્વરૂપ જમીન એ જ કુદરતના ચલિત સ્વરૂપ સમુદ્ર કરતાં આલેખન માટે વધુ સરલ થઈ પડતી હોય ! ગમે તે હો પણ ક્ષણે ક્ષણે બદલાતાં જતા અને એમ બદલાતાં જતાં શાંત, ભયાનક, કરુણ વગેરે વૈવિધ્યભર્યાં સ્વરૂપ ધારણ કરતા સમુદ્રને ચિત્રમાં સ્થાયી રૂપ આપવું એ ચિત્રકારની કસોટી છે.

આ પ્રકારના વિધાનનાં ચિત્રો 'ફેઇરી ટેલ્સ'ને ચિત્રિત કરવામાં ઘણાં આકર્ષક થઈ પડે.

ત્રણ 'વુડ કટસ'–ઘરની સેવા, પરબ અને આથમતો સૂર્ય–આ દિશામાંની ચિત્રકારની પ્રવૃત્તિના નમૂનારૂપે છે. 'વુડકટસ' ની કલા આપણે ત્યાં હજી બહુ ખેડાયેલી નથી. ભેત્રણ બંગાળી ચિત્રકારો કરે છે અને યજ્ઞેશ શુક્લે પણ એ દિશામાં અમુક કૃતિઓ કરેલી છે. ત્રણ 'વુડકટસ'-માં 'પરબ' સૌથી સુંદર છે અને સ્વ. કનૈયાલાલ વકીલે પણ એની પ્રશંસા કરી હતી.

'વુડકટસ' જેવાં લાગતાં શાહીનાં ત્રણ ચિત્રો બીજ, પૂર્ણિમા પાછી ઊગી રે અને આરામગાહ કુદરતના હૈયામાં ઊઠતા જુદા જુદા ભાવો આનંદ, કારુણ્ય, શાંત વગેરે સુંદર રીતે મૂર્ત કરે છે. 'આરામગાહ'માં દર્શાવાયેલ શાંત શોકનું વાતાવરણ ચિત્રકારની કલમની તાકાત અચ્છી રીતે દર્શાવે છે.

## રંગચિત્રો પર દૃષ્ટિપાત

રસિકલાલનાં રંગચિત્રો તરફ દૃષ્ટિપાત કરતાં પહેલો વિચાર એ આવે છે કે એમનાં સાદાં અને રેખાચિત્રો સારાં છે છતાં આ કૃતિઓના ચિત્રકાર પ્રથમ વર્ગના કલાકાર છે એવા નિર્ણય ઉપર માત્ર આ સાદાં ચિત્રો જોઈને અવાય નહિ. રંગચિત્રો જોતાં જ આપણી ખાતરી થઈ જાય કે આ ચિત્રકાર ઉચ્ચ કોટિનો સ્વતંત્ર સર્જક છે. આટલા પ્રમાણમાં એમનાં સાદાં ચિત્રો એમનાં રંગચિત્રો કરતાં કાંઈક ઊતરતાં જણાય. આ કથનનો સાચો અર્થ ચિત્રકારો સમજી લેશે જ એમ માની લઉં છું.

૨૧ રંગચિત્રોમાં જુદા જુદા વર્ગ પાડવા બેસીએ તો પણ પડે એમ છે. એટલે એમ ન કરતાં, ચિત્રોમાં જે દિલને ખેંચે છે તેમને વિશે કાંઈક વિસ્તૃતપણે કહી બાકીનાં માટે તો નામનિર્દેશ બસ થશે. 'સરખેજની શેરી' અને 'કામની શોભા' ચિત્રકારમાં આવશ્યક નિરીક્ષણ શક્તિના નમૂના છે અને અન્ય ચિત્રોના પ્રમાણમાં સામાન્ય છે.

'દાદાનો લાડકવાયો' 'પાનખર' 'ગ્રામકન્યા' 'યુવા-વૃદ્ધાવસ્થા' અને 'વળતાં પડછાયા' એ પાંચ ચિત્રો વિધાન અને રંગમિશ્રણની દૃષ્ટિએ એક સાથે ગણાવી શકાય. બીજાં ચિત્રો આ પાંચથી જુદાં જ પડી જાય છે. આમાં 'યુવા-વૃદ્ધાવસ્થા' અને 'વળતા પડછાયા' સરખાવવાં જેવાં છે. પાછળની પશ્ચાદ્ભૂ જોતાં યુવતી અને વૃદ્ધની આકૃતિ જુદી તરી આવે છે. પર્વતોની હારમાળાને પ્રાધાન્ય આપીએ તો બે આકૃતિ અસ્થાને લાગે છે, અને એ બેને પ્રધાનપદ અર્પીએ-જે અર્પવું જોઈએ-તો પાછળની પશ્ચાદ્ભૂ ગૌણ લાગે છે. પણ 'વળતા પડછાયા' જોતાં જ-જો કે એ માત્ર એક જ દિવસમાં તૈયાર થયું છે છતાં-આપણું હૃદય એ ચિત્રની એકતા નિહાળી આનંદથી નાચી ઊઠે છે. કેમ જાણે 'યુવા-વૃદ્ધાવસ્થા' પછી તુરત જ ચિત્રકારે આ ચિત્ર દોરી પહેલા ચિત્રમાં રહેલ અમુક અસંબદ્ધતા ટાળવાનો વિજયી યત્ન કર્યો હોય! વિધાનમાં સારૂ પરિપક્વતા લાગે છે, અન્તર્દૃષ્ટિની વિશદતા (clearness of vision) જણાય છે. ક્ષિતિજમાં બળી જતા ડુંગરા અને આછાં-પાતળાં-ઘેરાં વાદળાંઓની હારમાળા. એકલું ઊભેલ વૃક્ષ, દૂર દૂર પંથથી પાછા વળતાં સ્ત્રી-પુરુષ-બાળકની ત્રિપુટી અને તેના આગળ લંબાતા પડછાયા. આ સર્વ makes it a beautiful whole-Nature at its quietest & most soothing moment. આખા ય ચિત્રમાં જરી જેટલું વિસંવાદીપણું દૃષ્ટિગોચર થતું નથી. પીંછીનો એકેએક લસરકો (stroke) તાકાતભર્યો, અસરકારક અને સિદ્ધહસ્ત છે. માનવત્રિપુટીના જ નહિ પણ એ એકલ વૃક્ષના, એ વિવિધતાભર્યાં વાદળાંના અને એ ડુંગરાઓના હૈયાંની પ્રશાંત, સન્ધ્યાને સમયે જામતી અર્ધ દુઃખભરી-અર્ધ મિઠાશભરી ઊર્મિઓ એ ચિત્રમાં મૂર્ત્ત્ત થઈ રહી છે.'

'શુષ્ક ભૂમિનો અતિથિ' આરંભકાલનું ચિત્ર છે, અન્ય ચિત્રોથી જરા જુદા પ્રકારનું છે અને આપણી આંખને જુદી જ રીતે આકર્ષે

છે અને ઠારે છે. નિર્જન ભૂમિમાં સ્વાભાવિક રીતે જોવામાં આવતા એક દૃશ્યને નરી સરળતાભર્યા આલેખનથી અને રંગમિશ્રણમાં ઉચ્ચ પ્રકારની કરકસરથી ચિત્રકારે પોતાના ફલકમાં કલામય રીતે ઝીલી લીધું છે. વૃક્ષનું સચોટ આલેખન જપાની અને ચીની કલાનાં સ્મરણ કરાવે તેવું છે. આ પ્રકારનાં અન્ય ચિત્રો આ ચિત્રકારે ચીતર્યાં છે? આ સંગ્રહમાં તો નથી અને એવાં અન્ય ચિત્રો જોવા આંખ્ય તૃષાતુર બને છે.

'રેતીનાં દેરાં', 'ભાઈનાં ઘોડલાં', 'માનાં હેત', 'બળિયા કાકાની બાધા' એ ચાર સાથે લઈ શકાય અને તે પછી બીજાં બે 'પ્રવાસી પંખી' અને 'ઘરનો પોપટ' લેવાય. આમાં 'બળિયા કાકાની બાધા' એ ચિત્ર એવું છે જેમાં રસિકલાલે ચિત્રના નામમાં મનુષ્યાકૃતિઓને પ્રાધાન્ય આપ્યું છે જ્યારે ચિત્ર જોતાં એ આકૃતિઓ મુખ્ય વૃક્ષના ગૌરવ આગળ, વહેતાં શાંત સલિલની સૌમ્યતા આગળ અને દૂર દેખાતા ડુંગરાઓની રમણીયતા આગળ કેવળ નિરુપયોગી થઈ જાય છે. 'પ્રવાસી પંખી' અને 'ઘરનો પોપટ' એ બંને ગરીબ જીવનની મિઠાશભરી બાજુ બતાવે છે. આ બે ચિત્રોમાંની અને 'રેતીનાં દેરાં'માંની મનુષ્યાકૃતિઓના મુખના ભાવ સચોટ અને તલસ્પર્શી ચીતરાયા છે.

## પ્રકીર્ણ ચિત્રોનું વિવેચન

બાકીનાં ચિત્રોમાં 'ઝરૂખે' અને 'બે બહેનો' વસ્તુ અને વિધાનની દૃષ્ટિએ સરખાં છે. 'દેવદાસી' તેમ જ 'કૃષિમહોત્સવ' એ બંને જુદા જુદા વર્ગના પ્રતિનિધિરૂપે એકલાં ઊભાં છે. 'નવધાન્ય', 'ગોપ' અને 'ઢીંગલી' એ ત્રણ ચિત્રોને હું એક સાથે મૂકવા લલચાઉં છું.

'દેવદાસી'ના ચિત્ર માટે આર્ટ સોસાયટી તરફથી યોગ્ય રીતે સુવર્ણચંદ્રક મળ્યો હતો. સુયોગ્ય પશ્ચાદ્ભૂની વચ્ચે દેવદાસી પોતાના દેવને રીઝવવા કોઇ અનેરું નૃત્ય નાચી રહી છે. આપણા ચિત્રકારોને નૃત્ય એ સ્વાભાવિક રીતે જ પ્રિય વસ્તુ છે અને અનેક સમર્થ ચિત્રકારોએ પોતપોતાની નૃત્ય વિશેની ભાવના પોતાનાં ચિત્રોમાં વ્યક્ત કરી છે પરંતુ નૃત્યકલાના અદના આશક તરીકે મારાથી કહી દેવાય છે કે નૃત્યવિધાનની આવી સુન્દર અને સમભાવભરી સમઝણ આપણાં ચિત્રપટો ઉપર મેં ક્વચિત ક્વચિત જ દીઠી છે.

'કૃષિમહોત્સવ'ના લગભગ 'ફ્રેસ્કો' જેવા લાગતા મોટા

ચિત્રને 'દેવદાસી' ચિત્ર પછી તુરત જ જોવાથી મને એક જૂની કથાનું સ્મરણ થઇ આવ્યું. રોયલ એકેડેમીના એક વખતના પ્રમુખ લૉર્ડ લેઇટનને એક સ્ત્રી અને એક પુરુષ એમ બેબેનાં જોડલાંનાં ચિત્રો ચીતરવાનો શોખ હતો. એમનું 'વેડેડ' બહુ મશહૂર ચિત્ર ગણાઈ ગયું હતું અને લોકપ્રિય પણ હતું. એમાં એક રોમન પોતાની પ્રિયતમાને ચુંબન અર્પતો ઊભો છે. પશ્ચાદ્‌ભૂ વગેરે બીજાં આવરણો નહિ જેવાં છે. આ ઉપરથી કોઈ વિવેચકે ટીકા કરી કે લેઇટન બેથી વધારે મનુષ્યો ચીતરતાં અકળાઇ જાય છે ! આ ટીકાનો પ્રત્યુત્તર વાળવા લેઇટને લગભગ બાવીસ–પચીસ ગ્રીક યુવક-યુવતીઓ અને વૃદ્ધ સાધુઓને એક ઉત્સવમાં કલ્પીને આસપાસ વૃક્ષોની અને ફુલોના રોપાઓની ઘટામાં એ સૌને જતાં પોતાના ચિત્રમાં અદ્‌ભુત કૌશલ્ય અને કલાથી ઉતારી પેલા વિવેચકની ટીકાનું અસત્યપણું બતાવી આપ્યું.

આ જ પ્રમાણે રસિકલાલનાં અનેક ચિત્રો એક, બે કે ત્રણ મનુષ્યોને આલેખે છે અને આ ચિત્રમાં એકદમ ૧૪ સ્ત્રીપુરુષબાળકો ઉપરાંત બળદ અને બકરીઓ પણ છે. માત્ર ખુલ્લી જગ્યાઓમાં કામ કરનારના હલનચલનમાં જે અમુક પ્રકારનું સૌંદર્ય દીઠામાં આવે છે તે સૌંદર્ય આ ચિત્રમાં છે. આખા ચિત્રને જોતાં તેમાં ગતિ–ત્વરિત નહિ પણ શાંત નૃત્યભરી ગતિ–તરવરી આવે છે.

'ગાય', 'ઢીંગલી' અને 'નવધાન્ય' એ ત્રણ ચિત્રોને સાથે રાખવાનું કારણ એટલું છે કે એ ત્રણ ચિત્રો જોતાં મને 'પ્રીરાફેલાઈટ' સ્કૂલના ત્રણચાર ચિત્રકારોમાંના એક અને રોયલ એકેડેમીના એક વખતના પ્રમુખ સર જોહન મિલેની આવી કૃતિઓ સાંભરી આવી. એ જ વાસ્તવિકતાની ભૂમિ રાખીને કરાયેલ સ્વચ્છ અને સ્પષ્ટ રેખાંકન, એ જ સરળ છતાં હૃદ્ય ભાવવાહી રંગમિશ્રણની યોજના–વિષય અને વસ્તુ સાવ સાદાં છતાં હૈયામાં કોઈ અનેરા મીઠા ભાવ જગાડવાની પ્રતિભા અને શક્તિ પણ તે જ. અત્યારે મારી પાસે મિલેનાં ચિત્રોનું આલ્બમ નથી એટલે વધારે નામ આપી શકું એમ નથી પણ માત્ર બે નામ સ્મરણમાં આવે છે તે આપું છું; એક 'રેઇનબો' અને બીજું 'બબલ્સ.' 'ઢીંગલી' જોતાં પેર્સના સાબુવાળાઓએ અતિપરિચિત બનાવી દીધેલ 'બબલ્સ' યાદ આવ્યું અને 'નવધાન્ય' નિરખતાં 'રેઇનબો'નું (જેમાં એક અંધ

ખેડૂતકન્યા છે અને આકાશમાં મેઘધનુષ્ય છે તેનું ) સ્મરણ થયું. આવાં સુંદર અને હૃદયંગમ ચિત્રો આપણે ત્યાં છે એ વાતથી ગુજરાતીઓ ક્યારે પરિચિત થશે ?

'ઝરૂખે' અને 'બે બહેનો'નું વિધાન એ 'પ્રીરાફેલાઇટ' જેવાં લાગતાં ત્રણ ચિત્રોથી અમુક અંશે જુદું જણાય છે. ઉભય ચિત્રો સરખાં સુંદર છે પણ એમાં મારો પક્ષપાત કાંઈક 'ઝરૂખે' તરફ ઢળે છે. એ જોતાં મને એક મશહૂર ચિત્ર 'હીરો'નું સ્મરણ થાય છે. એ ચિત્રમાં નાયિકા હીરો પોતાના પ્રિયતમની વાટ જોતી ઝરૂખે ઊભી છે. પ્રિયતમ સામે પારથી તરીને દરરાત્રિએ માશુકના મિલન માટે આવે છે. તે રાતે એ નથી આવતો. રાહ જોતી માશુકનું હૈયું સમુદ્રના પ્રચંડ તોફાનમાં ઉદ્વેગ અનુભવે છે. પ્રાતઃકાલે એને સમાચાર સાંપડે છે કે તોફાનમાં આશક મૃત્યુ પામ્યો છે. એ યુરોપીય નાયિકાના મુખના ભાવ તોફાને ચઢેલા સમુદ્ર સરખા છે. એની આંખમાંથી અગ્નિની શિખાઓ પ્રગટતી દેખાય છે. 'ઝરૂખે'-ની નાયિકા નમ્રતા, વિનય, પડયું પાનું નિભાવી લેનાર માનસની પ્રતિમા સરખી ગુજરાતણ છે. એની હૃદયોર્મિઓ તાંડવ રૂપ લેવાને બદલે કુંળી કોમળતાના સ્વાંગ ધરે છે. બાકી આખરે તો નારીહૃદય તો જગતમાં એક જ હોયને ! ચાહે યુરોપીય યુવતી હો કે ગુજરાતણ હો ! આ બંને ચિત્રો પોતપોતાના હૈયામાં તે ક્ષણે ઉત્પન્ન થતી ઊર્મિઓના આવરણથી નિરખનાર નિરખી શકે છે. વિવિધ પ્રકારની કથની એ ગૂંથી શકે છે અને એ દ્વારા એ ચિત્રો સાથે એકતાનતા સાધી શકે છે.

લેખના આરંભમાં કહેવામાં આવ્યું તેમ જાહેરાત વિના અનેક સારી કલાકૃતિઓ અને સારા કલાકારો અંધારામાં રહી જાય છે. એટલે આવા ચિત્રસંગ્રહો આવી આવશ્યક જાહેરાતની ગરજ સારે છે. માત્ર ત્રણ રૂપિયામાં ૨૧ રંગચિત્રો અને ૩૪ સાદાં ચિત્રો મળે એ આપણું સુભાગ્ય છે આ સંગ્રહમાં અને આવા પ્રકારના સર્વ સંગ્રહોમાં ચિત્રોની અનુક્રમણિકા, તેમની તૈયાર થયાની સાલ વગેરે માહિતી ખાસ આવશ્યક છે એ વાત પ્રકાશકોના ધ્યાન ઉપર લાવું છું. જે પ્રમાણે આપણને આ ચિત્રસંગ્રહ દ્વારા રસિકલાલનો પરિચય કરાવવામાં આવ્યો તે પ્રમાણે આપણા અગ્રગણ્ય ગુજરાતી ચિત્રકારોના પરિચયનાં આલ્બમો એકસરખા રૂપરંગે પ્રસિદ્ધ કરવાની જરૂર છે. તે ઉપરાંત જેમ પાશ્ચાત્ય ચિત્રકારોનાં

જુન '૪૨

ચિત્રો છૂટાં-મઢાવવા માટે-મળે છે તેમ આપણા ચિત્રકારોનાં ઉત્તમ ચિત્રો મળવાની યોજના થાય તો ઘણું સારું.

અંતમાં, પરિચય વાંચતા જણાયું કે રસિકલાલ કોઈક સંસ્થામાં ચિત્રકલાશિક્ષક તરીકે જોડાઇ ગયા છે એટલે એમનાં સ્વતંત્ર સર્જનો ભવિષ્યમાં ઓછાં થશે. વાંચતાં ખેદ ખેદ થાય છે. એ જ પ્રમાણે સોમલાલ શાહ પણ કોઇ સંસ્થામાં દટાઈ ગયા છે. ચિત્રકલાના આવા નિષ્ણાતોને પણ આજીવિકા માટે શિક્ષક થવું પડે અને એમ કરવામાં પોતાની સ્વતંત્ર સર્જનશક્તિનો ભોગ આપવો પડે એ સારા ય ગુજરાતને માટે શરમભરેલી બીના છે.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# મિતાક્ષરી મતદર્શન

**શ્રીમાતાજી સાથે વાર્તાલાપ** : અંબાલાલ પુરાણી (૧૯૪૦ : શ્રી અરવિન્દ કાર્યા. આણંદ; ૨. ૨)—શ્રી અરવિન્દાશ્રમના સઘળી આન્તરબાહ્ય વ્યવસ્થા કરનાર શ્રીમાતાજી સાથેના પંદર વાર્તાલાપો અથવા પ્રશ્નોત્તરીનું આ પુસ્તક બહુ ધ્યાનપૂર્વક વાંચવા જેવું છે; એથી અધિક અંશે, વિચારવા જેવું છે; સૌથી વિશેષ તો, જીવવા જેવું છે. પૂર્ણયોગનો એ ભવ્ય મહિમા છે કે તેનાં દ્રષ્ટાઓ જેમ પેલી પાસ ઇન્દ્રિયાતીત સૃષ્ટિઓના—આ સૃષ્ટિને નિયમતી, ઘડતી, દોરતી સૃષ્ટિઓના—પ્રત્યક્ષ સંપર્કમાં છે તેમ ત્યાંના જીવન, ત્યાંની ચેતના તથા ત્યાના સત્પદાર્થોની ગતિ, ક્રિયા, સ્વરૂપ, પ્રભાવ ઈત્યાદિને બુદ્ધિગમ્ય રીતે આણીપાસ વસતા જે આપણે તેમની સમક્ષ રજૂ કરે છે. એ રીતે અહીં શરીર, વાસનાઓ ને મન જેવા તેમ જ ધર્મ ને કલા જેવા, પ્રારબ્ધવાદ, વિપત્તિઓ, ભયવૃત્તિ ને મૃત્યુ જેવા ઘણા વિષયો પર અન્તિમ અને પ્રતીતિજનક સત્યો, મૂળ ફ્રેંચ પુસ્તક પરથી, અધિકારી જિજ્ઞાસુઓના શ્રેય માટે સુગમ ગૌરવયુક્ત ગુજરાતીમાં નિરૂપાયા છે. આપણા સાચા જીવનનું નવવિધાન કરવાની ખરી એષણા આ પુસ્તક જગાડે તેમ જ પોષે છે; તેનું વાકેવાક્ય ખરા સાધક માટે વ્યવહારક્ષમ છે; અહીં કપાયેલા અનુભવસિદ્ધ તત્ત્વગ્રાહી, રહસ્યપ્રકાશક સત્યો આપણા બનવાની વાટ જુએ છે. એ ઉત્તમ જ્ઞાનને આપણું કરી શકીએ તો ખાતરી થઈ જાય કે આપણા લોહજીવનનો ખરો સ્પર્શમણિ જડી ગયો છે.

**હેમ્લેટ**, શેક્સપીઅરના નાટકનું ભાષાન્તરઃ હંસા મહેતા (૧૯૪૨: એન. એમ. ત્રિપાઠી એંડ કં. મુંબાઈ; રૂા. બે).—" Not failure but

low aim[1] is crime" એ પંક્તિથી ધ્વનિત થતા ઉચ્ચાભિલાષ સેવતાં કરાયલા આ ભાષાન્તરને કર્તાએ પ્રયોગ તથા સાહસ તરીકે ઓળખાવ્યું છે; તેમ જ, ગુજરાતીમાં શેક્સ્પીઅર જેવા કવિને ઉતારવાની મુશ્કેલી વર્ણવતાં પોતાના આ પ્રયાસને નમ્રભાવે "એક પગથીનું જ કામ સારે" તેવો કહ્યો છે; વળી, જેમના અભિપ્રાય સામે પ્રશ્નાર્થચિન્હ મૂકવાની હિંમત થોડા જ કરે તે પ્રા. બળવન્તરાય ઠાકોરે ભાષાન્તરને 'મૂળનો અર્થ કેટલેક સ્થળે 'બહુ સારી રીતે' ઉતારનાર અને ક્યાંક તો આનન્દાશ્ચર્યોત્પાદક 'નમૂનેદાર વફાદારી'-વાળું કહ્યું છે તેમ જ તેમણે નાટકના આગલા એક ગદ્યભાષાન્તરને મુકાબલે આ નિર્બન્ધ અનુષ્ટુપીમાં 'સજીવનતા અને સરસાઈ' પાને પાને પ્રત્યક્ષ થતી અનુભવી છે. એવો અનુભવ બીજા રસજ્ઞોને પણ થયો હશે એવી આશા સાથે, કર્તાના ભાષાસેવા માટેના ઉત્સાહ તથા ઉદ્યોગની આદરપૂર્વક નોંધ લઇએ છીએ.

**દક્ષિણાયન**: દક્ષિણ હિંદનો એક પ્રવાસ: ત્રિભુવનદાસ પુ. લુહાર ('સુન્દરમ્') (૧૯૪૧: શ્રી સયાજી સાહિત્યમાળા, પૃ. ૨૭૬; રૂ. ૧-૧૩-૦). –ત્રીશથી પણ વધારે વર્ષ પહેલાનું સ્વ. સૌ. સુમતિબહેનનું 'દક્ષિણયાત્રા' એ આ વિષયનું સૌથી પહેલું નોંધપાત્ર પુસ્તક હતું. તેમાં ધર્મભાવ પ્રાધાન્યે છે, વર્ણનો સાદા પણ તેવી લેખનકલાના નમૂના તરીકે આજે પણ વાંચવાં ગમે તેવા, ક્યાંક રમૂજની છાટવાળા પણ, છે. શિષ્ટ ગુજરાતી જીવનની બે પેઢીઓ વચ્ચેનો ફરક તે 'દક્ષિણયાત્રા' ને 'દક્ષિણાયન' વચ્ચેનો ફરક. દક્ષિણ ભારતનાં તીર્થસ્થળોમાં 'સૌન્દર્યાભિમુખ અને સંસ્કૃતિદર્શી બની' ફરનાર આ કવિહૃદયના, કલાપ્રેમી, વિશિષ્ટાર્થમાં પ્રગતિશીલ કર્તાને માથે તો વાસ્તવદર્શનના તથા સામાજિક ટીકાકાર પણ વારંવાર બનવાની ગંભીર ફરજ હોવાથી તે તો "હૃદયમાં ભક્તિની સરવાણી પ્રગટાવવા" (પૃ. ૧૩૨) મથે છે ત્યારે પણ એ તેમને હાથ લાગતી નથી. એમ બન્યું તે જુદી વાત, બનવું અનિવાર્ય પણ ખરું; પરન્તુ તેમણે જે લખ્યું છે ને જે રીતે લખ્યું છે તે તો એમને હાથે ઊંચી કોટિની સાહિત્યકૃતિ સર્જાવે છે. પુસ્તકમાં, સાદ્યન્ત, કર્તાની દૃષ્ટિ વિશદ છે, ચિન્તન માતબર છે, દેશદાઝ વ્યાપક છે, ટીકા કે કટાક્ષો મર્મભર્યા છે, પ્રસંગચિત્રણ તાદૃશ છે, વર્ણનો નિરાડંબર તેટલાં જ રસાળ શબ્દચિત્રો છે. આ સરસ પ્રવાસગ્રંથના સૌથી સરસ પ્રકરણો મહીસુરની નગરીઓ ને મદુરા વિશેનાં છે.

**અખો, એક અધ્યયન**: ઉમાશંકર જે. જોષી, (૧૯૪૧: ગુજ. વર્ના. સોસાયટી, અમદાવાદ; રૂ. ૨ા).—જે કૃતિ અનેક વર્ષ લગી સંશોધકના

---

૧. પ્રસ્તાવનામાંના આ અવતરણમાં aim શબ્દને બદલે ambition છપાયો છે એ સ્મૃતિદોષ લાગે છે.

' મગજનો કબજો ' લે તો એની પાસે આ પ્રકારનો મહાનિબન્ધની કક્ષાનો ગ્રન્થ લખાવે એ અનિવાર્ય છે; અને એ આવશ્યક પણ હતું, કેમ કે આખાના જીવનકવન પરનાં અત્યાર પહેલાંનાં લખાણો પછી પણ એના જીવન, પુરોગામીઓ, સમાજસ્થિતિ તેમ જ કવિતા વિશેના આવા શાસ્ત્રીય, સ્પષ્ટોક્ત પણ અકટ્ટ વિવાદપદ્ધતિવાળા, વિષય પર તીક્ષ્ણ ધારવાળી દૃષ્ટિ ઠેરવતા સ્વાધ્યાયલેખ માટે અવકાશ હતો જ. કર્તાની શાસ્ત્રીયતા ઘણી વાર બહુ ઝીણું કાંતનારી છે એમ વિદ્વાનોને પણ લાગવાનું, પરન્તુ તેમણે તો સત્યશોધનની દૃષ્ટિએ જ પોતાની એ શક્તિ વાપરેલી જણાઈ આવે છે. વળી, વિષયને એના બહુવિધ સંદર્ભમાં વિચારવાનો એમનો સુલોભ ભલે હોય છતાં આખા ય ગ્રન્થમાં એ ભૂમિકાભાગનો પ્રસ્તાર એના અંકુશમાં રહ્યો નથી—જેમ, સ્થળે-સ્થળે સાહિત્યવિષયક મહાપ્રશ્નોની તેમણે કરેલી ચર્ચા પણ—એ ભલે સારી હોવા છતાં—પ્રમાણબહાર બની ગઈ છે. આવા કેટલાક પાના બચાવીને, નથી કર્યું કે બરાબર નથી થયું પણ જરૂરી હતું તે પ્રકરણવાર તેના વિષયનું સ્પષ્ટ તારણ, ગ્રન્થાન્તે સુવિશદ ઉપસંહાર, 'બળી બ્લોઇન' નથી આપ્યા તે કવિકૃતિઓના સાર ને કવિવિચારોનું સંકલન અને કવિવિષયક સંપૂર્ણ ગ્રન્થસૂચી-આ સર્વ ( આવા કાર્યનાં અવિયોજ્ય અંગો ) થઈ શક્યું હોત તો સુવર્ણના મૂલ્યના છે તે સામર્થ્યયુક્ત ગ્રન્થને હીરામૂલનો કહાનો સવિશેષ આનન્દ માણી શકાત.

**રસપાન**: મોહનલાલ પા. દવે ( ૧૯૪૨ : ગાંડીવસાહિત્યમન્દિર, સૂરત; રૂ. ૧।। ).—સાત વિષયો પરના બધા મળીને નવ લેખ. તેમાંના નવલરામ, અર્વાચીન કવિતા ને શાકુન્તલ વિશેના છ એ તે તે વિષયનાં સારાં પ્રવેશિક લખાણ ગણાય; 'વિદ્વદ્વર્ય કમળાશંકર ' ઘણી ને પ્રમાણભૂત માહિતી આપતો લેખ[1] રસપાન કરાવનાર તરીકે તો મધ્યમ કોટિનો ગણાય; એટલે 'રસપાન'-માં જે ઉત્તમપણાનું અભિમાન ( અને તે સકારણ, સાત્વિક અભિમાન બલકે માન ) લઈ શકે તેવા લેખો દયારામ પરનો પહેલો, નર્મદ વિશેનો બીજો તથા સ્વ. નરસિંહરાવને નિવાપાંજલિરૂપે લખાયલો તે-આટલા છે. એ ત્રણે ૧૯૩૭-૪૦માં લખાયલા હોઈ, કર્તાની શક્તિઓ તેમાં પરિપક્વ રૂપે અનુભવાતી હોઈ, ગુજરાતી વિવેચનને તેમને હાથે શક્ય તેવા સત્ત્વપુષ્ટ પ્રદાનરૂપ છે એમ કહેતાં ઘણો આનંદ થાય છે.

**આકાશનાં ફૂલ**: જ્યોત્સ્ના શુક્લ (૧૯૪૧ : યુગાન્તર કાર્યા. સૂરત; રૂ. ૦।।). "પૃથ્વીના વાસ મને ઊણા પડે." અને તેથી જેને 'પૃથ્વીના મહેલ'

---

૧. એ જેવો ૧૯૨૦મા ' સમાલોચક 'માં તેવો ૧૯૩૩મા 'મન્ર અને મન્થક ૨'માં (પૃ. ૪૯ ) અને તેવો ને તેવો જ આ પુસ્તકમાં ૧૯૪૨મા છપાયો છે હોઇ અને આવશ્યક હતું કે લેખવિષયના જીવનનાં છેલ્લાં પંદર ( ૧૯૧૧-૨૫) વર્ષની વિગતો એ ઉપયોગી ચરિત્રરેખાના આ કાયમી રૂપમાં ઉમેરાઈ જ હોત.

છોડીને ઊંચે ઊંચે ઊડવું ગમે છે, જેને આભલામાં વસવું છે, ચન્દ્ર ને સૂરજ સાથે ખેલતાં હસવું છે, જેના કૂણા હૃદયભાવ 'શુષ્ક માનવીના સાથમાં' 'દાઝી ઊઠે' છે, તે આત્માની ઝંખના, તરંગલીલા કે હર્ષશોકનાં આ કાવ્યો છે. ઊર્મિ જેમાં સુઘટ્ટ બની યોગ્ય કલારૂપ પામી શકી છે તે ગૂઢભાવવાળાં 'ભાળી' અને 'ભિક્ષા', અપૂરા ઉરભાવ આકર્ષક રીતે ગાતું કારુણ્યગાય 'રાભણાં રહ્યાં,' અનંતમાં આતમદીપ ખેલવના વાંછતું 'દેવનાં ધામ', આનન્દ કે રમૂજની વૃત્તિવાળાં 'બંસરી સૂરે' કે 'અવટ સંગીત', અનુકંપાભર્યું 'દાંડીઓ': આવાં કેટલાંક વારંવાર વાચવાં ગમે તેવા છે; અને પરિચય કે વિવેચનને વશ થવા જાણે ના ને ના જ પાડતું 'સનાતન પ્રશ્ન' સંગ્રહનું સર્વોત્તમ ને ગુજરાતી ભાષાનું એક ચિરંજીવ ઊર્મિકાવ્ય છે. એટલું જ હૃદયંગમ 'શાને ખૂટ્યાં ?' આમાં નથી પણ એ જ ભાષાક્ષેત્રે ઊગવાની છે તે 'બોરસલી'નું તો તે એક સુપુષ્પ હશે જ એવી આશા રાખીએ છીએ.

**શ્રી રામાનુજાચાર્ય**: પ્રતાપરાય મો. મોદી (૧૯૪૧: શ્રી સયાજીબાલજ્ઞાનમાળા, પુ. ૧૬૭મું; ૭ આના). વિદ્વત્તાને ક્લિષ્ટ થવાની કટેવ હોય છે; અર્વાચીન વિદ્વત્તા ઘણી વાર અશ્રદ્ધામાં પણ રાચે છે. એ દૂષણો વિનાનું, સૌથી ય ઓછાં પાનામાં વિષયને યથાશક્ય વધારેમાં વધારે ન્યાય આપતું આ પુસ્તક લાંબા વખતની ગંભીર ખોટ પૂરે છે.

**સ્વાધ્યાય**, ખં. ૧ ને ૨: કેશવલાલ હિંમતરામ કામદાર (૧૯૩૯–૪૦: આર. આર. શેઠની કં. મુંબાઈ; રૂ. ૨ ને ૩). સવાસાતસોથી ય વધુ પાનાના આ જ્ઞાનપ્રચુર ગ્રન્થનો થોડી લીટીમાં પરિચય આપવો એ પણ ધૃષ્ટતાભર્યું બને તો પછી મતદર્શનની તો વાત જ શી ? એટલે રીતસરની સમાલોચના વિગતે છાપી શકાય ત્યાં સુધીને માટે એટલું જ કહીશું કે વાઙ્મયક્ષેત્રમાં સ્વવિષયનું નેતૃત્વ બહુ સારી રીતે લેનાર કર્તા વિશેના બીજા ખંડના પ્રસ્તાવનાલેખક રા. રમણલાલ વ. દેસાઈના અભિપ્રાયને સહર્ષ અનુમોદન આપીએ છીએ કે "પ્રોફેસરોના નક્ષત્રમંડળમાં પ્રોફેસર કામદારનું સ્થાન ઝમકતું છે." બંને ખંડોમાં મળીને નર્મદ ને ગોવર્ધનરામ, ગુજરાત ને ઇતિહાસ ને રાજ્યપ્રકરણ તેમ જ ઐતિહાસિક કે સમકાલીન કેટલીક સમર્થ વ્યક્તિઓ વિશેના કર્તવ્યનિષ્ઠા, અભ્યાસશીલતા તથા "વાચકને વિષય સાથે બાંધી રાખે એવી રસપ્રદ" શૈલીવાળાં આ ૫૭ લખાણો આપણી પ્રશંસા, મનન તથા સદુપયોગને પાત્ર છે.

**શિક્ષણશાસ્ત્ર**, પ્રાથમિક શાળાના શિક્ષકો માટે (૧૯૪૧: વડોદરા રાજ્યનું કેળવણીખાતું; રૂ. ૧॥). ગુજરાતીમાં પ્રાથમિક શિક્ષકો માટેનું સાંપ્રત શિક્ષણશાસ્ત્રનું પુસ્તક નહોતું તે ખોટ એ શાસ્ત્રનાં ૧૫ અંગોપાંગ વિશેના

આ ૧૩ લેખકોના– અને ઘણાખરા શિક્ષકો પણ ઉ–લેખોના પાઠ્યપુસ્તકથી સારી રીતે પુરાય છે. આ તેમ જ ઉપલું ('સ્વાધ્યાય') વર્ણાનુક્રમણિકા વિનાનાં છે. આવાં પુસ્તકોનું એ શ્રમસાધ્ય જ છતાં આવશ્યક અંગ નથી?

**લગ્નની બેડી,** પ્ર. કે. અત્રેકૃત મરાઠી ઉપરથી નાટક: બિ. ઝવેરી, કા. ખરેડિયા (૧૯૪૨: એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કં. મુંબાઇ; રૂ. ૨).– લગ્નના મૂળમાં જિન્સ ('સેક્સ') સિવાય ને તેની આનુષંગિક (સત્તાકાંક્ષા ઈત્યાદિ) વાસનાઓ સિવાય બીજું કશું છે નહિ એ લગ્નની અદ્યાવત્તમ (યાને 'અલ્ટ્રા–મૉડર્ન') સમજણ પર રચાયલું નાટક. આખી ય રચનામાં એ દૃષ્ટિની મર્યાદા એના પ્રાકૃતભાગી પાસાની વ્યાપકતા એવી છે કે તે કંટાળા સિવાયની લાગણી ઉપજાવી શકત નહિ. એવી લાગણી સુકુમાર વેદનશીલ વાંચનારને થાય છે; પણ તે અતિઘણી થતી નથી તે, મર્મચાતુર્યભર્યાં સંભાષણ લખવાની કર્તાની આવડત અને નાટ્યકાર તરીકેની તેમની ઔચિત્ય–યથોચિત કાર્યયોગ સાધવા જેવી–કુશળતાને લીધે. નકલી સિનેમાનટી ચપ્પ કરતીકને સુધારિકા બની જાય એ અન્ત અપ્રતીતિજનક છે. ઉચ્છૃંખલ પુરુષજાતને 'શૃંગાર સાધત' રાખી વર સંભાળતી સ્ત્રીજાતને કાબૂમાં રાખવા માટે જ લગ્નપ્રથા છે એવા ભાવાર્થનો એ મહાપ્રશ્નનો નટીએ સૂચવેલ ઉકેલ જીવનને વક્રદર્શિતાથી જ નિહાળતા 'અર્વાચીનો' માન્ય રાખશે પણ તેમાં ઉચ્ચ, સાત્ત્વિક માનવતા નથી. વાક્યોને ધરતીકંપ કરતી વાતચીતની મરાઠી લઢણનો ગુજરાતીમાં મર્યાદાસર ઉપયોગ થયો હોત તો વધારે સારું હતું. અમર્યાદ ઉપયોગે કૃત્રિમતા આણી છે. આ ખામી બાજુએ રાખીએ તો કહી શકાય કે ભાષાન્તર સારું થયું છે.

**સરી જતું સૂરત:** ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા (૧૯૪૨: એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કં. મુંબાઇ; રૂ ૧૫).–'અમે બધાં'ના ઉત્તમ ભાગોમાંના કેટલાકને આધારે રચાયલાં (ને એમાંનાં ૩ તો આ પત્રના વાચકોએ વાંચેલાં, માણેલાં) સાત રૌપ્યવયુક્ત કલાવાર્યા એકાંકી નાટકો; એમાંનાં પાસ–નપાસ, ચાર ચિંતા ને લગ્ન વિશેનાં તો સવિશેષ તખ્તાલાયકી પણ ધરાવે છે. દહાડે-દહાડે વધારે સર્ગે જતા ૧૮૯૫-૧૯૨૦ની પચ્ચીસીના સૂરતનાં આ હૂબહૂ વાઙ્મય પ્રતિબિંબો આજે જેમ સુરસિક વાચન પૂરું પાડે છે તેમ ભવિષ્ય માટે પણ આપણા સાહિત્યમાં વિરલ એવા આ વિષયના સામાજિક દસ્તાવેજની ગરજ સારશે એ 'અમે બધાં'ની જેમ આની પણ ઊંચા પ્રકારની મૂલ્યવત્તા સિદ્ધ કરે છે.

**નિવાપાંજલિ**' એટલે ટોમસ ગ્રે–કૃત 'એલીજી રિટન ઇન એ કંટ્રી–ચર્ચયાર્ડ': એમ. ઓ. સુરૈયા (૧૯૪૨: એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કં. મુંબાઈ; રૂ. ૧ા) કર્તા તરફથી હવે એવા સરળ ને શોભનારી ભાષાન્તરની આશા

# ધ્વનિ

## નિવાપાંજલિ

**સંસ્કારમૂર્તિ આચાર્યશ્રી ડૉ. આનન્દશંકર**

ગુજરાતની સંસ્કૃતિના પ્રતીક સમા આચાર્યશ્રીના અવસાનથી ગુજરાતને જે ખોટ પડી છે તે હાલમાં તો કદી પૂરી શકાય એવો સંભવ નથી. ગુજરાત કૉલેજના અધ્યાપક તરીકે, 'સુદર્શન' અને પછીથી 'વસન્ત'ના તંત્રી તરીકે, અને છેવટે બનારસ હિન્દુ યુનિવર્સિટિના પ્રો. વાઈસ ચેન્સેલર તરીકે એમણે જે કાર્ય કર્યું તેને લીધે એમની કીર્તિ આખા દેશમાં પ્રસરી રહી છે. ગુજરાતના ગૌરવને એમણે વધાર્યું છે.

એઓ સંસ્કૃતના અધ્યાપક હતા. સંસ્કૃત વાઙ્મયના વિવિધ ગ્રન્થો એમણે વાંચ્યા અને વિચાર્યા હતા. આપણાં દર્શનશાસ્ત્રોનો ઊંડો અભ્યાસ એમણે કર્યો હતો. સાથેસાથે પશ્ચિમના સાહિત્યનો, તત્ત્વજ્ઞાનનો, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર એ સર્વ જ્ઞાનવિભાગોનો પરિચય પણ એમણે મેળવ્યો હતો. ગરવા ગુરુપદને શોભાવે એવા 'જ્ઞાનનિધિ' તરીકે સ્વાભાવિક રીતે જ એમના શિષ્યવૃન્દનો એમના પ્રત્યે નિઃસીમ આદરભાવ હતો.

એમનો દેખાવ, એમનો પહેરવેશ-એમનું ધોતિયું, એમનાં ગોળ, એમની પાઘડી-એમનો ચાંલ્લો, એમના લાંબા કેશ, એમની શાન્ત અને પ્રસન્ન મુખમુદ્રા, પ્રતિભાના ચમત્કારવાળી રસનિર્ઝરતી એમની ધીર ગંભીર વાણી એમાંનું કયું તત્ત્વ એમના શિષ્યો કદી પણ વિસારી શકશે?

એમની તબિયત નાજુક હતી. હું કૉલેજમાં ભણતો તે દરમ્યાન લાગલાગટ બે વર્ષ તો બીજી ટર્મ ચ્નારોગ્યને કારણે એમની ખરાબ થયેલી. ઋતુઋતુના ફેરફારની સામે ટકી રહેવાને કપડાંલત્તાંની ખાસ સંભાળ

એમને રાખની પડતી. શિયાળો બેસતાં જ ગરમ વસ્ત્રો વડે એમના શરીરને સુરક્ષિત રાખવાની જરૂર એમને જણાતી. એમની ભોજન-વ્યવસ્થા એમના નાગર રસોઇયાને હાથે જ એમની ખાસ જરૂરિયાતોને લક્ષમાં લઇને થતી. અન્ય વ્યવસ્થા એમની નાજુક પ્રકૃતિને લીધે એમને ફાવે એમ જ નહોતું. એમના પૂજાપાઠ, એમની રહેણીકરણી, એમનો પહેરવેશ, એમનો ખાનપાનનો વ્યવહાર એ સઘળું આર્યસંસ્કૃતિના અંતરતત્ત્વને જ નહીં પણ તેની બહારની શોભાને પણ જાળવી રાખનાર તરીકેની એમની પ્રતિષ્ઠાને વધારવામાં સહાયભૂત હતું અને એમના પ્રત્યે જનતાને વિશેષ આકર્ષતું.

આર્ય સંસ્કૃતિ પ્રત્યેની એમની આ મમતા એ દેખાવમાત્ર નહોતો. એ સંસ્કૃતિ પ્રત્યે એમના હૃદયમાં ઊંડો ભાવ હતો, એ સ્નેહલતિકા ઉપર જ્ઞાનનાં વારિનું સિંચન પૂરતું થયું હતું...એની શોભા અને સમૃદ્ધિમાં ન્યૂનતા નહોતી. ખરેખર આચાર્યશ્રી આપણી એ પુરાતન સંસ્કૃતિના સાચા સંરક્ષક જ હતા. સ્વ. મણિલાલ નભુભાઈના 'સુદર્શન'નું તંત્રીપદ સાચવવાની ગંભીર જવાબદારી જો એમના શિર પર આવી હોય તો એ જવાબદારી અદા કરવાની યોગ્યતા પણ તેટલા જ પ્રમાણમાં એમનામાં હતી. એમના તંત્રીપદે નીકળતું એ 'સુદર્શન' ગુજરાત કોલેજની લાઇબ્રેરીમાં બેસીને હું હમેશ વાંચતો. એમના પોતાના લેખો વાંચવાનું તો હું કદી પણ ચૂકતો નહીં. 'ભદ્રંભદ્ર'ના પુસ્તક વિષે એમણે જે વિસ્તૃત વિવેચન એ પત્રમાં કરેલું તે પણ મેં વાંચ્યું હતું. સનાતનધર્મના અભિમાનીઓને ઉપહાસના વિષય બનાવનારા એ પુસ્તકનાં હાસ્ય ઉત્પન્ન કરનારું તત્ત્વ પુષ્કળ હોવા છતાં એમાં હાસ્યરસ નથી એવો નિર્ણય 'સુદર્શન'ના તંત્રીપદે વિરાજનારા આચાર્યશ્રીના ધડાયો, અને તે એમણે સ્ફુટતાથી વ્યક્ત કર્યો. સનાતનધર્મ પ્રત્યે આચાર્યશ્રીની એવી મમતા હતી.

અને છતાં સુધારાનો સાર પણ એમને સમજાયો હતો. સુધારાનું દૃષ્ટિબિન્દુ પણ એ સમજી શકતા હતા. સુધારા તરફ પણ એ ઉદાર બુદ્ધિથી જોઈ શકતા હતા. સુધારક મિત્રો એમને હતા, અને તેમના પ્રત્યેનો એમનો ભાવ કોઈ પણ રીતે ઉપલકિયો નહોતો. આપણી સંસ્કૃતિનું ગૌરવ એ સમજતા, તેની જ સાથે પશ્ચિમની કેળવણીની અસરથી જ આપણને નવી પ્રાપ્ત થયેલી ઐતિહાસિક દૃષ્ટિથી એ સંસ્કૃતિના સમગ્ર

ઇતિહાસને ઉકેલવાની જરૂર એમને જણાતી, અને આપણાં દર્શનશાસ્ત્રોની તત્ત્વવિચારણાનો તેમ જ આપણી સામાજિક સંસ્થાઓના વિકાસનો અભ્યાસ એ નવી દૃષ્ટિથી કરવાનો પ્રયત્ન એમણે આદરેલો. ઋગ્વેદના પુરુષસૂક્તમાં ચાતુર્વર્ણ્યનો ઉલ્લેખ કરાયલો એમણે જોયો તેની જ સાથે સમાજના વિરાટશરીરનો કોઈ પણ ભાગ ઉવેખવામાં આવે તો સમાજશરીર પાંગળું બની તેના પગમાં જોર ન રહે, અને પરિણામે આખા સમાજશરીરને એની હાનિ થાય એ સમાજશાસ્ત્રનો અગત્યનો સિદ્ધાન્ત પણ પુરુષસૂક્તનાં એ જ મંત્રમાં ગર્ભિત રહેલો એમની તીક્ષ્ણ દૃષ્ટિએ નિહાળ્યો હતો. શંકરજયન્તી નિમિત્તના એકાદ વ્યાખ્યાન પ્રસંગે શ્રી શંકરાચાર્યની જીવનકથાના 'મનીષાપંચક'ની નિર્મિતિના નિમિત્તભૂત વૃત્તાન્તનો ઉલ્લેખ એમણે કર્યો હતો, 'ચાણ્ડાલોઽસ્તુ સ તુ દ્વિજોઽસ્તુ ગુરુરિત્યેષા મનીષા મમ' એ વચનો વડે શ્રી શંકરાચાર્યે વ્યક્ત કરેલી ઉદાર ભાવના એમણે સમજાવી હતી તેથી કેટલાક સનાતનીઓનાં દિલ તે વખતે દુભાયલાં એવું સાંભળ્યું હતું. એમના અસ્પૃશ્યતા વિશેના વિચારો વિશેષ સ્ફુટ સ્વરૂપે એમણે વ્યક્ત કર્યા તેનાથી દુભાનારા સનાતનીઓની સંખ્યા એથી પણ ઘણી મોટી હશે. વગરકારણે, વગરજરૂરે, વગરપ્રસંગે પોતાના વિચારો પ્રકટ કરીને અન્યના હૃદયને ક્ષોભ આપવો એ આચાર્યશ્રીની પ્રકૃતિ વિરુદ્ધ હતું, એ કારણે જ અસ્પૃશ્યતા વિશેના એમના પ્રકટ થયેલા વિચારો સનાતની દુનિયામાં ભારે ખળભળાટ મચાવનારા થઈ પડ્યા હોય તો તે સ્વાભાવિક છે.

મારા પ્રિય વિષયના અધ્યાપક તરીકે વર્ષો સુધી જે જ્ઞાનપ્રસાદી એમણે મને આપેલી તેને લીધે અધ્યાપક તરીકેની એમની વિશિષ્ટતાઓ, અધ્યાપક તરીકેનાં એમનાં દૃષ્ટિબિન્દુઓ, અધ્યાપક તરીકેના એમની સાથેના ચિરસ્મરણીય બની ગયેલા નાનામોટા પ્રસંગો મારા હૃદયપટ ઉપર અત્યારે સામટા ધસી આવે છે, પણ સ્થળસમયના સંકોચને લીધે તે સમ્બન્ધે હું મૌન જ સેવીશ. જ્ઞાનપ્રાપ્તિ એ જ જેમનું પરમ ધ્યેય હતું અને જ્ઞાનનું વિતરણ તો જેમની સિદ્ધિનું આનુષંગિક પરિણામ હતું, તેમની વિદ્વત્તાનો 'આપણો ધર્મ' જેવાં કેટલાંક પુસ્તકો વડે અને 'વસન્ત'માં એમનાં વિવેચનો, જે હવે સ્વતન્ત્ર પુસ્તકોના આકારે પ્રકટ થયેલાં છે, તે વડે ગુજરાતને ભર્યો છે. ગુજરાતના આપણા એ ધુરંધર વિદ્વાનને કાયાની

વિદ્યાપુનિત ભૂમિમાં નિવાસ કરવાનો પ્રસંગ મળ્યો એ બાબત નિરપેક્ષ દૃષ્ટિએ જોતાં એમના વિદ્યારસિક આત્માને અનુકૂલ જ હતી. જે વિદ્વત્તા 'વસન્ત'ના તંત્રી તરીકે આખા ગુજરાતને પ્રેરણા આપતી, તે જ વિદ્વત્તા આખા ભારતવર્ષમાં ઝળકી ઊઠી, અને ડૉ. આનન્દશંકર ધ્રુવ તરીકે એ પ્રખર વિદ્વાન અને ગંભીર તત્ત્વચિન્તકને આખા ભારતવર્ષે અપનાવી લીધા.

એમની સેવાથી અનેક વર્ષ સુધી વંચિત રહેલું એમનું ગુજરાત એમના નિવૃત્તિકાળમાં કેળવણીનાં અનેક ક્ષેત્રોમાં એમની મૂલ્યવાન દોરવણીના અભિલાષ રાખતું. 'ગુજરાત યુનિવર્સિટિ'ના અને એવા કંઇ કંઇ કોડ એમના પણ અન્તરમાં ઉછળતા હતા પણ એવી કંઇ કંઇ સેવાનો આરંભ માત્ર એમણે કર્યો હશે ત્યાં તો મંદવાડે એમને મ્હાત કર્યા અને આખરે ક્રૂર કાળે એમને ગ્રસ્યા એ ગુજરાતની કમનસીબી નહીં તો બીજું શું કહેવું ?

મોહનલાલ પાર્વતીશંકર દવે

## વાસરિકા : ૨

**૨૫મી** એપ્રિલ, ભાવનગર : નવી પ્રગટેલી 'અડધે રસ્તે' આજે આકસ્મિક રીતે હાથ ચડી એટલે રાત્રે નવરાશે એના પાના ફેરવવા માંડયા. તેના બીજા ખંડ 'બાલ્યકાળ'નો બારમો ખંડક આખો છ કર્તા પરના કુમાપ્રભાવ વિશે એટલે એ પહેલો વાંચી નાંખ્યો. તેમાં પાંચમી કંડિકાએ ( પોતે ૧૯૨૩માં યુરોપ ગએલા ત્યારે ફ્રાંસમાં પ્રત્યક્ષ જોએલાં કુમારાંકિત સૃષ્ટિનાં સ્થળો વિશેના ઉલ્લેખની કંડિકાએ ) મારું એને લગતું જુદી જાતનું સંસ્મરણ જાગ્રત કર્યું. એ જ ૧૯૨૩ની સાલમાં પ્રબન્ધુના રજતપર્વનો જે વિશેષાંક પ્રગટેલો તેમાં • સ્વ. નારાયણ વિ. ઠક્કરે મુનશી પરની કુમાની અસરનો જે લાંબો લેખ લખ્યો હતો તે આ વિષયનો સૌથી પહેલો ભડાકો હતો. ત્યાં સુધી બધા વિદ્વાનો ને સામાન્ય વાચકો પાટણની પ્રભુતા વગેરેને સર્વાંશે તેના કર્તાની નવનવોન્મેષશાલિની પ્રતિભા તથા અપૂર્વનિર્માણક્ષમપ્રજ્ઞાનું જ પરમાહ્લાદક પરિણામ માનતા.

ત્યાર પછી તો તેર વર્ષ લગી નર્મદાનાં નીર વહી ગયાં; એને વહેતાં એને તટે ઊભેલા યુગૂજૂના ભૃગુઆશ્રમે જોયાં; પણ એ વર્ષો દરમ્યાન એને તટે જન્મેલા આ અર્વાચીન ભાર્ગવકેતે પોતાનું આ વિષયનું મૌન તેવું ને તેવું અખંડ રાખ્યું જેવું ભૃગુમુનિએ તપશ્ચર્યા વેળા રાખ્યું હશે. મૌન તૂટ્યું તે ૧૯૩૬માં આ ચોપડી 'ગુજરાત'માં સ.હિસાકારે છપાઈ ત્યારે.

એક બાજુ એ હકીકત મૂકો ને બીજી બાજુ મૂકો ચોપડીમાં (પૃ. ૧૮૦) અપાયેલો રદિયો કે (અને એવી મતલબનો વકીલવિદ્યાળો નકારાત્મક બચાવ કે પોતે કુમાનું ઋણ નાકબૂલ રાખ્યું નથી)–કે, પોતાની સામેની આ વિષયની "ટીકાઓમાં રહેલું સત્ય મેં સદાય સ્વીકાર્યું છે" એટલે તમને પૂછવાનું મન થશે: ક્યાં સ્વીકાર્યું? ને ક્યારે? અમે તો વચગાળાનાં પેલાં ૧૩ વર્ષોમાં એ ક્યાંય વાંચ્યું નથી; કે પછી, ઉપલા વાક્યમાં 'મેં' તથા 'સદાય'ની વચ્ચે 'મારા મનમાં' એ શબ્દો અમારે અધ્યાહૃત રહેલા સમજી લેવાના છે? … …

## પત્રપંડિત અને પત્ર-કાર

તા. ૨૮મી એપ્રિલ: સર સ્ટે. ક્રિપ્સ ને સમર્થ રામદાસ: આ બે નામો વચ્ચે ક્યાંય મેળ દેખાય છે? ના. અને છતાં, મેળ છે. એમાંના પહેલા ગૃહસ્થની યોજના ફસકી ગઇ એ વિશેના કેસરીના (ગઈ તા. ૧૪મીના) અગ્રલેખને મથાળે, બીજા ગૃહસ્થનું લેખવિષયને બંધબેસતું અવતરણ ('એવા કોઇક આવાર્થનું' કે વ્યાપકતા વિનાનો ખટાટોપ કર્યો, તે તુર્ત વિખેરાયો કેમ કે તેને અક્કલમંદીનું કે દૂરદર્શિતાનું બંધન નહોતું.)—અવતરણ ટાંક્યું છે. એ પત્રે અગાઉ એ જ યોજનાને તિલોત્તમા સાથે સરખાવી, એ અપ્સરાને પામવા ચહાનાર સુન્દ ને ઉપસુન્દ જેવી દશા હિંદુ-મુસલમાનની થઇ જાય તેવી કરામત ધરાવનારી તેને કહી હતી. હિન્દના નાણાંમંત્રી અંદાજપત્રને લાંબી ટીકાથી વિભૂષિત કરે ત્યારે એ ક્રિયાને કેસરી 'મલ્લિનાથી' કહે. એમ જ, રાજ્યપ્રકરણી અગ્રલેખોમાં અનેકવિધ સાહિત્યિક ઉલ્લેખન ('અલ્યુશન્સ') વાર વાર આવે છે ને ઇતિહાસના બારીક અભ્યાસનો ઉચિત ઉપયોગ થતો પણ જોઇએ છીએ. એ રીતે લખી શકનાર પત્રપંડિતો (આ શબ્દ પણ ત્યાંનો જ) મહારાષ્ટ્રમાં છે કેમ કે એ પ્રજાનો વિદ્યાપ્રેમ ઊંડો તથા જીવન્ત છે તેમ જ તેના વિદ્વાન પત્રકારો માને છે કે ઊંચા વિદ્યાસંસ્કારવાળાં લખાણ વાચનારની સંસ્કારિતાને તો હમેશ માટે પોષે જ છે પણ ચર્ચાતા વિષયમાં પણ એ વાચતી વખતે તેને ખરેખરો રસ ઉત્પન્ન કરે છે. એ પત્રપંડિતોને મુકાબલે આજના ગુજરાતી વર્તમાનપત્રકાર કેવો લાગે છે એ અહીં લખી બતાવ્યા કરતાં સમજી લેવું જ વધારે સારું.

૨૭ મે: આપણે 'અધ્યાપક' શબ્દને પાછે પગે ગબડાવતા (જુઓ સપ્ટે. ૪૧નું પૃ. ૨૫૪મું) નવલરામના સન ૧૮૭૮વાળા પ્રયોગ સુધી તો લઈ ગયેલા ને એનો હમણાંનો ઉપયોગ હોય સહે બૌદ્ધ વાઙ્મયને આભારી; પણ આજે આવેલ સુદામાચરિત્રની વિદ્યાપીઠાવૃત્તિમાંથી માલૂમ પડે છે તેમ વિક્રમી ૧૭૩૮(ઈસવી, ૧૬૮૨)માં રચાયેલા એ કાવ્યના વિ. ૧૭૪૮માં લખાયેલી એક હાથપ્રતમાં એ કાવ્યની સાતમી જ લીટી આમ છે. "સાંદીપનિ ઋષિ સુરગુરુ સરખા, અધ્યાપક અનંત" એટલે નવલરામ પહેલાં પણ આશરે

પોણાબસો કે બસો વર્ષ એ શબ્દ ગુજરાતીમાં વપરાયલો ઠરે છે. સંપાદકે પ્રસ્તાવનામાં (પૃ. ૬) ચૅાસરની ભાષા અર્વાચીન બનાવાય છે એમ કહ્યું છે તે ચાલેય નહિ પણ 'લોકોપયોગી' આવૃત્તિને લાગુ પડતું હોઇ, 'મામેરા'ની જેમ આ કાવ્યની પણ તેમણે છાયારૂપ વાચના આપી ગણાશે.

## પ્રેમાનંદ ચોરશિરોમણિ ?

૨૭ મે: પારકાં આખ્યાનોને છૂટથી પોતાનાં બનાવી લેનાર પ્રેમાનન્દનું નામ ને ઉપર થોડી વાર પર કરી તે ચર્ચા આ પ્રશ્ન પુછાવે છે. ઉત્તર નકારમાં એમ કહીને આપી શકાય કે અપહરણના વિષયમાં એના સમયની આખી પરંપરા હાલના કરતાં જુદી હતી. આપણે તો '"સુખદ આનન્દ ઓવારા' એમ માત્ર બેત્રણ શબ્દો ક્યાંકથી પોતે લીધા હોય તો તુર્ત જ ને સ્વેચ્છાએ એ ઋણનો સ્વીકાર કરી લેનાર નરસિંહરાવે માન્ય રાખેલી અર્વાચીન પરંપરાના વારસ છીએ એટલે જેમાંથી સીધું જ ઉઠાવ્યું હોય તેનો તે રૂપે, સૂચન લીધું હોય તેનો સૂચનરૂપે તથા આપણું આન્તર મન બીજાનું કૈંક ને કૈંક સંઘરી રહ્યું છે એવો સંદેહરૂપ ખ્યાલ હોય ત્યારે એ મનને જાગતું બનાવીને તેનો ઋણભાર હળવો કરવો જોઈએ.

## સાબુ કયો વાપરેલો ?

તા. ૩૭ મે: 'Akbo : a Study'નું ગુજરાતી 'અખો: એક અધ્યયન' એમ કરવામાં આવ્યું છે એ સામાન્ય નામ તરીકેના 'સ્ટડી' માટેના બીજા કોઈ પર્યાયને અભાવે નિભાવી લઈએ એ જુદી વાત પણ 'અધ્યયન' (અભ્યાસ) એ વસ્તુ તો દેખી કે અડકી શકાય તેવી નથી. એ શબ્દનાં ખરાં વળગણ ભાવવાચક નામનાં જ છે એટલે નવી ટેવ પાડવામાં હું જેવા જૂના થવા માંડેલાને મુશ્કેલી નડવાની જ...પણ મગજ હજી નવી સૂચના ન કરી શકે એટલું જાનું થયું નથી તેથી સૂઝ્યા ભેગું ટપકાવું છું કે ('સ્વાધ્યાય' પણ ભાવવાચકને 'સ્વાધ્યાયલેખ' લાંબો પડે છે માટે) 'અભ્યાસિકા' વિચારી જુઓ ને વાપરવો હોય તો વાપરો. પણ આ નોંધ લખવા માંડી છે તો એ નિ:શંકપણે ભાથી કોઇના મનમાં આવું વાંચીને:

૧...શૈલીની જે સફાઈ (પૃ. ૧૫૦)

૨. તેનું નિરૂપણ...આટલું સાફ (પૃ. ૧૫૧)

૩. કાન્તની સાફ રસદષ્ટિનો...નમૂનો (પૃ. ૨૨૭)

ત્રણે શબ્દપ્રયોગ વિચારતાં લાગે છે કે અહીં બાબત શૈલીને લીમડા સાબુથી કે નિરૂપણને એના પિતરાઇ 'હમામ'થી કે રસદષ્ટિને એ બંનેના દુશ્મન 'લક્સ' થી ધોવાની, ધોઈધોઇને ખૂબ સાફ કરી 'સફાઈ તેમાં ઉદ્ભવાવવાની નથી; એટલે 'વિશદતા' કે 'વિશદ' કે 'વિશુદ્ધ' સિવાયના શબ્દો તે તે સંદર્ભમાં શિષ્ટ ગુજરાતીના કોઈ પણ લેખકે વાપરવા જોઈએ નહિ. ૨ખેને કોઈ

એમ માને કે આ મારો આગ્રહ સંસ્કૃત તરીકે સંસ્કૃત શબ્દો માટેનો છે, એ સિવાયનાઓનો બહિષ્કાર કરવાનો છે. ના, એવું નથી. ખરો ભેદ વધારે ઊંડો છે કેમ કે એ તાત્ત્વિક છે. હું નહિ પણ ગુજરાતી ભાષાની આત્મપ્રતિભા ('જીનિયસ') તમને શીખવે છે તે શીખો કે એ ભાષામાં સ્થૂલ ક્રિયા કે બાહ્ય સ્થિતિ માટે 'સાફ' ને 'સફાઈ' વાપરવાની માન્ય, સંમાન્ય ને સર્વમાન્ય (એટલે, અલબત્ત, સર્વ શિષ્ટોને માન્ય) ભાષારૂઢિ છે અને સૂક્ષ્મ ક્રિયા કે કે સ્થિતિ માટે 'વિશદ' વગેરે વાપરવા એ જ યોગ્ય છે. આ નિયમના અપવાદ ("મેં તેને સાફ ના કહી" કે "આટલી સફાઈ શાની કરે છે ?" જેવા દાખલામાં) ભલે હોય પણ, એવા અપવાદ બોલચાલની કે સાહિત્યગત પાત્ર-સંભાષણોની ભાષામાં વાપરવાની વાજબી છૂટ હોવા છતાં શાસ્ત્રીય વિવેચનના ગદ્યમાં તો એ વાપરીને આપણે ઊણી રસવૃત્તિ ને નેવી વિવેકબુદ્ધિ બતાવીએ છીએ. વળી, આવી છૂટ કોઈ વાર લખાણને તાજગીવાળું કે પ્રાણવાન બનાવવા લેવાય છે એ જાણું છું, પણ ઉપલા દાખલાઓમાં તો રૂઢિ સામેનું બંડ એવો કોઇ જ બદલો આપનારું લાગ્યું નથી મને તો.

## પરીક્ષકની અશ્રુકથા

તા. સદરઃ એક પરીક્ષક લખે છે:

"પેપરોના કામમાંથી હાલે જ પરવાર્યો — — — પહેલાં તો સદાચારી રહેવાની સગવડ હતી પણ આ વખતે પાછો દુરાચારમાં લપસી પડ્યો છું. એણે તો પાછા વળી સાચા નંબરો જ અમને અપાયલા ને ? તેની જ આ પીડા. પરીક્ષા હજી તો ચાલતી'તી ત્યાં જ ટપાલમાં ને ચિઠ્ઠીઓમાં ને મોઢામોઢ એમ ત્રણે રીતે નંબરો બસ ચાલ્યા જ આવેઃ કોઈ નંબર મારા સગાની છોકરીનો હોય, કોઇ ભાઈબંધના ભત્રીજાનો હોય તો કોઇ વળી દૂરના સગાના શેઠની આધેડ દીકરીની જુવાન દીકરીનો હોય. એમાંથી કોને મારે ના કહેવી? કોઈ—કોઈના તો મારી પર ઉપકાર પણ એવા મોટા કે તેમની ઇચ્છાનુસાર એ નંબરવાળાને એક સાથે દસ માર્ક વધારી આપી પાસ કરું કે માંડ પાસ થાય તેવાને સેકંડ ક્લાસમાં મૂકી દઉં. આ તો મારાપૂરતું પણ મારી સાથેના પરીક્ષકોની જોડે બેસીને આખરી પરિણામ નક્કી કરીશ ત્યારે ? એમાં તો એકનો મારા જેવો અકુકદકુકિયો છે એટલે હું તેની પાસે મારા સગાવગાના માર્ક વધરાવીશ અને તે પોતાની કોલેજના વિદ્યાર્થીઓના માર્ક મારી પાસે વધરાવશે એટલે વાંધો નહિ આવે. પણ ત્રીજો છે બહુ ચોખલિયો. તે અમારી બંનેની સામે સૌમ્યતાથી પણ દૃઢતાથી થવાનો. મને હજી સાચું કહું તો એવો કોઈ પરીક્ષક હજી આ કલિકાની દુનિયામાં હયાત છે તેની જ નવાઇ લાગે છે.— — —

"નંબરો મોકલીને અમને પાપમાં પાડનારાઓમાં વિદ્વાન પ્રોફેસરોથી કે સેંકડોના સરકારી પગાર ખાનારાથી માંડી બધા જ વર્ગોના માણસો હોય

છે. એવું થાય છે કે તેમનાં બધાનાં નામઠામ (અને તેમનામાંથી કેટલાકના મારી પર આવેલા કાગળો દસ્તાવેજી પુરાવા તરીકે) જાહેરમાં છાપી-છપાવીને એક વાર તો એ બધાને ઉઘાડા પાડી જ દઉં પછી થાય થવાની હોય તે ... ...

..."ઇચ્છીએ કે જપાન-જર્મની વહેલાં હારી જાય ને યુદ્ધના ઉપાયને લીધે બંધ પડેલી નંબરફેરની પદ્ધતિ (અમને પ્રમાણિક રાખવાની એકમાત્ર સાચી રીત) ૧૯૪૩ માં પાછી ચાલુ થઈ જાય."

મારી એ ભાઇ સાથે સહાનુભૂતિ છે. એમની ફોકી ઇચ્છા દૈવવશાત્ ન ફળે ને લડાઈ પછી પણ ચાલુ હોય તો તેઓ પરીક્ષકપણું જ નકારવાની હિંમત કાં ન દાખવે? વિ. ક. વૈ.

## મન્દિર-વૃત્ત

વિશેષ મદદના રૂ. દસ શેઠ દેવકરણ મૂળજી નેણશી તરફથી મળ્યા છે તે સાભાર સ્વીકારીએ છીએ.-વર્ણાનુક્રમણિકા તૈયાર કરાવવાનું હજી બન્યું નથી તેથી દિલગીર છીએ.-નવજીવન કાર્યાલયનાં ગુનામાચરિત, નિર્ભયતા (હિંદી) તથા બે ખુદાઈ ખિદમતગાર (આ. ૨જી) મળ્યાં છે.

ભાવનગર: ૬-૫-૪૨

વિ. ક. વૈદ્ય, સંચાલક માનસી

મુદ્રક : શેઠ દેવચંદ દામજી, આ

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૭ : ગ્રંથાંક ૩

સપ્ટે. ૧૯૪૨



પૂર્ણસંખ્યા ૨૭

સંચાલક

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વર્ષ ૭, ગ્રંથાંક ૩

સપ્ટેમ્બર ૧૯૪૨

[ પ્રકટ, નવેમ્બર ૧૯૪૨ ]

## સર્જન અને નિબંધો

## નિકષ



## ધ્વનિ



માનસી ગ્રંથશ્રેણી: સંચાલક વિજયરાય ક. વૈદ્ય, દરજી મહોલ્લો; નાનપરા; સુરત. લવાજમ: રૂ. ૫); દેસાવર, રૂ. ૬); છૂટક, રૂ. ૧. શાખાઓ: (૧) ભાવનગર: આનંદ પ્રેસ, સ્ટેશન રોડ. (૨) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠી ઍંડ કં. પ્રિન્સેસ સ્ટ્રીટ. (૩) સુરત: પ્રતાપ પ્રેસ, કણપીઠ. (૪) વડોદરા: સાધના પ્રેસ, રાવપુરા. (૫) પોરબંદર: રા. દામોદર કે. ભટ્ટ; રામટેકરી.

## નૂ. ઠક્કર-વ્યાખ્યાનો ( શુદ્ધિપત્રક )

( ૧ ) મુખ્ય ને સર્વસામાન્ય શુદ્ધિ તો એ કરવાની કે પૃ. ૧૬૯, ૧૭૨ ને ૧૭૬–૭૮મા ઉપરનું થોડુંથોડું લખાણ મૂળ અંગ્રેજીને મુકાબલે પૂરતું સ્પષ્ટ કે અર્થવાહક થઇ શક્યું નથી એ માટે ઘણા દિલગીર છીએ. ( ૨ ) સમજી સુધારી તેવી ગૌણ છાપભૂલો અહીં નોંધતા નથી એટલે બે જ આપીશું: પૃ. ૧૬૯મે ( લી. ૬ ) 'સંસ્કૃતિ' છે તે 'સંસૃતિ' જોઈએ; પૃ. ૧૮૧મે ( લી. ૧ ) 'અતિનિશા' નહિ પણ 'અતિનશા' જોઇએ.—સં. માનસી.



# માનસી

વર્ષ ૭, ગ્રં. ૩ —— સપ્ટેમ્બર '૪૨

## સંસ્કારમૂર્તિઓ

[સોલંકીવંશના સ્થાપક મૂળરાજદેવના[1] રાજ્યારોહણની સહસ્રાબ્દી આ વર્ષે ઊજવવાનું સાહિત્યપરિષદ તરફથી જાહેર થયું છે. પરમભટ્ટારક મહારાજાધિરાજ તથા ચાલુક્યકુલચન્દ્રમા જેવા બિરુદો પામેલા એ ગુર્જરાધિપનું સંસ્કારવિષયક જે મહત્કાર્ય તે, ઉત્તરાપથમાંથી વિદ્વાન તેમ જ ચારિત્રવાન હોય તેવા બ્રાહ્મણોને 'જ્ઞાન-સંસ્કારની પરબો' માંડવા ગુજરાતમાં વસાવવાનું. એ લાભ હજારેક વર્ષ લગી ગુજરાતને આપત ઔદિચ્ય બ્રાહ્મણોના એ આદિપુરુષો કેવા હશે-તેનું સુન્દર શબ્દચિત્ર મૂળરાજની ઉત્તરવય વિશેની નવલ 'કર્મયોગી રાજેશ્વર'[2]ના કર્તાએ દોર્યું છે. એમાંથી ઉતારેલી (પ્ર. ૪૫) નીચેની કંડિકાઓ સહસ્રાબ્દી પ્રસંગે ખાસ રસપ્રદ નીવડશે એવી આશા છે.–સં. મા.]

આંબાવાડિયામાં રાહ જોઈ રહેલો મૂળરાજ બોલ્યો "ઋષિવરોનું મંડળ હવે બહુ દૂર નથી." તેના વદન ઉપર દીર્ઘકાળથી સેવેલી અભિલાષાની પૂર્તિનો આનંદ પ્રકટ્યો.

---

૧. રાજ્યકાળ: વિક્રમી, ૯૯૮–૧૦૫૩; ઇસવી, ૯૪૨થી ૯૯૭; જન્મ વિ. સં. ૯૭૭માં, એટલે મૂળરાજ ૨૧ની વયે ગાદીએ આવેલ ને ૭૬ની વયે દેવ થયા.

૨. કર્તા ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશનસાલ સને ૧૯૩૫.

થોડો સમય વ્યતીત થયો અને સ્પષ્ટ આકૃતિઓ દેખાવા લાગી. મૂળરાજ ઉત્સાહ અને અધીરાઈમાં આગળ વધ્યો. ખેતરવા ભોં પાર કરી ત્યારે તે પાટણ તરફ ચાલી રહેલા એ મંડળમાં જઈ પહોંચ્યો. રાજાને આવેલો જોઈ બધું મંડળ થોભ્યું. ઋષિમંડળના વૃદ્ધ આચાર્ય બ્રહ્મચારીઓએ ઉપાડેલી એક નાની પાલખીમાં બેઠા હતા, તેમની સમીપે જઈ મૂળરાજ ભક્તિભાવે નમ્યો. આચાર્યે મૂળરાજના મસ્તક પર હાથ મૂકી આશીર્વાદ ઉચ્ચાર્યો. બધું મંડળ આંબાવાડિયા તરફ આગળ વધ્યું.

ગંગા-યમુના વચ્ચેના પ્રદેશમાંથી મૂળરાજના નિમંત્રણની વિજ્ઞપ્તિને માન્ય રાખી તેઓ આવ્યા હતા. પંચકેશધારી અને પિંગલવર્ણી જટાઓથી શોભતાં મસ્તકોવાળા, ખુલ્લા દેહવાળા, કંઠમાં રુદ્રાક્ષ ધારણ કરતા અને વિભૂતિથી શોભતા ભાલપ્રદેશવાળા પ્રૌઢ વયના વિપ્રવરો તેમાં હતા. લાંબી અને કાળી ગાઢ અને આછી શિખાઓને મસ્તક પર ધારણ કરતા, શરીરે ટૂંકી ધોતી અને દેહ પર નાની કાંબળીઓ ધારણ કરી રહેલા જુવાન બ્રાહ્મણો ચાલ્યા આવતા હતા. પવનથી ફરફરતી નાની શિખાઓને ઉતાવળી ચાલથી વધારે ગતિ આપતા કૌપીનધારી બ્રહ્મચારીઓ અને બટુકો પણ તેમાં હતા. યુવાન અને વૃદ્ધ ઋષિપત્નીઓ હતી. આછાં અને પ્રવાસથી કાંઈક ગંદાં બનેલાં વસ્ત્રોથી તેમના દેહ ઢંકાયલા હતા. ખુલ્લી અને છાંપાવાળી બળદગાડીઓમાં સ્ત્રીઓ, વૃદ્ધો અને બાલક-બાલિકાઓ હતાં. થોડાક અશ્વો પર બેસી આવતા હતા. અગ્નિહોત્ર સાથે એક વૃદ્ધ વિપ્ર રથમાં બિરાજ્યા હતા. પાલખી માત્ર એક જ હતી અને તે આચાર્યની જ.

બ્રાહ્મણો, બ્રહ્મચારીઓ, બાળકો, સ્ત્રીઓ, પુત્રીઓ સૌનાં વદન પર એક વિશિષ્ટ દીપ્તિ ચમકતી હતી. તેઓના દેહ ઘઉંવર્ણા અને શ્યામ હતા; તપશ્ચર્યા, વનનિવાસ અને મુક્ત વાયુસેવનની એ વર્ણમાં સ્પષ્ટ અસર જણાતી. તેઓ પ્રચંડ દેહવાળાં, ઘાટીલા અવયવોવાળાં અને આરોગ્યસૂચક લાલિમાથી શોભતાં વદનવાળાં હતાં. એ અંગોપાંગમાં ઉદ્યમશીલતાનો શાંત તરવરાટ હતો, પણ અધીરતાસૂચક ચંચલતા નહોતી. તેમના વદન પર બુદ્ધિમત્તાની ચમક હતી, સંતોષની છાપ હતી, અનાસક્તિની રેખાઓ હતી. નિઃસ્પૃહતાની મૂર્તિ સમા, જ્ઞાનના દાનેશ્વરી સમા, સ્વાશ્રયની પ્રતિમા સમા અને સમભાવના સાગર સમા ઋષિપુત્રો જ્યારે સરસ્વતીના ઉપકંઠની વાલુકામાં

જહાંગીર એદલજી સંજાના

# નૂતન
# ઠક્કર-વ્યાખ્યાનો[1]

કોઈ પણ પ્રજાનું સાહિત્ય તે પ્રજાનાં આનુવંશિક તત્ત્વો, તેની સાંસ્કૃતિક અને રાજકારણી ઇતિહાસપરંપરા, તેની ધાર્મિક શ્રદ્ધા, માન્યતાઓ, પરંપરાઓ, સામાજિક સંસ્થાઓ અને કંઇક અંશે તેની આસપાસ પ્રવર્તતા ભૌતિક વાતાવરણની નીપજ હોય છે. મારી પૂર્વેના એક વ્યાખ્યાતાએ છેલ્લા ગણાવેલા તત્ત્વનો અતિરેક કરીને સાહિત્યનો સંબંધ ઇહલોક જ નહિ પરંતુ છેક નક્ષત્રમાલા સાથે જોડી આપ્યો હતો, એમના કરતાં ઓછા-પણ મારા કરતાં વધુ-ઉત્સાહી બીજા એક વ્યાખ્યાતાએ ગુજરાતી સાહિત્યનો સંબંધ ત્રણથી પાંચ હજાર વર્ષ પહેલાં હિંદમાં પ્રવર્તતી વાસ્તવિક કે કાલ્પનિક પરિસ્થિતિ સાથે જોડી આપ્યો છે. ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષના ઝાંખા ભૂતકાળમાં વેદકાલના જે આર્યોએ સિંધુ સંસ્કૃતિને પદભ્રષ્ટ કરીને ઉત્તર હિંદ પર વિજય પ્રવર્તાવ્યો હતો, તેમની આર્ય સંસ્કૃતિનો વારસો આજના ગુજરાતીઓને મળ્યો છે એમ અસ્પષ્ટ અને ગોળગોળ રીતે તેમણે સમજાવ્યું છે અને ગુજરાતી સાહિત્ય એ જ વારસાનું પ્રકટીકરણ કે પ્રતિનિર્માણ કરે છે એ પણ એમનો મત છે. મુનશીના કહેવા પ્રમાણે ગુજરાતનો ઇતિહાસ પણ ગુજરાતની વ્યક્તિમત્તાના આવિષ્કારની તવારીખ છે અને પ્રાચીન આર્યોના ઉદય સાથે ઊગમ પામેલી આર્ય સંસ્કૃતિનો એના પર જે પ્રભાવ પડ્યો છે, જેણે ભારતીય જીવનના મૂલભૂત ઐક્યને અને છેલ્લાં ત્રણ હજાર વર્ષની પરંપરાઓના સાતત્યને જાળવ્યું છે તેની પણ એમાં નોંધ છે.

૧. આ લેખ વિશે નોંધ 'ધ્વનિ'માં છે.-સં. આ.

આ જ ઉત્સાહના આવેશમાં મુનશીએ ખરેખર તો મહારાષ્ટ્રમાં આવેલા મુંબઈને પણ ગુજરાતની સીમાઓ વિસ્તારીને એમાં મવડાવ્યું છે, એટલું જ નહિ, એને આર્ય સંસ્કૃતિનું કેન્દ્ર ના, ગુજરાતની સંસ્કૃતિનું પાટનગર કહ્યું છે. આટલેથી સંતોષ નહિ વળતાં ગુજરાતની અસ્મિતાને નામે કરાંચી સરખાં હિંદનાં નગરો અને બંદરો પર, જ્યાં જ્યાં ગુજરાતીઓએ વેપાર જમાવ્યો છે ત્યાં ત્યાં સઘળે ગુજરાતવિજયનો વાવટો એમણે ફરકાવ્યો છે. આ ઘેલછામાં ઘણા ગુજરાતી સાહિત્યકારો પણ ભાગીદારી રાખે છે.

આ જ અસ્મિતાને મુનશીએ અનેક સ્થળે ગુજરાતીઓના ઇતિહાસ, ધર્મ, કલા, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, સંસ્કૃતિ અને રાજકીય, તેમ જ સામાજિક જીવનપ્રવૃત્તિઓનું પ્રભવસ્થાન માની છે. Gujarata and its Literature-ને પહેલે જ પાને મુનશી લખે છે "ગુજરાત એ મહાત્મા ગાંધીજીની ભૂમિ છે, જેવી એ એક વાર શ્રી કૃષ્ણની હતી." કૃષ્ણ વિશે એ લખે છેઃ "કૃષ્ણ આર્ય સંસ્કૃતિ અને રાજનીતિના સર્વોત્તમ પ્રતિનિધિ લેખાય છે." ગાંધીજી વિશે હર્ષોત્સાહથી એ લખે છેઃ "અને સત્યાગ્રહ દ્વારા જીવનનાં નિરપેક્ષ મૂલ્યો તરીકે અહિંસા અને સત્યની પુનઃ પ્રતિષ્ઠા દ્વારા જે વ્યાપક ભાવાવેશ ગાંધીજીએ પ્રેર્યો તેમાંથી વર્તમાન પરિસ્થિતિ દ્વારા વ્યક્ત થતું, વિજયી આર્ય સંસ્કૃતિના આત્મા, અને અવાજ સમું ગુજરાત ઉત્થાન પામ્યું.

હવે, ભાગવત મહાભારત આદિનાં વર્ણનોમાંથી કૃષ્ણનું જે ચિત્ર ઉપસી આવે છે તે વિલાસી સ્ત્રીઓમાં ઘૂમનાર, મદ્યમાં ચકચૂર, ધૂર્ત, ઉસ્તાદ કૃષ્ણનું છે. પ્રાચીન આર્ય સંસ્કૃતિના એ અનન્ય પ્રતિનિધિને અને એના વર્તમાન અવતાર મહાત્મા ગાંધીને સરખાવી તો જુઓ! અને છતાં મુનશી માને છે કે બન્ને એક જ "આર્ય સંસ્કૃતિના પ્રવર્તકો છે.

આ આર્ય સંસ્કૃતિ કોઇ સરકણી, વૈવિધ્યથી સમૃદ્ધ, સર્વગ્રાહી વસ્તુ દીસે છે, કેમ કે એમાં વિજયના નશાથી ઉન્મત્ત, લોહીતરસ્યા, ભયંકર યોદ્ધાઓ તેમ જ તપઃપ્રશાન્ત મહર્ષિઓ પણ સમાઈ જાય છે; એમાં ખાઉધરા ને અકરાંતિયા માંસભક્ષીઓ અને મદ્યપીઓને પણ સ્થાન છે તો આમરણાન્ત ઉપવાસ કરે તેવા પ્રાચીન અને અર્વાચીન તપસ્વીઓને પણ સ્થાન છે. લાખ્ખો શૂદ્રો જ નહિ પણ બહુસંખ્ય અછૂતો પણ એ સંસ્કૃતિની જ પેદાશ છે. ખુદ મુનશીએ જ કહ્યું છે કે ૧૯૦૧માં જ એકલા ગુજરાતમાં આપસઆપસમાં

# નૂતન

## ઠક્કર-વ્યાખ્યાનો[1]

કોઈ પણ પ્રજાનું સાહિત્ય તે પ્રજાનાં આનુવંશિક તત્ત્વો, તેની સાંસ્કૃતિક અને રાજકારણી ઇતિહાસપરંપરા, તેની ધાર્મિક શ્રદ્ધા, માન્યતાઓ, પરંપરાઓ, સામાજિક સંસ્થાઓ અને કંઇક અંશે તેની આસપાસ પ્રવર્તતા ભૌતિક વાતાવરણની નીપજ હોય છે. મારી પૂર્વેના એક વ્યાખ્યાતાએ છેલ્લા ગણાવેલા તત્ત્વનો અતિરેક કરીને સાહિત્યનો સંબંધ ઇહલોક જ નહિ પરંતુ છેક નક્ષત્રમાલા સાથે જોડી આપ્યો હતો, એમના કરતાં ઓછા-પણ મારા કરતાં વધુ-ઉત્સાહી બીજા એક વ્યાખ્યાતાએ ગુજરાતી સાહિત્યનો સંબંધ ત્રણથી પાંચ હજાર વર્ષ પહેલાં હિંદમાં પ્રવર્તતી વાસ્તવિક કે કાલ્પનિક પરિસ્થિતિ સાથે જોડી આપ્યો છે. ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષના ઝાંખા ભૂતકાળમાં વેદકાલના જે આર્યોએ સિંધુ સંસ્કૃતિને પદભ્રષ્ટ કરીને ઉત્તર હિંદ પર વિજય પ્રવર્તાવ્યો હતો, તેમની આર્ય સંસ્કૃતિનો વારસો આજના ગુજરાતીઓને મળ્યો છે એમ અસ્પષ્ટ અને ગોળગોળ રીતે તેમણે સમજાવ્યું છે અને ગુજરાતી સાહિત્ય એ જ વારસાનું પ્રકટીકરણ કે પ્રતિનિર્માણ કરે છે એ પણ એમનો મત છે. મુનશીના કહેવા પ્રમાણે ગુજરાતનો ઇતિહાસ પણ ગુજરાતની વ્યક્તિમત્તાના આવિષ્કારની તવારીખ છે અને પ્રાચીન આર્યોના ઉદય સાથે ઊગમ પામેલી આર્ય સંસ્કૃતિનો એના પર જે પ્રભાવ પડ્યો છે, જેણે ભારતીય જીવનના મૂલભૂત ઐક્યને અને છેલ્લાં ત્રણ હજાર વર્ષની પરંપરાઓના સાતત્યને જાળવ્યું છે તેની પણ એમાં નોંધ છે.

---

૧. આ લેખ વિશે નોંધ 'ધ્વનિ'માં છે.-સં. આ.

આ જ ઉત્સાહના આવેશમાં મુનશીએ ખરેખર તો મહારાષ્ટ્રમાં આવેલા મુંબઈને પણ ગુજરાતની સીમાઓ વિસ્તારીને એમાં મવડાવ્યું છે, એટલું જ નહિ, એને આર્ય સંસ્કૃતિનું કેન્દ્ર ના, ગુજરાતની સંસ્કૃતિનું પાટનગર કહ્યું છે. આટલેથી સંતોષ નહિ વળતાં ગુજરાતની અસ્મિતાને નામે કરાંચી સરખાં હિંદનાં નગરો અને બંદરો પર, જ્યાં જ્યાં ગુજરાતીઓએ વેપાર જમાવ્યો છે ત્યાં ત્યાં સઘળે ગુજરાતવિજયનો વાવટો એમણે ફરકાવ્યો છે. આ ઘેલછામાં ઘણા ગુજરાતી સાહિત્યકારો પણ ભાગીદારી રાખે છે.

આ જ અસ્મિતાને મુનશીએ અનેક સ્થળે ગુજરાતીઓના ઇતિહાસ, ધર્મ, કલા, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, સંસ્કૃતિ અને રાજકીય, તેમ જ સામાજિક જીવનપ્રવૃત્તિઓનું પ્રભવસ્થાન માની છે. Gujarata and its Literature-ને પહેલે જ પાને મુનશી લખે છે "ગુજરાત એ મહાત્મા ગાંધીજીની ભૂમિ છે, જેવી એ એક વાર શ્રી કૃષ્ણની હતી." કૃષ્ણ વિશે એ લખે છેઃ "કૃષ્ણ આર્ય સંસ્કૃતિ અને રાજનીતિના સર્વોત્તમ પ્રતિનિધિ લેખાય છે." ગાંધીજી વિશે હર્ષોત્સાહથી એ લખે છેઃ "અને સત્યાગ્રહ દ્વારા જીવનનાં નિરપેક્ષ મૂલ્યો તરીકે અહિંસા અને સત્યની પુનઃ પ્રતિષ્ઠા દ્વારા જે વ્યાપક ભાવાવેશ ગાંધીજીએ પ્રેર્યો તેમાંથી વર્તમાન પરિસ્થિતિ દ્વારા વ્યક્ત થતું, વિજયી આર્ય સંસ્કૃતિના આત્મા, અને અવાજ સમું ગુજરાત ઉત્થાન પામ્યું.

હવે, ભાગવત મહાભારત આદિનાં વર્ણનોમાંથી કૃષ્ણનું જે ચિત્ર ઉપસી આવે છે તે વિલાસી સ્ત્રીઓમાં ઘૂમનાર, મદ્યમાં ચકચૂર, ધૂર્ત, ઉસ્તાદ કૃષ્ણનું છે. પ્રાચીન આર્ય સંસ્કૃતિના એ અનન્ય પ્રતિનિધિને અને એના વર્તમાન અવતાર મહાત્મા ગાંધીને સરખાવી તો જુઓ! અને છતાં મુનશી માને છે કે બન્ને એક જ "આર્ય સંસ્કૃતિના પ્રવર્તકો છે.

આ આર્ય સંસ્કૃતિ કોઇ સરકણી, વૈવિધ્યથી સમૃદ્ધ, સર્વગ્રાહી વસ્તુ દીસે છે, કેમ કે એમાં વિજયના નશાથી ઉન્મત્ત, લોહીતરસ્યા, ભયંકર યોદ્ધાઓ તેમ જ તપઃપ્રશાન્ત મહર્ષિઓ પણ સમાઇ જાય છે; એમાં ખાઉધરા ને અકરાંતિયા માંસભક્ષીઓ અને મદ્યપીઓને પણ સ્થાન છે તો આમરણાન્ત ઉપવાસ કરે તેવા પ્રાચીન અને અર્વાચીન તપસ્વીઓને પણ સ્થાન છે. લાખ્ખો શૂદ્રો જ નહિ પણ બહુસંખ્ય અછૂતો પણ એ સંસ્કૃતિની જ પેદાશ છે. ખુદ મુનશીએ જ કહ્યું છે કે ૧૯૦૧માં જ એકલા ગુજરાતમાં આપસઆપસમાં

રોટીબેટીનો વહેવાર નહિ રાખનારી એવી કંઈ નહિ તો ૩૧૫ જ્ઞાતિઓ હતી. એમાં પેલા અછૂતો જેમને નાત જ નથી, તેમનો સમાવેશ થતો હશે કે નહિ તે તો અટકળથી જ ઘટાવી લેવાનું છે, પણ જે આર્ય સંસ્કૃતિએ ગુજરાતને "દુર્જય" "અજેય" અને "દુર્ધર્ષ" બનાવ્યું છે અને બનાવે છે, જેણે "ગુજરાતની અસ્મિતા"ને સમૃદ્ધ અને દૃઢ કરી છે તેનો જ એ પરિપાક છે એ ભૂલવાનું નથી!

ખાનપાન, આહારવિહાર અને આચારવિચારને સંસ્કૃતિ સાથે ઘનિષ્ઠ સંબંધ છે. એ દૃષ્ટિએ જોઈએ તો મહાભારત અને રામાયણ સરખાં બૃહત્ કાવ્યોમાં જેમનો સાંસ્કૃતિક ઇતિહાસ જળવાઈ રહ્યો છે એ આર્ય પ્રજા વિપુલ પ્રમાણમાં ગોમાંસ અને અન્ય પ્રકારના માંસનું ભક્ષણ કરનારી અને મદ્યનાં તો સરોવરો ગટગટાવી જનારી પ્રજા હતી એવી પ્રતીતિ થાય છે. ઉપનિષદોમાં માંસભક્ષણની હિમાયત થઈ છે અને એના લાભ પણ વર્ણવાયા છે. ચરક ઋષિ અને સુશ્રુત જેવા આયુર્વેદાચાર્યોએ એનાં ગુણગાન ગાયાં છે. ધાર્મિક કે સાંસારિક સંસ્કૃત સાહિત્ય ઉથલાવી જોઈશું તો સુરા અને માંસની ગંધથી એ છલકાતું લાગશે અને એના ભોક્તાઓમાં વ્યાસ છે ને વાલ્મીકિ છે, વિશ્વામિત્ર અને વસિષ્ઠ છે, રામ છે અને સીતા છે! આટલા વિષયાન્તરથી પ્રાચીન અને સુવર્ણમયી આર્ય સંસ્કૃતિનું વાસ્તવદર્શન થઈ શકશે.

સંસ્કૃતિનાં મૂળ ધાર્મિક માન્યતાઓ અને આચારોમાં અધિક ઊંડાં રોપાએલાં હોવાથી પ્રાચીન હિન્દમાં ધર્મ અને યજ્ઞકાર્યમાં ગોમાંસ અને મદ્યનો કેવો ઉપયોગ થતો હતો તે તપાસવું અગત્યનું થઈ પડશે. થોડાક સમય પહેલાં મદ્યનિષેધના ઉત્સાહી પ્રચારકો મદ્યપાનને ઉતારી પાડવાના હેતુથી એવી દલીલ ઓઢવતા હતા કે કોઈ પણ ધર્મ મદ્યપાનને સંમતિ આપે નહિ, અથવા કોઈ પણ ધર્મે આપવી જોઈએ નહિ. પરંતુ માંસભક્ષણ કે મદ્યપાન તેમને મતે વર્તમાન સમયમાં અનિષ્ટ હતું એટલે એ ઘેલાઓએ એમ ઘટાવી લીધેલું કે કોઈ પણ ધર્મ સંપ્રદાયે એની અનુજ્ઞા ન આપવી જોઈએ અને પછી તો કોઈ પણ ધર્મે એની અનુજ્ઞા આપી જ નથી એમ પણ એ મનાવવા બેઠેલા; પણ સાચી વાત એવી નથી. મણિલાલ નભુભાઈ દ્વિવેદી કે નર્મદાશંકર દેવશંકર મહેતાનો ,અને અન્ય વિદ્વાનોનો આધાર ટાંકીને એમ બતાવી શકાય કે શાક્તસંપ્રદાય,જે આદિવાસીઓમાં પ્રચલિત હતો અને પાછળથી આર્યોએ અપનાવી લીધેલો, તેમાં મદ્યપાનને ખૂબ જ મહત્ત્વ આપવા-

માં આવતું હતું. પણ શુદ્ધ આર્યધર્મે યજ્ઞકાર્યો અને ધાર્મિક કાર્યોમાં એને પ્રતિષ્ઠિત કરેલ એ જ આપણા ગવેષણનું મુખ્ય લક્ષ્ય છે. એને માટે શતપથ બ્રાહ્મણ, યાજ્ઞવલ્ક્ય અને વાજસનેય શ્રુતિની સાક્ષી પડી છે. આર્યો માનતા કે સોમપાન અને સુરાપાનથી આનંદ અને બળ પ્રાપ્ત થતાં હતાં ને પવિત્ર થવાતું હતું. ચરક સરખા આયુર્વેદાચાર્યોએ વૈદ્યકીય ને શાસ્ત્રીય દૃષ્ટિથી મદ્યનાં જે ગુણ-ગાન ગાયાં છે તે ઓછાં ઉત્સાહપૂર્ણ નથી, જો કે ચાતુર્યપૂર્ણ ને વાસ્તવિક તો એ છે જ.

ગુજરાતની રાજકીય એકતા, અખંડિતતા કે અવિભાજ્યતાની જે વાત મુનશીએ છેડી છે તે પણ નિરાધાર, ગલત ને કાલ્પનિક છે. સિદ્ધરાજના રાજત્વના ઉત્તરાર્ધમાં અને કુમારપાલના રાજત્વના પૂર્વાર્ધમાં ગુજરાત એક અને અવિભાજ્ય હતું એમ મુનશી પોતે જ કહે છે. વળી સુલતાન બહાદુર-શાહના સમયમાં અને થોડો સમય મોગલસમ્રાટોના આધિપત્ય હેઠળ રાજ-કીય દૃષ્ટિએ એ અખંડ હતું. એટલે છેલ્લાં ૩૦૦૦ વર્ષમાં પેલી અવિભાજ્યતા તો આશરે ૫૦ વર્ષ ટકી લાગે છે. ગુજરાતની અસ્મિતાનું સમયપત્રક જે રા. પોપટલાલ ગો. શાહે દોર્યું છે તે આનો ઠીક ઠીક ખુલાસો કરે છે. અગુજરાતી યાદવો મથુરાથી દ્વારકા આવ્યા ત્યાંથી એની શરૂઆત થાય છે.

ઈ. સ. પૂર્વે ૧૫૦૦ યાદવો મથુરાથી દ્વારકા આવ્યા.
" " " ૩૦૦-૧૦૦ ગ્રીક, બૅક્ટ્રીઅન, પાર્થિયન, સિથિયન લોકો આવ્યા.
" " " ૨૦૦-૫૦ સિથિયન, હૂણ અર્ધ સિથિયન ક્ષત્રિયો આવ્યા.
ઈ. સ. ૧૦૦ સાતકર્ણી રાજાઓ.
" ૩૫૦ ગુપ્તવંશી રાજાઓ.
" ૪૦૦-૬૦૦ ગુર્જરો.
" ૬૦૦-૮૦૦ આરબોનાં પ્રથમ ટોળાં.
" ૬૫૦-૯૫૦ ચાલુક્યો અને રાષ્ટ્રકૂટ રાજાઓ.
" ૭૫૦-૯૦૦ જાડેજા, યૌધેયો અને કાઠીઓનાં પ્રથમ ટોળાં.
" ૧૦૦૦-૧૫૦૦ અફઘાન, તુર્ક, આફ્રિકન, ઈરાની, મકરાણી, ચાંચિયા — અને બહારવટિયા.
" ૧૬૬૦-૧૭૬૦ મરાઠાઓ.

ચાલુક્યો, રાષ્ટ્રકૂટો, જાડેજાઓ પરદેશીઓ હતા. ગુર્જરો પણ પરદેશીઓ જ હતા; દેવદત્ત ભાંડારકર નોંધે છે તેમ કદાચ હૂણો હતા. પણ આ સર્વને

ગૂજરાતની ભૂમિએ "અહિંસા"નાં મૂલ્યો આપ્યાં હોય એમ લાગે છે. દ્યુઆર્ટ બારબોસા જે ઇ. સ. ૧૫૦૦માં ગુજરાતમાં હતો તેણે અહીંના મહાજનો વિશે લખતાં કહ્યું છે કે તેઓ હથિયારો રાખતા નહિ, અને મુસ્લીમ શાસકો પોતાનું રક્ષણ કરશે એવો વિશ્વાસ ધરાવતા. મુંબઇના ઇન્સપેક્ટર જનરલ ઓફ પોલિસ ૧૯૩૮માં જે ફરિયાદ કરે છે તે પરથી પણ પરિસ્થિતિ આજે ય એને એ જ છે એવી પ્રતીતિ થાય છે.

આનો અર્થ એવો તો કરવાનો ન જ હોય કે ગુજરાતને પોતાની સંસ્કૃતિ નથી કે પોતાનો ego–અસ્મિતા ?–નથી. છે, પણ આપણો તાત્વિક પ્રશ્ન તો એ જ છે કે ગુજરાતની આ સંસ્કૃતિ અને આ અસ્મિતા, ને વેદ ઉપનિષદ બ્રાહ્મણો બૃહત્કાવ્યોમાંથી પરખાતાં આર્ય સંસ્કૃતિ અને વિશિષ્ટ આર્ય ચારિત્ર્ય તે એક જ છે કે શું ? એ પ્રશ્નના રાજકારણી ભાગ સાથે આપણે કશી લેવાદેવા નથી. વળી ગુજરાતની અસ્મિતાની સાંસ્કૃતિક કે નૈતિક અગત્ય સાથે કે એ સારી છે કે નરસી છે એ વિવાદ સાથે આપણને કશું જ લાગતુંવળગતું નથી. પણ નિષ્પક્ષ સત્યનિષ્ઠાથી ઇતિહાસની સાક્ષી ને ઇતિહાસની જુબાનીનું ધ્યાનપૂર્વક અવલોકન કરી જઇએ તો પ્રતીત થશે કે ગુજરાતની સંસ્કૃતિ એ આર્ય સંસ્કૃતિની નહિ, પણ ઋગ્વૈદિક કાલની મગધની શ્રમણ સંસ્કૃતિની, મોહેંજોડારો અને સિંધુ સંસ્કૃતિની સીધી કે આડકતરી રીતે વારસદાર છે. શાક્તો ને શૈવોની માફક જૈનો જે એમ દાવો કરે છે કે તેમનો સંપ્રદાય પ્રાચીનમાં પ્રાચીન સંપ્રદાય છે તે મંજૂર રાખવા જેવો છે, કેમ કે મોહેંજોડારો અને દેશવાસી મગધ સંસ્કૃતિનો જ એક પ્રવાહ છે.

Some Aspects of Ancient Indian Culture એ નામનાં દેવદત્ત ભાંડારકરે ઇ. સ. ૧૯૩૮–૩૯માં મદ્રાસમાં William Meyer–Lectures આપેલાં તેમાં સમર્થ નિષ્પક્ષ અને તર્કશુદ્ધ રીતે તેમણે પ્રતિપાદન કર્યું છે તેમ સનાતન હિંદુ ધર્મની જે વિશાળ ને અટપટી જાળ ગૂંથાઇ છે તે મુખ્યત્વે આદિ દેશવાસીઓની રચેલી છે અને પ્રાગ્વૈદિક કાલમાં જ રચાઈ છે; આર્ય વિજેતાઓ આદિવાસીઓની સંસ્કૃતિને ઉથલાવવામાં નિષ્ફળ નીવડેલાં અને માત્ર એ સંસ્કૃતિને આર્યત્વનું આચ્છાદન આપવામાં અને

આદિવાસીઓને ભાષા તેમજ " આર્ય " એ અભિધાન આપવામાં જ, સફળ થયેલા.

એક બીજો પ્રવાહ મગધની વૃષલ અથવા શૂદ્ર સંસ્કૃતિનો પ્રવાહ પણ એમણે દર્શાવ્યો છે જેણે આજના હિંદુ ધર્મ પરત્વે આર્ય સંસ્કૃતિ જેટલો જ અગત્યનો ભાગ ભજવ્યો છે કર્મ, નિર્વેદ, જગતની અનિત્યતા, અહિંસા, શમ, ત્યાગ, આત્માની સંસ્કૃતિ (transmigration) આ સઘળી બૌદ્ધ અને જૈન માન્યતાઓ પેલી વૃષલ સંસ્કૃતિની પેદાશ છે. આ માન્યતાઓ વેદમાં જડતી નથી અને ઉપનિષદમાં ભાગ્યે જ મળે છે; માત્ર પાછળથી એ બ્રાહ્મણ-પીડિત વર્ગોમાં બળ કરીને ઘૂસી ગયેલી.

આટલું પૂરતું નથી. ભાંડારકર તો માને છે કે વૈષ્ણવ સંપ્રદાય પણ એ શૂદ્ર સંસ્કૃતિનો જ એક આવિષ્કાર છે. ઋષભદેવ અને બુદ્ધને વિષ્ણુના અવતારો માનવા પડ્યા તે જ એમ સૂચવે છે. વૈષ્ણવ સંપ્રદાય જો શૂદ્ર સંસ્કૃતિનું એક પરિણામ નહિ હોય તો યે એના પર શૂદ્ર સંસ્કૃતિની અસર તો છે જ. વળી છાંદોગ્યોપનિષદ ને ઋગ્વેદને આધારે એમ કહી શકાય કે કૃષ્ણે પ્રેરેલી સંસ્કૃતિ અનાર્ય અવૈદિક હતી અને વૃષાલિક હતી. શંકરાચાર્યે ભાગવત સંપ્રદાયને ઉતારી પાડેલો તે એટલા માટે કે તેમાં વેદોનો વિરોધ હતો.

આ શ્રમણ કે શૂદ્ર, વૃષલ કે અવૈદિક સંસ્કૃતિ પણ માંસભક્ષણને મહાપાતક માનતી નહોતી. બુદ્ધ પોતે માંસ ખાતા હતા અને તેમનો વિરોધ તો યજ્ઞકાર્ય માટે પ્રાણીઓનો ઉચ્છૃંખલ વધ થતો હતો તેની સામે જ હતો. ગોહત્યાને પણ મહાપાતક માનવાની પ્રથા ઈ. સ.ના ચોથા સૈકાથી જ પડી લાગે છે. જૈન ધર્મ પણ એના આરંભકાળે આગ્રહી શાકાહારી નહોતો. આગળ ઉપર પણ એણે ગાય માટે ખાસ પક્ષપાત દાખવ્યો નથી. એ તો જૈન ધર્મ અને ભાગવત સંપ્રદાય પરસ્પરની અસર હેઠળ આવ્યા તેથી જ વર્તમાન જૈનો ગાયને પવિત્ર માનતાં શીખ્યા છે. બાકી હેમચંદ્રે તો વિષ્ટા ખાતી ગાયને પવિત્ર માનનાર વેદધર્મીઓની યોગશાસ્ત્રમાં ઠેકડી કરી છે!

આમ ગુજરાતની સંસ્કૃતિ તે તો વૈષ્ણવ ધર્મ અને જૈન ધર્મના સંયોગથી નીપજેલી વૃષલ સંસ્કૃતિ છે અને વેદકાલપૂર્વેની તેમ જ અવૈદિક મોહેં-જો ડેરોની પ્રજાના શૈવ અને શાક્ત સંપ્રદાયથી પણ તે પ્રભાવિત થયેલી છે.

ગુજરાતની સંસ્કૃતિનું એક બીજું પણ વિશિષ્ટ લક્ષણ છે. તે એ કે ગુજરાતમાં ચાતુર્વર્ણ્યની જે પ્રથા પ્રવર્તે છે તેમાં વૈશ્યો અગ્રસ્થાન ભોગવે છે. પ્રાચીન વેદકાલમાં રાજન્ય–ક્ષત્રિય–એ ચારે વર્ણોનો નાયક હતો. બૌદ્ધ અને જૈન સંપ્રદાયોમાં પણ એ જ લક્ષણ પ્રતીત થાય છે. એમ માનવું કે એ બન્ને સંપ્રદાયોએ વર્ણવ્યવસ્થા અને અસ્પૃશ્યતાનો એકડો કાઢી નાખ્યો હતો તે ગલત છે. એમણે તો માત્ર શદ્રો સમેત તમામ વર્ણોને નિર્વાણની આશા આપી હતી. બુદ્ધ અને મહાવીર ક્ષત્રિય રાજકુટુંબોમાં જ વખતોવખત અવતરે છે એ પણ શું સૂચવે છે? તે પછી બ્રાહ્મણસમયમાં બ્રાહ્મણો આગળ આવ્યા, ક્ષત્રિયો બીજે સ્થાને ઊતરી પડ્યા ને વૈશ્યો બાપડા ભાર વહન કરનારા શદ્રોની કક્ષામાં મૂકાયા. પણ ધીમે ધીમે એમની સ્થિતિ સુધરી ને ગુજરાતમાં તો સંસ્કૃતિના એ વડીલ ભાગીદાર બન્યા છે. "વાણિયા બ્રાહ્મણ" શબ્દ જ એની સાક્ષી પૂરશે. બાપડા ક્ષત્રિયનો તો અહીં ભાવે નથી પૂછાતો. એટલે ગુજરાતની સંસ્કૃતિને "વાણિયા બ્રાહ્મણ" સંસ્કૃતિ કહો કે "મહાજન" સંસ્કૃતિ કહો.

આટલું થવા છતાં આ સંસ્કૃતિએ લાંબા સમય સુધી મદ્યમાંસનો નિષેધ પુકાર્યો નહોતો. "શ્રી સિદ્ધર્ષિ" નામના રા. મોતીચંદ કાપડિયાએ સંપાદિત કરેલ ગ્રંથમાંથી ૧૦મા સૈકાના ગુજરાતી જીવન વિશેનો જે ખ્યાલ મળે છે તે પરથી વસન્ત માણવો, દારૂ પીવો, સ્ત્રીઓ સાથે પ્રમત્ત સ્વચ્છંદી ઢબે ભોગવિલાસ ખેલવા, જીવનનો રસ લૂંટવો વગેરેનું પુષ્કળ મહત્ત્વ હતું એમ સમજાય છે. વેશ્યાઓ રોકીને દેહનો વ્યાપાર ચલાવવો એ એક માનપાત્ર વ્યવસાય હતો અને મોંમાં દારૂનો કોગળો ભરી સ્ત્રી પોતાના પ્રેમીના મુખમાં તે ઠાલવે તે પ્રેમકોલનો એક પ્રકાર હતો! પણ જૈન મત અને મુસલીમોના ૫૦૦ વર્ષ સુધી ટકેલા આધિપત્યે આ ઉલ્લાસવિલાસને છૂંદી નાખ્યા. મને તો એમ પણ લાગે છે કે મુસલીમોને મદ્ય પ્રત્યે જે સૈદ્ધાન્તિક વિરોધ છે તે શાસનમાં પ્રતિબિંબિત થવાથી ગુજરાતને દારૂની ટેવ છૂટી ગઇ હોવી જોઇએ. જૈનોના પ્રભાવ કરતાં એ કારણ બળવત્તર દીસે છે.

પણ ઠીક ઠીક ટકેલા ઉલ્લાસવિલાસો, ઉચ્છૃંખલતા, બળ કે વેગ એ ગુજરાતી સાહિત્યની પશ્ચાદ્ભૂ નથી, પણ જડ ચોકઠાંમાં પૂરાયેલી સાંકડી નાતોએ જે આનંદવિહીન, શુષ્ક, ઠિંગરાયેલી મહાજન સંસ્કૃતિ

પ્રવર્તાવી તે જ ઓગણીસમા સૈકાની પહેલી પચ્ચીશી સુધીના આપણા સાહિત્યની વાસ્તવિક પશ્ચાદ્ભૂ છે. નર્મદાશંકરથી માંડી આનંદશંકર ધ્રુવ સુધીના સાહિત્યકારોએ વારંવાર એનું વર્ણન કરીને એને નામે શોક કર્યો છે. "ગુજરાતના કવિઓનો આત્મા બિલકુલ વિશાળ નથી, એનું વિશ્વ ઘણું જ અલ્પ છે." આનંદશંકર ધ્રુવ લખે છે; કારણમાં એ કે, "આપણા આત્માના ઘણાખરા ભાગમાંથી જીવન જ જતું રહ્યું હતું. ગૃહ, રાજ્ય આદિ મનુષ્યજાતિએ ઉપજાવેલી ભાવનાઓ અને સંસ્થાઓમાંથી એનો રસ ઊડી ગયો હતો."

પશ્ચિમ સાથેના સંપર્કે આપણી આ ઉદાસીનતાને હટાવી અને સંભેલાં નીરને ફરી વહેતાં કર્યાં. નર્મદાશંકરે એ સંપર્કને ઓળખ્યો ને અંજલિ આપી. નવલરામે પણ ઓળખ્યો ને અંગ્રેજી કેળવણીને સુધારાની જીવનશક્તિ કહી; એને અંદરનો, વિચારનો (માનસિક) સુધારો કહી. જગતનું સામાન્ય જ્ઞાન, બુદ્ધિવાદ, જનસામાન્યભાવ, સ્વાતંત્ર્યભાવ, રાજપ્રીતિ, ઉદ્યોગપ્રીતિ, આ એનાં લક્ષણો નવલરામે ગણાવ્યાં છે. આજ કાળથી વર્તમાન ગુજરાતી સાહિત્યના ગણેશ મંડાય છે.

એમ માનવું કે આપણી વિશિષ્ટતાને ભૂલવવા માટે અંગ્રેજી કેળવણીનું ઘેન આપણને પાવામાં આવ્યું છે એ જુઠાણું છે. આપણે આપણા નેતાઓએ કેળવણી માગીને લીધી છે. એથી જ આપણે આપણી વિશિષ્ટતાને, આપણા ભૂલાતા ઇતિહાસ અને સાહિત્યને સંભાળી શક્યા છીએ. આપણી વર્તમાન સઘળી પ્રાન્તીય ભાષાઓને અંગ્રેજી કેળવણીએ જ પુનર્જીવન આપ્યું અને તેમને "અદ્યતન" બનાવી છે. આપણા વર્તમાન મહાપુરુષો એ જ કેળવણીના પરિપાક છે. છતાં આપણે કાલ્પનિક ભૂતકાળને રૂડે રંગે ચીતરીને ખુશ રહેવાનો પ્રયત્ન કરીએ છીએ ને કહીએ છીએ કે એ જ આપણને પ્રેરે છે, એ જ આપણા જીવનને ઘડે છે. પણ ગંભીર પળોમાં પ્રામાણિક આંતર્દર્શન કરતાં આપણી વ્યથાજનક વાસ્તવિકતા આપણે કેમ છુપાવી શકીશું ?

અત્યારે તો આપણે શાહમૃગની નીતિ સ્વીકારીને વાસ્તવિકતા સામે આંખો મીંચીએ છીએ. આપણી ખવાઈ ગયેલી સામાજિક ધાર્મિક સંસ્થાઓને નભાવવામાં પણ એ મૂઢતા જ કારણભૂત છે. રાજકીય સ્વાતંત્ર્યની જાદુઇ લાકડી ફરતાં આ બધી જંજાળ સમેટાઇ જશે એવું પાંગળું આશા-

સન એ જાદુઈ લકડી નથી ફરી ત્યાં સુધી વહેમ અને નાતના ત્રાસને કારણે ઊપજેલી દીન દશાને નભાવતાં શીખવે છે. આમ વાત છે એટલે સાંકડા વાડા અને સુખિયાઓની ઉદ્દંડતા વિષે ગમે એટલા બૂમ–બરાડા પાડવા છતાં આપણું વર્તમાન કલ્પનાજન્ય સાહિત્ય નર્યું અંધિયાર ને નિર્માલ્ય લાગે છે અથવા તો એવું ગગનવિહારી બની જાય છે કે જીવનની વાસ્તવિક પરિસ્થિતિ સાથે એનો કશો મેળ જ મળતો નથી. કલ્પનાજન્ય સાહિત્યનાં યે મૂળ તો વાસ્તવિકતામાં જ ઊતરેલાં હોવા જોઇએ ને? જો એવું ન હોય તો ધરફૂકડી–મનોદશા સેવીને કાલ્પનિક ભૂતકાળ વિશે કાં તો એ દિવાસ્વપ્નો રચે અથવા અસત્ય વર્તમાન કે માયાવી ભવિષ્યમાં રાચે. જ્યાં સુધી જીવન "અંદરથી ઉત્થાન નહીં પામે" ત્યાં સુધી આપણું સાહિત્ય સાંકડું, પ્રાન્તીય ને મર્યાદિત રહેવાનું. ગુજરાતનો અસ્મિતાનો ઘંટરવ કરવાથી એનો દી નહિ વળે. વળી ગુજરાત બહાર એ સિક્કો વટાવી પણ નહિ શકાય.

જેને સાચું સાહિત્ય કે મહાન સાહિત્ય ગણીએ તે કદી ભૌગોલિક કે પ્રજાકીય વાડાઓમાં ગોંધાઈ રહેતું નથી. રાષ્ટ્રીયતાની સીમાઓને તે વટાવી જાય છે અને સર્વસામાન્ય માનવતાના વિશાલ આકાશમાં તે વિચરે છે. કોઇ પણ સમયમાં ને કોઈ પણ સ્થળમાં વટાવી શકાય તેવું સોનાનાણું પણ એ જ છે. મથીમથીને ગુજરાતી બનવાથી, હિંદુ–અરે હિંદી બનવાથી પણ જગતસાહિત્યની હરોળમાં ઊભા રહેવાની પાત્રતા આપણે કેળવી શકીશું નહિ. જીવન જ્યારે વેગભેર ઘૂમી રહ્યું છે ને જગત સાંકડું બનતું જાય છે ત્યારે ગુજરાતની અસ્મિતાની વાત ઉચ્ચારવી એ કૂપમંડૂક દશા જ સૂચવે છે. ગુજરાતી સાહિત્ય જેમ જેમ ધર્મથી પર અને માનવભાવક્ષમ બનશે તેમ તેમ એ વિશાલતાનું પ્રતિનિધિત્વ ખીલવી શકશે.

## ૨. નર્મદાશંકર

એક વાર કોઈની પ્રતિષ્ઠા જામી જાય કે પછી તેને વિશે એની વિરુદ્ધમાં નિખાલસ અભિપ્રાય બાંધવો એ દુર્ઘટ થઇ પડે છે. નિષ્પક્ષ અને વસ્તુલક્ષી નિર્ણયો બાંધવા માટે દઢાગ્રહી સ્વતંત્ર ચિન્તન સાથે નીડરપણાની જરૂર પડે છે.

છેક નાનો હતો ત્યારથી જ નર્મદાશંકરને હું એક મહાન લેખક માનતો આવેલો. એની એક પણ પંક્તિ વાંચ્યા વિના એને વિશે પ્રગટ થતાં રહેતાં

લખાણો અને અભિપ્રાયો પરથી મેં માની લીધેલું કે નર્મદાશંકર "સાચો" કવિ હતો, જ્યારે દલપતરામ તો યાંત્રિક ઢબે જોડકણાંના જોડનાર હતા.' વર્તમાન કવિતાની જેમ વર્તમાન ગદ્યનો પિતા પણ એ જ હતો, મહાન ગદ્યલેખક, પ્રથમ સામાજિક સુધારક, સ્ત્રી-સ્વાતંત્ર્યનો હિમાયતી અને સ્વદેશાભિમાની ગુજરાતી એ હતો એ પણ એવી જ રીતે હું જાણતો થયેલો. પિસ્તાળીશેક વર્ષ પર મેં એનું "કબીરવડ" કાવ્ય વાંચવાનો પ્રયત્ન કરેલો પણ કંટાળીને મૂકી દીધેલું. એનું પદ્ય મને ચીતરી ચઢે તેવું લાગેલું, છતાં એને વિશેનો મારો અભિપ્રાય જેવો ને તેવો જ રહ્યો હતો. પણ બે વર્ષ પહેલાં એનો સંપૂર્ણ અભ્યાસ કરવાને હું પ્રવૃત્ત થયો ત્યારથી મારી માન્યતાઓ તૂટતી ગઈ.

એને વિશે ઘણી અતિશયોક્તિઓ પ્રવર્તે છે અને એ પ્રવર્તાવવામાં મુનશી, જેમની પોતાની સાહિત્યિક કારકિર્દી અને અર્ધદગ્ધ, આવેશભરી અતિશયોક્તિઓ અને ગુલાંટો નર્મદને ઘણે અંશે મળતી આવે છે તેમનો હિસ્સો મોટો છે. નીરસ, અસ્પષ્ટ, વાગાડંબરી અતિશયોક્તિઓ દ્વારા એમણે એને ખોટાં મૂલ્યો આપ્યાં છે. એને "પ્રલયમાંથી નવસૃષ્ટિનો તારણહાર મહાવરાહ" કહેવાની હદ સુધી તે જતા રહ્યા છે. અલબત્ત, "નર્મદ અર્વાચીનોમાં આદ્ય" એ પુસ્તકમાં મનુષ્ય, પ્રેમી, કવિ, સુધારક, ચિન્તક અને રાજદ્વારી પર વક્રોક્તિભર્યા ઉદ્ગારો એમણે કાઢ્યા છે પણ એમાં યે એમણે સારી પેઠે ગોટા વાળ્યા છે.

પણ આ ભૂલ એકલા મુનશીએ નથી કરી. આનંદશંકર ધ્રુવ જેવા સમતોલ લેખકો પણ નર્મદશતાબ્દીના ઉત્સાહના આવેશમાં અતિશયોક્તિનો દોષ આચરી બેઠા છે. "જય જય ગરવી ગુજરાત"ને સ્વદેશભક્તિનાં કાવ્યોમાં પ્રથમ સ્થાન મળવું જોઈએ એમ કહેવાનું કારણ આ જ છે. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી પણ સાહિત્ય, જીવન અને રાજકારણના ક્ષેત્રમાં "તું જ અમારો સેનાની, તું જ generalissimo છે" એમ કહીને એને પ્રણમે છે; વિશ્વનાથ ભટ્ટ, જે અન્યત્ર એને કવિ પણ કહેવા તૈયાર નથી અને એનાં પ્રણયકાવ્યોને રોગિષ્ટ મનોદશાનાં ફળ માને છે તે પણ શતાબ્દી-ની ઉત્સાહઘેલછામાં એને રસિક કવિ કહે છે અને એનાં પ્રણયકાવ્યો બોધપ્રધાન અને ચિંતનપરાયણ હતાં, જેમાં ઊજળી પ્રીતિ અને વિશુદ્ધ

આદર્શપ્રેમ હતાં એમ કહી વાળે છે; રામનારાયણ પાઠક જેવા શાન્ત, સ્થિર 'ને ગમાઅણગમામાંનાં અતિવ્યાપ્ત વિધાનોમાં કદી લપસી નહિ પડનાર વિવેચકે પણ એને આપણા સાહિત્યનો એક સાચો વીર કહ્યો છે, અને સામાન્ય માણસોને હાથે એની જડ ઉપેક્ષા થઈ છે એમ માન્યું છે. આમ ગદ્ય અને પદ્યના કર્તા તરીકે નહિ તો સામાજિક અને રાજકીય ક્ષેત્રમાં સુધારાનાં દષ્ટિબિન્દુઓ ગ્રહીને એણે ચલાવેલી લડત માટે છેલ્લા બે દશકામાં એના માટેનું માન ખૂબ વધી ગયું છે; કલમને ખોળે માથું મૂકવાના એના દઢ સંકલ્પને લીધે એને શહીદની કોટિમાં પણ મૂકવામાં આવ્યો છે.

આવું વાતાવરણ ઉપજાવવામાં નર્મદે પોતે ઓછો ભાગ નથી ભજવ્યો. એના પોતાના જ સમયમાં કવિ તરીકે એ બહુમાન ખાટી ગયો હતો. નર્મદનો પોતાના વિશેનો ખ્યાલ જરા યે નમ્ર નહોતો. તુલનાનું ધોરણ હોમરને બનાવીને એણે હોમરને ૧૦૦, પોતાને ૭૦, પ્રેમાનંદને ૬૦, દયારામને ૪૦, શામળને ૩૦ માર્ક આપ્યા છે! ગોવર્ધનરામે એને માટે ચતુરાઈપૂર્વક લખ્યું છે: "એક વખત એવો હતો કે નર્મદની મોહજાળ આખા મુંબઈ અને સુરત ઉપર પથરાઈ હતી અને તે જાળમાંથી નવલરામ પણ બચ્યા ન હતા." નવલરામે પણ એને માટે લખ્યું છે: "લોકોમાં પોતાની કીર્તિ તાજી ને તાજી રાખવાની એને ઘણી જ ચીવટ અને આવડત હતી." એના પોતાના જમાનાને તો તેણે કામણ કર્યું હતું.

નર્મદની પ્રતિષ્ઠા સ્થાપી આપનારામાં નર્મદથી બીજે નંબરે નવલરામ છે. ૧૮૬૭માં તો નવલરામને, એને પ્રણય અને પ્રકૃતિના કવિ તરીકે કેમ વખાણવો એની જ સૂઝ પડતી નહોતી. પણ એને ખુશીથી પ્રેમાનંદ અને શામળથી ચઢિયાતો ગણ્યો હતો. પરંતુ નર્મદના આ વિચક્ષણ સમકાલીને સ્વતંત્ર બુદ્ધિથી ખાનગીમાં એને માટે જે અભિપ્રાય બાંધ્યો હતો તે જાણવો જરૂરનો છે. નર્મદના મૃત્યુ પછી પોતાના આગલા શબ્દોને વળગી રહેવા ખાતર પણ ખૂબીથી નવલરામે એને "સમયમૂર્તિ" કહ્યો હતો જેનો એક અર્થ યુગનો સર્જક અથવા પ્રેરક થાય, પણ નવલરામ ખાનગીમાં એનો જુદો અર્થ કાઢતા હોવા જોઈએ. એને એ "નાજુક પારદયંત્ર" કહે છે તે આને પડછે યાદ રાખવા જેવું છે. નર્મદનું આ સાચામાં સાચું પૃથક્કરણ છે. સામાજિક, રાજકીય અને સાહિત્યિક વાતાવરણની પલટાતી સ્થિતિ-

એનો પ્રકાશ એ રીતે છે, ચાલતી વહેલમાં બેસી જાય છે અને પછી ગદ્યપચ્ચીશીએ ચઢેલા જુવાનની અણઘડ, ઉગ્ર ને આવેશમય રીતે એનું ડિમડિમ વગાડે છે એ જ એમનું વક્તવ્ય છે. નવલરામનો એના વિશેનો ખાનગી અભિપ્રાય જે એમના મૃત્યુ પછી પ્રસિદ્ધ થયો છે તે નર્મદના ચારિત્ર્યનો દ્યોતક છે. નર્મદને એ "પતરાજી કવિ" અને "મિથ્યા અભિમાન રાખનાર" માને છે. એની દાનતમાં એ દગોફટકો પણ જુએ છે; ('ભટનું ભોપાળું'ના સંબંધમાં). ૧૮૭૮માં નિરપેક્ષ બુદ્ધિથી લખેલા "મનના વિચાર"માં એમને "નર્મદાશંકરની ભાષામાં પ્રૌઢી કે eleganceની ખોટ" દેખાય છે. નર્મદાશંકર જમાનાની લહેરમાં પાછળ પડ્યો અને એનામાં "જનબુદ્ધિ" હતી એમ પણ એ સ્થાપે છે, "સારે શું નર્મદાશંકર અર્ધભણ્યા માણસની પંક્તિને યોગ્ય છે? કેમ કે એની style (વિચારસહિત) એ વર્ગને જ હાલ મળતી આવે છે." એમ એ નોંધે છે. નવલરામ જેવા ઠરેલ, કવિના અંગત સહવાસમાં લગભગ ભક્તની મુગ્ધતાથી રહેલા, એની પ્રવૃત્તિઓ અને કામનાઓના સાક્ષીએ ખાનગીમાં ઉચ્ચારેલા આ અભિપ્રાયો પૂર્વગ્રહમુક્ત ને શુદ્ધ બુદ્ધિથી નર્મદનો અભ્યાસ કરનારને સાચા જ લાગશે.

એના પર આરોપાયેલા જે કાલ્પનિક ગુણો પર એની કીર્તિ અવલંબે છે તે એના જીવનમાંથી ને કવનમાંથી પ્રતીત થાય છે કે નહિ તે તપાસવું આવશ્યક છે. સૌથી પ્રથમ ગદ્ય અને પદ્યના રચનાર સાહિત્યકાર તરીકે એનું મૂલ્ય આંકવાનો પ્રયત્ન કરીએ.

કવિ તરીકે નર્મદ સાવ ઊંહકારી નાખવા જેવો છે. ૪૦૦ પાનાંમાં ખપેલી એની કવિતામાંથી જીભે ચઢી જાય એવી ૪૦ પંક્તિઓ પણ જડવી મુશ્કેલ છે. કાવ્ય સરજવાનો એનો ઉમળકો હૃદયનાં ગંભીર ઊંડાણોમાંથી પ્રગટતો નહોતો. એને તો સમયના પ્રવાહમાં તરવું હતું અને કીર્તિ સંપડાવવી હતી; એનામાં અનુકરણ કરવાની અને રૂપ કે શૈલીને ગ્રહણ કરી અનુકૂળ રીતે પ્રયોજવાની શક્તિ હતી. એણે જોયું કે અંગ્રેજી ભણાવતા શિક્ષકો અને પારસીઓ અંગ્રેજી કવિતાનાં મુક્તકંઠે વખાણ કરે છે; તુરત જ એની આ શક્તિ કામે લાગી ગઈ. એની કવિતા પ્રયત્નપૂર્વકની વેઠ હતી. એના પદ્યનો મોટો ભાગ ઢંગધડા વગરનાં ખોડંગાતાં તુચ્છ જોડકણાંનો બનેલો છે. એની રચના જ એવી ખરબચડી, ગ્રામીણ ને અનાકર્ષક છે, એવી સાધારણ

કોટિની ને ભાવ કે અભિવ્યક્તિના વિષયમાં એવી તો જુગુપ્સાપ્રેરક છે કે એને કવિ કહી શકાય જ શી રીતે? નર્મકવિતા કાચી, અવિકસિત, અસંસ્કારી છે. ઔચિત્ય અને સૌષ્ઠવના સૂક્ષ્મ ભાનનો–પ્રમાણભાનનો તો એમાં સદંતર અભાવ છે. ગદ્યમાં સીધી સાદી ને બરછટ પણ પ્રચંડ એવી એની જાડી બુદ્ધિ જોર કરીને આગળ આવે છે તે પણ જેવો એ કવિતા લખવા બેસે છે કે એને વછોડી જાય છે. લાંબી કે ટૂંકી પણ વાત તો એ માંડી શકતો જ નથી.

જેનાં મોં ભરીને હદથી જાદે લખાણ થયાં છે એવી એની "પ્રણયકવિતા"માં એણે બીજું કશું નહિ પણ સંસ્કૃત કવિઓએ શૃંગારરસની જે પરંપરા પ્રવર્તાવી છે તેમાંથી ઉછીના લીધેલા પણ પચાવ્યા વિનાના સ્થૂળ જડ ભાવોની ઊલટી કરી નાખી છે, એટલું જ નહીં, વણદાબી કામુકતાને લીધે નાક ફાડી નાખે એવી દુર્ગંધ એમાંથી નીસરે છે. જગતભરના સાહિત્યમાં ગંદવાડ તો છે જ. સ્વિફ્ટે જે ગંદવાડ ઉપજાવ્યો તેની તોલે કોઈ નહિ આવી શકે. પણ એણે તો જાણીબૂઝીને ઉકરડો ફેંદ્યો હતો. અદ્ભુત રસમાં મહાલવા નીકળી પડેલા મસ્ત રસિયાઓને આઘાત લાગે, કમકમાં આવે, ચીતરી ચઢે એવું કશુંક રચવાની એણે તો ગાંઠ વાળી મેલી હતી. પણ બાપડો નર્મદ તો પોતાના આવા પરિશ્રમને મહાન પ્રણયકવિતા માનતો હતો! એમાં કલાત્મક રૂપસિદ્ધિ હોત તો એને વખોડી કાઢવા જેટલો ચોખલિયો હું નથી. પણ ઔચિત્યહીન, અશિષ્ટ, બીભત્સ, ગ્રામીણ ને પ્રદર્શનવૃત્તિથી ભરેલાં એનાં જોડકણાં તો વિશ્વનાથ ભટ્ટે દર્શાવ્યું છે તેમ જોસ્સાના નશામાં કે નશાના જોસ્સામાં રચાયેલાં છે. ગમે તે સ્ત્રી જોઈ તેના પ્રેમમાં પડી જવું અને પછી તેના પર કાવ્ય લખવું એમાં એ વડાઈ માને છે; પણ કાવ્યદ્વારા પોતાની પ્રીતિપાત્ર સ્ત્રીને એ જે અન્યાય કરી રહ્યો હોય છે તેનું એને ભાન પણ રહેતું નથી. છતાં સુઘડ અને સંસ્કારી પ્રીતિને એ સાચી પ્રીતિ કહે છે, ને પોતાને અંશી ને સ્ત્રીઓનો પક્ષ તાણનાર ઉદ્ધારક માને છે! આશ્ચર્યની વાત તો એ છે કે આટલું છતાં એના સમકાલીન પ્રશંસકો એને તાળી આપે છે અને એના વર્તમાન પ્રશંસકો, જેમણે પ્રાચીન સંસ્કૃત સાહિત્ય અને મહાન અંગ્રેજી સાહિત્યનો સ્વાદ માણ્યો છે તેઓ એના પર હજી યે વારી જાય છે!

સર્વોત્તમ ગદ્યસ્વામી તરીકે એનું જે બહુમાન થાય છે તે પણ પાયા

વિનાનું છે. શૈલીકાર તરીકેની એની સિદ્ધિઓ પર એવા માનની માંડણી થઈ હોત તો જુદી વાત હતી. એનું ગદ્યલખાણ ખૂબ અણસરખું –વ્યસ્ત છે. શબ્દેશબ્દમાં અર્થ અને બળ ઉતારનાર, શબ્દેશબ્દને તાર્કિક પ્રયોજનથી ગૂંથનાર, ચોવટ અને ચોકસાઈ દાખવનાર, અભિવ્યક્તિના આવેશને નિશ્ચલ સંયમથી વશ રાખી કલામય સૌષ્ઠવ અને કલાત્મક ધારણ-નો પ્રાદુર્ભાવ થવા દેનાર પોતાના ઉપાદાનનો સંપૂર્ણ સ્વામી એવો કલા-કાર તો નર્મદ ક્યારે ય નહોતો. એ એટલો બધો આવેશવાળો, પોતાના જોરસાનું જે તે રીતે એવું તો વમન કરી નાખવાવાળો હતો કે મોદક સમતોલ સબળ ગદ્ય લખવા પૂરતો સંપ્રજ્ઞાત કલાકાર એ બની શકે જ નહિ.

સ્વભાવે એ લડવૈયો હતો અને લડતમાં એને રસ પડતો. દુર્ભાગ્યે, એના કેટલાક ઉત્તમ લડાયક નિબંધો જેમાં પુષ્કળ વેગ અને સબળ ગદ્યની શક્યતા છે તે, સુરુચિનો એનામાં સર્વથા જે અભાવ હતો ને દૂષિત પ્રયોગો કરવાની એનામાં જે આદત હતી તેથી વણસી ગયા છે. દાખલા તરીકે "રાંડ-રૂટવાની ચેલાઈ વિશે"ના એના નિબંધમાં તળપદી અને બળવાન એવી ભાષા ખૂબ પ્રવાહી સ્વરૂપ ધારે છે અને કરડવા ધાતું હોય એવું કટાક્ષપૂર્ણ ગદ્ય પણ સુંદર છે; પણ ત્યાં યે સાંગોપાંગ સુંદર ને સફળ નિબંધ એ નથી ઉપજાવી શક્યો. એના નિબંધો નિશાળિયાએ લખેલા હોય તેવા ને કંટાળો ઉપજાવનારા છે. એનું ગદ્ય આકારહીન ને અપરિપક્વ છે. એક પ્રકારનો ઉચ્છૃંખલ વેગ એમાં છે, પણ અશિષ્ટ, સ્થૂળ, હીન અને બીભત્સ પણ એ ઓછું નથી. એના ગદ્યમાં સાહિત્યિક નહીં પણ પત્રકારી ગુણો કે અવગુણો છે અને એમ જ હોય કેમકે લખવું એ તો એનો પેટ ભરવા વારતેનો ધંધો થઈ પડ્યો હતો. એનો "ડાંડિયો" નિર્માલ્ય, છીછરું, નિંદાખોર ને ભાંડણિયું ચીંથરું હતું ને એટલું જ પુરવાર કરતું હતું કે નર્મદમાં સુઘડપણું કે સુરુચિ વિશેની કશી સમજ જ ન હતી. "રાજ્યરંગ" એટલે એના નાનપણમાં નિશાળોમાં ઇતિહાસના, આજે સાવ વિસરાઈ ગએલા, જે ગ્રંથો શીખવાતા હતા તેને આધારે એણે ટાંચણિયા ને માથું પકવે એવા જે બાલિશ નિબંધો તૈયાર કરેલા તેનો સંગ્રહ; 'ધર્મવિચાર'માં નર્મદ વિશેના માનસશાસ્ત્રીય અભ્યાસ કરવાની જે સામગ્રી છે તે એના સાહિત્ય-ગુણને ક્યાં યે કોરાણે મૂકી દે છે. 'મારી હકીકત' અને 'ઉત્તર નર્મદચરિત્ર'-

માં ઉતારેલાં તેનાં કેટલાંક લખાણ પ્રસિદ્ધિ અર્થે નિશ્ચયપૂર્વક તૈયાર કરેલાં નથી પણ પોતાના અભ્યાસના લાભાર્થે કરેલી નોંધો છે. એનું શરૂઆતનું ગદ્ય સાવ કિલષ્ટ ને નિર્માલ્ય છે; દૂષિત પ્રયોગોથી એ ભરપૂર છે; અને પારસીઓના મિત્ર નર્મદે વ્યાકરણદોષોથી ભરપૂર એવા પારસીશાઈ પ્રયોગો પણ એમાં કર્યા છે. ૧૮૭૦ની આસપાસમાં લખાયેલા એના ગદ્યમાં સંસ્કૃતમયતાની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જોવામાં આવે છે તે સૂચક છે. એની સુતીક્ષ્ણ અને કુશાગ્ર દૃષ્ટિથી છેક ૧૮૫૬માં એ સમજી ચૂકેલો કે "હમણાંની રીતભાત જોતાં 'જણાય છે કે ઊગતી પ્રજા કેટલાક અપભ્રંશ નહીં વાપરે, પણ શુદ્ધ સંસ્કૃત વાપરશે."

શિષ્ટ ગદ્યના પિતા કે પ્રણેતા તરીકે જ એને માન મળવું જોઈએ-જો કે એના આ સ્થાનને પણ અભ્યાસીઓએ વહેતા મૂકેલા મંતવ્યને વિશ્વાસપૂર્વક ઘટાવી લઈને જ સ્વીકારું છું, કેમ કે ૧૮૩૦-૪૦માં લખાયેલા ગદ્યની મેં તલાશ કરી નથી. બાકી એના કરતાં એના સમકાલીન નવલરામનું ગદ્ય નિઃસંશય ઊંચું છે.

એના વિશેની બીજી કાલ્પનિક ગાથા તે કલમને ખોળે માથું મૂકી દેવાની વાત છે. ૧૮૫૮ના નવેંબરની ૨૩મીએ, બાપને પૂછ્યા વિના, દિલ નહિ લાગવાથી નિશાળની નોકરી એણે છોડી દીધી અને ઘેર આવી કલમની સામું જોઈ આંખમાં ઝળઝળિયાં સાથે અરજ કરી કે, "હવે હું તારે ખોળે છઉં." એના આ કરુણદંભી નાટ્યપ્રયોગથી એના અનુરાગી ભક્તો એવા અંજાઈ ગયા છે કે આ એનાં ત્યાગવૃત્તિ ને સ્વાતંત્ર્યપ્રેમનાં એમણે ભારે ગુણગાન કર્યાં છે. નર્મદે પોતે પણ પોતાની જાત માટે ગદ્યમાં ને પદ્યમાં "ટેકી વીર" શબ્દો વાપર્યા છે. હવે ખરી વાત એ છે કે એનો પતરાજી, અહંકારી સ્વભાવ જોતાં એ કોઈ જ ઠેકાણે ટકી ન શકત. વળી ટૂંકા પગારની નિશાળની નોકરી છોડીને એણે વ્યસનો કરવા માંડેલાં. કલમને ખોળે માથું મૂકવાથી ત્યાગવૃત્તિ બતાવવાની એને જરૂર પડી જ નથી કે એટલા જ ખાતર એને દુઃખ પણ વેઠવું પડ્યું નથી. એનાં પુસ્તકોની ભારે કિંમત અંકાતી ને એમાંથી એને સારી આવક થતી. ઉપરાંત, બેશરમ બનીને એ શ્રીમંત સ્નેહીઓ અને ઓળખીતાઓ પાસેથી બક્ષીસની આશા રાખતો. એકલા કરસનદાસે જ એને બધા મળીને રૂ. ૨૦,૦૦૦ આપ્યા હતા. શેરની

'લતની વિરુદ્ધ લોકોને લેખો લખીને એણે ચેતવેલા પણ જ્યારે મિત્રો શેરમાંથી રળતાં ત્યારે તો એને કંઇક ભેટની લાલચ અવશ્ય થતી અને મિત્રો જ્યારે ભાગ આપતા ત્યારે ચૂપચાપ એ સ્વીકારી પણ લેતો. એના પિતાના મૃત્યુ પછી રૂ. ૮૫૦૦)નો વારસો પણ એને મળ્યો હતો. આમ ઘણું ઘણું કાઢી નાખતાં યે એણે રૂ. ૩૦,૦૦૦ તો ચોખ્ખા ઊભા કર્યાં જ હતા, જે આજના ભાવે એક લાખ રૂપિયા થયા કહેવાય. પણ એણે જલસા, નાટારંગ ને બીજા આડે માર્ગે ઉડાઉગીરી કરી પૈસા વાપર્યા ને ટૂંકમુદતી તાત્કાલિક ભીડો વેઠી તેથી એનું દુઃખ જોઇ એના પ્રશંસકોની આંખ ભીની થાય છે ! પણ પારકાને પૈસે જ્યાફતો ઉડાવનારા આવા ફરંદા માગણ પ્રત્યે, આવા ઉડાઉ × × ×પ્રત્યે લાગણી પણ કેવી રીતે પેદા થાય ? એને ટેકી પણ કોણ કહે ? અને કઇ રીતે " કોઇ પરમ ઉદાત્ત કરુણ કથાનો વીર નાયક " એ ?

" નર્મકોશ "ના અર્પણનું પણ એમ જ છે. નવલરામને કદાચ ખબર નહિ હોય કે ૧૮૬૮-૬૯માં એ કોઇને ને કોઇને અર્પણ કરવા સંબંધી નર્મદે કેવો ધૂમ પત્રવ્યવહાર ચલાવ્યો હતો. છગનલાલ સંતોકરામ દેસાઇને તેણે શીશામાં બરાબર ઉતાર્યાં હતા અને આ રાષ્ટ્રાભિમાની કવિએ " *નાગર ગ્રંથકર્તા, નાગરનો આશ્રય ને નાગરનું છાપખાનું* " એમની પ્રશંસા માટે ઉલ્લેખ્યાં હતાં તે ય સૂચક છે. એ તો ભાવનગર દરબાર સામે એના નિંદાખોર છાપામાં લખાણ કરે નહિ અને પુસ્તક છપાતું બંધ રહે નહિ. તો યે છગનલાલની સહાયતા તો એને મળતી રહી જ હતી. જો કર્ટિસ સાહેબ થોડી નકલો લેવા તૈયાર હોત તો એને પણ એ અર્પણ કરવા માગતો હતો. આ આખા યે પ્રકરણમાં દાળમાં કશુંક કાળું હોવાનો શક તો જાય છે જ. એણે તો કોશ ઘણાને અર્પણ કરવા વિચાર કરી જોયો છે. ખેંચતાણ કરવી, સોદો બેસાડવો, ભાવ ચઢાવવા એવું બધું એણે કરી લીધું છે અને એની લાક્ષણિકતા કે ખૂબી જે કહો તે એ છે કે જે એને મદદ કરવાના છે તેમને એ ઠપકારતો કે ભાંડતો જાય છે.

૧૮૬૫માં કરસનદાસ ભાગ્યા તો પણ " નર્મકવિતા " એમને અર્પણ કરવાનો કવિનો નિર્ણય ચળ્યો નહિ એની પણ ખૂબ પ્રશંસા થઇ છે. નવલરામે આ સંબંધી જે પ્રશંસાત્મક ઉદ્‌ગારો કાઢ્યા છે તે પૂરતી માહિતી વિના કાઢ્યા લાગે છે. ખરી વાત એ છે કે એ પ્રસંગે લખાયેલું " ધીર ધર

ધીર ધર" પદ કવિએ પોતાના આશ્વાસન માટે લખ્યું છે. એ પુસ્તક પ્રસિદ્ધ થયાનું વર્ષ ૧૮૬૬ છે ને સંગ્રહાયેલાં કાવ્યો ૧૮૫૫થી ૧૮૬૫ સુધીમાં લખાયેલાં છે; પણ કરસનદાસ માટેનું અર્પણકાવ્ય તો ૧૮૬૩માં લખાયેલું છે ને કાવ્યની પોતાની જ સાક્ષી મુજબ કરસનદાસને ત્યાં ત્યારે તો લક્ષ્મીની છોળો ઊડતી હતી.

સ્ત્રીઓનો પક્ષ તાણનાર, સ્ત્રીઓનો ઉદ્ધારક અને સ્ત્રીત્વ માટે માનબુદ્ધિ ધરાવનાર સુધારક નર્મદની વાહવાહ બોલનારાઓને એટલું જ કહેવાનું કે યૌવનકાળમાં આ 'નાજુક પારદર્યંત્ર,' વિધવાવિવાહનો વિચાર મહારાષ્ટ્રમાંથી ઉપાડી લાવેલ. એથી જ હિંદુ સમાજનો ઉદ્ધાર થશે એમ પછી તો એના સ્વભાવ મુજબ એણે દાંડી પીટવા માંડી. એમાં સ્ત્રીત્વ માટેની એની માનબુદ્ધિની છાયા પડતી નથી. ઊલટું એણે ઘણા વ્યભિચારી સંબંધો બાંધેલા, એક વિધવાને રાખેલી અને બીજીને ૧૮૭૦માં પરણેલો અને તે પણ પોતાની પત્ની ડાહીગૌરીના જીવતાં. આ પ્રસંગે એણે પોતાની પત્નીને કેવી ડામી છે, રિબાવી છે ને અપમાની છે તેનો ખ્યાલ કરતાં આ ××× માટે ક્રોધ ને એ બાઇને માટે કરુણામિશ્રિત માન ઉત્પન્ન થયા વિના નહિ રહે. પંદર પંદર વર્ષ સુધી મોટા સમાજસુધારક તરીકે પંકાયા પછી એક પત્નીની હયાતીમાં બીજીને પરણવા જતાં સ્વાભાવિક રીતે જ એ અચકાયેલો. એનો તોડ આણવા માટે એણે પોતાની ધર્મપત્નીનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. પણ ડાહીગૌરીએ તો ઘરમાંથી નીકળવાની જ ના પાડી. નર્મદે જ આ આખા યે પ્રસંગનો અહેવાલ પૂરો પાડ્યો છે ને નર્મદ કેવો નિષ્ઠુર, આપમતલબી, અભિમાની જીવડો હતો તે એમાંથી વરતાય છે. એની સુશીલ પત્નીના નખમાં જે ચારિત્ર્ય ને ખમીર હતાં તે તો નર્મદના આખા શરીરમાં પણ નહોતાં. આ અધમ——એ એની કુલવધૂ સમક્ષ વિચારણા માટે ત્રણ માર્ગ સૂચવ્યા : સ્વતંત્ર રહેવાનો કે કોઇના આશ્રય હેઠળ રહેવાનો, જે સંયોગોમાં ભરણપોષણ નિમિત્તે નર્મદ માસિક રૂ. ૫ કે ૭ આપે; ત્રીજો માર્ગ આ પ્રમાણે હતોઃ "મારાં ખુંદાં ખમવાં ને દુઃખ પામતાં પણ મારી સાથે જ રહેવું." એક એક વર્ષ સુધી દરેક માર્ગ અજમાવી જોવો એમ પણ નર્મદે સૂચવેલું ને ડાહીગૌરી ઘરબહાર નીકળે એની ઇચ્છા હતી છતાં પહેલા બે માર્ગનો અમલ કર્યા પછી ત્રીજા માર્ગનો અમલ થવા દેવા એ તૈયાર નહોતો, કેમ કે એને ખાતરી હતી કે બહાર રહ્યા પછી એ

પાછી આવે ત્યારે એ "અતિનિષ્ઠા" હોય. આમ આ વ્યભિચારીએ પોતાની સુશીલ પત્નીના ચારિત્ર્યની વગરકારણે શંકા કરવાનો અધિકાર અનામત રાખ્યો હતો ! વળી, જેના છુટ્ટા હાથ ઉપર પ્રશંસકો આફરીન છે, જેનો ચહાપાણી ને પાનસોપારીનો ખર્ચ મહિને રૂ. ૩૦) થતો હતો તેણે પત્નીના ભરણપોષણ માટે રૂ. ૫) કાઢી આપવાની ઉદારતા પ્રદર્શિત કરી હતી તે ય નોંધપાત્ર છે.

હૃદય હલમલાવી નાખે તેવું કોઇ પણ સાહિત્યસર્જન નર્મદ પોતાની પાછળ મૂકતો ગયો હોય, શુદ્ધ સાહિત્યના-સર્જનાત્મક સાહિત્યના પ્રદેશમાં નર્મદને વસવા દેવાનું જો કોઇ પણ કારણ પ્રાપ્ત થતું હોય તો તે એની પત્ની સાથેનો એનો આ સંવાદ છે. અજાણતાં એણે ગ્રીક ટ્રેજેડીમાં શોભી ઊઠે એવી ભવ્યોદાત્ત કરુણ નાયિકાનું રેખાંકન કર્યું છે. અને આશ્ચર્યની વાત તો એ છે કે દિલમાં લાહ્ય ઊઠે અને આંખમાંથી આંસુ ઝમે એવું આ લખાણ નર્મદે ઠંડે કલેજે, નિરાંત જીવે આત્મપરિતોષ સહિત કર્યું છે. આવા આત્મરત અહંકારીની મનોભોમમાંથી, સૂક્ષ્મ કોમળ ભાવોને પ્રીછવા-ની અશક્તિમાંથી સાચી કવિતા કદી પ્રગટે જ નહિ-પ્રણયકવિતા તો હરગીઝ નહિ. આથી જ એનાં પ્રણયકાવ્યોમાં ફૂલણજીવેડા, સ્થૂળ કામુકતા, અમર્યાદ આવેશ અને ખરબચડા-કાનને ખૂંચે તેવા-શબ્દો છે. કોઈ વાજબી રીતે વાંધો ઉઠાવી શકે કે કવિના કવનને જ જુઓ, એના જીવનને નહિ. પરંતુ એ વાંધો સ્વીકારવા છતાં કવિ કયાંથી પ્રેરણા મેળવે છે, એનો અધિકાર કેવોક છે એ તપાસવાનો આપણો હક છે,

એની પત્ની પ્રત્યેના વર્તાવમાં સ્ત્રીત્વ માટેની જે માનબુદ્ધિનો સર્વથા અભાવ એણે પ્રત્યક્ષ થવા દીધેલો તે "ધર્મવિચાર"માં-એના અંતિમ વસિયતનામામાં-નિખાલસપણે એણે રજૂ કર્યો છે. યાદ રાખવાનું છે કે "ધર્મ-વિચાર"માં નર્મદના પરિપકવ ને સુનિશ્ચિત સામાજિક, ધાર્મિક ને રાજકીય અભિપ્રાયોનો સમાવેશ થયો છે. એમાં એ લખે છેઃ "સ્ત્રી-પુરુષની યોગ્યતા સમાન એ વિચાર માત્ર ખ્રિસ્તી લોકનો છેઃ વિચારશીલ આર્ય પુરુષ તો નિઃશંક છે તે વિશે, અમે સમાન યોગ્યતાનો દાવો કરનારી કોઈ પણ સ્ત્રી નીકળે તો તે આર્ય સ્ત્રી નહીં એ અમારો મત છે." છતાં રામનારાયણ પાઠક લખે છેઃ "સ્ત્રી-પુરુષની સમાનતાની તેની શ્રદ્ધા...ઊંડી હતી." એણે

સમાનતાની ઘોષણા જુવાનીમાં પશ્ચિમના સાહિત્યની અસર હેઠળ કરી હશે, પણ જ્યાં એના હૃદયતલની પરંપરાએ પહોંચાડેલી પણ દબાઈ રહેલી સુનિશ્ચિત માન્યતાઓએ જોર કર્યું કે એ અસરની વરાળ થઈ ગઈ દીસે છે. એણે તો "પ્રેમશૌર્ય"ની પણ આ જ રીતે ઠેકડી ઉડાવી છે.

દલપત અને નર્મદના સંબંધ વિશે પણ નર્મદ પ્રત્યેના પક્ષપાતને લીધે ભ્રાન્તિઓ પ્રવર્તી છે. એક પ્રકારની આંધળી ઘેલીતૂર વીરપૂજાને કારણે જ આવું થાય છે ને એને ફગવી દીધા વિના સત્યનો અંકોડો હાથમાં નહિ આવે. આ સંબંધ વિશે હું કદાચ ઝાઝું ન લખત પણ 'સુંદરમ્' સરખા પ્રસિદ્ધ યુવાન કવિ દોષનો ટોપલો દલપતને માથે ચઢાવે છે ત્યારે એમ કરવાની જરૂર પડે છે. દલપત અને નર્મદનો સ્વભાવ જોતાં આ પ્રકરણમાં નર્મદનો જ વાંક વસ્યા વિના નહિ રહે. પોતાથી વધુ લોકપ્રિય એવા પોતાના હરીફ દલપત પ્રત્યે હલકા મનના નર્મદને ખૂબ દ્વેષ આવતો. સ્વભાવે જ એ બડાઇખોર, વહેમી, અદેખો અને કજિયાખોર હતો. એના આ સ્વભાવનું પારખું જેવું એણે નવલરામને, અને ઇનામ ગુમાવવાથી ચીઢાઇને જે પત્ર લખ્યો તેથી નંદશંકરને, કરાવ્યું છે તેવું જ દલપતરામના સંબંધમાં પણ કરાવ્યું છે. ખુદ એના સહકાર્યકર કરસનદાસ મૂળજીની કીર્તિ જોઈને એ અદેખો બળી મરતો હતો. દલપતરામ પ્રત્યેની એની ઘૃણા, દ્વેષ, ઈર્ષ્યા જે કહો તેના અનેક પુરાવા એણે જાતે જ પૂરા પાડ્યા છે. "સાહસ દેસાઇ" કાવ્યની નોંધ, "વૈધવ્યચિત્ર," "રુદનરસિક" અને "મારી હકીકત"નાં પૃષ્ઠ ૬૦-૬૭માં જોઈ જતાં એની પ્રતીતિ થશે. "ઉત્તર નર્મદચરિત્ર"નાં પૃષ્ઠ ૪થું તેમ જ ૧૨-૧૩મું પણ અનુસંધાનમાં જોવા જેવાં છે. એ તો રીતસર દલપતને ભાંડે જ છે; "સુધારાવાળો સ્વામીનારાયણ પંથનો કહેવડાવે એટલે લોકો તેની અનીતિ વિશે શક લાવે નહીં" એટલી હદ સુધી જઇને દલપતના ચારિત્ર્ય ઉપર ટીકા કરે છે; 'પેશો આંધળો' પણ દલપતને કહે છે. "ડાંડિયો" પણ દલપત-દ્વેષથી ક્યારેક રંગાયો છે. દલપતરામ સટ્ટામાં ખુવાર થયા ત્યારે, એ *શીઘ્ર કવિતા* રચતા તે ઉપર, કાવ્યદોહનનું સંપાદન એમને સોંપાયું ત્યારે ને એમનું પૂતળું ખુલ્લું મૂકાયું ત્યારે બળી ઊઠીને તેમને છોલાટવામાં એણે બાકી મેલી નથી. એક "ભૂતનિબંધ" સિવાય એણે દલપતરામ વિશે જ્યારે જ્યારે ઉલ્લેખ કર્યો છે ત્યારે દાઝ જ કાઢી છે અને "ભૂતનિબંધ" વિશેના ઉલ્લેખમાં એની સહી નથી એટલે કદાચ એનો એ ન પણ હોય.

સમાજસુધારક અને હિંદના રાજકારણ વિશે સ્વદેશાભિમાનથી પ્રેરાઈને લખનાર અને ગૂજરાતને સ્વદેશાભિમાનનો સંદેશો સૌ પ્રથમ સંભળાવનાર નર્મદની એ દિશાની કારકિર્દીની હવે સમીક્ષા કરીએ. નર્મદમાં મૌલિક સર્ગશક્તિ તો હતી જ નહિ. નવલરામે દર્શાવ્યું છે તેમ એ તો હતો માત્ર ચાલતી વહેલમાં બેસનારો અને પવન જોઈને દિશા બદલનારો. ૧૮૪૩માં સ્થપાયેલી માનવધર્મસભાની પ્રવૃત્તિઓથી એનું સંસ્કારક્ષમ ચિત્ત છેક બાલ્યાવસ્થામાં પ્રભાવિત થયું હતું. મુંબાઈ આવ્યા પછી ત્યાંના મુક્ત ને વિશાળ જીવનમાં એ સંસ્કારો દૃઢ થયા હોવા જોઈએ, છતાં મને શક જાય છે તે મુજબ આ ક્ષેત્રમાં મહારાષ્ટ્રે એને પ્રેરણા આપી હતી. "સ્વદેશાભિમાન" શબ્દ, જે ગુજરાતીમાં પ્રયોજવાનું માન એને ફાળે જાય છે તે પણ એ મહારાષ્ટ્રમાંથી જ લાવેલો; છેક બાળપણથી એને મહારાષ્ટ્રીઓ સાથે સંસર્ગ હતો; હરદાસનું કામ કરવાની વૃત્તિ થયેલી એટલે સંસ્કૃતનો અભ્યાસ કરવા એ થોડો વખત પૂને પણ રહી આવેલો; મહારાષ્ટ્રી કવિ વામન પંડિતની દુર્બોધ કવિતા વાંચી, સમજી એના છંદનું અનુકરણ કરવા જેટલું મરાઠીનું જ્ઞાન એને છેક ૧૮૫૬માં હતું; મરાઠી રીતિનું પણ એણે અનુકરણ કર્યું છે, અને ગુજરાતીમાં અપરિચિત એવા અનેક મરાઠી પ્રયોગો પણ એની કૃતિઓમાં વેરાયેલા પડ્યા છે.

કદાચ ગોપાળ હરિ દેશમુખે જે આંદોલન મચાવ્યું હતું તેનું જ નર્મદે પોતાનાં સામાજિક અને રાજકીય દૃષ્ટિબિન્દુઓમાં અનુકરણ કર્યું હોય. ૧૮૪૮–૫૦માં ગોપાળ હરિ દેશમુખે સ્ત્રીઓના ઉદ્ધારનો ઝંડો ફેરવવા માંડ્યો, પુરુષ સાથેની એની સમાનતા ઉપર ભાર મૂક્યો અને સ્વસ્થ, દૃઢ, તટસ્થ શૈલીથી વિધવાવિવાહની પણ હિમાયત કરી. જ્ઞાતિસંસ્થાની એ વિરુદ્ધ હતો અને પોતાની બ્રાહ્મણ જ્ઞાતિ પર તો એણે પસ્તાળ પાડી છે. બ્રિટિશ રાજ્યત્વમાં અને પાશ્ચાત્ય સંસ્કૃતિમાં જે શુભ તત્ત્વો એને જણાયાં હતાં તેની એણે મુક્ત કંઠે પ્રશંસા કરી છે. બ્રિટિશ રાજ્યને એ હિંદુ પ્રજા પર ઊતરેલી ઈશ્વરી કૃપા તરીકે વર્ણવતો હતો; છતાં દેશમાં દેશીઓનું–હિંદુઓનું રાજ્ય સ્થપાયેલું જોવા પણ એ ઈચ્છતો હતો. સ્વાયત્ત હિંદી ધારાસભા, ઉત્તરોત્તર વૃદ્ધિગત થતી પ્રજાસત્તા, સ્વદેશી માલને ઉત્તેજન અને કાચો માલ પરદેશ ચઢે તેની અટકાયત–આ તેણે આંકેલો કાર્યક્રમ હતો.

હિંદુઓને સત્તા પૂરેપૂરી સોંપી દઈને બ્રિટનો હાથ ધોઈ નાખે તે માટે તેણે ૨૦૦ વર્ષની અવધ આંકી હતી. પોતાનાં લખાણોમાં, છાપાંઓમાં આની શોધણા કરવા ઉપરાંત પ્રજા આ રીતે વિચાર કરતી થાય તે માટે હરદાસની સંસ્થા હાથ કરવાનો ઉપાય એણે સૂચવેલો. નર્મદને હરદાસ થવાનો વિચાર આવેલો તે આના અનુસંધાનમાં સૂચક લાગશે. પણ ગોપાળ હરિ દેશમુખે પ્રશાન્ત, સ્વસ્થ, દૃઢ, ચિન્તનાત્મક શૈલીમાં પોતાના નિર્ણયો ઉતાર્યા છે. એની પારદર્શક મેધા, નિર્ભ્રાન્ત ચિત્ત, ઋજુતા, પ્રાસાદિક સરળતા અને આવેશરહિતતા માનપ્રેરક છે. નર્મદની જેમ જોસ્સો, ભાંગફોડ, ભાંડણ, વાગાડંબર કે ભડાકિયા શબ્દોનો આશ્રય એણે ક્યારે ય નથી લીધો. નર્મદે એની પાસેથી પ્રેરણા મેળવી હો કે ન હો, એના નિર્ણયોનું અનુસરણ કે અનુકરણ એણે કર્યું હો કે ન હો, પણ ગોપાલ હરિ દેશમુખ નર્મદનો પૂર્વાચાર્ય નહિ તો પુરોગામી તો છે જ; વળી નર્મદ જો એને અનુસર્યો ન હોય તો એમનું સાદૃશ્ય એક રસપ્રદ યોગાનુયોગ મનાવો. જોઈએ પણ ગોપાળે મુંબાઇ અને પુનામાં જે ચકચાર જગવી ને દેશ અને ધર્મના દ્રોહી તરીકેનો અપવાદ વહોર્યો તેથી મુંબાઇવાસી અને મરાઠીનો જાણકાર નર્મદ અજાણ્યો રહ્યો હશે?

એક લાક્ષણિકતાના વિષયમાં પણ નર્મદ અને ગોપાળ વચ્ચે સાધર્મ્ય પ્રવર્તે છે. ગોપાળરાવ જ્યારે દેશને નામે બોલે છે ત્યારે એના લક્ષમાં માત્ર હિંદુઓ હોય છે. ગોપાળના બધા વિચારો સાથે આ વિશેષતા પણ નર્મદમાં જોવામાં આવે છે. ઠોકીઠોકીને નર્મદ કહે છે કે સઘળી મુખ્ય હિંદુ પ્રાન્તીય ભાષાઓએ દેવનાગરી લિપિનો સ્વીકાર કરવો જોઈએ; હિંદી ભાષાના પ્રચારની પણ એણે હિમાયત કરી છે. વળી એ કહે છે; હિંદુસ્તાનમાં બહોળી વસતી હિંદુની છે ને હિંદુની જ દેશજનતા ( Nationality )રહી છે, છતાં કમને, સારું દેખાડવા, લૂલી ઢબે એમ પણ એ કહે છે કેઃ પણ પારસી ને મુસલમાન પણ ભાઇઓ છે. અંતરમાં તો નર્મદ ઉગ્ર કોમવાદી જ હતો. એણે "જવન" શબ્દનો કરેલો ઉપયોગ પણ એ જ સૂચવે છે. એની ઓછામાં ઓછો કંટાળો આપનારી લાંબી કાવ્યકૃતિ " હિંદુઓની પડતી "માં ગતકાલીન હિંદુ મહત્તાનું ગૌરવચિત્ર પણ છે. મુસલમાનોને એ હિંદુઓના હાડવેરી માને છે પણ ગૂજરાતને ખૂબ પીડનાર મરાઠાઓ પ્રત્યે એ હિંદુ હોવાથી એને ખાસ રોષ નથી.

ગોપાળ હરિ દેશમુખની માફક બ્રિટિશ રાજ અને અંગ્રેજી શિક્ષણથી જાગૃતિ આવી છે એમ એણે કેટલા ય નિબંધોમાં સમજાવ્યું છે.

આ બધું એણે રોજિંદા વ્યવહારુ ગદ્યમાં લખ્યું છે, નશાના જોસ્સામાં કે જોસ્સાના નશામાં નહિ પણ વિચારપૂર્ણ ઢબે લખ્યું છે; પણ સ્વદેશાભિમાનથી છલકાતાં અને આગ ફાકતાં એનાં કાવ્યોમાં પણ મનોદશા કે વિચારસરણી તો આ ને આ જ છે. ફેર એટલો જ કે પદ્યમાં એ સિંહની જેમ ઊછળીને ગરજે છે પણ કૂદીકૂદીને એ આવે છે સામાજિક સુધારાને ખીલે, અને તે પણ હતાશ ને ઉત્સાહહીન સૂરે. ખરી વાત એ છે કે રણાંગણની પરિભાષા વાપરવાની-ભડાકિયા શબ્દોનો ઉપયોગ કરવાની એને ટેવ જ પડી ગઈ હતી, પછી વિષય-ભલેને ગમે તે હોય!

૧૮૫૭ના સિપાહીઓના બળવા પ્રત્યે એને સમભાવ હતો અને એને સ્વાતંત્ર્યયુદ્ધ કહેનાર પણ એ જ હતો એવી પણ એક અદ્ભુત દંતકથા પ્રચલિત કરવાનો પ્રયત્ન થયો છે. (જુઓ 'વીર નર્મદ,' પૃ. ૧૧૪). "હિંદુઓની પડતી"માં નાનાસાહેબ, તાત્યા ટોપે અને ઝાંસીની રાણીને એ વખાણે છે તેથી એમ અટકળાયું હશે પણ જેમ શિવાજીને એ "ગમે તેવો પણ હિંદુ" કહીને ધન્યવાદનો લાભ આપે છે તેમ આનું પણ સમજવાનું છે. થોડા વખત પર રા. નગીનદાસ પારેખે "પ્રસ્થાન"માં પ્રસિદ્ધ થએલા તેમના લેખમાં 'બુદ્ધિવર્ધક ગ્રંથ'માંથી એક લેખ ઉતાર્યો હતો જેમાં હરામખોર બળવાખોરોએ શરૂઆતમાં જ બધી સત્તા હિંદુ ધર્મ અને હિંદુ પ્રજાને રંજાડનાર તેમ જ લૂંટનારને સોંપી તેથી તેમને ફિટકારવામાં આવ્યા છે અને આપણે હમણાં રાજ્ય કરવાને લાયક નથી તેમ જ અંગ્રેજ સરકાર જેવી ભલી સરકાર બીજી મળવાની નથી એમ ઠસાવીને એને તનમનધનથી મદદ કરવાનો આગ્રહ કરવામાં આવ્યો છે. હવે આ લેખ નર્મદે લખ્યો જ નથી કેમ કે એ તો સરકારી જાહેરનામા જેવો લાગે છે. એવું પોતાના મતનો પ્રચાર કરવાના હેતુથી લખાયું હોય એવું અભ્યાસીને ન છાજે તેવું વિધાન રા.નગીનદાસ પારેખે કર્યું છે. એમ બને કે આ લેખ નર્મદે કદાચ ન યે લખ્યો હોય પણ આ લેખમાં એવું કશું નથી, જે એનાં બીજાં લખાણોમાં ન જડે. એણે બંડની વિરુદ્ધ લખેલાં કાવ્યોના પુરાવો લઇશું તો તેમાંથી પણ આટલું પ્રતીત થશે. એણે એમાં અંગ્રેજી રાજ્યનાં ભારોભાર વખાણ કર્યાં છે, એના વિજય માટે

પ્રાર્થના કરી છે, એના પર આવી પડેલી આફત માટે 'સહાનુભૂતિ' દાખવી છે એટલું જ નહિ, બંડખોરોને તો એણે અસુરો કહ્યા છે.

બાપડા દલપતરામની "હરખ હવે તું હિંદુસ્તાન" લખવા માટે ક્રૂરમાં ક્રૂર ઠેકડી થઈ છે પણ "વરૂ ને બકરી બે જણાં પાસપાસ જોવાય" એવું લખી જનાર નર્મદ સ્વતંત્ર વિચારક ને અંગ્રેજી રાજનો અહીંથી પગ ટળે એવું ઇચ્છનાર તરીકે જે માન ખાટી ગયો છે તે ખરે જ આશ્ચર્ય પમાડે તેમ છે. જો તુલના જ કરવી હોય તો નર્મદનાં વફાદારી દાખવતાં પદો દલપત કરતાં વધારે જોશીલાં ને ઉત્સાહપૂર્ણ છે, જો કે દલપતના જેવાં એ પ્રવાહી ને કર્ણપ્રિય નથી લાગતાં. વળી એની રાજનિષ્ઠાનાં પદો કોઈ કોઈ વાર ઊભરા આવેલા આવેશનાં પરિણામો નથી; નર્મદે ચાહીને એ લખ્યાં છે ને સળંગ સાત વરસ સુધી લખ્યાં છે. એમ તો નર્મદ રાણીની વફાદાર રૈયત હતો.

છેવટે "ધર્મવિચાર" અને "ઉત્તર નર્મદચરિત" ને આધારે, એણે ધાર્મિક સામાજિક અને રાજકીય વિષયોમાં જે છેવટના નિર્ણયો બાંધેલા તેનું અવલોકન કરીએ. પાકી વયે અને દુનિયાનો અનુભવ લઇ લઇને સારી પેઠે ઘડાયા પછી એણે કરેલા પ્રામાણિક અને પરિપક્વ ચિન્તનનો પરિપાક એ બન્ને પુસ્તકોમાં જોવા મળે છે. જુવાનીમાં એનો ગ્રહણશીલ, અનુકરણશીલ અને સંરક્ષણક્ષમ સ્વભાવ શિક્ષણથી, અંગ્રેજી સાહિત્ય અને સંસ્કૃતિના ઉપરચોટિયા સંસર્ગથી કેટલાક વિશાળદર્શી અંગ્રેજો ને હિંદીઓના સહવાસથી અને ગુજરાત અને મહારાષ્ટ્રના બૌદ્ધિક વાતાવરણથી પ્રભાવિત થયો હતો. અમર્યાદ અહંકારે અને લોકપ્રિયતા તથા પ્રસિદ્ધિની વાસનાએ એને સુધારક વિચારો પ્રતિ ધકેલ્યો હતો, પરંતુ અંતરમાં તો એ શ્રદ્ધાળુ અને વહેમી વૈદિક અને પોતે બ્રાહ્મણ છે એ ઘડીભર પણ ન ભૂલનાર રૂઢિરક્ષી ધર્માંધ હિંદુ હતો. આથી જ જુવાનીમાં અજાણતાં અવિચારીપણે એણે જે વિચારો ઝીલેલા તે પાકટ વયે ખરી પડ્યા. આથી એનો સાચો સ્વભાવ અને સાચા વિચારો "ધર્મવિચાર"માં સમાઈ જાય છે. જેના પ્રતિ મોટા ભાગના હિન્દુઓને—પછી તે ભલેને પોતાને ગમે તેવા સુધરેલા કાં ન માનતા હોય—આસક્તિ હોય જ છે તે મૂર્તિપૂજા, નાત, અસ્પૃશ્યતા, હિંદુઓમાં બ્રાહ્મણોની સાંસ્કૃતિક અને આધ્યાત્મિક શ્રેષ્ઠતા, બિનહિંદુઓ કરતાં હિંદુઓની ઉચ્ચતા, પુરુષની સ્ત્રીઓ પરની સર્વોપરિતા, નાની વયે કન્યાઓનાં

લગ્ન, ફરજિયાત વૈધવ્યપાલન, પતિપૂજા, સતી પ્રત્યેની પૂજ્યબુદ્ધિ વગેરેનો એણે "ધર્મવિચાર"માં છડેચોક પક્ષ તાણ્યો છે. ૧૮૭૦માં પાશ્ચાત્ય સંસ્કૃતિ સામે જે પ્રત્યાઘાત જાગ્યો તેની, આર્યસમાજની અને હેવેલ, બ્લેવેટ્સ્કી અને ઓલ્કોટ જેવા પાશ્ચાત્યોની એ અસર હોવી જોઇએ. પરિણામ એ આવ્યું કે જે માણસે પોતાના ધર્મબંધુઓના વહેમને તિરસ્કારી કાઢ્યો હતો ને ઉતારી પાડ્યો હતો તેણે ઉત્તરવયમાં આવા નિર્ણયો નોંધ્યા છે: "હજામત રવિ, સોમ, મંગળ, ગુરુએ ન કરવી. વળી તિથિ પરત્વે આઠેમ, તેરેસ, ચૌદશ, પૂનેમ, અમાસે નહિ."

લાંબે કાળે પણ આ દેશમાં હિંદુઓનું સ્વરાજ થાય એ હેતુ હિંદુ સુધારાનો હોવો જોઇએ એ એનું દૃઢ રાજકીય મંતવ્ય હતું. પ્રો. કેશવલાલ કામદાર આ સંબંધમાં લખે છે તેમ, માત્ર સનાતની હિંદુઓ હિંદીઓમાં સમાઈ ગયા અને શકો, ખ્રિસ્તીઓ, જૈનો, મુસ્લીમો બધા હિંદમાંથી અલોપ થઈ ગયા! પણ નર્મદ શીખવે છે કે આર્યજને દેશાભિમાનનો વિચાર કાઢી નાખવો ને તેને બદલે સ્વધર્મરક્ષણના વિચાર દૃઢ કરવા. લોકશાસનના તુતને પણ એ ધૂતકારી કાઢે છે. સ્વાતંત્ર્ય, લોકશાસન, રાષ્ટ્રનું ઐકત્વ વગેરે પશ્ચિમથી આયાત થયેલા ખ્યાલોનો સૈકાઓથી ઘડાયેલી વિશિષ્ટ હિંદુ મનોદશા સાથે જરા યે મેળ મળશે નહિ એમ નર્મદે વારંવાર ને સાચી રીતે "ધર્મવિચાર"માં હોક પાડયા છે.

પોતાના જુવાનીના ખ્યાલો ભૂલભરેલા છે એવો સ્વીકાર કરી એ બધાનો એણે ત્યાગ કર્યો ને પોતે અંતરના ઊંડાણમાં પ્રામાણિકપણે જે માનતો હતો તેને જઇને વળગ્યો તેમાંથી પ્રતીત થતી એની નિર્ભયતા માટે મને બેહદ માન છે એ પણ સ્વીકારવું જોઇએ કે એના આ પ્રામાણિક, ઋજુ, તર્કબદ્ધ ચિન્તન ઉપર અને એ ઉગ્ર સુધારક હોય કે રૂઢિરક્ષી સનાતની હોય પણ એની નિર્ભય બાહ્ધિક પ્રામાણિકતા ઉપર જ એની પ્રતિષ્ઠા અને એનું સ્થાન નિર્ભર છે; આટલું ન હોત તો લક્ષમાં પણ નહિ લેવાલાયક હલકી કોટિના આવેશયુક્ત ગદ્યના લખનાર તરીકે એ ત્રટકી રહ્યો હોત. શબ્દો સાથે કે અંતઃકરણ સાથે એ અદારીવેડા કરતો જ નથી. એટલી એની વિશિષ્ટતા એને ઉગારી લે છે.

એને માટે તો મને માન છે, પણ એના વર્તમાન પ્રશંસકો જે ગદ્દગદ

કે એની પ્રશંસા કરવા માટે આધાપાછા થાય છે તેમની તો મને દયા જ આવે છે. આપણા આ "વીરપુરુષ"ના જીવનમાંથી ફલિત થઈ શકે જ નહિ એવા અભિપ્રાયો તેના સંબંધી તારવવા અને આપણાં આજનાં દૃષ્ટિબિન્દુઓ અને આજના પૂર્વગ્રહો એને ઓઢાડવાં એમાં રાષ્ટ્રભક્તિ હશે પણ એથી સત્ય કે અભ્યાસપૂર્ણ સંશોધનની કશી સેવા નથી જ થતી. આપણા રાજકીય પૂર્વગ્રહો આપણી નિર્ણયશક્તિને કેવી કુંઠિત કરે છે તેનું સુંદર ઉદાહરણ તો શ્ર. રામનારાયણ પાઠકે નર્મદની પીછેહઠનો ખાસ બચાવ કર્યો છે તેમાંથી મળી રહે છે. તે લખે છે: "એક પ્રકારના પરાભવથી અને અંગત મૂંઝવણથી નર્મદની બુદ્ધિ નિર્બળ થઈ ગઈ હતી." અને છતાં "છેવટની ઘડી સુધી નર્મદાશંકરની બુદ્ધિ હતી તેવી ને તેવી જ તેજદાર અને સ્વસ્થ રહી હતી." એ નવલરામનું વિધાન એમને માન્ય રાખવું પડે છે. હું તો માનું છું કે જોસ્સો ને નશો નીકળી જવાથી એની ઉત્તરાવસ્થામાં એનું બૌદ્ધિક સામર્થ્ય વિશેષ તીવ્ર અને ચેતનવંતું બન્યું હતું.

નર્મદાશંકરના આ પૂર્વગ્રહરહિત અભ્યાસને અંતે એના સંબંધમાં હું એટલું જ કહીશ કે न मे द्वेष्योऽस्ति न प्रियः।

[ તંત્રીની નોંધ : (૧) શ. સંજાનાના મૂળ અંગ્રેજી લખાણને આધારે ઉપલો સંક્ષેપ શ. યશવન્ત પ્રા. શુક્લે અમારી વિનંતિથી કરી આપ્યો છે. (૨) સંક્ષેપમાં નર્મદ વિશેના કેટલાક શબ્દોને બદલે ખાલી જગ્યા માટેની જવાબદારી અમારી છે. આ સંબન્ધી ખુલાસા માટે 'ધ્વનિ'માંની નોંધ જોવી. ]

પ્રા. હીરાલાલ રસિકદાસ કાપડિયા

# ગાડરિયો પ્રવાહ

'ગાડરિયો પ્રવાહ' એ ગુજરાતી ભાષાની એક ઉક્તિ છે. ગુજરાતી ભાષાના વિશિષ્ટ અભ્યાસીઓ જ આ જાણે છે એમ નહિ; પરંતુ સામાન્ય જનતાનો મોટો ભાગ પણ એથી સુપરિચિત હોય એમ જણાય છે. 'ગાડરિયો' એટલે ગાડરને લગતો. ગાડરનો અર્થ 'ઘેટું' યાને 'મેઢું' થાય છે. આને માટે સંસ્કૃતમાં ઘેટાવાચક गड्डुर અને પાઇયમાં ઘેટીવાચક गड्डुरी, गड्डुरिता અને गड्डुरिया એમ ત્રણ શબ્દો છે. તેમાં गड्डुरी શબ્દનો અર્થ 'બકરી' પણ થાય છે.[1] એમ આપણે કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિકૃત **દેશીનામમાલા** (૨; ૮૪) ઉપરથી જાણી શકીએ છીએ. એનો 'ઘેટી' એવો અર્થ શ્રીનેમિચન્દ્ર ભાંડાગારિકે વિક્રમની બારમી-તેરમી શતાબ્દીમાં રચેલ **સટ્ઠિસયપયરણ**ની ૩૮મી ગાથા ઉપરથી જોઇ શકાય છે. **અભિધાનચિન્તામણિ**(૪; ૩૪૨-૩૪૩)માં ઘેટાવાચક જે [2]વિવિધ શબ્દો અપાયેલા છે તેમાં गड्डुर કે એ જ અર્થસૂચક गड्डुल શબ્દ નથી, જો કે અન્ય કોશમાં એ નજરે પડે છે.

ઘેટા માટે ગુજરાતીમાં જે 'ગાડર' શબ્દ છે તે સાહિત્યમાં ક્યારથી વપરાય છે તે કહેવું મુશ્કેલ છે. અત્યારે તો હું એટલું જ કહીશ કે 'ગાડર મુંડાવે શીશ અજા મુખ દાઢું રાખે' એ **શામળભટ્ટ**ની સુપ્રસિદ્ધ પંક્તિમાં મળે છે.

---

૧. एडक શબ્દના પણ 'ઘેટા" અને 'બકરો' એમ બે અર્થ થાય છે.

૨. આ રહ્યા એ શબ્દો:—अवि, मेष, ऊर्णायु, हुड, उरण, उरभ्र, मेण्ढक, वृष्णि, एडक, रोमश, हुडु, सम्फाल, शृङ्गिणू અને मेढ्र અન્યત્ર मेंढू मेठ અને मेंढ्र શબ્દ પણ ઉપલબ્ધ થાય છે.

. गड्डर, गड्डल અને गड्डरिया શબ્દ કેટલા પ્રાચીન છે એનો વિચાર કરીએ તે પૂર્વે 'ગાડરિયો પ્રવાહ' એટલે શું તે વિચારીશું. એમ સૂચવાય છે કે કોઇ એક ઘેટી અમુક માર્ગે જવા માંડે એટલે એની સાથે રહેલાં ઘેટાઓ અને ઘેટીઓ, એ શા માટે આ માર્ગે જાય છે તેનો વિચાર કર્યા વગર જ તેને અનુસરે છે. આ પ્રમાણે જે કોઇ આંધળી રીતે અનુસરતું હોય-અંધ અનુકરણ કરતું હોય-ગતાનુગતિકતાને અમલમાં મૂકતું હોય તો તેનું એ વર્તન ગાડરિયા પ્રવાહ જેવું છે એમ કહેવાય છે.[1] આ અર્થમાં સંસ્કૃતમાં गड्डरिकाप्रवाह અને પાઇયમાં गड्डरिगपवाह ઉપલબ્ધ થાય છે. ગુજરાતીમાં 'ગાડરિયો પ્રવાહ' એ પ્રયોગ કોણે ક્યારથી ચાલુ કર્યો તેની તપાસ કરવી બાકી રહે છે. અજૈન સંસ્કૃત સાહિત્યમાં પ્રાચીનમાં પ્રાચીન ઉલ્લેખ તરીકે અત્યારે તો હું ધ્વન્યાલોકના ઉપર અભિનવગુપ્તની દશમા સૈકાના અંતમાં રચાયેલી ટીકાનો નિર્દેશ કરું છું.

પાઇય સાહિત્યમાં गड्डरिगा શબ્દ ક્યાં છે તેનો નિર્દેશ પાઇયસદ્દમહણ્ણવ (પૃ. ૩૫૯)માં નીચે મુજબ કરાયેલો છેઃ—

"गड्डरिगपवाहेणं गयाणुगइयं जणं वियाणंतो" (धम्म; सूअ १, ३, ४)."

અહીં धम्मથી ધમ્મરયણપયરણ અને सूअથી સૂયગડ સમજવાનાં છે. સૂયગડ (૧, ૩, ૪)માં મને આ શબ્દ મળ્યો નથી, જો કે અભિધાનરાજેન્દ્ર (પૃ. ૮૧૩)માં પણ એ જ પ્રમાણે નિર્દેશ છે.

ઉપર જે ધમ્મરયણપયરણ વિષે મેં નિર્દેશ કર્યો છે તેના કર્તાનું નામ શ્રીશાન્તિસૂરિ છે અને તેમણે પોતે આ ગ્રંથ ઉપર વૃત્તિ રચી છે. એ વૃત્તિના ૬૬મા પત્રમાં નવાંગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિનો ઉલ્લેખ છે એટલે એ શ્રીશાન્તિસૂરિનો સમય વિક્રમની બારમી શતાબ્દી ગણી શકાય. વિશેષમાં ઉપર જે ગાથાર્ધ અપાયું છે તે ધમ્મરયણપયરણની ૬૮મી ગાથાનો પૂર્વાર્ધ છે અને એનો ઉત્તરાર્ધ નીચે મુજબ છે.—

" परिहरइ लोगसन्नं सुसमिक्खियकारओ धीरो । "

---

[1] સરખાવો કાવ્યમાલાના ૨૪મા ગુચ્છકમાં છપાયેલ કાવ્યપ્રદીપ (પૃ. ૨૭૯). વિશેષમાં જુઓ કાવ્યમાલાનું ૨૫મું ગુચ્છક (પૃ. ૮૯ અને ૧૨૫) ૮૯મા પૃષ્ઠમાં गड्डरिकाप्रवाहोपहत એમ છે. અને ૧૨૫મા પૃષ્ઠમાં गड्डरिकाप्रवाहपतित એમ છે. કાવ્યપ્રકાશ (૯; ૨)ઉપર મમ્મટે જે વૃત્તિ રચી છે તેમાં "गड्डलि(रि)काप्रवाहेणैषां भेदः" એવો ઉલ્લેખ છે.

આ ધમ્મરયણપયરણની ૫૭ મી ગાથામાં गड्डरिगाइपवाहे એવો ઉલ્લેખ છે. આ ગાથા એ શ્રીશાન્તિસૂરિની સ્વતંત્ર રચના નથી, પરંતુ તેમણે ૫૬મી ગાથામાં સૂચવ્યા મુજબ એ પૂર્વાચાર્યકૃત ગાથા છે. આ પૂર્વાચાર્ય તે કોણ એ જાણવું બાકી રહે છે, પરંતુ તેઓ શ્રીશાન્તિસૂરિ કરતાં લગભગ બે સૈકા જેટલા તો પ્રાચીન હશે એમ લાગે છે. પ્રસ્તુત ગાથા નીચે મુજબ છે.

" इत्थिंदियत्थसारविसयआरंभगेहदंसणओ ।
गड्डरिगाइपवाहे पुरस्सरं आगमपवित्ती ॥ ५७ ॥ "

૬૮મી ગાથાની સ્વોપજ્ઞ વૃત્તિમાં આ ગાથાનો નીચે પ્રમાણે નિર્દેશ છે.

" गड्डरिकाप्रवाहद्वारगाथायामादिशब्दः कीटकादिप्रवाहसूचनार्थः । "

આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે ગડ્ડરિકાપ્રવાહની જેમ કીટકપ્રવાહ ઇત્યાદિ પ્રયોગ પણ પ્રાચીન છે.

ગતાનુગતિકતા સમજાવવા માટે ધમ્મરયણપયરણ (ગા.૬૮)ની સ્વોપજ્ઞ વૃત્તિ(પત્ર ૪૯આ)માં એક બ્રાહ્મણની કથા[1] પાઇયમાં અપાયેલી છે અને એના અંતમાં નીચે મુજબનું સંસ્કૃત પદ્ય[2] છેઃ-

" गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ।
पश्य मूर्खेण लोकेन हारितं ताम्रभाजनम् ॥ "

અને આ ઉત્તરાર્ધને બદલે "वालुकालिङ्गमात्रेण गतं मे ताम्रभाजनम् આવો ઉત્તરાર્ધ એક સ્થળે વાંચ્યાનું યાદ છે. આ પદ્યનાં બીજાં રૂપાંતરો નોંધવા પૂર્વે ઉપર્યુક્ત કથા પરત્વે એટલો નિર્દેશ કરીશ કે કોઈ એક મહોત્સવને દિવસે એક બ્રાહ્મણ ગંગા નદીમાં નહાવા ગયો. તે વખતે તેની પાસે તાંબાનું એક વાસણ હતું. એ કોઈ ચોરી ન જાય તે માટે તેણે એ વાસણ નદીકિનારે દાટયું અને એ સ્થળ યાદ રહે તે માટે તેના ઉપર રેતીનો ઢગલો કર્યો. એવામાં એક બીજો માણસ ત્યાં આવ્યો. તેણે સમજ્યા વિના રેતીનો ઢગલો કર્યો અને પછી તો એક પછી એક જે લોકો ત્યાં આવતા ગયા તેમણે તેમ કર્યું: આનું પરિણામ એ આવ્યું કે પેલા બ્રાહ્મણને પોતાનું

૧. આ કથા એમ. ટી. બી. કૉલેજના પ્રાથમિક વર્ષના આ સાલના 'અર્ધમાગધી'ના પ્રશ્નપત્રમાં મેં આપી છે. આની બીજી કેટલીક કથાઓ છે. જેમકે મૂછ મૂંડાવેલા કુંભારની, રોતી ને દાતણ, પીછેસે ચલી આતી હૈ, ઇત્યાદિ.
૨. આ પદ્યનું મેં પાઇય રૂપાંતર ઉપલા પ્રશ્નપત્રમાં આપ્યું છે.

વાસણુ ક્યાં દાટ્યું છે તે જાણવાની નિશાની રહી નહિ.

**સુભાષિતરત્નભાણ્ડાગાર**માં નીચે મુજબનું પદ્ય મળે છે:–

" गतानुगतिको लोकः कुट्टनीमुपदेशिनीम्।
प्रमाणयति नो धर्मे यथा गोघ्नमिति द्विजम् ॥ "

નિર્ણયસાગર મુદ્રણાલય તરફથી પ્રકાશિત **સમયોચિતપદ્યમાલિકા**માં આ પદ્ય ઉપરાંત નીચે મુજબનું પદ્ય પણ છે:–

" एकस्य कर्म संवीक्ष्य करोत्यन्योऽपि गर्हितम्।
गतानुगतिको लोके न लोकः पारमार्थिकः ॥ "

**અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા**(પદ્ય ૧૦)ની વૃત્તિ નામે **સ્યાદ્વાદમંજરી**માં અવતરણરૂપે અપાયેલા નિમ્નલિખિત પદ્યમાં " गतानुगतिको लोकः " એ આદ્ય ચરણરૂપે ઉપલબ્ધ થાય છે:–

" गतानुगतिको लोकः कुमार्गं तत्प्रतारितः ।
मा गादिति छलादीनि प्राह कारुणिको मुनिः ॥ "

આ પ્રમાણે આપણે ગડ્ડરિકાપ્રવાહ અને ગતાનુગતિકતા વિષે વિચાર કર્યો. હવે અંતમાં 'ગાડર' શબ્દની ઉત્પત્તિ વિચારીશું. આ 'ગાડર' શબ્દ સંસ્કૃત ભાષામાંથી ઉતરી આવ્યો છે કે પાઇયમાંથી એનો ઉત્તર गड्डर અને गड्डरिया‌નાં મૂળના નિર્ણય ઉપર આધાર રાખે છે. કેટલાક પાઇય શબ્દોનું પરિમાર્જન થતાં તેને સંસ્કૃત ભાષામાં સ્થાન મળી ગયું છે[1] અને એવી રીતે કેટલાક સંસ્કૃત શબ્દોને–રૂપોને પાઇય ભાષામાં સ્થાન મળી ગયું છે. વળી અદ્ધમાગહી જેવી ભાષા જે અઢાર દેશી ભાષાના સમૂહરૂપ ગણાય છે એમાં તો દ્રાવિડ શબ્દો પણ જોવાય છે. गड्डर જેવો શબ્દ મૂળમાં સંસ્કૃત હોવાનો સંભવ ઓછો જણાય છે. એમાં જે મૂર્ધન્ય અક્ષરો છે તે એક રીતે વિચારતાં દ્રાવિડ સંસ્કારને આભારી હોય એમ લાગે છે. એટલે અત્યારે તો गड्डर શબ્દને અસલી સંસ્કૃત શબ્દ ન ગણતાં અ–સંસ્કૃત એટલે કે પાઇય ગણવા હું લલચાઉં છું.

---

૧. જુઓ પાઇયસદ્દમહણ્ણવનો ઉપોદ્ઘાત (પૃ. ૪૯–૫૦), બુદ્ધિપ્રકાશ (વ. ૮૭, અં. ૪)માં શ્રીહરિવલ્લભ ચુ. ભાયાણીનો "સંસ્કૃત પર પ્રાકૃત અસર અને મનુસ્મૃતિ" નામનો લેખ અને શ્રીવિધુશેખર ભટ્ટાચાર્યનો પ્રસ્થાન (પુ. ૨૩, અં. ૨, માગશર ૧૯૯૩)માં છપાયેલ લેખ નામે "પાણિનિ વ્યાકરણ અને સંસ્કૃતમાં પ્રાકૃતની અસર." આ છેલ્લા લેખમાં 'વ્રકૃતિ'ની પણ ચર્ચા છે.

પ્રા. રમણભાઈ ઈશ્વરભાઈ પટેલ

# ખોટું નાણું

રૂપાં શહેરની પરવાડે આવેલા તેના નાનાશા ઘરના ઉંબર પર લમણે હાથ મૂકીને ફાટી આંખે શૂન્યમાં જોતી બેઠી હતી. તેનું શરીર તથા મન નિશ્ચેષ્ટ હતાં; છતાં ઊંડે ઊંડે તેને દુઃખ થતું હતું. વીસ વીસ વરસ સુધી જીવનના ઘા સહેતાં સહેતાં તેનો જીવ કાયર થઈ ગયો હતો. તેનો ધણી હઠીસંગ પહેલેથી જ ભલોભોળો અને અક્કલનો સહેજ ઓછો હતો. તેમાં છેલ્લાં થોડાં વર્ષથી તો તે અકાળે વૃદ્ધત્વને પામ્યો હતો. તેને દમનો વ્યાધિ હતો, અને આંખે પણ તે ધૂંધળું ધૂંધળું જ જોઈ શકતો. અધૂરામાં પૂરું તેને અફીણનું વ્યસન હતું. વીસ વરસના પરિણીત જીવનમાં ઘરની સઘળી જવાબદારી રૂપાંને માથે જ આવી પડેલી. બાળકો પણ એને સંખ્યાબંધ થયેલાં. તેમાંથી પાંચેક બાળકોને નાનીમોટી ઉંમરે યમને સ્વાધીન કરી રૂપાં નિશ્ચિંત થયેલી. પરન્તુ હયાત બાળકોને ઉછેરવામાં તથા સૌથી મોટી છોકરી પૂંજીને દેવું કરી પરણાવવામાં રૂપાંને લોહીનું પાણી કરવું પડેલું. ગરીબાઈ તો જાણે તેને વરેલી જ હતી. ગામમાં ઘર નહીં અને સીમમાં ખેતર નહીં એવી તેની સ્થિતિ હતી. બે ભેંસો અને કાળી મજૂરી કરી શકે તેવું સુશક્ત કસાયેલું શરીર–આટલું રૂપાંનું જીવનસાધન. આટલી નાની મૂડી પર ઘર ચલાવવું અશક્ય હતું. એટલે ધણી તથા છોકરાંને રોટલા ભેગાં કરવા તથા ગરાસીઆ કોમના રીતરિવાજ પ્રમાણે જીવન-વ્યવહાર ચલાવવા માટે રૂપાંને નાનાંમોટાં ઘણાં દેવાં કરવાની ફરજ પડેલી; અને ઉઘરાણી પર આવતા લેણદારોનાં મહેણાંટોણાં સાંભળી લઈ, તેમની ખાતરબરદાસ્ત કરી, તેમને સમજાવી પટાવી પાછા મોકલવાની કળા પ્રાપ્ત કરી લેવાની પણ તેને જરૂર પડેલી. હાલ રૂપાંની આર્થિક સ્થિતિ એવી હતી કે જીવનની પળેપળ તેને તેની પરાધીનતાનો ખ્યાલ આપતી. રાત-દિવસ

મહેનત કરવા છતાં તેનાં છોકરાંને બે ટંક ખાવા જેટલું રળવામાં પણ તેને તકલીફ પડતી હતી. આ દુરવસ્થાને કારણે રૂપાંનો જીવ ઘણી વખત ગૂંગળાઈ જતો. આવે અવસરે બાળકોને મારીકૂટીને તથા હડીસંગ સાથે ઝઘડો કરીને તે પોતાની હૈયાવરાળ કાઢતી. જ્યારે દુઃખ અને અકળામણની ઉત્તેજના શાન્ત થતી ત્યારે રૂપાંને પતિ તથા બાળકો પ્રત્યેના પોતાના વર્તન માટે પશ્ચાત્તાપ થતો; અને તે બાળકોને માતૃપ્રેમે મનાવી લેતી તથા અશીણીને અફીણ લાવી આપતી.

તે દિવસે સવારે રૂપાંને ખીજાઈ જવાનું કારણ મળેલું. તેનાં ચારે છોકરાંને નરોતમકાકાના ખેતરમાં નીંદવા જવાનું હતું. સારેમાઠે અવસરે નરોતમકાકાની મદદ મળતી એટલે છોકરાંને સીમમાં કામ કરવા મોકલ્યા વિના છૂટકો ન હતો. છોકરા પણ નીંદવા જવા તૈયાર હતાં—પણ એક શરતે કે તેમને તાજા રોટલાનું બાથું મળે તો જ. ઘરમાં શેર દાણા પણ ન હતા; એટલે રૂપાંએ બાળકોના હઠના જવાબ મારથી આપ્યો. રૂપાં જાણતી હતી કે બાળકોના માગણાં ગેરવાજબી ન હતી, છતાં પોતે નિરુપાય હતી. પરિણામે જીવન પ્રત્યેના બધા રોષ તેણે છોકરાઓને ચોસો પાડીપાડીને મારવામાં કાઢ્યો. અશીણો છોકરાનું ઉપરાણું તાણવા જતાં પોતે જ સપડાઈ ગયો. રૂપાંએ ધાંટા પાડી પાડીને જાહેર કર્યું કે એવો નકામો, પાજી, કમઅક્કલ, બેશરમ, એદીપેટો ધણી તેને કરમે લખાયો હતો કે ખાલ ઉતારી આપવા છતાં જિંદગીભર પોતાને ગુલામી સહવી પડે તેમ હતું. આખરે આગલી રાતનું વધેલું લૂખું-સૂકું ખાવાનું બાંધી આપીને રૂપાંએ છોકરાંને રોતાં કકળતાં સીમમાં તગડ્યાં હતાં.

જ્યારે જ્યારે રૂપાં ગુસ્સે થઈ હડીસંગને ભાંડતી ત્યારે તે નિઃસહાય થઈ ચૂપચાપ બધું સાંભળી લેતો, કારણ કે મનમાં તે જાણતો હતો કે રૂપાંને તેના પ્રત્યે રોષ કરવાનાં ઘણાં કારણો હતાં. આવા પ્રસંગે તેના જીવનની નિરર્થકતા તથા નિરુપયોગિતા તેને સાલતી. ગુસ્સો ટળ્યા પછી રૂપાંનું હૃદય તેના ધણી માટે દયા તથા મમતાથી ભરાઈ જતું, અને હડીસંગને સારું લગાડવા ખાતર તેને રૂપાં કાંઈ કામ સોંપતી. એ કામ પાછળ પોતાની બધા શક્તિ વાપરવામાં હડીસંગ પોતાને કૃતકૃત્ય માનતો. આજે તો જીવનની કટુતાવી ભ્રમ બનેલી રૂપાંએ હડીસંગને વઢતી મૂકેલી, અને અશીણીને પારાવાર

દુઃખ થયેલું. ન બોલવાનાં વેણ બોલવા માટે રૂપાંને પશ્ચાત્તાપ થવા લાગ્યો. એટલે તેણે નમતે પહોરે હડીસંગને એક ઘણા અગત્યના કામે બજારમાં મોકલ્યો. ભારે જવાબદારીવાળું કામ પોતાને સોંપાયા બદલ ખુશ થઈ, અગીણી પોતાની માનહાનિ વિસરી જઈ ચિરપરિચિત્ રસ્તે શેઠ ધનીચન્દની દુકાને ગયો હતો.

અને રૂપાં બળતે હૃદયે, સ્તબ્ધ ભાવે, નિર્નિમેષ નયને શૂન્યમાં જોતી પોતાના સૂનકારભર્યા ઘરના ઉંબરે સ્થળકાળના ભાનથી વિમુખ થઈને બેઠી હતી. એટલામાં એક સુપરિચિત વ્યક્તિનો ખોંખારો સાંભળી રૂપાં તન્દ્રામાંથી જાગી ગઈ અને જોયું તો મ્હોટા હુક્કો પીતા પીતા રવેશીમાં ડગ માંડતા હતા. રૂપાંએ કાતરભાવે અને ચંચળ નયને મ્હોટાની મુખરેખાઓનું નિરીક્ષણ કરી લીધું. આજ મ્હોટા ફળીઉં ગજવતા ગજવતા ઉઘરાણીએ નહોતા આવ્યા એટલે રૂપાંને કામ સહેલાઈથી પતાવવાની આશા હતી. મ્હોટાનું મોં તો 'ખાસ જોવા જેવું' ન હતું. ટૂંકાં બાબરાંથી મંડિત તેમના નાના કપાળ પર નસો તરી આવી હતી. તમાકુના અતિશય સેવનને લઈને મ્હોટાની ખંધી આંખો પીળી પડી ગઈ હતી. તેમના નળીઆ જેવા નાક નીચે લાંબી લાંબી મૂછો હવામાં લહેરાતી હતી. તેમના કાળા પડી ગયેલા હોઠની વચ્ચે છારીથી છવાયલા દાંત ડોકીઆં કરી રહ્યા હતા. આમ મ્હોટાનું મુખારવિન્દ શ્રદ્ધા પ્રકટાવે તેવું ન હતું, છતાં રૂપાંની ચકોર આંખે કળી લીધું કે આજે મ્હોટાનો મિજાજ વિફરેલો ન હતો. એટલે રૂપાંએ ઊભાં થઈને રવેશીમાં ખાટલો ઢાળતાં ઢાળતાં ઓશીઆળું હસીને કહ્યું.

" આવો મ્હોટા, આજ કાંઇ ઘણે દિવસે ટૂંકાયા?"

" રૂપાં, આટલા દિવસથી વાટ જોતો'તો કે ક્યારે તને શરમ આવે છે, " મ્હોટાએ ખાટલા પર બેસતાં બેસતાં કહ્યું. રૂપાંએ મૂંગે મોંઢે ઉંબરા પર પોતાનું સ્થાન સંભાળ્યું.

થોડો સમય મ્હોટા હૂક્કાનો દમ ખેંચતાં ખેંચતાં રૂપાંની નિર્મળ, પાણીભરી, સહેજ માંજરી, રૂપાળી આંખોને જોઈ રહ્યા અને પછી બોલ્યા,

" રૂપાં, તેં તો મને અડધો કરી નાંખ્યો. "

" ખમ્મા મ્હોટાને! તમે શેં દખે અડધા થાઓ, બાપુ?" રૂપાંએ સહેજ પડેલે મોંએ વિવેક કર્યો.

"આ તારા દફ્તેરતો, તને વીસમાં પાંચ ઓછા રૂપીઆ આપ્યે સાત સાત મહિના થયા. ત્રણ મહિનાનું વીઆજ રૂપીઓ એક. એક એક રૂપીઆ ખાતર નહીં નહીં તો ય મેં દસબાર ધક્કા ખાધા હશે, પણ તું દાદ કેની દે?" મ્હોટાએ ધીમો ઠપકો આપતાં કહ્યું.

"મ્હોટા, આજ તો ઘરમાં મૂઠી દાણાએ નથી, તો પાઈપૈસો તો ક્યાંથી હોય?" રૂપાંએ આર્જવતાથી કૃપાભિક્ષા યાચી. મ્હોટા જાણે કે રૂપાંના કહેવા પર વિશ્વાસ ન હોય તેમ ખંધું ખંધું મૂછમાં હસ્યા, અને તુરત જ મોં મરોડી લઈ તેમણે હુક્કાનો દમ ઘૂંટ્યો.

"મારા અહીણીના સમ, જો હું જૂઠું બોલતી હોઉં તો." દયામણે અવાજે રૂપાં બોલી.

મ્હોટા આ સાંભળી ખડખડ હસી પડ્યા.

"રૂપાં, અહીણી તો તારે ખોટું નાણું. તારા હાથથી એ ટળે તો તો એક લપ જાય." લેણદેણનો ધંધો અથથી ઇતિ સુધી જાણનાર મ્હોટાએ રૂપાંના સોગન્દની કિંમત આંકી.

"ખોડા ઢોરને ય હું તો ન ટાળું, મ્હોટા, તો અહીણી તો મારું માણસ. એ છે તો મારો ચાંદલોચૂડલો છે. એમના ખોટા સમ કેમ ખાઉં, મ્હોટા!" રૂપાંએ દર્દભર્યો અવાજે પ્રતિકાર કર્યો.

અને મ્હોટા રૂપાં સામે જોઈ રહ્યા. રૂપાંને ભગવાને અપૂર્વ રૂપ અર્પ્યું હતું. ખુલતો ઘઉંવર્ણો રંગ, પાણીભરી સહેજ માંજરી આંખો, નમણું નાક, ભર્યોભર્યો દેહ, છૂંદણાંથી સુશોભિત ગાલ, આખા મુખને શુભ્રતાથી છાઈ દેતી સફેદ દંતપંક્તિ, માંસલ અને ઘાટીલો દેહ, હલકવાળી ચાલ—આ બધું રસિક જોનારને મુગ્ધ કરે તેમ હતું. બત્રીસ–તેત્રીસ વરસની રૂપાંની ઉંમર હતી અને કાળી મજૂરીનું તેનું જીવન હતું, છતાં પણ યૌવનના તેના પર ચાર હાથ હતા. ફાટફાટ થતું તેનું રૂપ વૈશાખના મધ્યાહ્ન જેવું ઉગ્ર અને તેજસ્વી હતું. અને આ રૂપ મ્હોટાને હૈયે વસ્યું હતું.

મ્હોટા રૂપાં સામે જોઈ રહ્યા અને બોલ્યાઃ

"અહીણીને તારી શી કદર હોય, રૂપાં! હીરાનું મૂલ તો ઝવેરી જ કરે."

રૂપાં અમિત સૂચનથી જાણે અજાણી હોય તેમ મન્દભાવે બોલીઃ

"અહીણી જેવા તેવા તો ય મારા ધણી છે, મ્હોટા."

ગીધના જેવી આંખે રૂપાંના મનનું માપ કાઢતા કાઢતા મ્હોટા બોલ્યા:

" તારી કાયા તો રૂપાં, સોને મઢાવી જોઇએ. તારામાં આવડત નથી, નહીં તો તારે લેણદેણના ઝઘડા શીદને હોય ? "

શરમથી રૂપાં નીચું જોઈ ગઈ અને ક્ષોભની મારી નખથી જમીન ખોતરવા લાગી. વાટે ને ઘાટે, ગામમાં ને સીમમાં રૂપાંનું રૂપ લોકોની નજરે ચઢી જતું. આજ પહેલાં ઘણા વખત તેને સીધી કે આડકતરી રીતે પ્રલોભનો આપવામાં આવ્યાં હતાં. રૂપાંનું ઓશીઆળું જીવન એટલે આવું બધું સાંભળ્યું ન સાંભળ્યું કરવાને તે ટેવાઈ ગઈ હતી. અવારનવાર જે માણસની સામે હાથ ધરવો પડે તેમ હતું તેની સામે વ્યર્થ ગુસ્સો કર્યે પણ કેમ પાલવે ? વળી કેટલાક માણસોને મોંઢે પોતાના રૂપની પ્રશંસા સાંભળવી એને સારી પણ લાગતી. અમીરી તરફથી રૂપાંને ખાસ સુખ ન હતું. એટલે કોઈક વખત જ્યારે તેનો દેહ જાગતો ત્યારે તેનું મન પણ ચંચળ બની જતું. પરન્તુ આવે પ્રસંગે રૂપાં તેના કપરા જીવનનાં નાનાંમોટાં હજાર કામોમાં મનને પરોવી જાતને સંભાળી લેતી. મનથી નહીં તો વાણી અને કર્મથી પોતાના શિયળને રક્ષવામાં એક વસ્તુ તેને ઘણી જ સહાયભૂત થઇ પડતી. તેના પરાધીન જીવનમાં તેને અભિમાન લેવા જેવી એક જ ચીજ હતી, અને તે તેનું રૂપ. તેના નિરાધાર જીવનમાં તેનું ઘવાયલું સ્વમાન તેને કહેતું કે મારી બધી વસ્તુઓનો સોદો કરવો પડશે પણ હું મારી જાતનો સોદો નહીં કરું. આ સ્વાભિમાનને રૂપાંએ વીસવીસ વરસના વિટંબનાઓથી ભરેલા જીવનમાં જતન કરીને સાચવી રાખ્યું હતું. એટલે આજે પણ મ્હોટાને કોઈ પણ પ્રકારનું ઉત્તેજન ન આપવા તે નીચું જોઈને બેસી રહી.

મ્હોટા સમજ્યા કે રૂપાં પલળતી જાય છે; એટલે ધીમે સાદે, સહેજ કાકલૂદીવાળા અવાજે તે બોલ્યા.

" મારા ઘરમાંથી ગયાં છે સુંદરપરે-બાળગોપાળને લઇને. ઘેર કોઈ જ નથી, રૂપાં. બપોરે રાંધ્યું'તું તે વાસણ એમ ને એમ મૂકીને આવ્યો છું. જરા આવીને એ માંજી નહીં આપે ?"

રૂપાંએ ઊંચું જોયું અને મ્હોટાની આંખમાં આંખ પરોવી. મ્હોટાએ મૂછો પર તાવ દીધો. રૂપાંએ સ્પષ્ટ શબ્દોમાં પણ નમ્રતાથી કહ્યું.

" મ્હોટા, તમારો રૂપીઓ હું આપી દઇશ. "

મ્હોટા રૂપાંનો સ્વભાવ જાણતા હતા, એટલે તેમણે માની લીધું કે વાત હવે હાથથી ગઈ હતી. આથી કૃત્રિમ ગુસ્સો કરી, ઊંચે સાદે, ફળીઉં ગજવતા તે બોલવા લાગ્યા.

"રૂપાં, દર વખતે તું આ જ શબ્દો કહે છે. હું તે માણસ છું કે ઢોર? ખોટાખોટા વાયદા કરીને અમથા ધક્કા ખવડાવે છે. મારે ધંધો છે કે નહીં? આ એક રૂપરડી માટે ટાંટીઆ ઘસી ઘસી અધમૂઓ થઈ ગયો તો ય તું વાયદાથી વાત પતવવા માગે છે? સો વાતની એક વાત તો કહી દઉં છું, રૂપાં. આજે રૂપીઓ લીધા વગર અહીંથી ખસવાનો નથી."

લેણદારના ગુસ્સાનો પ્રતિકાર કાલાવાલાથી જ થઈ શકે છે એ જ્ઞાન રૂપાં લાંબે અનુભવે મળેલ હતું. એટલે ઓશીઆળી થઇને તે બોલી.

"તમારી કીરપાથી, મ્હોટા, મારી બે ય ભેંસો દૂધ દે છે. આજથી ત્રીજે દિવસે અપીણી તમારે ઘેર આવી રૂપીઓ આપી જશે. મારો વશ્વાસ કરો, મ્હોટા."

રોષમાં ને રોષમાં મ્હોટા ધુમાડાના ગોટેગોટા કાઢતા હતા, તે આ સાંભળી હુક્કો નીચે મૂકી દઈ, હાથ ઉછાળતા, આખા ફળીઆને જણાવવા માગતા હોય તેમ ઊંચે સાદે બોલવા લાગ્યા.

"ના, ના, તારો શો વશ્વાસ? તાલેવન્તની દીકરી છો તો આજ સુધી વીઆજ પેટે રૂપીઓ કેમ ન ભર્યો? પૈસા જોઇએ છે ત્યારે તો ખોળા પાથરતી આવે છે અને ગરજ સરી એટલે ઢૂંકતીએ નથી. બારબાર વખત તેં મને ખાલી હાથે પાછો કાઢ્યો છે. આજ તારું કશું સાંભળવાનો નથી. મારે મારો રૂપીઓ જોઇએ ના હોય તો જાત વેચીને રૂપીઓ લાવ, સમજી!"

નમતો પહોર હતો એટલે ફળીઆમાં ઘણાં જ થોડાં માણસો હતાં; અને તે પણ લેણદારોની ધાંટાધાંટીથી ટેવાઈ ગયેલાં હતાં. છતાંએ મ્હોટાએ આડોશીપાડોશીને સંભળાવવા જ જે વાત કરી હતી તેથી રૂપાંનું સ્વમાન ઘવાયું. એટલે અભિમાનથી ઊંચે મસ્તકે તેણે કહ્યું.

"આ અપીણી આવે એટલે તમારો રૂપીઓ લેતા પરવારજો. અમથું મોં શું કરવા બગાડો છો, મ્હોટા?"

"કહેતી'તીને કે તારી પાસે તો પાઇએ નથી, અને હવે ક્યાંથી રૂપીઓ કાઢવા તૈયાર થઈ? તારી જાત જ જુદી છે, રૂપાં. તારે તો મારાં નાણાં

ખોટાં કરવાં હશે, પણ મેં તો સાત સમુદરનાં પાણી પીધાં છે, સમજી?" મ્હોટા તડૂક્યા.

"મ્હોટા, હજી સુધી મેં કોઇની ગાતી પાઇ પણ ખોટી નથી કરી. સારેમાઠે પ્રસંગે ભગવાને મારી લાજ રાખી છે. આ ગયે વરસે પશાકાકાને પૈસાની ભીડ હતી તે મારી સો ખોટની દૂઝણી ભેંસ વેચીને મેં કરજ ભર્યું હતું, મ્હોટા. પેટે પાટા બાંધવા પડશે તો ય કોઇનું નાણું હું ખોટું નહીં કરું." રૂપાંએ મગરૂરીથી પોતાની સાખ કહી બતાવી.

મ્હોટા સહેજ ટાઢા પડ્યા અને બોલ્યા:

"મેં પૂછ્યું તેનો તો જવાબ ન દીધો, રૂપાં. તેં તો અરીણીના સમ ખાઇને કહ્યું છે કે તારી પાસે પાઇએ નથી, અને હવે રૂપીઓ ક્યાંથી લાવીશ?"

રૂપાં છોભીલી પડી ગઈ અને ગળગળા સાદે બોલી:

"રહેમાન દૂધવાળાને ત્યાં દૂધ ભરું છું, ત્યાંથી પાંચ રૂપીઆની નોટ લીધી'તી, મ્હોટા. ધનીચન્દ વાણીઆનું લેણું છે, પણ એ છે લાખ રૂપીઆનું માણસ. અમારું દુઃખ બૂજે છે એટલે ઉઘરાણીએ નથી કરતો. એને માટે પાંચ રૂપીઆ આપ્યા વગર ચાલે તેમ ન હતું. ઘરમાં શેર દાણાએ નથી અને સારાં છોકરાં ભૂખે ટળવળતાં સીમમાં ગયા છે. તે અરીણીને મોકલ્યા છે ધનીચન્દની દુકાને-પાંચ રૂપીઆ વીઆજ પેટે આપી એક રૂપીઓ ઉછીનો લેવા. એ રૂપીઓ તમે લઈ લેજો, મ્હોટા."

મ્હોટાનો ગુસ્સો ગળી ગયો હતો. આરામથી તે હુક્કો ગડગડાવતા હતા. રૂપાંના ગૂંચવાડાભર્યાં આપલેના સંબંધ વિશે સાંભળી મ્હોટાએ અવિશ્વાસ સૂચવવા માથું હલાવ્યું. રૂપાં ગરીબ હતી અને દેવાદાર હતી, એટલે અસત્ય બોલવાની એને ઘણી વાર જરૂર પડતી. પણ આજે કોણ જાણે કેમ મ્હોટાએ જે તેના પર જૂઠું બોલવાનો આરોપ મૂક્યો હતો તે તેના અન્તરને કોરતો હતો. કારણ કે આજ તો કાંઈ રૂપાં અસત્ય નહોતી બોલતી. હતપ્રભ થએલી રૂપાંની આંખમાં પાણી આવી ગયાં અને તે ફાટેલા સાદે બોલી ઊઠી.

"મારાં જ છોકરાંનું હું લોહી પીઉં જો જૂઠું બોલતી હોઉં તો."

"નાહકની શા માટે સમ ખાય છે, રૂપાં? હું કાંઈ અરીણી જેવો ભોળો નથી." મ્હોટાએ રૂપાંના મર્મ પર ઘા કર્યો.

પોતે અરીણીને દગો દે છે એવો જે સૂચિત આક્ષેપ મ્હોટાના શબ્દોમાં હતો તેથી રૂપાંનું લોહી ઊકળી આવ્યું. પણ મેચુડાર સાથે બોલી બગાડવામાં

સાર નથી એ વાત રૂપાંનાં હાડોમાં ઊતરી ગઇ હતી. એટલે આત્મસંવરણ કરી લઈ તે બોલી,

"ઈશ્વર માથે જોનાર છે, મ્હોટા. એને કેમ કરીને છેતરી શકાય? આજ સુધી ભગવાને મારી લ્હાજ રાખી છે. કોઇને ય તમારા જેવાં કડવાં વેણુ કહેવાં પડે એવો અવસર હજી નથી આવવા દીધો અને તમારે સાચાંજૂઠાં કરવાની શી જરૂર, મ્હોટા? તમે તમારે એક રૂપીઓ લઇને ચાલતા થજો, હું મારું ફોડી લઇશ."

જ્યારે જ્યારે નિઃસહાયતા રૂપાંને સાલતી ત્યારે ત્યારે તે ઇશ્વરની મહેરબાની પર પોતાની શ્રદ્ધા જાહેર કરતી. આજે પોતાનું સ્વમાન સાચવવા રૂપાંએ ઈશ્વરને સાક્ષી તરીકે ટાંક્યો. અને જાણે કે ઈશ્વરે તેનો આર્ત્તનાદ સાંભળ્યો હોય અને રૂપાંનું માન રાખવાની એની ઈચ્છા હોય તેમ આ જ સમયે અરીણી હાંફતો હાંફતો લથડતે પગે ફળીઆમાં ચાલ્યો આવતો જણાયો. રૂપાં ઊભી થઇ ગઇ અને બારસાખને અઢેલીને ગૌરવથી અરીણીને આવતો જોઇ રહી. વીસ વરસથી સારી દુનીઆમાં ફક્ત એક ઈશ્વરને આધારે જે અભિમાન જાળવી રાખ્યું હતું તેની આજ કસોટી થતી હતી. મ્હોટાએ ઘણા ઘણા આક્ષેપો મૂકી તેના સ્વમાન પર આઘાતો કર્યા હતા. તેમને કાલાવાલા કરી વ્યાજનો રૂપીઓ ભરવા માટે બેએક દિવસની મહેતલ માગવામાં રૂપાંનું માન સચવાય તેમ નહોતું. એટલે રૂપાંએ સહકુટુમ્બ ભૂખ સહીને પણ સ્વમાનનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો હતો. આ નિશ્ચય પર આવવા માટે રૂપાંને તેના સઘળા આત્મબળને જમા કરવું પડ્યું હતું. સવારના ઝઘડા પછી અરીણી તથા છોકરાંને ભૂખ્યાં રાખવાથી તેને બેહદ દુઃખ થાય તેમ હતું. ઉછીનો રૂપીઓ મંગાવી, ધણી તથા બાળકોને પેટ ભરી ખવરાવીને રાજી કરવાનો તેનો ઇરાદો હતો. પણ પોતાના રહ્યાસહ્યા સ્વમાનની રક્ષા કરવા એ રૂપીઓ જતો કરવા રૂપાં તૈયાર થઈ હતી. સ્વાભિમાનથી ઝળકતી રૂપાંનાં રૂંવેરૂંવાંમાંથી તેજની છોળો ઊછળતી હતી. રૂપાંએ આવતા સ્વામી પર મીટ માંડી રાખી હતી, અને મ્હોટા કોઈ માની રાજરાણીને શોભે એવા તેના રૂપનો આંખોથી ઉપભોગ કર્યે જતા હતા.

અરીણીએ રવેશીમાં પગ મૂક્યો ન મૂક્યો ત્યાં તો રૂપાંએ કહ્યું.

"હાકોર, રૂપીઓ આ મ્હોટાને આપી દો."

અફીણીને હાંફ ચઢી હતી અને તેની દમિયલ છાતી સિસકારા મારતી હતી. ખાટલામાં બેઠેલ, ઝાંખી ઝાંખી દેખાતી વ્યક્તિ તરફ મોં ફેરવીને હરીસંગ વિવેક ખાતર, ભરેલા શ્વાસે, અસ્પષ્ટ બોલ્યો.

"મ્હોટા, બેઠા છો કે? ભલે આવ્યા, બાપા, ભલે આવ્યા. રૂપીઓ કાઢી આલું હોં, મ્હોટા."

આજે રૂપાંએ પૈસાને લગતું ભારે જવાબદારીવાળું કામ તેને સોંપેલું, એટલે અફીણીએ રૂપીઓ પડી ન જાય તે માટે ઘણી જ સાવચેતી રાખેલી. ઓટીમાં જતનથી બાંધેલા રૂપીઆને છોડતાં છોડતાં તેના હાથ અશક્તિને લઇને કંપવા લાગ્યા. રૂપાંનું હૃદય આ જોઈ દયા અને મમતાથી આર્દ્ર થઈ ગયું. પરન્તુ પોતાનો ટેક જાળવવાના નિશ્ચયમાં સહેજ પણ ફેરફાર ન થયો. આ દરમિયાન મ્હોટા શાન્તિથી હુક્કો ગડગડાવતા અફીણીની ઓટી તરફ જોઈ રહ્યા હતા. મહામહેનતે અફીણીએ રૂપીઓ ઓટીમાંથી બહાર કાઢ્યો ન કાઢ્યો ત્યાં તો રૂપાંએ મગરૂરીથી કહ્યું:

"આપી દો એ રૂપીઓ મ્હોટાને."

અફીણીએ કંપતા હાથે રૂપીઓ મ્હોટાને આપ્યો. મ્હોટાનું એક રૂંવું સરખું ય ન ફરક્યું. છુટ્ટા હાથે રૂપીઓ લઇ, ત્રાંસી આંખે તેને જોઇ, હથેલીમાં ઉથલાવતા કરી, વિજયભરી આંખે રૂપીઆને રૂપાંના પગ આગળ નાંખતાં મ્હોટા બોલ્યા.

"આ રૂપીઓ તો ખોટો છે."

અને સીસાના ચકતા જેવા રૂપીઆએ બોખરા અવાજે સાક્ષી પૂરી.

રૂપાં એકદમ ફિક્કી પડી ગઈ. તે સ્તબ્ધ થઈ ગઈ. તેનું મનોરાજ્ય સૂમસામ થઈ ગયું. તેની ઠંડી આગ વરસાવતી આંખો અફીણીના મોંઢા પર ચોંટી ગઈ.

અફીણી તો બિચારો ગભરાઇને બેસી ગયો. બે હાથ વચ્ચે માથું દાબી હાંફતો હાંફતો તે બોલવા લાગ્યો.

"ધનીચન્દે મને રૂપીઓ આલ્યો તે લઈને આવતો'તો ત્યાં થયું કે લાયને ખખડાવી જોઉં. મેકું આજકાલ કોયનો ય વશ્વાસ નહીં. એમચન્દના ઓટલા પર ખખડાવતો'તો ત્યાં કોક જવાનીઆએ કહ્યું કે લાવો કાકા ખખડાઈ આલું. અને એણે રૂપીઓ ખખડાવ્યો અને ત્યારે તો સારો બોલતો'તો. પછી એણે મને રૂપીઓ આલ્યો, અને મેં ... ..."

અફીણી સમજી ગયો કે કોઇએ રૂપીઓ બદલી લીધો હતો. એટલે હતાશ 'થઈ દયામણું' મોં કરી તે બોલતો બોલતો અટકી ગયો અને મ્હોટાના હુક્કાનો ગડગડાટ વિજયદુંદુભિની જેમ ગાજી રહ્યો.

રૂપાં સવારની માફક ભાંડવા માંડશે એ બીકે અફીણી અર્ધોઅર્ધો થઈ ગયો. પણ રૂપાં એક શબ્દ સરખો ન બોલી, ફક્ત અનિમેષ નયને તેના તરફ જોઇ રહી. એ આંખોમાં ગુસ્સો નહોતો, રોષ નહોતો, રીસ નહોતી. એ આંખોમાં હતી સ્મશાનની શાન્તિ. રૂપાંની આંખો મારફતે તેના અન્તરના વેરાનમાં ડોકીઉં કરવા માટે અફીણી પાસે ચક્ષુતેજ નહોતું. એટલે એ તો બિચારો આ અપૂર્વ નીરવતાથી ડઘાઇ જ ગયો.

રૂપાંની વીસવીસ વરસની શ્રદ્ધા આજ એક પળમાં પલાયન કરી ગઈ. તેના સ્વમાનનું તૂટ્યુંફૂટ્યું ઝૂંપડું પણ ટેકાને અભાવે જમીનદોસ્ત થઈ ગયું આજે સૃષ્ટિમાં તેનું કોઇ નહોતું. ઇશ્વરે પણ તેના પરથી હાથ ઉઠાવી લીધો હતો.

રૂપા આત્માની મૂર્છામાંથી જાગી કે તુરત જ તેણે મ્હોટાની આંખમાં આંખ પરોવીને કહ્યું:

" ચાલો મ્હોટા, તમારાં વાસણ માંજી આપું."

અને રૂપાં ચાલી નીકળી.

મ્હોટા સફાળા ઊભા થઈ ગયા. જમીન પર પડેલા ખોટા રૂપીઆને ઊંચકી લઈ અફીણીના હાથમાં આપતાં આપતાં મ્હોટાએ કહ્યું:

" અફીણી, સંભાળો આ રૂપીઓ. ખોટું નાણું ખોવાય નહીં, તો પ સાચવ્યું સારુ."

"હા, લાવો બાપા. તમારી કીરપા છે, બાપા," કહેતાં કહેતાં અફીણી એ રૂપીઆ પર મુઠી વાળી દીધી.

" બેસો ત્યારે, અફીણી. " મૂછો પર તાવ દેતા મ્હોટા બોલ્યા.

" હા, આવજો મ્હોટા. મ્હેર છે તમારી, બાપા. " અફીણીએ ઓશીઆળા થઇને કહ્યું.

અને મ્હોટા હુક્કો ગડગડાવતા રૂપાંની પાછળ ચાલી નીકળ્યા.

આ. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# કવિતામાં ચન્દ્રશંકર[1]

૧

સંગીતકારની જેમ મોહક વાર્તાલાપી અને કુશળ વક્તાની કમનસીબી હોય છે કે જનસાધારણની સ્મૃતિમાં તે લાંબો સમય ટકતો નથી. તેના પ્રત્યક્ષ પરિચયમાં તેની અસર જાદુગરની હોય પણ લોકના એવા મોહને ઊડી જતાં વાર નથી લાગતી. સ્વ. ચન્દ્રશંકરની કંઈક આવી કમનસીબી છે, પણ એવી સ્થિતિમાંથી એ સાચા, સહૃદય અને નિખાલસ સેવકને બચાવવા એ ગુણજ્ઞ ગુજરાતનો ધર્મ છે. સેવા એક જ વિષયમાં હોય, એક જ વૃત્તિની હોય કે અમુક જ માત્રાની હોય એ પામર ગ્રહ છોડી ચન્દ્રશંકર જેવા નિખાલસ સ્નેહી, સાચા સેવક અને સારા સાહિત્યકારનું પૂરું મૂલ્ય થવું જોઈએ.

એક તો હોમરૂલ ચળવળમાં તેમનો ફાળો કેટલો, કેવો તે તપાસી ગયા યુદ્ધ દરમિયાન ગુજરાતમાં રાજકીય જાગૃતિ આણવામાં તેમને શી સફળતા મળી તેનો અભ્યાસી વિચારકે ક્યાસ કરવો જોઈએ. બીજું—અને ચન્દ્રશંકર સંબન્ધી સૌથી મહત્ત્વનું કામ—એ કે તેમના ગદ્યલેખોનો સંગ્રહ ડૉ કાન્તિલાલ પંડ્યા જેવાને હાથે સંપાદિત કરાવી કોઈ સાધનસંપન્ન સંસ્થાએ પ્રસિદ્ધ કરવો જોઈએ. ચન્દ્રશંકરની શૈલી સંમાર્જન, સૌષ્ઠવ અને ગૌરવ માટે નમૂનેદાર છે; તેમના ગદ્યમાં ગોવર્ધનરામની અભિલાષાઓને કંઈક મૂર્ત કરવાનો અનેકદેશીય પ્રયત્ન અવલોકાય છે; ઇ.સ ૧૯૦૭થી દસકા દોઢદસકાનું ગુજરાતનું સંસ્કારજીવન તેની મર્યાદાસમેત તેમાં સમજાય છે.

---

1. સ્વ. ચન્દ્રશંકર ન. પંડ્યાના થોડા વખતમાં પ્રકટ થનાર ગ્રન્થસંગ્રહનો પ્રવેશક.

ત્રીજું કર્તવ્ય-ચન્દ્રશંકરનાં કાવ્યોનો સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવાનું-ડો. 'કાન્તિલાલ પંડ્યાએ મિત્રભાવે બજાવ્યું છે. એ કાવ્યોને કલાકૃતિઓ તરીકે આંકવાનો પ્રશ્ન બાજુએ રાખી એટલું તો સર્વ સ્વીકારશે કે તેના વાચનમાં ચન્દ્રશંકરના આત્માનો નિકટનો પરિચય સાધાય છે. ચન્દ્રશંકર આપણી વચ્ચે નથી, પણ આ કાવ્યો વાંચતાં તેમના સ્વભાવનો લાક્ષણિક રંગ જોવાય છે, તેમના અવાજનો વૈયક્તિક રણકાર સંભળાય છે. આ કાવ્યોમાં એ ભાવનાવિહારી મનુષ્યની આશા, અભિલાષા અને વેદનાની મનોદશાઓ, તેમનો પ્રકૃતિપ્રેમ, મહાપ્રસંગે ઉલ્લાસ, મહાપુરુષ પ્રત્યે આદર તથા સદ્ભાવ, અને મૈત્રીમાંથી જન્મતી બોધ આપવાની વૃત્તિ પ્રત્યક્ષ થાય છે. જેને તેમનો પરિચય જ નહોતો તેમને તો નહિ, પણ પરિચયમાં આવેલને આ કાવ્યમાં ઊંડી દેશભક્તિ દાખવતા વક્તા ચન્દ્રશંકરની, તો આમાં સહેજ ચીપીને પણ ખૂબ મીઠાશથી સ્વજન સાથે બોલતા ચન્દ્રશંકરની, તો આમાં પ્રેમના કે દમના દર્દી ચન્દ્રશંકરની ઝાંખી થાય છે. એ મિત્રની જીવનકથા ઉપર પ્રકાશ નાખનાર રાગ તરીકે આ કાવ્યસંગ્રહનું મૂલ્ય ઘણું છે. કોઈ પણ કાવ્યસંગ્રહ તેના કર્તા માટે આટલું કરે તો છેક ઓછું તો ના ગણાય, પણ બધાં કાવ્યો જોયા પછી જીવનકથાની ઉપયોગિતા ઉપરાંત વિશિષ્ટ કાવ્યત્વ પણ તેમાં આજે જોઈ શકાય છે, જેનો પહેલાં મને ખ્યાલ નહોતો. વળી તેમનું સાહિત્યસમર્પણ અવલોકવા માટે સમયદૃષ્ટિ પણ હવે પૂરતી નિર્મળ થઇ ગયેલ છે.

૨

ચન્દ્રશંકરની કાવ્યસંપત્તિનાં થોડાંક લક્ષણો તરત જણાઈ આવે છે. કાવ્યો બધાં જ ટૂંકાં છે; કેટલાંક અતિશય ટૂંકાં છે, ઊર્મિકાવ્ય ટૂંકાં હોય પણ ઊર્મિ જાગ્રત થાય તેટલું તો તેનું દળ જોઈએ. ચન્દ્રશંકરનાં ઘણાં કાવ્યોમાં અતિટૂંકાણથી ભાવજાગૃતિમાં આકાંક્ષા, અધૂરાપણું રહે છે, કારણ કે પ્રસંગ પૂરો ઉપસ્થિત થાય તે પહેલાં જરાક વિચાર આપી કવિ કાવ્ય સમેટી લે છે. ઝાંસીથી આગ્રા જતાં દેખાતો સૂકો ભૂમિપ્રદેશ એક કાવ્યનું આલંબન બને છેઃ

સૂકો શો ભૂમિપ્રદેશ વિશાલ !
ઘેરી ક્ષતિજગિરિમાલા !'
ટૂંકાં વૃક્ષો તાપબળેલાં છૂટાં એકલવાય,
શ્યામ શિલાઓ છૂટી છૂટી અર્ધસૂતી દેખાય.

ચિત્ર સરસ થશે એમ લાગે છે, પણ ચિત્રની આટલી અલ્પ રેખાથી તુષ્ટતુષ્ટ થઇ, પ્રભુએ આવાં વેરાન શીદ કર્યાં હશે એમ પ્રશ્ન કરવા પર કવિ ચઢી જાય છે. બીજા એક કાવ્ય "એક પ્રસંગ"માં કવિને બાળકી સોંપી માતા ગરબો રમવા જાય છે, ત્યાં પ્રસંગનું આલેખન સંપૂર્ણ છે, ત્યારે તેનું રહસ્ય સ્ફુટ નથી થતું. એ ચિત્રમાંનો ટોળ-" ઉભરાય હૈયું હેતથી પણ મા થતાં નવ આવડે "-કાવ્યનું રહસ્ય ગણી શકીએ, તો રહસ્યસ્ફોટન સચોટ જણાતું નથી. એ પંક્તિ પછી એક કડી પાછી ફરેલી પ્રિયતમા સાથેનાં વિનોદવચનોમાં જાય છે, અને બીજી તો આ પ્રસંગચિત્રની પ્રશસ્તિ છે!

ભાવવ્યક્તિ કે પ્રસંગચિત્રણમાં રેખાની કે કળની અલ્પતા ઉપરાંત કાવ્યોના બાહ્ય આકારોમાં વૈવિધ્યની અતિશય ન્યૂનતા પણ ધ્યાન ખેંચે છે, મિત્રોએ ચન્દ્રશંકરનું એ તરફ ધ્યાન ખેંચેલું, પણ કવિએ હરિગીત, 'મરાઠી સાખી,' 'ગઝલ' અને પદ સિવાય ભાગ્યે એકાદ રૂપ અજમાવ્યું. આ મર્યાદાનું બીજું પણ ખોટું પરિણામ આવ્યું: માત્રામેળ રચનામાં ગદ્યોચિત અર્થ એકદો લાગે છે, સ્વર્ગસ્થ પિતાજીની "ત્રીજી મરણતિથિ" નિમિત્તે કવિ મરાઠી સાખીમાં ગાય છે:

> મોટા મનથી ને કૌશલથી મોટું કુલ નિભાવ્યું,
> વ્યાપારમહીં ને જ્ઞાતિકાર્યમાં સમજુપણું બતાવ્યું:
> સંસ્કાર સહુ જાગે, ત્રીજી મરણતિથિ આજે.

ગદ્યની નજીક જઈ શકે એવી પદ્યરચનામાં જ આ ઘટી શકે. ભાવનો લલકાર હોય, હકીકતનો નહીં.

ચન્દ્રશંકરની શૈલીના કેટલાક ગુણ—ઋજુતા અને સંમાર્જિતતા—શું પત્રમાં કે શું વ્યાખ્યાનમાં, સર્વત્ર એક સરખા દેખાય છે. સંમાર્જનનો સંમાર્જન તરીકે આગ્રહ ચન્દ્રશંકર જેટલો બીજા ગદ્યલેખકોએ ઓછો દાખવ્યો છે. કેળવીકેળવીને બોલવાલખવાનો આ શોખ સાધારણ અવસરે ને સામાન્ય વિષયમાં કૃત્રિમ ને પોલો લાગે, પણ સમગ્રતાએ આને ચન્દ્રશંકરની શૈલીનો મોટો ગુણ જ લેખવો જોઇએ. એ ગુણની આ કાવ્યસંગ્રહમાં પણ તરત ઓળખ થાય છે. આ રીતિસૌષ્ઠવમાં સરળતા અને ઋજુતા ભળવાથી ચન્દ્રશંકરની કવિતામાં એક પ્રકારની ચારુતા આવે છે, જે તે જમાનાની કવિતા જોતાં અભિનવ ને વિલક્ષણ ગણાવી જોઇએ. શાન્તિલાલ પંડ્યાને વિદાય આપતાં કવિ લખે છે.

વિશાલ વ્યોમે કરો વિહારો,–રખે પરંતુ અમને વિસારો,
અમે તમારા–તમે અમારાઃ સ્નેહબંધ નભાવજો રે.
ખબરો કહાવજો રે.

પણ કાવ્યોનો વિષય જ તુચ્છ હોય ત્યાં સંસ્કારી ભાષા કે સરળ રીતિ તેમને તારી શકતી નથી. તેવાં સાવ પ્રાસંગિક જોડકણાંમાં પંડિતયુગની એક વિકૃતિ, કે કવિના જીવનના છેલ્લા દસકામાં વધતી જતી તેમનાં રુચિતંત્ર અને પ્રમાણબુદ્ધિની નબળાઈ દેખાય છે.

કહેવું તે સંક્ષેપમાં ને બરાબર મઠારીને–આ વૃત્તિને પરિણામે ચન્દ્રશંકરની કવિતામાં કેટલીક પંક્તિઓ આકર્ષક સૂત્રવાક્યો જેવી થઈ છેઃ

શોધતા શીદ આશરો બળતાતણો બન્ધુ, તમે ?
બતે જ જે આગે બળે બીજાની તે શું બૂઝવે ?

*

રોયા થકી કૈં ના વળે તેથી જ હું રોઉં વધુ,

*

આનન્દ એ પ્રભુરશ્મિ તો શું શોક પણ તેવો નથી ?

*

વિના સમભાવ સ્નેહીના વિસામો વિશ્વમાં ના છે.

*

રજની નથી જીવન બધું.

આવાં મિતાક્ષરી રહસ્યમય વચનોના જડતરે ચન્દ્રશંકરનાં કેટલાંક કાવ્યોને વિશેષ સુભગ અને સ્થાયી બનાવ્યાં છે એ નિઃશંક છે.

૩

૧૯૦૭થી ૧૯૧૫નો, ૧૯૧૬ થી ૧૯૨૨નો અને ૧૯૨૩ થી ૧૯૩૭નો એમ ત્રણ ગાળામાં આ કાવ્યો લગભગ સરખી સંખ્યામાં વહેંચી શકાશે. છેલ્લા ગાળાનાં કાવ્યોમાં ઘણી માત્ર પ્રાસંગિક કૃતિઓ છે અને તેમાં કવિ તરીકે ચન્દ્રશંકરની શક્તિ ખાસ પ્રગટતી નથી. કવિ તરીકે તેમનો ઉત્તમ સમય વચગાળાનો સાત વર્ષનો (ઈ. ૧૯૧૬થી ૧૯૨૨) મને સમજાય છે. એમાં વરતાતી શક્તિ વધુવધુ વિકસી હોત તો આપણને કેવી અપૂર્વ કવિતા મળત એનો તર્ક કરવો નકામો છે. કર્તાએ દીધું એ વિવેકે માણવું અને તે દ્વારા તેના સૂક્ષ્મ જીવનમાં પ્રવેશ થાય તે કરવો એટલો જ આપણો ધર્મ હોઈ શકે.

પોતાની કાવ્યરીતિ વિશે સ્પષ્ટ એકરાર ચન્દ્રશંકરે કર્યો છે. ભાવની સચ્ચાઇ અને આલેખનની સાદાઇ એ બે ગુણો તેમણે પોતાની કવિતામાં જોયા છે, અને વિવેચક તે જોશે એની આશા રાખે છે. ૧૯૧૧ના એક કાવ્યમાં અતીવ નમ્રતાથી તે કહે છે:

> રસ નથી—ના ભાવના—ના કલ્પના—છે ના કલા;
> છે માત્ર, બન્ધુ ! આ સહુ સાદા હૃદયના ઉભરા.

આમાં નમ્રતાના અંશ ગાળી કાઢી કહી શકાશે કે સંકુલ વિભાવના (conception ) કરતાં ઘડીક આવી અલોપ થતા ભાવની આ કવિતા છે. એ રસલક્ષી કરતાં ભાવલક્ષી વિશેષ છે, અર્થાત્ રસનિષ્પત્તિ થવા જેટલા ભાવની ગાઢતા તેમાં અનુભવાતી નથી, અથવા વિષયીકૃત ભાવ સ્વભાવતઃ જ તરલ હોઈ રસની કક્ષાએ પહોંચતો નથી પણ આ વાત બહુ મહત્ત્વની નહિ લાગે, કેમકે નવીન કવિતા હૃદયના ચંચલ ભાવોને વાણીમાં રૂપ આપવા મથે છે, અને કવિતાનું મુખ્ય પ્રયોજન હવે આ જ થતું આવ્યું છે.

કેટલાંક પ્રકૃતિકાવ્યોમાં ચન્દ્રશંકરે ભાવની છાપ સરસ લઈ લીધી છે. તેમનો કુદરતપ્રેમ કંઈક નરસિંહરાવ જેવો છે. પ્રકૃતિપૂજનથી, કુદરતના સૌન્દર્ય જોડે તાદાત્મ્યથી, અદ્‌ભુત રસ અનુભવાય છે અને રસના આસ્વાદથી આત્મવિકાસ સધાય છે.

> પ્રકૃતિપ્રેક્ષણ, પ્રકૃતિપૂજન, મમ ઉરનો ઉલ્લાસ;
> સૌન્દર્યસ્ફુરણ–રસવિધૂનન–અદ્‌ભુત આત્મવિકાસ.

*

> કુદરતતણો છું બાલ હું, કુદરતતણે ખોળે રમું,
> કુદરતતણાં પીયૂષ શાં પયપાન પી પોષણ લહું;[1]

"કોકિલે! રેલવ મીઠાં ગીત," "વાદળાં! વરસો કે વિખરાઓ" અને "વર્ષામાં" જેવાં કેટલાંક પ્રકૃતિકાવ્યો સુંદર છે. કાળપથી શરમાઈ તરુમાં સંતાઈ જતી કોયલની કલ્પના કે સાસરવાસે પીયરિયાં દેખી હરખાતી વધૂ જેવા ઉભરાતા સરોવરની કલ્પના ચિત્તાકર્ષક છે. આનંદ કે દુ:ખના આવનાર પ્રસંગની કલ્પનાથી જીવને જે અદ્ધરપણું લાગે છે, મૂંઝવણ લાગે છે તેનો ધ્વનિ "વાદળાં ! વરસો કે વિખરાઓ" ગીત પૂરી સુન્દરતાથી પ્રગટ કરે છે.

---

[1] 'હરિગીત પંચદશી' અર્પણ

વરસો કે વિખરાઓ
 વાદળાં !
  વરસો કે વિખરાઓ,
ફોકટ શાને ઘેરાઓ ?
 વાદળાં !
  વરસો કે વિખરાઓ.
ફૂડાં પાડી કુબ્જમુખ સમ
  શાને ચઢેલાં જણાઓ ? વાદળાં !
જલથી ભર્યાં ને, ભારે મરો કાં ?
  કાં મૂંઝવો ને મૂંઝાઓ ? વાદળાં !

'મોટું મન,' 'અદેખાઇ' અને 'વિધિએ ભણજો' જેવી દલપતશાઇ ગરબીઓ કેવળ બોધલક્ષી છે, તો બીજાં કેટલાંક બોધપ્રધાન કાવ્યોમાં ભાવ અને ચિન્તન ભળે છે. મોક્ષને પરમ પુરુષાર્થ ગણનાર બન્ધનમાં સડે, વસુધાને કુટુંબ ગણનાર જ્ઞાતિઓની ભૂલભુલામણીમાં ગૂંચાય, તેને સમુદાયજીવનનો કવિ ઉપદેશ આપે છે. (આગળ વધો૦) આગળ વધવા માટે મોટાં કામ હાથ ધરવાં જોઈએ એમ નથીઃ 'નાનપમોટપ ભાવે સમાઈ ના નાને મોટે કામ;' અને મોટું કામ હાથ ધરતાં આશંકા પણ શાને જો, જો પ્રભુના સાધન બની તેની જ શક્તિનો આપણામાં શ્રદ્ધાથી સંચાર થવા દઈએ? (પ્રભુ કરાવે કરવું છ). દાન, સત્તાપ્રભાવ, પ્રતિભા કે વકતૃત્વથી થયેલાં કામ કરતાં પ્રભુપ્રેમે કરેલી નમ્ર સેવા અદકી છે. (નમ્ર સ્નેહસેવા) આવી સેવા માટે. ભલે તે નાની કે નમ્ર હોય, કવિને મહેચ્છા છે, અને તેમાં સ્વમર્યાદાનું પૂરું ભાન ભળવાથી કવિ પાસે ઊંડો શોકોદ્ગાર કઢાવે છે:

પણ અભિલાષ સમું સામર્થ્ય ન ઊડવા,
 વ્યોમતણો ક્યમ થાય અનંત પ્રવાસ એ? —પંખીરાજને.

ચન્દ્રશંકરનાં જ્ઞાન અને અનુભવના તારતમ્યનાં બે પદો બોધપ્રધાન કાવ્યોમાં આગ્રહ અને સ્પષ્ટતા માટે આગળ પડે તેવાં છે.

અનુભવકેરાં સાહસ મોટાં–કૈંક પ્રયોગ ઝુકાવે,
સૂક્ષ્મ સલામત ગણનાઓથી જ્ઞાન બધું ય બચાવે;
અનુભવ સફરી વ્યાપારી–જ્ઞાનની સાવધ માલદલાલી.

*

હોય ભલે સાગર તોફાની, તોય ઝુકાવે ખરાં સુકાની,
શાહ જુએ અનુકૂલ પવનોની એ નાવિકમાં શામ ના રે,
 ખામી દમામના રે.

કોઇ પદમાં આ દમનો આજારી હાંઈ રાખતાં નવજીવનના સ્પન્દ અનુભવાતા વર્ણવે છે, જેનું યાથાતથ્ય એ વિચિત્ર દર્દના સહેજસાજ અનુભવીને પણ સમજાશે. એકએ કાવ્યમાં કવિનાં કે વાચકનાં કૂળાં કાળજડાંને ઉદ્‌બોધન છે. ભાવભૂખ્યું હૃદય લાગણીવશ બની પ્રેમવિષય તરફ વહેતું થાય તો વખતે કસોટી આકરી પણ થઈ જાય. પ્રેમવિષય છોડાય નહીં અને સંસારનાં બન્ધનો તેને પૂરું લીન થવા ના દે:

નથ લીન થાતું, નથ છુટાતું, દિલ લાચાર મુંઝાય,
હૃદય હો ! લાગણીઓ કૈં લડાવે !

સાદા સાધુજન અને વ્યવહારરીઢા જગતનો વિરોધ સનાતન અને ઉગ્ર છે. એ વિરોધમાં સાધુજન સાધુતા ના છોડે તેમાં જ તેની મોટાઇ છે, ત્યારે તેનો વિનાશ પણ તેમાં સંભવે.

જગજનનીતિ, જગજનરૂઢિ ભિન્ન છે
ભિન્ન જ સાદી સાધુજનની રીત જો;
ધૃષ્ટ પ્રહારો જગની ઝેરી જીભના
કેમ કરીને સ્હેશો હર વિનીત જો?
કાળજડાં હો ? ક્હોને કૂળાં કાં થયાં?

તેવાને ઇશ્વર જ સાચવી શકે તેથી કવિ

તમ પર હેતલે પ્રભુ રખવાળું અખંડ જો.

એમ પ્રાર્થે છે.

"સ્નેહ અને સેવા" એ ચન્દ્રશંકરનો પ્રેરક મન્ત્ર હતો. કુદરતના સૌન્દર્યનું પાન તેમની આકાંક્ષાઓમાંની એક, તો બોધ અને ચિન્તનનાં કાવ્યો તેમની સેવાભાવનાનાં કાંઇક અંશે પરિણામ ગણી શકાય. સ્નેહ અને દેશસેવા એમની નાનીમોટી સ્થૂળસૂક્ષ્મ પ્રવૃત્તિઓનાં પ્રયોજનક છે એમ કવિતામાં જ કવિ સ્પષ્ટ કરે છે.

મને દો દિલ ચાહનારું—ન બીજું કાંઈ હું માગું,
પ્રભુ ! એ દિલને માટે ખુશીથી સર્વ હું ત્યાગું.
મુજ પ્રિયતમ એ અભિલાષ
મુજ જીવનનો એ શ્વાસ
લેખ લખું કે, કાવ્ય રચું કે, ભાષણ આપું અનેક,
કાર્ય કરું કે જનહિતકારી—બધે મારો ટેક.

ચન્દ્રશંકરે 'હોમરૂલ' ની ચળવળમાં પૂરી શક્તિથી ઝુકાવ્યું હતું, અને વક્તા તેમ જ આગેવાન તરીકે નામના પણ કમાયા હતા. એ પ્રવૃત્તિના મૂળમાં દેશદાઝ હતી, જે આ સંગ્રહનાં અનેક કાવ્યોમાં દેખાય છે. દેશસેવા, માતૃસેવાનો મન્ત્ર દરેક દેશીએ શીખવો જોઈએ; હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરેએ દેશભક્તિને પ્રથમ સ્થાન આપી ગરજીના થવું જોઈએ; (તું હિન્દુ હો, હો મુસ્લીમ તું); "બીજીજાજ્યા" તમને સહાય કરવાના નથી;

ખ્રિસ્ટિ લોકમાં શ્રદ્ધા રાખી
હિન્દ બિચારું થઈ ગયું ખાખી;
(ગાંધીજીને ચરણે)

માટે સ્વરાજ્ય વિના આપણો ઉદ્ધાર નથી. એની માગણી કર્યા કરો; એની ચળવળ કરો; એ ચળવળનો વિરોધ અંગ્રેજ નહિ કરી શકે, કારણ કે જેમણે દેશસેવનના પાઠ શીખવ્યા તે રાષ્ટ્રીય ચેતનના પ્રવાહો ખાળી નહિ શકે. પૂર્ણ સ્વરાજ્યના, સામ્રાજ્યથી સ્વતંત્ર ભારતના ધ્યેયનું એક કાવ્ય ચન્દ્રશંકરે લખ્યું છે પણ દેશભક્તિનાં તેમનાં બાકીનાં કાવ્યોમાં સામ્રાજ્યની અંદર રહી, ભારત સ્વરાજ ભોગવે એવી જ ભાવના છે. એ સ્વરાજ તે સાચું જોઈએ, ઢાળવાળુ નહિ, કેમકે

સુનેરા કે ક પિંજરા સુદાય મુક્તિનામી;
ના મોહીએ પ્રલોભન-ગુલામી તે ગુલામી
(અમે મુક્તિમાર્ગગામી)

સાચી સ્વતંત્રતા માટે શાન્ત અહિંસક અસહકાર એ સાચું સાધન છે. આમ હોમરૂલની ચળવળનાં અને પછી ગાંધીજીના મહાન સર્વવ્યાપી આન્દોલનનાં અનુવર્તી સ્પન્દનો ચન્દ્રશંકરની કવિતામાં દેખાય છે. એ અનુભાવી સ્પન્દનો વધારે બળથી વીસમી સદીના ત્રીજા-ચોથા દસકાની નવીન કવિતામાં પ્રગટ થયાં છે એ ખરું, પણ તેના પહેલા બે દસકામાં તો ઉદ્દામ રાજકારણના પડઘા પાડતી કવિતા લખનાર ચન્દ્રશંકર સિવાય એકબે જ કવિ હતા. હૃદયની નિષ્ઠા અને વાણીના ઓજસથી ચન્દ્રશંકરનાં દેશભક્તિનાં કેટલાંક કાવ્યો-'અમે મુક્તિમાર્ગગામી', 'અમે તો ભારત-નવજુવાન', 'હકૂમેર લેશે 'હામરૂલ' હિન્દ તો હવે'-સારી પેઠે દીપે છે, અને તેમાંનાં પહેલાં બે તો રાજકીય અવસાદના કોઈ પણ સમયના વાતાવરણમાં આશા અને ઉત્સાહ પૂરે તેવાં છે.

પ્રેમ એ ચન્દ્રશંકરનું બળ તેમ જ નિર્બળતા. પ્રેમ તેમની પરમ ભૂખ અને પરમ સંતોષ. કુટુમ્બરતિ, સ્ત્રીની પ્રીતિ અને મિત્રસ્નેહના ભાવો કેટલાંક કાવ્યોમાં તેમણે ગાયા છે અને સૂક્ષ્મ પ્રેમના સહજીવનની ઝાંખી પણ એકબેમાં કરી છે. એ બધાં કાવ્યોમાં પાત્રલક્ષી આત્મલક્ષી એવો ભેદ કરી નહિ શકાય. ઘણાં કાવ્યો આત્મલક્ષી છે, લગભગ બધાંની ધાટી આત્મલક્ષી કાવ્યની છે. ચન્દ્રશંકરના હૃદયનું બંધારણ પણ જડ નિયમોમાં નહિ દબાય એવું અને વેદનશીલ; તેમના ચિત્તની શકિત તેમના પોતાના અનુભવોની ચિકિત્સા કર્યા કરતી; પરંતુ કલ્પનાદ્વારા બીજાના ચિત્તમાં પ્રવેશી બીજાના ભાવને આલેખવા નહિવત્ પ્રયત્ન કરતી. તથાપિ સહેજ પણ સંદેહ હોય ત્યાં વાચકે કાવ્યને પાત્રલક્ષી ગણવું જ ઠીક છે; કાવ્યના ઉપભોગમાં કે આંકણીમાં તેથી ખાસ ફેર પડતો નથી અને ચન્દ્રશંકરને અન્યાય થવાનો સંભવ પણ બન્ધ થાય છે.

શાન્ત સન્ધ્યાએ માત્ર લજ્જાની સુરખીથી સ્નેહસ્વીકાર કરતી પ્રિયાનું, કેડે વળગી કાનમાં કંઈ કંઈ બોલ લવતી નાનકડી નણંદનું, બધાં બેઠાં હોય ત્યાં વહાલાની સાનથી મૂંઝાતી મુગ્ધાનું, બાળુને જોઈજોઈ ઘેલીઘેલી થતી માતાનું ચિત્ર સુભગ છે. ચન્દ્રશંકરનાં પ્રથમ પત્ની વસન્તબાના મંદવાડના સમયની ચાકરીના એક પ્રસંગની કરુણતા આલેખનની સાદાઈથી સવિશેષ લાગે છે.

> વાગ્યા હશે બે રાત્રિના : નિઃશબ્દ, શાન્ત બધું હતું;
> જનથી ભરેલું વિશ્વ પણ હા ! શૂન્ય નિર્જન લાગતું,
> ભયભરી રજનીતણી એ શાન્તિ સહ્ય બનાવતો,
> બળતો હતો સમભાનથી ત્યાં સ્નેહતપસાક્ષી દીવો.

તેવી જ, વિધવાના વસ્ત્ર જેવી, સાદાઈ વસન્તવિરહની એક જ હાય "હા, આખરે ચાલી ગઈ" માં છે.

પણ પ્રણય એ આ કવિને હૃદયધર્મ સમજાય છે. ફારસી કવિઓની ઉત્કટતાથી અને નિખાલસતાથી એ ઇશ્કની વાતો કરે છે. 'હું ચાહું છું, હું ચાહું છું' એટલું નાયિકા પાસે કહેવરાવવા કવિતાપઃ અનુનય કરે છે અને એ કબૂલ થતાં તો વારી જાય છે. પણ માશૂક વીફરે ને પ્રેમનો ઇનકાર કરે તો આશક દબડાવે પણ ખરો:

> ઘર વાકું જો ના જાણતી મારું હતું ના મોરવું,
> સ્વીકાર ના કરવો હતો, વ્હાલા મને તો કાં દીધું ?

કવિ જાણે કહે છેઃ પવિત્ર સ્નેહના ઉમળકા દબાવવાની કોઈ વાત કરશો નહીં; જ્ઞાનીઓ અને દુનિયાડાહ્યા ભલે ગમે તેમ કહે; હું તો સર્વથા ચાહીશ; નથી રહેવાતું માટે ચાહીશ. પ્રેમ મારું શરણ જ નહિ, મારા આત્મવિકાસનો માર્ગ છે. સ્નેહ જ સિદ્ધિઓમાં પરમ સિદ્ધિ છે, પુરુષાર્થમાં પરમ પુરુષાર્થ છે; સર્વ સામર્થ્ય, સમૃદ્ધિ અને સૌન્દર્યનું સત્ત્વ પ્રેમ છે; પ્રેમ એ જીવનનું જીવન છે... પ્રેમની પ્રશસ્તિના ઉદ્બોધનમાં પૂર્ણ ઉલ્લાસમાં આવી જઈ "વહાલાંને આમન્ત્રણ"નો પરમ સુન્દર કાવ્યોદ્ગાર ચન્દ્રશંકર કાઢે છે, જે નરસિંહરાવના સુપ્રસિદ્ધ નિબંધમાં પ્રશંસા અને ભાષ્યનો અધિકારી[1] બન્યો છે. કવિ વ્હાલાંને સહજીવન સારુ નિમંત્રે છે, કેમકે

> એકલવાયાં ઊડવું મુજને ના ગમેઃ
> ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
> ઊણાં ઊણાં સુખ સહુ મુજને લાગતાં,
> સ્નેહીજન ના સાથે ભોગવનાર જો.

અને એ પંક્તિઓમાં ગુજરાતના વિશાળ, સૂક્ષ્મ જીવન સાથે તદાકાર થવાની તથા તેમાં સ્વકીય રંગ પૂરવાની મરણપર્યંત અભિલાષા સેવતા કવિ ચન્દ્રશંકરનું મૈત્રીભર્યું દર્શન થાય છે.

---

૧. તેમ જ, 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પહેલી આવૃત્તિમાં (એના સંકલનાર પ્રા. ઠાકોરને હાથે ચાર પાઠાન્તર પામીને) સ્વીકારનો પણ અધિકારી.

ગાડરિયો પ્રવાહઃ પૃ. ૧૮૯ની ટીપ બીજીમાં શૃગિન્ અને મેટ્ એમ જે છપાયેલ છે તેને બદલે શૃંગિન અને મેદ, એમ વાંચવું.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# આથમતે અજવાળે

## પ્રકરણ ત્રીજું

[ ખંડ પહેલો : 'કાઠિયાવાડ' (ગતાંકથી ચાલુ) ]

૧૮૯૦માં હું જન્મ્યો અને ૧૮૯૮માં પાલીતાણા ગયો એ સાતઆઠ વર્ષ મેં વઢવાણમાં ગાળેલાં. તે પછી અત્યાર સુધી મેં વઢવાણમાં પગ મૂક્યો નથી. ત્યાં જવાની મને ઇચ્છા પણ થતી નથી. આટલાં વર્ષમાં એ વઢવાણ તદ્દન ફેરવાઈ ગયું હશે, ત્યાં જાઉં તો મને ઓળખનારાં કોઇ રઝાં-ખડ્યાં હોય અને ત્યાંનાં જૂનાં દશ્યો જોઇને મને આનંદ થવાને બદલે માત્ર શોક ઉત્પન્ન થાય એવી ભીતિ મને ત્યાં જવાનો વિચાર કરતાં પણ રોકે છે.

અમુક સ્થાન, અમુક વસ્તુ, અમુક સ્નેહી આપણા હમેશના પરિચય-વર્તુલમાંથી ખસી જાય છે પછી જેમ જેમ સમય વીતતો જાય છે તેમ તેમ તેમનાં સ્મરણો ઝાંખાં થતાં જાય છે. તેમની જગ્યા બીજાં સ્થાન, વસ્તુ અને સ્નેહીઓ ધીમે ધીમે પણ અચૂક રીતે લેતાં જાય છે. એમના પ્રત્યેનું સતત આકર્ષણ ઘટતું જાય છે. આપણાં હૈયાંના કોઇ ઊંડા ખૂણામાં એમની સાથે સંકળાયેલ પ્રસંગો—એમને લઇને ઉપસ્થિત થયેલ સુખદુઃખ કાંઇ જુદું જ સ્વરૂપ ધારણ કરીને પડી રહે છે. કોઈ કોઈ વેળા જ્યારે હૈયું એકલું પડીને વલોવાય છે ત્યારે એ બધું યાદ આવે છે, ક્ષણભર ખિન્નતા પણ અનુભવાય છે, પરંતુ એમને પુનઃ પ્રાપ્ત કરવાની ઉત્કટ ઇચ્છા જન્મતી નથી. અશક્ય છતાં પણ કદાચ એની પુનઃપ્રાપ્તિ થશે એવા વિચારમાત્રથી આપણે વિચિત્ર ઉદ્વેગ અનુભવીએ છીએ. ભૂતકાળ ગયો એ ગયો. એને પાછો પકડી શકાતો નથી, પાછો પકડવાથી સુખ પ્રાપ્ત થતું નથી એ શોકજનક છતાં સત્ય હકીકત છે.

એ લગભગ પીસતાલીસ વર્ષ પહેલાંનાં સ્મરણો તાજાં કરતાં ઘણી થોડી મૂર્તિઓ મારા સ્મરણપટે ચઢે છે. મારા ત્યાંના મિત્રોમાં અત્યારે માત્ર ભાનુભાઈ હયાત છે અને હાલ પણ વઢવાણમાં પોસ્ટમાસ્તર છે એ હું આગળ જણાવી ગયો. ૧૯૦૮માં ભાનુભાઈને તારનું શીખવા મુંબઈ આવવું પડ્યું હતું અને તે વેળા અમારે ત્યાં જ એ ૭ માસ રહેલા એટલે એ જૂની મૈત્રી તાજી થઈ અને પછી અવારનવાર અમારી વચ્ચે પત્રવ્યવહાર ચાલે છે એને લીધે એ ટકી રહી. વઢવાણમાં તો અમે બધા બહુ નાના હતા એટલે સાથે રમનાર તરીકેનાં એમનાં સ્મરણો સિવાય બીજું યાદ નથી પણ મુંબઈમાં અમે સાથે રહ્યા તે સમયનાં મીઠાં સ્મરણો હજી મારા હૃદયમાં તાજાં છે. એમનું સંસ્કારી માનસ, હાસ્યરસ પારખવાની શક્તિ, ગૃહસ્થાઈભરી એમની હપચપ એ બધાંને લીધે મને તેમ જ મારાં કુટુંબીજનોને એમના પ્રત્યે ખૂબ મમતા થઈ હતી. સંજોગોને લઈને તે પછી અમે મળી શક્યા નથી.

રાધાબા ઠરીને અમારે ત્યાં સ્ત્રીનોકર અમે વઢવાણ છોડ્યું ત્યાં સુધી–કે પછી પાલીતાણા છોડ્યું ત્યાં સુધી–હતી. એ વિધવા આધેડ વયની સ્ત્રીને અમે 'તમે' કહીને જ બોલાવતાં અને એમને માટે અમારે ફરિયાદ કરવાનું કારણ કોઈ પણ દિવસ ઊભું થયું હોય એવું યાદ નથી, જો કે સાધારણ રીતે બાળકો અને નોકરો વચ્ચેનો સંબંધ આવો કડવાશ વિનાનો ભાગ્યે જ હોય છે.

અમારે ત્યાંના બીજા મહારાજ વિશે મને અત્યારે જરા પણ સ્મરણ તાજું થતું નથી પણ પહેલા મહારાજ માધવજીની આકૃતિ, આટલે વર્ષે આજ પણ, હું યાદ કરી શકું છું. એમના અમારી સાથેના સંબંધમાં અમુક બનાવ બની ગયેલો તેમાં રહેલ અદ્‌ભુત તત્ત્વને લઇને મારું લેખક-હૃદય એમને ભૂલી શકતું નહિ હોય એ સંભવિત છે.

માધવજી મહારાજ અમારે ત્યાં વર્ષોથી હતા. શાંત, માયાળુ અને ઓછાબોલા મહારાજ પાછળ અમે છોકરાંઓ ગાંડાં હતાં.કાકાજી અને બાને પણ એમને માટે પક્ષપાત હતો. તે વિધુર હતા અને તેમને સંતાનોમાં એક મોટી વયનો પુત્ર હતો. પુત્ર પરણેલો હતો. અનેક વર્ષો સુધી પૂરી નિમકહલાલીથી નોકરી કર્યા પછી, પોતાની રખાતના દબાણથી એમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ અને અમારી ગેરહાજરીનો

લાભ લઈને એમણે કબાટમાંનાં થોડાં રૂપાનાં વાસણ ચોર્યાં. તિજોરી ઉઘાડવા ગયા પણ એ ન ઊઘડી. આ પ્રમાણે બહુ થોડો માલ લઈને એ વઢવાણથી નાસી ગયા. અમે પાછાં આવ્યાં એટલે આ વાતની ખબર પડી. માધવજીનો પુત્ર આવ્યો એણે કહ્યું કે પેલી સ્ત્રીએ બાપને ભમિત[1] કરી મૂકેલ છે. કાકાજીએ પોલિસને ખબર આપવાની ના પાડી અને મહારાજે પાસેના ગામડાંમાંથી, ચોરેલાં વાસણમાંથી પણ જે પોતાની પાસે અનામત હતાં તે પાછાં મોકલ્યાં. વઢવાણ જેવા નાના શહેરમાં આ બનાવને ઘણું મોટું રૂપ અપાયું.

અમારે ત્યાં ચોરી થઈ, ધાડ પડી એવું પણ કેટલાંકોએ માન્યું એ વાતથી અમને સામાન્ય જીવનમાં કાંઈક અસામાન્ય બનાવ બનવાથી જે પ્રકારનો આનંદ થાય છે તે પ્રકારનો આનંદ થયો એટલું જ નહિ પણ અન્ય છોકરાંઓમાં અમારૂં માન વધ્યું. કાકાજી ન જાણે તેમ અમારી થોડી રમતોમાં એક નવી રમત "ચોર અને ધાડુપાડુઓ"ની ઉમેરાઈ.

માધવજીને અત્યંત પશ્ચાત્તાપ થયો પણ વઢવાણમાં ને વઢવાણમાં એને એ પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે કરવું એની સમજણ પડી નહિ. એટલે વઢવાણમાં અમે એકાદ વર્ષ વધુ રહ્યા ત્યાં સુધી એમણે કોઈને મોં બતાવ્યું નહોતું. એમની જગ્યાએ નવો મહારાજ આવ્યો હતો પણ અમારામાં—છોકરાંઓમા તે પ્રિય નહિ થઈ પડ્યો કારણ કે જરા જરા વારમાં તે કાકાજીને ચાડી ખાવાની અમને ધમકી આપતો પણ પાલીતાણા જવાનું નક્કી થયું એટલે માધવજી એક રાતે કાકાજી પાસે આવ્યા અને પગે પડીને રડી પડ્યા અને બોલ્યા કે "મારું ઘડપણ સુધારવાનો આ એક યોગ છે તેની તમે ના ન પાડશો. વઢવાણમા હું તમારે બારણે પગ મૂકવાની હિંમત ન કરી શક્યો પણ હવે મને પાલીતાણા લઈ જાઓ. મારી શરત એટલી કે હું પગાર નહિ લઉં—માત્ર પેટવરાણિયો રહું, મહિને ચાર-છ આના તંબાકુના આપજો."

કાકાજીથી એની ના ન પડાઈ અને મહારાજ અમે પાલીતાણા રહ્યાં ત્યાં સુધી અમારી સાથે રહ્યા એટલું જ નહિ પણ તે પછી સૂરત પણ એ જ શરતે આવવાની એમણે બહુ ઇચ્છા બતાવી પણ સૂરતમાં આવક ઘણી ઓછી એટલે મહારાજ રાખી જ ન શકાય એમ હતું એટલે એ બની ન શક્યું. માધવજીને પશ્ચાત્તાપ ખરેખર થતો હતો એ અમે બાળકો પણ જોઈ

1. "ફેકવરો-મોઘરી ખચ" ઉપરથી.

શકતા. એના જીવનમાં વધુ સ્નેહ, વધુ નમ્રતા અને વધુ કુમળાશ આવ્યાં હતાં. અમારી જોડે વાતો કરતાં ઘણી વાર એ રડી પડતા એ પણ મને યાદ છે. કાઠિયાવાડ છોડીને સૂરત જતાં અમને બધાંને માધવજી મહારાજ છોડવા પડ્યા એનું બહુ લાગ્યું હતું.

નોકરોમાં જ્યારે પાલીતાણાના કોઈ પણ નોકર યાદ આવતા નથી ત્યારે વઢવાણમાંથી ત્રણનાં નામ યાદ રહ્યાં છે ખેંગાર, કાળુ અને બહેચર. આમાં ખેંગાર અમારા ઉપર દાદાગીરી કરતો અને કાળુ મારતર મારે પણ નહિ અને ભણાવે પણ નહિ એવો ભલો અને ઘરડો હતો એટલે એમને વિશે મારે ખાસ કહેવાનું નથી પણ બહેચરને અને મને સારું ફાવતું હતું. એની સાથે હું ઘણી વાર લાંબે સુધી ફરવા પણ જતો અને કાકાજી જ્યારે ડિસ્ટ્રિક્ટમાં હોય ત્યારે બહેચર અમારે ઘેર રહેતો અને રાતે અને ખૂબ વાતો કહેતો. એની વાત કહેવાની રીત સરસ હતી. વાતો સાંભળવાનો શોખ મને ત્યારથી હતો. આજે પણ કોઈ સરસ રીતે વાત કહેતો હોય તો હું કલાકો સુધી સાંભળવાને તૈયાર છું; જો કે હવે તો શ્રોતાવર્ગમાંથી નીકળીને હું બોલણુંકર્તા જ થતો જાઉં છું એટલે આવી તક મને જવલ્લે જ સાંપડે છે.

છએક વર્ષનો હું થયો ત્યારે મેં વિદ્યાભ્યાસ શરૂ કર્યો અને દોઢેક વર્ષમાં પહેલી, બીજી અને ત્રીજી ગુજરાતી ચોપડીઓ પૂરી કરીને પાલીતાણા ગયો ત્યારે હું ચોથી ગુજરાતી અને અંગ્રેજી પ્રાઇમરમાં બેઠો હતો એમ યાદ છે. શાળામાં કે અભ્યાસમાં કોઇ પણ વખત હું એકાગ્ર થઈ શક્યો નહોતો એટલે વઢવાણ અને પાલીતાણાનાં શાળાનાં સ્મરણો મને કશાં જ નથી એમાં આશ્ચર્ય નથી. માત્ર એક પ્રસંગ યાદ છે. અંગ્રેજી ત્રીજા ધોરણમાં, પાલીતાણામાં મને માસ્તરે પાસે બોલાવીને ઘેરથી નોટબુકમાં ડિક્ટેશન લખવાનું આપ્યું હોય તે કોઈ પાસે લખાવવું એ સારું નહિ એવો ઉપદેશ બહુ લાવકાઇથી આપવા માંડ્યો. નાયબ દીવાનના દીકરાને બીજું તો એ શું કહી શકે?

પણ હું એ ઉપદેશ મને આપવાનું કારણ સમજી શક્યો નહિ એટલે મેં એમને કહ્યું કે હું પણ એમ જ માનું છું. પણ માસ્તરે પછી મને સાફ કહ્યું કે હું તને જ કહું છું કારણ કે આવા અક્ષર મેટ્રિકના વિદ્યાર્થીના પણ ભાગ્યે હોય તો તારા તો શી રીતે જ હોઈ શકે?

જેમાં અપ્રમાણિકતા કરવાની જરૂર નથી તેમાં હું શા માટે અપ્રમાણિક થાઉં એ મને સમજાયું નહિ. મેં જરા તપી જઈને કહ્યું કે મારા ઘરમાં મારાથી સારા કોઈના અક્ષર છે જ નહિ તો હું કોની પાસે અને શા માટે બીજા પાસે લખાવું? છતાં માસ્તર માનવાને તૈયાર થયા નહિ અને મારી પાસે તેમણે ક્લાસમા લખાવી જોયું. ઘરમાં હું હમેશ કંટાળાથી ઉતાવળમાં લખતો એટલે ક્લાસમાં તો એના કરતાં પણ મેં સારા અક્ષર કાઢચા. માસ્તરે મારો વાંસો થાબડ્યો અને આખી સ્કૂલમાં મારા અક્ષરોનું લખાણ ફેરવાયું. એકચિત્તે અને એકસરખો અભ્યાસ મેં કરેલો જ નહિ એટલે આવી જરા આડી દિશામાં મને કીર્તિ મળેલી અને તેને માટે મને આનંદ અને મગરૂબી થતાં.

આવો જ એક પ્રસંગ ઠેઠ મૅટ્રિકની 'ટર્મિનલ'માં સૂરત હાઈસ્કૂલમાં બનેલો: ટર્મિનલનું પરિણામ પ્રિન્સિપાલ સયાણી વાંચતા હતા. અંગ્રેજીમાં મારા નામ સામે મોટું મીંડું આવ્યું એટલે આખો વર્ગ સ્વાભાવિક રીતે હસી પડ્યો પણ હું મારો વિરોધ દર્શાવવા ઊભો થયો અને એમ બને જ નહિ એવું મેં કહ્યું. સયાણીએ સામો જવાબ વાળ્યો: 'ચોરી ઉપર સીરજોરી કરે છે? આખા નિબંધમાં એક પણ છેકો નથી, મેં પચીસ લીટી લખવાની કહેલી તેને બદલે તું પચાસ લીટીથી પણ વધારે લખી લાવ્યો છે અને છતાં તું એમ કહેવા માગે છ કે એ નિબંધ તેં જાતે લખ્યો છે? મૅટ્રિકના વિદ્યાર્થીનું આ લખાણ હોય જ નહિ. મારી આખી જિંદગી મેં આમાં ગાળી છે તે હું આટલું જાણું નહિ? એ તો ઠીક છે કે હું તને આટલેથી જવા દઉં છું, બાકી હું તને 'રસ્ટિકેટ' કરતે.'

'આપ કહેતા હો તો હું ગમે તે વિષય ઉપર પચાસ નહિ પણ સો લીટીનો નિબંધ આપની સામે અત્યારે લખી આપું, પછી છે કાંઈ?' મેં લાલરીમાં અને જુવાનીના ગુમાનમાં જવાબ વાળ્યો. પ્રિન્સિપલની સામે આવું 'ચૅલેંજ' ફેંકાયું એટલે ક્લાસમાં તાળીઓ પડી અને સીસોટીઓ વાગી. સયાણી ચીઢવાયા અને જો હું મેં કહ્યું તેમ ન કરી શકું તો મને વધારે શિક્ષા કરવામાં આવશે એવી ધમકી આપીને મને પોતાના રૂમમાં લઈ ગયા અને ત્યાં અમુક વિષય ઉપર નિબંધ લખવાનું કહ્યું.

મેં ત્યાં પણ એક ડાઘા વગર પચાસસોહ લીટી લખી એટલામાં સમાણીએ મને અટકાવ્યો, મારું લખાણ વાંચ્યું અને આખી ક્લાસના દેખતાં મને શાબાશી આપી. પરીક્ષામાં ઊંચે નંબરે આવીને ઇનામો લેવા જેટલો ઉત્સાહ મારામાં હતો નહિ અને ચાલુ માંદગીને લઈને એટલી શારીરિક શક્તિ પણ ન હતી એટલે આવા નાના નાના પ્રસંગોએ પ્રાપ્ત કરેલી કીર્તિ ઉપર મારે જીવન લેવાનું હતું. પણ વિદ્યાર્થીઓનાં માનસ જેઓ જાણતા હશે તેઓને તો ખબર જ હશે કે મહેનત કરીને પરીક્ષામાં પહેલા આવનારના કરતાં આવી વિશિષ્ટ શક્તિઓ ધરાવનાર પ્રત્યે વિદ્યાર્થીઓને વધારે માન હોય છે. આથી હું સ્કૂલોમાં તેમ જ ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટમાં સહવિદ્યાર્થીઓમાં સારું માન ભોગવવા શક્તિશાળી થયો હતો.

## પ્રકરણ ચોથું

આપણે ઘણાં મનુષ્યોને કહેતાં સાંભળીએ છીએ કે ફલાણાને દ્રવ્યની તૃષ્ણા નથી, પૈસાની કિંમત નથી. દંભીઓને બાદ કરીએ તો પણ જેમને દ્રવ્યની તૃષ્ણા નથી અને પૈસાની કિંમત નથી. એવા ઘણા માણસો મળી આવે છે અને માત્ર ચારિત્રશાળી સંતપુરુષોના વર્ગમાંથી એ મળી આવે છે એવું પણ નથી. ઘણાને પૈસાની ઇચ્છા હોય પણ એ પ્રાપ્ત કરવાને કોઈ અન્ય વસ્તુનો ત્યાગ કરવાને અથવા તો તેને માટે મહેનત કરવાને તેઓ તૈયાર હોતા નથી એટલે એવા માણસો પણ આ વર્ગમાં આવી શકે. પણ જ્યારે અમુક માણસો એમ કહે છે અને તેમના પ્રશંસકો તેમને ટેકો આપે છે કે અમને કીર્તિ અને લોકપ્રિયતાની પરવાહ નથી ત્યારે ઘણીખરી વાર એ દંભ જ હોય છે. પૈસા વિશેનો દંભ જેટલી સહેલાઈથી પકડાઈ શકે છે તેટલી સહેલાઈથી કીર્તિ અને લોકપ્રિયતાનો દંભ પકડાતો નથી. નાના માણસોથી માંડીને કાંઈ કેટલા નેતાઓ, ધર્મધુરંધરો અને મહાત્માઓ પણ ના કહેતાં છતાં કીર્તિ અને લોકપ્રિયતા પ્રાપ્ત કરવા અને પ્રાપ્ત કર્યા પછી તેમને જાળવી રાખવા ભગીરથ યત્નો કરે છે અને એ માનસિક નિર્બલતાને લઇને તેમનું પતન પણ થાય છે. ધનિકોની ઈર્ષ્યા કરનારા કરતાં લોકપ્રિયતા અને કીર્તિ પામેલાની ઈર્ષ્યા કરનારાની સંખ્યા ઘણી વધારે હોય છે; અલબત, આ ઈર્ષ્યા પેલી ઈર્ષ્યા કરતાં પ્રમાણમાં વધારે નિર્દોષ હોય છે, હોઈ શકે છે.

માત્ર થોડાં વર્ષ પહેલાં બનેલા પ્રસંગનું દૃષ્ટાંત આપું: એક કૉન્સર્ટમાં

પ્રેમલીલા મહેતા ગરબો ગવડાવનાર હતાં. તેમણે મને પૂછ્યું કે તું એ વેળા તબલાં વગાડી જશે? મેં વિચાર કર્યા વગર હા પાડી. કૉન્સર્ટને દિવસે હું જઈને જોઉં છું તો પ્રેક્ષક વર્ગમાં સંગીત જાણનાર એંશી ટકા દક્ષિણી લોકો. કાર્યક્રમમાં વાંચું છું તો પહેલાં હીરાબાઈ બરોડેકરનું સંગીત, પછી અમારો ગરબો અને બાલગાંધર્વનું એક ભજન! આવી વસ્તુસ્થિતિ જોઈને મારાં તો હાંજાં જ ગગડી ગયાં.

પોતે માત્ર સામાન્ય કલાર્ક હોય છતાં મેનેજરને કશું આવડતું નથી અને રોજ નવી-નવી ભૂલો કર્યા કરે છે અને પોતે કંપનીમાં છે તો કંપની ચાલે છે એવું માનનારા, નૃત્યનો કક્કો નહિ જાણવા છતાં મિત્રો એને ઉદયશંકર કરતાં પણ એ વિષયનું વધારે જ્ઞાન છે એમ કહે તો સાંભળીને ખુશ થનાર, કાગળ ઉપર અક્ષરે ન પાડ્યો હોય છતાં પોતે ધારે તો મુનશીના કરતાં વધારે મહાન લેખક અને નાટ્યકાર થઈ શકે એવો ફાંકો રાખનાર ઘણા મેં જોયા છે અને બીજાઓએ પણ ભાળ્યા હશે; પણ મારી પ્રકૃતિ એ બાબતમાં જુદી છે. હું મારી શક્તિઓનો કડક પરીક્ષક છું એટલું જ નહિ પણ જેમ થોડાક માણસો પરીક્ષામાં પોતાનાં સ્નેહીઓને એમની યોગ્યતા કરતાં પણ ઓછા માર્ક આપે છે તેમ હું કેટલીક વાર મારી જાતને અન્યાય પણ કરું છું અને એને લઈને મેં ઘણું નુકસાન પણ વેઠ્યું છે. પણ હશે. મને તો તે વખતે એમ જ થયું કે પૃથ્વી માર્ગ આપે તો હું પેસી જાઉં. હીરાબાઈ અને બાલગાંધર્વના તબલચીઓને મેં વિનંતિ કરી જોઈ અને અમારો તબલચી આવ્યો નથી એટલે નછૂટકે મારે તબલાં વગાડવાં પડશે એમ પણ સત્યનો માર્ગ છોડીને મેં કહી નાખ્યું. પણ એમાંથી કોઈ તૈયાર થયું નહિ એટલે હીરાબાઈના સુમધુર, શાસ્ત્રીય સંગીત પછી તુરત અમારા ગરબા વખતે મેં ઇશ્વરના નામનું રટણ કરતાં કરતાં અને આંખ મીંચીને તબલાં વગાડી નાખ્યાં એટલું જ નહિ પણ ફરીથી જાહેરમાં સંગીતમાં મારે ભાગ ન લેવો એવી પ્રતિજ્ઞા પણ કરી નાખી જે હજી સુધી તો મેં પાળી છે.

પછી વારો આવ્યો બાલગાંધર્વના ભજનનો. પડદો ઉંચકાયો. મોટું મહાવાક્ય[1] ('ઓગંન') રંગમંચની એક બાજુએ અને બીજી બાજુએ એક

---

૧. 'ઓગંન'નો આ નરસિંહરાવ-યોજિત પર્યાય પારિભાષિક કોષ (પૃ. ૧૪૧) તથા ત્યાં આપેલ વિવર્તલીલામાંના (પૃ. ૩૩) અવતરણ પરથી અહીં મૂક્યો છે.-સં. માનસી

પખવાજી. થોડીવાર પછી સુરત સુરવાલ, લાંબી, કાળી શેરવાણી અને માથે રજવાડી સાફો પહેરીને બાલગાંધર્વ ધીમે પણ દૃઢ પગલે રંગમંચ ઉપર આવ્યો. આખું પ્રેક્ષકમંડળ ઊભું થઈ ગયું અને તાળીઓના અવાજથી નાટ્યમંદિર ગાજી રહ્યું. મારી પાસે પ્રેમલીલા ઊભાં હતાં એમણે મને ધીમેથી કહ્યું: "ધનુભાઈ, આવી કીર્તિ–આવી લોકપ્રિયતા જેને વરી હોય હોય તેના હૃદયમાં શી ઊર્મિઓ જન્મતી હશે?" અસ્તુ

વધારે પૈસા મેળવવા મેં કદી મહેનત કરી નથી–એ કરવાની મને ઇચ્છા પણ થઈ નથી પણ કીર્તિ અને લોકપ્રિયતા પ્રત્યે મને બાળપણથી જ ઘણો પક્ષપાત છે. ઊંઘ નહિ આવતી હોય તે વેળા વિચારતરંગોમાં ઘસડાતો હું ઘણી વાર વિચાર કરું છું કે મને કોઈ એક વરદાન માંગવાનું કહે તો શું માગું? મને લાગે છે કે જો લાંબો વિચાર કરવાનો સમય મળે તો કદાચ આઠ–દસ લાખ રૂપિયા માગવાને હું લલચાઉં પણ તુરત જવાબ આપી દઉં તો મારાથી કહી દેવાય કે રણજિતસિંહ જેવો ક્રિકેટર કે ટિલ્ડન જેવો ટેનિસનો ખેલાડી કે સુરેન્દ્રનાથ જેવો વક્તા હું થાઉં!

આ પક્ષપાતને લઈને વઢવાણના બે અતિક્ષુદ્ર પણ મારા બાલહૃદયને અતિમહત્ત્વના લાગેલા પ્રસંગો આટલાં વર્ષે પણ હું ભૂલી શક્યો નથી; એટલું જ નહિ પણ એને લઈને મારા માનસ ઉપર ખૂબ જ અસર થયેલી એમ અત્યારે જાણી શકું છું. એ બે નાના પ્રસંગોમાંથી પહેલાએ મારા અંતરના એક ખૂણામાં એવો ભ્રમ ઉત્પન્ન કરાવ્યો–અત્યારે બાવન વર્ષે જ્યારે જે થોડી ઘણી ખૂબસૂરતી હતી તે પણ અદૃશ્ય થઈ ગઈ છે ત્યારે આ ભ્રમ અનિચ્છાએ પણ પોતાનું અસ્તિત્વ મારા હૃદયમાં ધરાવે છે–કે હું ખૂબસૂરત છું. બીજા પ્રસંગે મને કીર્તિ, રંગમંચપ્રકાશ અને લોકપ્રિયતાનો પ્રથમ સ્વાદ ચખાડ્યો. સાહિત્યકારોના નાના જગતમાં જે થોડાંઘણાં કીર્તિ, લોકપ્રિયતા અને રંગમંચપ્રકાશને અવકાશ છે તેમાંનાં થોડાં મારે ભાગે આવ્યાં ત્યારે મને ખરેખર આનંદ થયેલો અને હજી પણ થાય એમ હું નિખાલસ દિલે કહી દઉં છું.

પહેલો પ્રસંગ: મુંબઈથી અમારું કુટુંબ વઢવાણ કાંપ આવી પહોંચ્યું. સેકંડ ક્લાસના ડબામાં અન્ય કુટુંબીજનો બીજી બાજુ હતાં પણ હું સ્ટેશન તરફની બારીએથી ડોકાતો હતો. મારું વય પાંચેક વર્ષનું હશે. મોસાળ-

માંથી આપેલ 'સેઈલર સુટ'માં-સેઇલરની ટેપી સાથે-હું સજ્જ થયો હતો. ઘેરા ભૂરા રંગની ટૂંકી પાટલૂન અને કમ્મર આગળથી રબરની દોરી સાથેનો કોટ, કોટ ઉપર ધોળા દોરાની પટીઓ અને ગજવામાં લાકડાની સીસોટી એ પહેરવેશ અત્યારે તો હું કોઈક વખત કોઈ અંગ્રેજ બાળકને શરીરે જોઉં છું પણ એ જમાનામાં તો આ પોશાક બાળકનું એક દિવ્ય સ્વપ્ન હતું. મારા વાળ મોટા અને સોનેરી હતા. કાંપના સ્ટેશને કાકાજી તેડવા આવ્યા હતા પણ એમનું ધ્યાન અમારા તરફ નહોતું. મેં બેએક વખત બૂમ મારી. તેમણે તે તરફ જોયું ખરું પણ પાછું મોં ફેરવી દીધું. હું બેઠો પડ્યો. કોઈએ કાકાજીનું મારા તરફ ધ્યાન ખેંચ્યું અને કહ્યું કે "નાનાભાઈ આપને બોલાવે છે."

કાકાજી એ તરફ આવ્યા અને દસ-બાર માણસની વચમાં, એમણે પોતે મને કોઈ અંગ્રેજનો છોકરો ધાર્યો એવી ભૂલ કબૂલ કરી. મારું હૃદય ગર્વથી અને આનંદથી નાચી ઊઠ્યું. બાએ મને ત્યાં ને ત્યાં છાતીસરસો ચાંપ્યો-કોઇની નજર ન લાગે માટે કશો ટુચકો પણ એણે ત્યાં કરી લીધેલો કે નહિ એ મને યાદ નથી-અને કાકાજીએ સ્નેહથી સહેજ માથા ઉપર હાથ ફેરવ્યો. બાએ, કાકાજીએ, હાજર રહેલાં માણસોએ અને થોડે ઠેકાણે મેં પોતે આ થયેલી ભૂલની વાત કરી. થોડા દિવસ સુધી હું સ્વપ્નની દુનિયામાં રહ્યો. વાત વિસારે પડી અને ધીમે ધીમે હું પણ સ્વપ્નજગતમાંથી વાસ્તવિક જગતમાં પુનઃ આવી પડ્યો. કૉલેજોમાં ભણતાં કાંઈ કેટલાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ પોતાને કોઈ પારસી ધારે, બંગાળી ધારે, પોતે હોય એના કરતાં જુદાં ધારે તો આજે પણ કેટલાં ખુશ થાય છે!

બીજો પ્રસંગ: આ પ્રસંગથી મેં રંગમંચપ્રકાશ(lime-light)નો સ્વાદ ચાખ્યો અને સાથે સાથે રાજાઓ પ્રત્યે મને આદરભાવ ઉત્પન્ન થયો. એને, મેં ત્યાં કાકાજી અને અન્ય મનુષ્યો પાસેથી સાંભળેલ વાતોથી પોષણ મળેલું તેમ જ રણજિતસિંહજીનાં ક્રિકેટક્ષેત્રનાં પરાક્રમોથી તેને ઉત્તેજન મળ્યું હતું. પણ પહેલાં પ્રસંગ અને પછી એ વિશે.

દિવાળીમાં વઢવાણમાં રાતે ત્રણ દિવસ સ્વારી નીકળતી. અમે અમારાં સૌથી સારાં વસ્ત્રો પહેરીને, જમી પરવારીને એ જોવા જતાં. હું તે વખતે સાતેક વર્ષનો હતો અને ગુજરાતી સ્કૂલને ઓટલે અમે બેસતાં. બહુ વખ-

ણાતી વડોદરાની સ્વારી મેં જોઈ નથી પણ પચાસ-પંચાવન સાંભેલાના સમના તેમ જ ધાર્મિક વરઘોડાઓ મેં પાછળથી સુરતમાં ઘણા જોયેલા. પણ વઢવાણની સ્વારીએ જે મારા ઉપર અસર કરેલી તેવી અસર હજી બીજાંથી થઈ નથી. એ સ્વારીનાં છૂટાં છૂટાં દસ્યો હજી મારી આંખ આગળ તરવરે છે.

સ્વારીની શરૂઆત ઢેડોના ઢોલોથી થાય. તે પછી થોડું પાયદળ આવે, ઘોડાનો ડંકો અને નિશાન, અને પછી આવે ઠાકોરસાહેબ બાલસિંહજીના એક જુવાન ભાયાત જીલુબાનો"અબલખ ઘોડો. આખી સ્વારીમાં સૌથી આકર્ષક જીલુબા અને તેમનો અબલખ હતા. દેશી સાજથી સજ્જ થયેલ એ અબલખ એક ક્ષણ પણ સ્થિર નહોતો રહેતો પણ કોઇ મોહક રીતે થનગન થનગન નાચ્યા કરતો હતો અને તેના સ્વાર જીલુબાની મોહક કાંતિ, તેના ચુસ્ત સુરવાલ, જરીથી ભરેલ મખમલનું અંગરખું, ઝાકઝમાળ થતો ઇસ્કી સાફો, કેડે ભેટ ઉપર લટકતી તરવાર અને જીલુબાની ઘોડેસ્વારી! આ દસ્ય જોઇને વઢવાણ ગાંડું થતું અને હું એમાં અપવાદ ન હતો. પછી ઘોડેસ્વારોની ટુકડી, પછી આઠ બળદ જોડેલ પાટ. પાટમાં ઠાકોર સાહેબ, તેમના મુખ્ય અમલદારો અને ગામના સંભાવિત ગૃહસ્થો બેસતા. કોઇ કોઇ વાર તેમાં રામજણી મુજરો પણ કરતી. ઠાકોર સાહેબ કોઈ કોઈ વાર વિક્ટોરિયામાં બેસતા જે પાટ પછી ચાલતી. પછી પાછા ઘોડેસ્વારો, પછી થોડું પાયદળ અને છેવટે ઊંટ ઉપર નગારું.

હું જે દિવસની વાત કરું છું તે દિવસે ઠાકોર ગાડીમાં હતા. મેં મારા મુંડણ વખતે કરાવેલ ભૂરી મખમલનો ઝીક-કસબથી ભરેલ સુટ પહેર્યો હતો. ઠાકોરસાહેબની ગાડી ધીમી ધીમી આવી પહોંચી. કોઈના કહ્યા વિના હું ઊભો થઈ ગયો અને કોઈ નૃત્યકારની અદાથી નીચા વળીને મેં સલામ ઝુકાવી. ઠાકોરની નજર મળી અને તેમણે એકદમ ગાડી ઊભી રખાવી. પાસે ચાલતા ખવાસને હુકમ અપાયો. તેણે આવીને મારા નોકરને કહ્યું કે આ છોકરાને ઠાકોરસાહેબ બોલાવે છે. ક્ષણભર તો મારાં હાંજા ગગડી ગયાં પણ પછી મને સત્ય સમજાયું. લોકપ્રિયતા અને રંગમંચપ્રકાશથી કેવો અવર્ણનીય આનંદ થાય છે એનો પ્રથમ અનુભવ મને થયો. નોકર અને ગાડી આગળ લઈ ગયો. ત્યાંથી હાથ પકડીને ઠાકોરે ઉપર ચઢાવ્યો. હું કોનો છોકરો એ

વિશે પૂછતાં ખબર પડી કે હું ડેપ્યુટીસાહેબનો દીકરો છું. સલામ કરવાની મારી અદાનાં એમણે વખાણ કર્યાં અને મારો વાંસો થાબડ્યો.ગાડીમાં દારૂખાનું હતું તેમાંથી સારો જથ્થો મારી સાથેના નોકરને આપ્યો. મેં પુનઃ સલામ કરી. પાછો હું ઓટલા ઉપર ગયો અને સ્વારી આગળ ચાલવા માંડી. પણ પછી સ્વારીનું શું થયું તેની મને ખબર નથી રહી આસપાસથી મોટા મોટા માણસોએ નોકરને વિગત પૂછી અને મારો વાંસો થાબડ્યો. કેટલાક માણસોએ આઘેથી મને શાબાશી આપી. અનેક નાનાં બાળકોએ આવીને મને સલામ કરી. કેટલાંકોએ કાકાજીને શોધી કાઢીને તેમને આ સમાચાર કહ્યા અને અમારા એક નોકરે તો લપાટી મૂકીને ઘેર જઇને બાને પણ આ સમાચાર પહોંચાડ્યા. ભવિષ્યમાં થોડા-ઘણા એવા રંગમંચપ્રકાશના પ્રસંગો મારા જીવનમાં આવ્યા તે સમયે મને આ સ્વારીનો પ્રસંગ યાદ આવતો. આત્મપ્રશંસા, ગર્વ, આનંદનો અતિરેક એ સર્વ મેં તે વેળા અનુભવ્યાં. થોડા દિવસ હું મારી સર્જેલી જુદી દુનિયામાં રહ્યો.

એ કાકાજીની વાતોમાં કાઠિયાવાડનાં રજવાડાંની ઊજળી બાજુ ઘણી વાર આવતી. કેટલીક હાસ્યરસિક પણ હતી; અમે નાનાં એટલે એમની પેરી બાજુનાં દૃષ્ટાંતો અમને નહિ કહ્યાં હોય. લગભગ બધી વાતો મારા સ્મરણપટેથી ખસી ગઈ છે પણ તેમાંની ત્રણ મને હજી યાદ છે:

એ સમયના અથવા એ સમયે તરતના ગુજરી ગયેલા ધ્રાંગધ્રાના રાજસાહેબ એક વેળા રાતે ચાંદનીમાં ગાદી ઉપર, તકિએ અઢેલી, હુક્કો પીતા પીતા અગાશીમાં આડા પડ્યા હતા. પાસવાન પગચંપી કરતો હતો. અચાનક પાસવાને કહ્યું 'બાપુ જુઓ, જુઓ,' જે તરફ પાસવાને કહ્યું તે તરફ સહસા રાજસાહેબની આંખ ફરી. નગરશેઠના મકાનની અગાશીમાં તેમની જુવાન પુત્રવધૂ નગ્ન દશામાં ચાંદની માણતી સૂવાની તૈયારી કરતી હતી તેના પ્રત્યે આંખ ઢળી. જોતાંની સાથે રાજસાહેબનું મોં ક્રોધે લાલચોળ થઈ ગયું. પાસે પડેલી તરવાર ઊંચકીને, "નાપાક, મને તું આમ કહેતાં અચકાયો નહિ? મારી પાસે મારી દીકરીની લાજ લેવડાવી?" એટલું બોલતાં બોલતાં પાસવાનને કાપી નાખ્યો. બીજે દિવસે નગરશેઠને બોલાવીને એમણે સલાહ આપી કે આ પ્રકારની રીત ઠીક નથી.

એક પોલિટિકલ એજન્ટે એક ઠેકાણે થાણું નાખીને આસપાસનાં રજ-

વાડાંના રાજાઓને સલામે બોલાવ્યા. પોતાના તંબુનું મુખ્ય દ્વાર એણે એટલું નીચું રખાવેલું કે જેને પણ અંદર જવું હોય તેણે બહુ નીચા વળીને જવું જોઈએ. ચાર-પાંચ રાજા એ પ્રમાણે નીચા વળીને જઈ આવ્યા અને પછી બબડવા લાગ્યા. એક નાના રાજ્યના કાઠી દરબાર પાસે પણ જઈ આવેલા-માંથી એકે વાત કરી. 'કાઠી દરબારે મૂછને તાલ દેતાં કહ્યું. " તો શીદ ગયા. નવટાંક નાકના કરતાં મણનું માથું વહાલું લાગ્યું ?" પેલો શરમાઈ ગયો અને બોલ્યોઃ "અમે તો ભૂલ કરી, પણ તમારે યે જવું તો પડશે ને! ત્યારે તમે શું કરશો ?"

"પડશે તેવા દેવાશે." જવાબ મળ્યો.

કાઠી દરબારનો વારો આવ્યો. દરબાર પોતાની સાથે સો આરબ લઈને ત્યાં ગયા. આ આરબોને રોકવાની બહારના સંત્રીની હિંમત ચાલી નહિ એટલે એજંટના તંબુના ઠેઠ બારણા સુધી સો આરબો 'હબેસો, હબેસો' કરતા ગયા. ત્યાં દરબારે એમને ઊભા રહેવાનું કહીને, ભેટમાંથી જમૈયો કાઢતાં-કને બારણાની ઉપલી બારસાખ આગળનું કપડું ચીરી નાખ્યું ને સ્રરૂના ઝાડની પેઠે ટટાર, મુછ ઉપર તાલ દેતો મર્દ દરબાર અંદર ગયો. એજંટે ટેંટેંપેંપેં કરવા માંડયું પણ હાથ નીચેના માણસોએ સો આરબનો મામલો ટૂંકામાં સમજાવી દીધો અને કાઠી દરબારને કોઈ કશું કરી શક્યું નહિ.

નામદાર સરકારે કાઢેલા સરક્યુલર પ્રમાણે દરેક મોટાં ગામમાં એકેક નિશાળ જોઇએ એટલે કાકાજી જ્યાં એ નહિ હોય ત્યાં બંધાવી દેવા ઠાકોરને કહેતા, અને એ પ્રમાણે ઘણાખરા ગમે તેવું મકાન બંધાવી નાખતા. પણ બજાણાના દરબારે વિચિત્ર જ વલણ લીધી. વર્ષમાં એકાદ-બે વેળા કાકાજી ત્યાં જાય અને જુએ કે હજી નિશાળ બંધાણી નથી એટલે ઠાકોરને એ વિશે કહે.

ઠાકોર નિરાંતે હુક્કો ગગડાવતા કહેઃ " જુઓને કૃષ્ણલાલભાઈ, આ ૪ વાતની ફકર તમેં કરશો નહિ. ૪ તો માની લીયો કે મકાન બંધાણું. આ... અ-છે તે કુંભારને વરદી આપી અટલી વાર. ઈંટો જ ઈંટો અને જોઇએ તેટલાં નળિયાં, ચુનો મેળવતાં તો હશી અડચણ પડે જ નહિ. બે ચાર સુથારને વળગાડી દીધા કે લાકડાંનો સમાન તૈયાર અને કડિયા-મજૂરનો ક્યાં

આપણે ત્યાં તોટો છે ! બોલો, પછે કાંઈ છે ! હા હા હા ! એમાં તે શી ધાડ મારવાની છે ! લ્યો, હવે કાંઈ બીજી વાતું કરો."

કાકાજી પણ આ હારયરસની વૃત્તિવાળા દરબાર ઉપર ખુશ થઈ ગયેલા અને જ્યાં સુધી નિવૃત્ત થયા ત્યાં સુધી વર્ષમાં એકાદ-બે વખત આવો જવાબ તેમની પાસે લઈ આવતા !

આવા વાતાવરણમાં ઊછરેલ હું હજી પણ રાજામહારાજા પ્રત્યેનો આદરભાવ છેક વીસરી શક્યો નથી. રાજા પ્રત્યેની પ્રજાની વફાદારી અને કુરબાનીનો ખ્યાલ લાવીએ તો ખબર પડે કે એ રાજામહારાજાઓએ એક સમયે એ વફાદારી અને એ કુરબાની પ્રાપ્ત કરવા માટે કેવાં કેવાં ઉચ્ચ કાર્યો કર્યાં હશે ! મેઘાણીની કથાઓમાં એવાં દૃષ્ટાંતો છે. અને એમના જ વંશવારસોએ ધીમે ધીમે એ વફાદારી અને એ કુરબાનીનો દુરુપયોગ કરી-કરીને કેવાં એમને નિર્મૂળ કર્યાં એ વિશે પણ ભાગ્યે કોઇ અજાણ્યું હશે. હજી અત્યારે પણ એ રજવાડાંઓ પોતાનું વર્તન સહેજ બદલે, પોતે મનુષ્ય તરીકે વર્તે અને પ્રજાને વર્તતાં શીખવે તો આજે પણ એ નિર્મૂળ થયેલ વફાદારી અને કુરબાની પાછાં એ પ્રજાજનોમાં વ્યાપી રહે. પણ સંજોગો, મનુષ્યોનાં માનસ વગેરેનો વિચાર કરતાં આટલી નાની શી આશા રાખવી એ પણ નિરર્થક લાગે છે.

**પ્રજાપ્રતિનિધિત્વ**

"જો તેઓ પોતાની પ્રજાના પ્રતિનિધિત્વના કેટલાક અંશો...દાખલ કરે તો હું માનું છું કે તેઓ ઘણે દરજ્જે પોતાની પ્રજાને રીઝવી શકશે. તેઓ ઘણે દરજ્જે દુનિયાને અને આખા હિંદને બતાવી શકશે કે એમનામાં પણ લોકશાહીની ભાવના જાગૃત થઇ છે,...( દેશી રાજ્યોનો પ્રશ્ન : પૃ. ૨૬૨ ).

—ગાંધીજી

# વાસરિકા

## "મનના વિચાર"

તા. ૧લી જુન, ૧૯૪૨ : બરાબર બાવીશ વર્ષ પર આ દહાડે 'ચેતન' માસિકનું પ્રાગટ્ય થયું હતું. એ પ્રસંગને પરાર આ પૃષ્ઠોમાં (જુન '૪૦નું માનસી; પૃ. ૩૦૦મું) યાદ કરેલો, સાથીઓ પ્રત્યે આભારપ્રદર્શનાદિ પણ ત્યારે કરી લીધું છે, એટલે હમણાં ને હમણાં એને ફરીથી વાચક સમક્ષ લાવવાનું કારણ સામાન્ય સંજોગોમાં તો ન હોય. પણ એક-બે અસામાન્ય સંજોગો ઊભા થયા લાગે છે ને એ વધારે આગળ આવવાનું વલણ પણ બતાવે તેવો સંભવ છે. કેટલાકને એમ લાગ્યું છે ને હવે પછી કદાચ અધિક અંશે લાગશે કે તંત્રી, લેખક કે વાસરિકાકાર તરીકે મારામાં સુસંગતતા નથી. એ પ્રાકૃતભાવી ટીકાકારોને જ છાજે તેવાં ક્રિયાપદો વાપરીને તેમની આ વિષયની દૃષ્ટિ રજૂ કરું તો કહેવાય કે : જે સાહિત્યસેવકને મેં એક વાર ભાંડયો હોય તેની બીજી વાર ભાટાઈ કરું છું ને ત્રીજી વાર વળી તેની કોઈ એબ ઉઘાડી પાડું છું, જેમ કર્યા બાદ ચોથી વાર તકઝડપું છું તેના પ્રત્યે જાહેરમાં કોઈ સ્નેહભર્યું સુકૃત્ય કરી તેને મરકો લગાડવાની; અથવા, વર્ષોના મિત્રને બેગરદયાએ ખુલ્લંખુલ્લા ઊધડો લઈ તેને છોલાટી નાંખું છું : વગેરે વગેરે (આ તો, ચાર-છ હશે તેમાંના બે જ નમૂના દાખલા આપવાપૂરતા લીધા છે.)...
... એ કે એવી બીજી ટીકાઓ સાચી હોય તો મારું પત્રકારું ખોટું ઠરે; જાડી રીતે કરાયેલા એ આક્ષેપો વાજબી હોય તો ઝીણી દૃષ્ટિનો વિવેચક છું નહિ ને કદી હતો નહિ એવો ગેરવાજબી એકરાર મારે કરવો પડે. એ કરતો નથી; નથી કરતો, તેનાં મુખ્યતમ કારણો સંક્ષેપમાં છે આ: (૧) વ્યક્તિ મને પહેલી દેખાતી નથી-ભાવના, સિદ્ધાન્ત કે વસ્તુ પહેલી દેખાય છે; આવું અને

તેમાં એ વ્યક્તિઓની તાત્કાલિક કમનસીબી છે પણ મારી ખુશનસીબી ગણાવી જોઈએ કેમ કે હું ભાવનાદિકને મારાથી બને તેટલો વફાદાર રહીને વ્યક્તિ વિશે સારું કે માઠું વિચારી યા લખી શકું છું, જેમ કર્યાથી તાત્કાલિક નહિ તો અન્તિમ લાભ ટીકા કે ચર્ચાના વિષયને જ થાય છે. એનાથી અધિકતર સન્તોષ કોઈ પણ પત્રકારને કે બીજા સાર્વજનીન કાર્યકરને શાનાથી થઈ શકે? (૨) અમૂર્ત જ આમ પ્રાધાન્યે અને મૂર્ત ગૌણસ્થાને, તેથી ખાનગી જીવનમાં એ ને એ જ વ્યક્તિ સાથે,–ગમે તેવી કડવી ટીકા આવશ્યક કર્તવ્ય તરીકે જાહેરમાં તેની સામે કરવાની થઈ હોય છતાં—મીઠો સંબન્ધ (ને તે અણુભાર પણ દાંભિકતા વિનાનો) મારે પક્ષે તો રહેતો હોય છે. (૩) એ મૂર્તામૂર્તની સમજદારીભરી ચર્ચા જાહેરમાં સૌથી પહેલી કરનાર, '૩૯ના અંતરસ્થ વાઙ્મયસમીક્ષકે 'જૂઇ અને કેતકી' વિચારતાં સ્પષ્ટ કર્યું છે તેમ, એ ગુણ 'નાઈન્ટીન્થ સેંચરી લિબરલ'નો છે; મને તેનો જે ખરેખરો લાભ મળ્યો છે તે કૉલેજ-જીવનમાં (મન સૌથી વેદનશીલ હોય છે ત્યારે) પ્રેમાદરથી કરેલા બર્ક તથા જૉન મોર્લીના વાચનને પ્રતાપે. (૪) એનું કે એટલા જ પ્રિય લેખક મૅથ્યુ આર્નોલ્ડનું ઉમદા દાક્ષિણ્ય ('અર્બેનિટી') મારામાં નથી તેનું કારણ કેટલેક અંશે જો મારી, વ્યક્તિગત નહિ, પણ) સિદ્ધાન્તની વાત હોય ત્યાં, શીઘ્રકોપી પ્રકૃતિ તો બાકીને અંશે, આપણા સંસ્કારજીવનમાં મૂળ ઘાલીને બેઠેલી જડતા, ઉદાસીનતા, કર્તવ્યશૂન્યતા, મિથ્યાડંબર,—હલકટ પ્રચારખોરી પણ, આ દુર્ગુણો ન ખમાય તેથી ટીકાઓ આકરી કે આકરીબાણ બન્યા વિના ન જ રહે. (૫) પરિણામ તો ઇષ્ટ આવતું હોય કે અનિષ્ટ, કે પછી એ બંનેના મિશ્રણવાળું, પણ ઉપલી રીતે ઘડાયલો, એ ઘડતરને કલમ દ્વારા વ્યક્ત કરતો, માણસ, પોતાની પ્રવૃત્તિ સાથે તદાકાર થઈને જ જીવી શકવાનો, એમાંથી બને એ કે પ્રવૃત્તિને, તેના કોઈ પણ અંગ કે સ્વરૂપને, થતા અન્યાય સામે તે જેટલા બળથી ઝૂઝે તેટલું બધું ય બળ તે પોતાના વ્યક્તિ તરીકેના માનેલા મહત્ત્વને ખાતર જ ખર્ચતો હોય છે. (આ કારણે જ પેલા કોઈક અભાગિયા 'અભ્યાસી'ને મારાં કડક લખાણોમાં છાતિયાંના સોગિયા સૂર સંભળાયા હોવા જોઈએ; 'સાહિત્યપ્રિય'ને હું અમલદાર તથા એમના મેરુ-સ્વરૂપને વળી મામલતદાર બની દર્શન દેતો થઈ ગએલો જુદે જુદે વખતે, તેના મૂળમાં

પણ વસ્તુ સાથેની મારી એ તાદાત્મ્યસિદ્ધિ તથા તજ્જનિત અનિવાર્ય ઉગ્રતા જ હશે.) (૬) એવી પ્રકૃતિ ને એવું માનસ વ્યવહારશૂન્ય કહેવાય છે, અમુક રીતે સ્વશત્રુ બને છે, વર્તનમાં પરસ્પરવિરોધી કે અસંગત પણ દેખાય છે. પણ, દેખાય જ છે; એ માયા છે, ઉપરકહ્યા અવનવા ત્રૈગુણ્યવાળી પણ ત્રિગુણાત્મક માયા જ છે. આ વિષયનું જે 'બ્રહ્મ સત્યમ્' છે તે એટલું જ કે મારા જેવા ધૂનીઓનાં કાર્યો, ટીકાઓ વગેરેમાં વ્યવહારશૂન્યતા હોતી નથી પણ વાઙ્મયની કે વાઙ્મયિક જીવનની કેટલીક ઊંચામાં ઊંચી ભાવનાઓને વ્યવહારમાં ઉતારવાનો પ્રયાસ હોય છે. (નહોતા બોલ્યા વ્યવહારકોવિદ્ મટુભાઈ કાંટાવાળા, ૧૯૨૪માં કૌમુદી શરૂ થયું ત્યારે, અંગ્રેજીના એક ગુજરાતી પ્રાધ્યાપકને મોઢે, કે આવું ત્રૈમાસિક ગુજરાતમાં નહિ ચાલે? ને છતાં, ત્યાર પછીનાં સાડાદસ વર્ષમાં તમે શું જોયું? ગયાં સાત વર્ષથી આ ત્રૈમાસિક અંગે શું જુઓ છો?) ... 'સ્વશત્રુ' બનવાની મહેચ્છા જરા ય નથી, પણ આવા માણસનાં મનવચનનો પ્રામાણિકપણે થતો વિનિયોગ જે લોકોનો હરકોઈ જાતનો સ્વાર્થ બગાડે, તેઓ એ માણસને વગોવવામાં અને તેના કાર્યને સીધું નુકસાન કરવામાં રાચવાના જ. એવા પરિણામ માટે તેણે, મનુષ્યસજાત હાલ જેવી છે તેવી રહે ત્યાં લગી, તૈયાર જ રહેવાનું અને વગોવણી નુકશાન વગેરેને બને તેટલું પહોંચી વળવાનું–તેની સામી ટીકા વડે અથવા ઉવેખીને. ...અસંગતતા? હશે, પણ એ શી ખોટી છે જડતાભરી વહેવારખોર કે વેદિયાશાઈ સંગતતા કરતાં? "A foolish consistency is the hobgoblin of little minds." એ સુજ્ઞાત સૂત્રના લેખકના દેશભાઈ વ્હિટમેને પણ કહ્યું છે: "Am I inconsistent? Very well, then; I am inconsistent. It only means that I am not one, but contain many men within me." છેલ્લી વાત પૈસાની (કે લેખ વગેરે જેવા રૂપે અપાયલા સહકારની પણ): એ વિવિધ સહકારના સર્વ આપનારે સમજી લેવું કે આપ્યું-લીધું કોઈનું કાયમ પહોંચતું નથી, જેને ખાતર આપો છો તે તમે નથી, હું નથી, તમારા પૈસાબૈસા પણ નથી; તે તો છે ભાવનાભક્તિ, તે છે યથાશક્ય ઊંચી વિદ્યોપાસના. આ જ દૃષ્ટિએ તમારો સહકાર લેવાય છે. ભૂલશો નહિ કે આ છે સહ–કાર–સાથે રહી કરવું તે. તેમાં પૈસા–રૂપિયા પાંચ કે પાંચસો–આપવાથી તમે ઊંચા નથી ને એ લેવાથી હું નીચો નથી. આ પ્રવૃત્તિમાં હું સંયોગાનુસાર first among

equals હોઇશ, પણ તેનો હશે જે કોઇ પ્રેરણહાર તેની હજૂરમાં તો આપણે દરેકેદરેક એકસરખા જ ઊંચા છીએ કે નીચા, મોટા છીએ કે નાના.' આ સત્ય ગોખતો રહેશે તે સુખી થશે ને મને પણ કરશે. ઇતિ શમ્ ॥

## ગુજરાતીઓ અને પાંડિત્ય

તા. સદર : એવામાં એ જ ચેતનના પ્રચારાર્થે—ને, કદાચ, જિંદગીમાં પહેલી જ વાર—વડોદરે ગયો ત્યારે માંડવીથી ઘંટીખાડા બાજુ જતાં જમણે હાથે આવેલી પુરાણી ઢબની હવેલીમાં એ વખતે રહેતા'તા તે, ત્યારે તો સયાજીવિજયના વાચકોમાં જ (સુપ્રસિદ્ધ હજી નહિ પણ) પ્રસિદ્ધવત્, ઠગ, બંસરી ને પત્રલાલસાના 'કર્તાનો પહેલો મેળાપ થયો હતો. હમણાં મિત્રો તેમના સુભગ આયુષ્યનું કનકપર્વ ઊજવીએ છીએ ત્યારે એ પ્રસંગનું આનન્દપૂર્વક સ્મરણ કરતાં મને થાય છે તે આશ્ચર્ય તમને પણ થશે કે એ દિવસે ને એ વખતે પોતે કોઇ વાર્તા લખવામાં રોકાયા નહોતા પણ અમેરિકન વિવેચકવર્ય મોલ્ટનના એક ગ્રન્થનું (જાણમાં, એના ગ્રન્થમણિ 'ધ મૉડર્ન સ્ટડી ઑફ લિટરેચર'નું) પૃથક્કરણ કરવા કે તારણ કાઢવામાં મશગુલ હતા. એ વિષયની વાત થતાં તેમણે કહેલું યાદ છે: "આપણે નરસિંહરાવ-નરસિંહરાવ કરીએ છીએ પણ જુઓ, આ લોકોએ ક્રિટિસિઝમની જે ડેવલપમેંટ કરી છે તેના પ્રમાણમાં આપણે શું કર્યું છે?" એ પ્રશ્ન એ ને એ જ રૂપે આજે બાવીશ વર્ષે કોઇએ પણ પૂછવો પડે એટલું બધું વિવેચનદારિદ્ર્ય હવે આપણું નથી, તેમ, મોલ્ટન વગેરેના કાર્યની સારી રીતે નજીક આપણે પહોંચવા લાગ્યા હોઇએ તેવી અને તેટલી પ્રગતિ પણ આપણે કરી નથી. પ્રશ્નમાં પ્રશ્નકારનો જે આ વિષયનો ઉચ્ચગ્રાહ રહેલો છે તે તેમને પ્રારે માનવૃત્તિ ઉત્પન્ન કરે છે એટલું પણ ખુશીથી સ્વીકારીએ.

પરન્તુ આવી બાબતોમાં આપણી ટીકા સમગ્રદર્શી અને એ જરૂરનું લાગે છે. આ મોલ્ટન કે પેલા લીકૉક લારિક તથા જોડ (આ ત્રણ-ને કોઇ ચોથું નામ ગુજરાતી પ્રાધ્યાપકોના આળસુપણા સામે થયેલી થોડા દિવસ પરની એક કલમકિતાબી ટીકામાં આગળ કરાયલાં, તે સર્વ) જે વિદ્યાપીઠશિક્ષણ તથા જે શિષ્ટપ્રજાકીય અનુવર્ત ('રીસ્પૉન્સ'), સુતીવ્ર જિજ્ઞાસાવૃત્તિ, સહજ ને પ્રાણવન્ત સંસ્કારઆહિતા ઇત્યાદિ ગુણોનાં પરિપક્વ ફ્ળો છે તે શિક્ષણની પરંપરા આપણી એવી પરંપરા કરતાં વધારે લાંબા સમયની છે, વધારે સંગીન-

તથા સ્વાતંત્ર્યશોભન છે, અને એ સર્વ ગુણો એ રૂપે, અથવા એવે રૂપે ગુજરાતી શિષ્ટોની આ કે આવતી થોડી પેઢીઓ માટે તો આકાશકુસુમ રહેવાના જેમ લાગે છે. આ કથનમાં વળી પાછું કોઇક મારા સ્વભાવસિદ્ધ મનાયલા બળિયલપણાનું દર્શન કરે ત્યાર પહેલાં કહી દઉં કે સુવિચાર અને સાત્વિકતાનાં ગુણલક્ષણની જે મિત્રને કુદરતી બક્ષીસ છે, જેમણે તેનું જતન કર્યું છે ને વિકસાવી છે, અહીંવાળા અર્થમાં અનુભાવ ( કે, યથાસંદર્ભ વાપરવા, અનુવૃત્તિ, અનુવર્તવું ઇત્યાદિ ) શબ્દ જ જેમનો પ્રયોજેલો છે તે પ્રા. વિષ્ણુભાઈ ત્રિવેદીએ હજી ગયા ફેબ્રુઆરીમાં જ નર્મદસભાના આશ્રયે અપાયલા એક ભાષણ વખતે પ્રમુખપદેથી એવા ભાવાર્થનું કહેલું કે મણિલાલ નભુભાઈ, આનન્દશંકર ધ્રુવ, બળવન્તરાય ઠાકોર જેવા, massive intellectવાળા સાહિત્યસેવકોના કાર્ય પ્રત્યે યથાયોગ્ય અનુભાવ (કે અનુવર્ત) દર્શાવી શકે તેવી ગુજરાતી પ્રજા નથી. ઉમેરવાની ભાગ્યે જરૂર હોય કે મને એ અભિપ્રાય સાચો લાગે છે; ઉમેરવાની પૂરી જરૂર છે કે ઉપર્લા કારણે ગુજરાતી મોલ્ટન સને ૨૦૪૨ પહેલાં તો પાકવાનો હોય તેમ લાગતું નથી. ... પ્રજા અનુભાવ દર્શાવતી નથી એટલે એમ કે એ લેખકોના ગ્રન્થો બરાબર વાંચીને સમજવાની કાળજી કરે, તેની કે તેના વિષયોની યોગ્ય રૂપે ચર્ચા જુદી જુદી રીતે કરે, શિક્ષિતોના ચઢઉતર બધા થરમાં એ જ્ઞાનસંચય પહોંચાડે ને તેને પ્રસારતો રહે તેવો સંસ્કારસમૃદ્ધ, શુદ્ધભાવી ને કર્તવ્યનિષ્ઠ મોટો વિદ્યાનુરક્ત વર્ગ જ આ હિંગતોળુઓની પ્રજામાં સહેજે ઉત્પન્ન-થાય તેમ લાગતું નથી. ક્યાંથી થાય? ગુજરાતી સંસ્કારનેતા (સાહિત્ય, શિક્ષણ કે પત્રકારત્વનો સમાજધુરીણ) પણ ઘણીખરી વાર દિલની નહિ પણ દેખાવની સંસ્કારિતાવાળો હોય છે-ચૂંચી જ ભાવનાદૃષ્ટિવાળો ને તેથી સ્વાર્થાન્ધ તેમ જ મિથ્યાભિમાનભરપૂર હોય છે-ત્યાં વિદ્યાનુરાગવાળો મોટો, સક્રિય વર્ગ ક્યાંથી ઉત્પન્ન થાય? પરિણામે, ઉચ્ચ શિક્ષણ જ કરી-કરાવી શકે તેવી જ્ઞાનસમૃદ્ધિઓજસ્વી ને બહુવિધ-આ પ્રજામાં-એના 'શિષ્ટ'વર્ગમાં પણ નથી તેમ એ શિક્ષણના ઉત્તમ સ્વરૂપમાં જ શક્ય એવી માતબર સંસ્કારિતા પણ પ્રજામાં વ્યાપક બનતી નથી. આ દુર્દૈવ કેમ અને ક્યારે ફીટશે એ કોણ જાણે. હમણાં તો દુઃખ રડીને જ રહેવાનું છે આપણે, એમ લાગે છે.

ગઈ પેઢીઓના વિદ્વાનોનાં નામ પરથી એક બીજો વિચાર પણ આવે છે. તેમાંથી કોઇ કાળધર્મને વશ બની પરલોકવાસી થાય ત્યારે અવસાન-

નોંધોના લખનાર આપણને યાદ દેવરાવવું ચૂકતા નથી કે એવું પાંડિત્ય હવેના લેખકોમાં નથી વગેરે. એ વાતને એમ ને એમ પકડી લ્યો ને પ્રચારો તો સાચી છે; બીજી દૃષ્ટિએ, તેમાં રહેલી ફરિયાદ એકતરફી વિચારનું પરિણામ છે. આમ કહેવાનાં કારણોઃ (૧) જેઓ, પંડિતયુગ પણ કહેવાતા ગોવર્ધન-યુગના લેખકો થયા તેમનો અભ્યાસક્રમ, કૉલેજ છોડ્યા પછીની પણ તેમને મળેલી પૈતૃક ને સ્વકીય આર્થિક સગવડો, એથી અભ્યાસ વધારવા મળેલી સાધનસુલભતા–આ બધું ત્યાર પછીના શાસ્ત્રીય લેખકો પાસે કાળબળે રહેવા દીધું નથી; (૨) એ યુગનો લેખક અવસાન પામે ત્યારે તેની ૪૦, ૪૫, કે ૫૦ વરસની આખી કારકિર્દીને હમણાંનાઓની ૧૫ કે ૨૦ની –હજી ચાલુ છે તે–કારકિર્દી સાથે સરખાવવા બેસવામાં છે ઉઘાડો જ અન્યાય; (૩) એ યુગવાળાએ પોતાને મળેલા લાભોનો બને તે વધુમાં વધુ ઉપયોગ કરીને પોતાનું કેટલુંક ઉત્તમ કાર્ય કારકિર્દીનાં પહેલાં વીસેક વર્ષમાં કરેલું તેમ આ યુગવાળામાંથી સ્વાભાવિક લેખનવૃત્તિ ધરાવનારાએ પોતાનું એવું પ્રદાન એટલા સમયમાં, કદાચ જુદી રીતે પણ પોતાના પ્રિય વિષય પ્રત્યે પૂરી ભક્તિપૂર્વક, કર્યું છે એમ સામાન્યતઃ કહી શકાય; (૪) કેટલેક અંશે ૧૯૨૧થી (બી. એ.માં ગુજરાતી દાખલ થતાં) ને બાકી ૧૯૩૭થી (ઇ. ઇ. થી જ એ દાખલ થતાં) કૉલેજોમાં ગુજરાતીના અધ્યાપકો સંખ્યામાં વધ્યા છે તેટલા, પહેલી પંક્તિના કે ઊંચી બીજી પંક્તિના લેખકપણાની દૃષ્ટિએ, ગુણવત્તામાં વધ્યા નથી એટલે શાસ્ત્રીય વાઙ્મયના વિકાસમાં એ વર્ગનું પ્રદાન હાલ તો ઇચ્છીએ તેટલું તીવ્ર સવેગી નથી ને સતત પણ નથી. વળી કૉલેજોમાં બીજા વિષયો શીખવનાર ગુજરાતી અધ્યાપકોનું માતૃભાષાનું જ્ઞાન કે એના સાહિત્યનું વાચન એટલું થોડું ને નજેવું છે અને એ ભાષા પ્રત્યેના કર્તવ્યની એમને લાગણી નથી, રે, એની પ્રત્યે માન તો નથી પણ કેટલાક ઉઘાડો તિરસ્કાર જ કેટલાક તો રાખે છે–એટલે પણ એ વર્ગને હાથે શાસ્ત્રીય ગ્રન્થો લખાતા નથી ને લેખો જૂજ લખાય છે. આ છેલ્લા કારણે જ, સૌથી વધુ તો, તેમનાં લખાણથી ભાષા વંચિત રહે છે. બાકી તો, પોતાના વિષયો ગુજરાતીમાં નહોતા શીખવતા તે આ. ધ્રુવે ને પ્રા. ઠાકોરે ધર્મતત્ત્વજ્ઞાનનું કે ઇતિહાસનું માનપાત્ર પ્રદાન ગુજરાતીને ક્યાં નથી કર્યું?

### ઋગ્વેદભાષા બદલાતી ગઈ હોય તો?—

તા. ૧૦મી જુન: "ઋગ્વેદ ૨૫ હજાર વર્ષ જેટલો જૂનો હોય તો

તેની ભાષા કે એટલો બધો વખત એકસરખી રહી હોય, આપણને એ 'મળી છે તેવી?" થોડાં અઠવાડિયાં પર આ શંકા ક્યાંકથી ફરતી ફરતી આવીને મારા સુધી પહોંચી ત્યારે જ મને "પેન્સ સિક્સ-પેની સીરીઝ"-માંની મનુષ્યની જાતિઓ વિશેની એક પુસ્તિકામાં કેટલાંક વર્ષ પર વાંચેલો (આર્યોના અતિપુરાણા પૂર્વજો વિશેનો) શબ્દ wiros યાદ આવ્યો હતો. વીરઃ શબ્દ બહુ જૂના કાળમાં મનુષ્યવાચક 'વિરૉસ' હશે ઇત્યાદિ અનુમાનાત્મક સંશોધનનું એ પરિણામ. આ ન્યાય ઋગ્વેદભાષાને પણ લાગુ પડાય. તેની આપણને મળી છે તે, ઘનપાઠ જટાપાઠ આદિને કારણે બદલાવી અશક્ય બની છે તે, ભાષા ("अग्निमीळे पुरोहितम्" વગેરે) જો ઇ. સ. પૂર્વે ૩૦૦૦ની અને એ ભાષાનું પૂર્વરૂપ જો (બે વર્ષ પર અમદાવાદ આવેલા તે ડૉ. ચાટુર્જ્યાએ સૂચવેલું ને હવે આપણને કેકા શાસ્ત્રીકૃત હમણાં જ પ્રગટેલા 'આપણા કવિઓ'ના ઉપોદ્ઘાતમાં સુલભ)-જો "अग्निम् इदै पुरझ-धितम्" એવું, તો આ જાતની, ધારો કે ઇ. સ. પૂર્વે ૫૦૦૦ની, ભાષાનું વધારે જૂનું રૂપ એથી પણ જુદેજુદું ઇ. સ. પૂર્વે ૧૦ કે ૨૦ કે ૨૫ હજાર વર્ષ પર કેમ ન હોય? એવા વધારે પલટા ઉપરકહ્યા ઘનજટાદિ પાઠોની શોધથી જ આગળ વધતા રોકાયા હોય એ સંભવિત છે ... બહુ લાંબા ગાળા સુધી એ વેદની ભાષા વણબદલાઈ રહ્યાનો પ્રશ્ન, એટલે જૂનો ઋગ્વેદકાળ સૂચવનાર ડૉ. દાસને થયો હતો કે કેમ ને થયો હોય તો તેનો ખુલાસો તેમણે કેવી રીતે આપ્યો એ જાણવાનું સાધન આ લખતી વખતે પાસે નથી; પણ ઉપલી ભાષાવિષયક ચર્ચાસરણી જો બરાબર લાગે તો ડૉ. દાસે પોતાના પચીસ હજાર વર્ષવાળા દૃષ્ટિબિન્દુ માટે રજૂ કરેલાં ઇતર શાસ્ત્રીય પ્રમાણો સબળ હોઈ, તેનો સ્વીકાર કરવ આ વિષયના કોઇ પણ વિશાળહૃદય વિચારકને વાંધો હોવો જોઇએ નહિ.

[ રથળાભાવે વાસરિકાની કેટલીક નોંધો છોડી દેવી પડી છે. સં. માનસી]

# નિકષ

## ધીર કવિ

૧

કલાના ઇતિહાસે એકબે વસ્તુ સ્પષ્ટ કરી છે : એકમાંથી અનેક કલાજાતિઓનો ઉદય અને ભાવકના રુચિતંત્રમાં થતો ફેરફાર. નૃત્ય સંગીત કવિતાના પરસ્પરાશ્રિત કલાપ્રકારમાંથી આમ્રવૃક્ષની કલમ થાય તેમ એકેક અંગને પ્રધાન લક્ષ આપે નવા કલાપ્રકારો ઉદ્‌ભવ્યા. મહાકાવ્યની અંદર પ્રસંગાનુકૂલ આવતાં નીતિવચનોમાંથી સ્વતંત્ર બોધક મુક્તકો અને દુહા અને છપ્પાની રચના કવિઓને પ્રિય લાગી. મિશ્રમાંથી અમિશ્ર કલાપ્રકારોની જેમ અમિશ્રમાંથી મિશ્ર કલાપ્રકારો પણ જન્મે, જેમકે સંવાદ સંભાષણ આદિમાંથી કિંવા નૃત્ય સંગીતમાંથી નાટ્ય.

વળી આ પ્રગતિ એવી ગતિ નથી કે પાછળ મૂક્યું તે છોડ્યું જ. સંસ્કૃતિના ઇતિહાસમાં કશું પાછળ મુકાતું જ નથી; કોઇ ને કોઇ રૂપે જીવન સાથે સંલગ્ન રહે છે અથવા તેના મૂળ સ્વરૂપમાં અણધાર્યું દર્શન દે છે, ભજન ગરબી ગરબા તેમની સામાજિક બોંયમાંથી લગભગ ઊખડી ગયા. અત્યારે વિદ્યાર્થીઓના ઉત્સવોનું અંગ બન્યા છે અને રેડિયોદ્વારા થોડું નવું જીવન પામતા રહ્યા છે.

કલાના રસની અમરતાથી આકર્ષાઈ સાહિત્ય ક્વચિત્ ક્વચિત્ ભૂતકાળના લોકપ્રિય સાહિત્યપ્રકારને પુનર્જીવન આપે છે, અપનાવે છે, અજમાવે છે. તેમાં વિષય ઘણી વખત નવો હોય છે પણ પદ્ધતિ બરાબર જૂની હોવાથી સામાન્ય વાચકને સાહિત્યમાત્ર વિશે ખોટો ખ્યાલ બંધાઈ જાય છે કે આ જે કાલિદાસ, કે નરસિંહ કે દલપતરામની ઢબે લખાયું તે જ ખરું સાહિત્ય, બીજું કપટસાહિત્ય. આ પૃથગ્જનની વૃત્તિથી નાનાલાલ, ડાકોર જેવા

૧૦

લેખકને અન્યાય થવાનો બહુ સંભવ રહે છે. હૃદયની ટેવોને જે કવિતા અનુકૂળ લાગે તે સારી, ન લાગે નઠારી કહી રાસસંગ્રહથી નાનાલાલની, કે "અષ્ટક" "વૈશાખી પૂર્ણિમા" જેવાં થોડાં ગીતથી વા "દામુ વકીલનો કિસ્સો" જેવા વિનોદકાવ્યથી કે, અરે, 'કેકા'થી ઠાકોરની કોઈ કિંમત કરે ખરા! પણ એવી કિંમતમાં પૃથગ્જન કવિપ્રતિભાનો એક અંશ જુએ છે જે હોય કદાચ અતીવ ગૌણ. તાત્પર્ય કે કવિની પ્રણાલિકા-પરાયણ કાવ્યપ્રવૃત્તિ અવલોકવી અવશ્ય, પણ અવલોકનની સમગ્રતા માટે જ નહિ, કવિપ્રતિભાની સર્જકતા અને વિલક્ષણતાનો ક્યાસ કાઢવા માટે રુચિતંત્રને આઘાત આપતાં કાવ્યોનું સમતાથી પરિશીલન અપરિહાર્ય છે.

રુચિતંત્રને આઘાત આપતાં કાવ્યો પણ ઘાટમાં ઔચિત્યવાળાં અને અંતસ્તત્ત્વમાં નિષ્ઠા, ખુદવફાઈ, 'અનુભવની સચ્ચાઈવાળાં હોય તો આઘાત આપતાં છતાં આકર્ષે, કોકુ ધૂણે પણ વળીવળી વાંચવાનું મન થાય, અને પરિણામે ભાવકના રુચિતંત્રમાં જ ફેરફાર કરે. નવા વિલક્ષણ લયો તેના મનમાં રમતા થાય; અત્યાર સુધી છુપાઈ રહેલા ભાવોનો ચિત્તમાં સત્કાર, અનુભાવ વધતો જાય; અને સૌન્દર્યવિવેક નવું પ્રસ્થાન કરી શકે. કાવ્યમાં વાતચીતનો મરોડ, પદાવલિમાં બોલીનો રણકાર, ગમે તે છંદમાં સળંગ ને પ્રલમ્બ વાક્યરચના, પૃથ્વી આદિ વૃત્તોનો લય, વિચારપ્રધાન માત્ર પદ્ય નહિ પણ ઊર્મિ-કલ્પનારસી કવિતા—આ બધું હવે એટલું પરિચિત છે, પ્રો. ઠાકોર પછીના સારા કવિઓએ, કેટલાકે ખુદ ઠાકોરની કવિતાના દોષો ગાળી કાઢીને, એટલું પરિચિત બનાવી દીધું છે કે 'આ કવિતા આપણી ભાષાની વ્યક્તિતાને અનુકૂલ નથી, નરસિંહ કે સામળ કે પ્રેમાનંદની પરંપરામાં ભળતી નથી તેથી જ કુકવિતા છે' એમ કહેવું યુક્ત નથી. તે વાત હવે અનુભવવિરુદ્ધ છે. આનો કોઈ એમ તો ન જ અર્થ કરે કે પદપ્રસંગી, વાક્યરચના, વિચારઅભિવ્યક્તિમાં ઠાકોરની કવિતા ઉત્તમ છે કે સાવ દોષરહિત છે. અર્થ એટલો જ કે તેની દિશા ખોટી નથી, તે અને તેની અનુયાયી કવિતાથી આપણા રુચિતંત્રનું જેમ શોધન થયું છે તેમ તેના વિષયનું ક્ષેત્ર પણ વિપુલ બન્યું છે.

કઠોર પદાવલિનો પક્ષપાત ઠાકોરની કવિતાનું લક્ષણ બની જાય તેટલો બધો તેમના સ્વભાવમાં રૂઢ થયો છે. અનેક કાવ્યોમાં એ કઠોરતા ભાવ કે

વર્ણનવિષયને ઉચિત છે. ગિરનાર ચઢવાનું કે જીવનની ખડકો જેવી આધ્યાત્મિક કટોકટીમાંથી પસાર થવાનું કવિ સુયોગ્ય પદાવલિમાં વર્ણવે છે.'

> ચઢું ઉપર. હા! સખે, વિકટ આ ચડાવે હમે,
> નહીં નિકટ; કર ગ્રહે તમ ખભો જુની ટેવથી.
> નથી પગથિયાં રચ્યાં; પથર ધારવાળા લિસા,
> અને અણિલ કંટકી નિબિડ ઝાડિ આ કારમી!

અથવા હિટલર ઓજસ્વી કે ડંફાશની વાણી કાઢે ત્યારે કઠોરતા જ પ્રયોજેઃ—

> ગજ્યું જ કશું એ વણેઠિપુર લાલ ટાપૂતણું
> ટચાર રહિ બિલટ્રફ્રીગ મુજનો કરે સામનો!
> કહે નિજ મુખે "હું સિંહ!"—ફટકાર્યું જ્યમ કૂતરો!
> કરૂં વપુ મુજંત કંપત જ બૂટ મુજ ચાટતો!

પણ

> બહુમ, પયસર બચ બચ પીએ
> મુખપ્યાલિ ભરિ ભરિ ઘટિ ઠલવે.

–માં 'બુમ' ની કઠોરતા માટે કશું પ્રયોજન નથી. "જૂનું પિયેરઘર"-માં તેથી પણ ઓછું છે, છતાં પહેલી સાત પંક્તિઓમાં પ્રત્યેકમાં એકબે ટ ઠ આવે છે. કાવ્યો અસામાન્ય સૌન્દર્યવાળાં અને વિષય મધુર પદાવલિમાં દીપી ઊઠે એવો, તથાપિ કઠોર વર્ણનો પક્ષપાત કવિ દાબી શકતા નથી. એ કાવ્યમાં અર્થ વસ્તુસ્પર્શી કરવા "શિશુસમયના ભાવના સોબતીઓ" પાઠ બદલી-"શિશુસમયનાં ખટમિઠાં સોબતીઓ" કરે છે એ જ આ પક્ષપાત સ્વભાવમાં કેટલો ઊંડો ઊતર્યો છે તે જણાવે છે. આ અપ્રતિરુધ્ય વલણનું શું કારણ હશે? કર્ણરંજક શબ્દોથી છેતરતી પોચી કવિતાનો આ પ્રતિભાવ (reaction) હશે? કે કવિતા વિશે પદાવલિવિષયક ભાવકની ટેવ તોડવાના જાણ્યેઅજાણ્યે પ્રયોગ હશે?

પ્રો. ઠાકોર અવિશદ નથી એમ પણ નહિ કહી શકાય. અર્થની અભિપ્રેતતા કે યોગ્યતાની નજીકમાં નજીક જવા માટે, અથવા સુઘડતા માટે તેમણે કાવ્યોમાં કરેલા ફેરફારો એમની નિષ્ઠા ને ચીવટની, તો સાથે થોડી અવિશદતાની પણ સાક્ષી પૂરે છે. "ભણકાર" ધારા ૧લીના પાઠ સાથે "મારાં સૉનેટ"ના અને તેની સાથે "ભણકાર"ની છેલ્લી આવૃત્તિના પાઠો સરખાવવામાં

પાંડિત્યપ્રેમીને મઝા પડે પણ અહીં એવા વિસ્તારનો પ્રસંગ નથી. "પ્રેમનો પ્રાતઃકાળ" આ વિષયમાં સંપૂર્ણ નમૂનો છે. પહેલી પંક્તિમાં 'પણ'નું દ્વિત્વ કાઢી, કવિએ સુરેખતા આણીઃ

પ્રિયે, દેહો અર્ધા, હૃદય પણ અર્ધાં, મન પણ

તેનું કર્યું—

પ્રિયે, દેહો અર્ધા, હૃદય મન અર્ધાં હૃદયનાં

પાંચમી પંક્તિમાં 'ભલે'નું દ્વિત્વ કાઢી નાખ્યું; છઠ્ઠીમાં 'પ્રણય' અને 'રતિ' એ સમાનાર્થ શબ્દ લાગવાથી 'ઉડણપથ' મૂકી અર્થમાં વધારે રહસ્ય આણ્યું. પછીનું વાક્ય "મારાં સૉનેટ"માં સુધારી આ સર્વગ્રાહી આવૃત્તિમાં પુનરપિ સુધાર્યું છે:

"ભણકાર" આવૃત્તિ-૧.

સ્વયમ્ભૂ પ્રેમાગ્નિ જિગર-યુગલે શાશ્વત છતો;
પ્રિયે એ વેદીમાં તનમન-ઇરાત્મા અરઘિયાં
ત્હમારાં ને મ્હારાં ધરી, દ્રવ કરી, શોધન કરી,
નવા લગ્ને સાધી, વિમલ રતિજ્યોતિ પ્રકટિયે.

"મારાં સૉનેટ"

સ્વયમ્ભૂ પ્રેમાગ્નિ સકલ યુગલે એકલશિખ,
અને તે વેદીમાં તનમનઇરાત્માર્ઘ હવયે,
પ્રિયે, ત્હારાંમ્હારાં, ધરિ, દ્રવ કરી, શુદ્ધ તપતાં,
પુરા લગ્ને સાધી વિમલ રતિ-ઐક્યે વિહરિયે:

"ભણકાર" (છેલ્લી આવૃત્તિ)

સ્વયંભૂ પ્રેમાગ્નિ પ્રકટ દ્વયમાં એકલશિખ,
ધરી એ વેદીમાં તનમનઇરાત્માર્ઘ હવયે,
પ્રિયે, ત્હારાં મ્હારાં દ્રવ કરિ મિલાવી જ તપતાં
પુરાં લગ્ને સાધી વિમલ રતિઐક્યે વિહરિયે.

અર્થ સુસ્પષ્ટ કરવા કવિએ કેટલો બધો ફેરફાર કર્યો! આને તેમનું તપ ગણી મૂળ વાક્યની અસ્પષ્ટતા પણ ભેગી કબૂલી લઈએ. "પ્રેમનો પ્રાતઃકાળ"ના બીજા દલમાં પણ ફેરફાર ઘણા અને સૂચક છે. એમાં અર્થ વિશદ પણ અતીવ સંક્ષિપ્ત રૂપનો અને પ્રતિરૂપો (images)—ને દ્વારા સુંદર કાવ્યનું નિયોજન થયું છે—તે ઉજ્જ્વલ આકારમાં ચક્ષુપ્રત્યક્ષ થતાં નથી. કેટલાંક સ્થળે ઉપસ્કાર(ellipsis)થી અવિશદતા આવે છે. "પ્રેમની ઉષામાં"ની

આ પંક્તિઓમાંની

> આયું: પાયાં જિગર જિગરે અમૃતો સામસામાં:
> —દૃહાડો ન્હૈં ત્યાં, નહિ પણ નિશા, પ્રેમ કેરી ઉષામાં,

છેલ્લી પ્રો. ઠાકોરે આમ ફેરવી—

> ન્હૈં ત્યાં ચાંદાસુરજ ઉભિ, એ પ્રેમ કેરી ઉષામાં.

છતાં કવિના ટિપ્પણ વગર પૂરતો અર્થ ઊગી નથી આવતો. ઉત્તમ પ્રેમની શાન્તિ, સ્વસ્થતા કે સમ્યગ્દૃષ્ટિ આ આછા પ્રકાશવાળા નવપરિણીત યુગલ-ના પ્રેમમાં સંભવતી નથી, હજી એને વાર છે એ અર્થ રમણીય છે, પંક્તિમાંથી ઘટે છે પણ તેમાંથી સહજ સ્ફુરતો નથી.

૨

ગીતોમાં પ્રો. ઠાકોર ઓછા સફળ છે અને ત્યાં તેમની પ્રતિભાનાં કેટલાંક લક્ષણો, એ કવિતાજાતિને અનુકૂળ નહિ હોવાથી, ઊપસી આવે છે. કવિતાના ભિન્નભિન્ન અનેક વિષયોનું ઘણું ઉપયોગી સૂચન કરતા "કવિઓના રાસ"માં આ પંક્તિઓમાં કશો ઉલ્લાસ કે ભાવ નથી:

> સુંદરિયોનાં ચીતક દારુણ, ચડપડ વારાફેરા અતિગ્રણ,
> સત્તાપ્રપંચપેચો નિર્ઘૃણ સાજન! ગાઇયેં ગવાડિયેં૦
> વ્યષ્ટિસમષ્ટિ અખાડો ઊંચો નરત્વનારાયણત્વ ટોચો,
> મધ્યાંદોલન જીવનહીંચો સાજન! ગાઈયેં ગવાડિયેં૦

આ વિચાર ગંભીર છે પણ ગીતમાં દીપતો નથી; કિંવા આ પદ-ન્યાસવાળા ગીતમાં દીપતો નથી. એ જ અભિપ્રાય "કવિનું કર્તવ્ય"માં પૂરા ઔચિત્યથી ઊતરી શકત. ત્યાં લગભગ એ જ વિચાર નિશ્ચયી દૃઢતાથી ઉદ્બોધનના સૂરે કવિ મૂકે છે.

> સ્વાદુ કવિ આપું ને સ્મરણુ કાવ્ય કવતાં ધરે,
> ન વસ્તુ કદિ શોધે કાવ્યતણું આત્મચિત્તાન્તરે;
> વિશાળ જનતા વિલોક મમતાથિ, સન્માનથી,
>
> × × ×
>
> ક્યાંક સુર સિંહાસને મનુજચિંતનસાર શિખા,
> બધાં ફલક માપજે મનુજબુદ્ધિસીમાતણાં.

વિચારને અનુરૂપ ઢાળામાં આ કાવ્ય છે એ તો ખરું જ, પણ કાવ્યત્વ કવિની આત્મશ્રદ્ધા અને મિત્રભાવે થયેલ વિશાળ દૃષ્ટિની અપીલમાં છે, જેમાં ચેતવણી પણ છે કે કવિપદેચ્છુ સૌન્દર્યસર્જનનું ધ્યેય રખે ભૂલે:

> રખે વિસરતો ક્ષણે શરણુ એક સૌન્દર્યનું.

ગીતમાં અર્થપ્રવાહ આપવાનો સબળ ને સફળ પ્રયત્ન "રાસ-સમુત્ક્રાન્તિ દિગ્દર્શન"માં છે, જે કવિ નાનાલાલના ઝનનન ઝનનન કરતા "વિશ્વગીતા"-ના એક કાવ્ય સાથે વિરોધાવવા જેવું છે. અહીં એકેએક કડી સમુત્ક્રાન્તિનું અક્કેક પદ કર્ણરોચક વાણીમાં વર્ણવે છે: સર્વત્ર પ્રકૃતિ અને પુરુષનો રાસ છેઃ તારા અને સૂર્યમંડળોનો, જડ પ્રકૃતિ અને નર સુધીની પ્રાણિસૃષ્ટિનો, નરદેહ અને અને અસ્મિતાનો અહંકારનો, વ્યક્તિ અને સમાજનો, વ્યક્તિના વાસનાપોષણ અને વાસનાત્યાગની વ્યવસ્થા સાધતા આશ્રમોદ્વારા વિકાસનો, કાયદો અને સ્વતંત્રતાનો, એમ 'અનન્ત કોટિનો રાસ કવિ આલેખે છે; અને અન્તિમ કક્ષામાં તો એ રાસ બ્રહ્મનો બ્રહ્મની સાથે જ સમજાય છે. અહીં લય ઉલ્લાસી, પદાવલિ કર્ણરંજક અને અર્થ કલ્પનાપોષક અને ધ્યેય તરફ ધસતો છે, એટલે ઠાકોરનાં ગીતની લાક્ષણિક નિયોજનપદ્ધતિનું આ એક ઉત્તમ ઉદાહરણ છે, પણ સ્વતંત્ર રીતે જોતાં એમાં વક્તવ્ય કથનરૂપે જ આવે છે તેથી ગીતના ઊંચા નમૂના તરીકે એને લઈ શકાશે નહીં. સુપ્રસિદ્ધ કાવ્ય 'ખેતી' લગભગ એ જ કક્ષાનું નિબંધ જેવું બોધક કાવ્ય છે. પ્રસ્તુત બોધને અમુક મર્યાદા છે તે કવિ જાણે છે, અને એ મર્યાદા જાણ્યા વગર વાચકને ગળે ઊતરે તેમ નથી, છતાં તેમાં માતૃહૃદયનું વાત્સલ્ય અથવા, બીજી રીતે કહીએ તો, કવિની દેશપ્રીતિ ઊછળે છે, અને તેવી લાગણીની અનુવૃત્તિ ( response ) પણ વાચક પાસેથી મેળવી લે છે, પણ વક્તવ્યનો એક મુખ્ય સૂર કે "ફિકર તહમારે રાજકાજ ને શસ્ત્રઅસ્ત્રની શી છે આજ !" તેને ગંભીર સૂચના કરતાં કટાક્ષની પંક્તિ તરીકે લેખવા આજનો વાચક લલચાશે.

બુદ્ધિવ્યાપાર એ વૃત્તિઓને સમધારણ રાખનારું બળ છે, ને એ બળ ઠાકોરમાં જેવુંતેવું નથી; ગીતમાં યે કવિ છુટ્ટી કલમે લખતા નથી; પરિણામે વાચક પણ તેમની સાથે તણાતો નથી. સામે પક્ષે ઠાકોરની કવિતામાં ઢોળ ચઢાવીને આંજવાની વાત જ નથી; તેમના આદરપાત્ર વિષયને પણ તે અહોભાવથી નીરખતા નથી; તેમનાં ચક્ષુ પ્રિય પાત્રનાં પ્રકાશ ને છાયા બન્ને જોઈ શકે છે. નાનાલાલ અને ખબરદાર, દાખલા તરીકે, પ્રિયજનનાં ચિત્રોમાં ગુણનાં રૂંડાં ઢોળે છે અને બહુ તો બાહ્ય રેખામાં વાસ્તવિકતા લાવી શકે છે; પાત્રોને ભાવાત્મક બનાવી દેવાની તેમને કવિસુલભ ટેક પડી ગઈ છે. અમૃતલાલ પઢિયાર માટે નાનાલાલનો ઉદ્‌ગાર–" નામે ગુણે નિધિના અમૃત સરી-

ખડો દેવી પઢિયાર છે ત્યાં" કે તેમના માટે ખબરદારનો "અમૃતમય, આત્મજા! તાતધન તેમિના! તારકા તું જ મુજ આંખકેરી" એ એક પદ્ધતિના નમૂના છે. "અ. સૌ. નર્મદા ભટ્ટ" માં પ્રો. ઠાકોર સાદી સામગ્રીએ એક વસ્તુદર્શી અને વધુ સ્વાભાવિક અને છતાં સન્માનપ્રેરક છબી દોરી દે છે.

દેખાડયો કર ગ્રહને એકદા:–
ઠોક ઘુણાવી ધરી ગ્લાનતા
ધાતો પીડાઓ કહિ શતધા : ગરીબ ન્હાની,
માની થઈ ગઈ રોવા જેવી :
વદી, 'ભાઈ, એ તો શો જેવી
પડશે ને, વેઠશે તેવી દેહેણાદેવી.
પણ હજિ આ રહિ રેખ ઘણી યે
કહે છે કંઇ નોખૂં કોઇ એકે
કે ના સૌ કોઇ મુઈ સંપીલી એ મોટી ન્હાની.
'મ્હારા સમ, કહેજો ભાઈ સાચું!'
મેં યે ખાલી વેણ જ નાખ્યું:
'એવા હો!' ધીમેથી ભાખ્યું, 'હા, છે ન્હાની
આ રેખા દેખાય અનેરી;
અખંડ પતિસેવાની દોરી :
કપરી પણ : પૂરેપૂરી કરશો, ન્હાની'
તુર્ત ગ્લાનિ ગઇ ઊડી ક્હિંયે!
પતિવ્રતા ખિલિ આખી કાયે;
વદી, ભલે તો પીડ બધી યે, શરી ન્હાની.

રૂપે બુદ્ધિએ સાધારણ સ્ત્રી પતિવ્રતાધર્મને ભવોભવનો ધર્મ અને આકાંક્ષામાંની આકાંક્ષા ગણુતી હતી એમ કથન જ હોત તો એમાં કવિતા તરીકે કંઈ વિશેષ નહોત. ચઢી આવેલાં વાદળ પર એકાએક સોનેરી રેખા પ્રગટે અને વાદળને પણ રમ્ય બનાવે એમ પાતિવ્રત્ય સાંગોપાંગ પળાશે એવા ભવિષ્ય કથને, અખિલ દુઃખની કલ્પનાથી મ્લાન થયેલું મુખ પ્રફુલ્લ અને તેજસ્વી બની ગયું. પાતિવ્રત્યની ભાવના કેટલી ઊંડે ઉતરેલી હતી? એ કેવી રૂપકાત્મ પદ્ધતિએ કવિએ દર્શાવી! સાદા પ્રસંગોનું સચોટ આલેખન અને પાત્રોચિત ભાષા, લય, આદિ ઠાકોરને પાત્રલક્ષી ઊર્મિકવિતામાં અજોડ બનાવી દે છે. આ શક્તિ બ્રાઉનિંગ જેવી છે, તો ઠાકોરમાં બ્રાઉનિંગનું ખરબચડાપણું પણ નિભાવી લેવું પડે.

રાક્ષસના બળનું માપ જાણતાં છતાં તેની તરફ તિરસ્કારથી જોતા કવિના 'હિટલર ઉપરના ઓજસ્પ્રધાન કાવ્યમાં પ્રાસંગિક કરતાં વધુ મૂલ્ય છે. ત્યાં હિટલરનું સ્વભાવલક્ષણ ડંફાશ (જે "ફ્રાન્સ પડતાં હિટલરના મનસૂબા"-માં એકધારી સબળતાથી આલેખાયું છે). સ્વાભાવિક ઉક્તિઓની પરંપરા સાથે અર્થ અને ઢાળના ચમત્કારક સુમેળવાળી એક જ કડીમાં પૂરતું આવી જાય છે:

સમરસંદેશ ત્યાં ટકટકે, હિટલર!
'વાટ આ ભાંગિ!' 'આ રેલ તૂટી!' 'જળ્યાં પ્લેન આ!' 'તેલ અંહિ ખૂટવામાં!'
'સૈન્ય અધલખ ગયું!' 'ટૅન્ક આ ખોટક્યાં!'
'મોખરા સકલ ત્રાડે—" નવી કુમક ક્યાં?"
"હમાં ન પાણી! ખુટ્યૂં અન્ન અંહિ! દારૂગોળા ન સેના ય પુરતી અંહીંયાં!"
"મોકલું મોકલું!" દૈત્ય કહે, "દશગણાં! સોગણાં યે હું હોમું પલકમાં!
આ ત્રિમાસે જ ઇંગ્લાંડ ને ફ્રાન્સ રગદોળિ કરવાં ફના, એ તમે ના,
અષ્ટ રાષ્ટ્રો મ્હને સેવતા હિંકરો!—આ વડા એમ બેવડ કરું હા!"

ટકાર માફ, "બટુમ ગીતાવલિ" ઠાકોરની લલિત કલ્પના અને ચિત્રણ-શક્તિનો સરસ નમૂનો છે. બાળકને અંગે માતાના લાક્ષણિક અનુભવો થોડા શબ્દોમાં પણ આબેહૂબ ઊતર્યા છે. તેની ધાવવાની અને 'પાપા'ની ક્રીડા, તેનાં નિર્દોષ અને સસ્મિત ઊંઘવાં, તેના પારવગરનાં રડવાં, તેની કાચી નવલી મધુર વાણી, વગેરે વાતો કવિએ વણી લીધી છે; અને તે પણ ગાસહજ બોલ અને લહેકામાં.

બટુમ, ના તું તો ભાઇ આડો,—
વેરત, ફેંદત, ફોડત, તોડત,
ખેંચત, ખૂંદત, ગૂંદત, ચૂંથત;
અટક થતાં કચવાઈ રિસાઇ
ગુસ્સે ગુસ્તા લત્ત લગાવત;
આઘાતે બતે જ ઘવાઇ
મુકે ભેંકડો અણે પાડો!

એ 'પાડો' ક્વચિત ફિલસૂફ બની જાય છે, તેની સ્થિર આંખો અગમ્યની શોધમાં છે, કે ન પકડાય એવા પવનને પકડવા માગે છે. સુરેખ અને સુભગ છબી આપી કવિ કલ્પનાને લડાવે છે:

બટુમ, શું વં મથ છ પકડવા,
સર ઉચલી, થિર કરિ ચક્ષ આંખવા? બટુમ૦

તરુપાને રસળંત પવનડા,
સરરર ! ખડડડ !
મંદ કદી, કદિ ડોલત લેહત,
કદિ સેલત, ઉચ્છલત ગગનવા:
બહુમ, શું વૃં ચહછ મથ છ એ
અનિલ રમતુંની ગમતું પકડવા ? બહુમ૦

અને અસ્થિર અનિલ જેવો બહુમ આપણે વીસરી શકતા નથી.

નરસિંહરાવ જેવા કવિઓ કાવ્યમાં અગંભીર વૃત્તિ દાખવી શકતા નથી; બલવંતરાય વિનોદ માટે કાવ્યનું વાહન સ્વીકારે છે અને ત્યાં પેલા બાળક પેઠે નિર્દોષ રમત કરે છે. "પાંચ વારનો રાસ" ને 'ઠક્કો' જેવાં કેટલાંક કેવળ રમત છે, તો કેટલાંક કાવ્યોમાં એમની પ્રતિભાનું એક લક્ષણ, કલ્પનાતરંગ-ફેન્સી-સારું દેખા દે છે. "દામુ વકીલનો કિસ્સો", "વડીલોને", "ભમતારામ", "બંદાની લવરી" ખૂબ નિર્દોષ ગમ્મત આપે છે. એમાં સ્પર્શ ઘણો હળવો છે—છેક જ ટાળનો કે પાતળા કટાક્ષનો, અથવા ઘણો નાજુક, જાણે સક્કરખોરો ફૂલને અડકચો.

સૂરજ પ્રકાશે છે ને ત્યારે બંદા ભ્રમર !
ન્હારે તે વળી ઘર ? એ લાકડાં એ રંગ
બંદા અડખંગ !
આપટાં મરમરે ને ત્યારે બંદા પતંગ !
(બંદાની લવરી)

અથવા શેકસપિયરના એક ગીતનું ( Where the bee sucks, there suck I ) સ્મરણ કરાવતી પંક્તિઓ લઈએ:

ને વળી હું ઊંઘિ જૈ નિહાળું સ્વપ્ન એ સુરાવલિ વિષે,-
પતંગમાં પતંગ, સૂન સાથમાં બની પ્રસૂન,
ચંદ્રચાંદલે ખચેલ વિશ્વમાં હિંચન્ત ડાળ-
ડાળ પાનપાંદડે ચઢું દડું વહું ઉડું,
લપાઉં વૃક્ષકોટરે, પિઉં તુષાર મોતિ જલ,-
(વડીલોને)

ઠાકોરની કવિતા એક મૂલગામી પ્રશ્ન ઊભો કરે છે: ઔચિત્ય તે જ સૌન્દર્ય ? ઠાકોર કંઈ કવિતાની ગણાતી મેઘધનુષ્યની દુનિયામાં વસતા નથી; આ જમાનાના મૂંઝવતા પ્રશ્નથી ભાગી ભૂતકાળ કે પ્રકૃતિ કે કુટુંબની કુણી

લાગણી સેવતા નથી. કઠોર કોમળ, નઠોર પ્રેમળ, સિન્ધુ સામે રડતો લડતો ઐતિહાસિક માનવબાળ એ વિચારે છે:

સિન્ધુ હે! ઉર તુજ વિશાળ શીતળ!
તુજ આગળ મનુ હસતો રોતો 'વિજયિ વિજિત પણ કેવળ'
કણું રેતનું, છાંટ ફીણની, રવિકિરણે નર્યું કસ્તર;
અસંખ્ય મનુમય પ્રબ્રરાષ્ટ્ર પણ
કસ્તર, કસ્કર, રજકણ:　　　　સિંધુ૦

લડે ઉભય ત્યાં બે ય હારતા, બે ય મરે મારીને,
અગર એક પછડાતો પ્હેલો, અવર કુલે પળ જિતિને,
એ અમ વિજય પરાજય ગાથા:
નિગળત રગત પતાકા:　　　　સિંધુ૦

હા પણ આ તુજ સ્વરૂપ તટસ્થ ન શક્ય જ ગૌરવ અમને,
યદ્યપિ શક્ય, ન ઇષ્ટ કદાપી; કે વળગ્યો મનુ મનુને,
માયા કે વૈરે પ્રેરાતો
સહ સામે દોરાતો:　　　　સિંધુ૦

( સિન્ધુ હે! )

આમાં છેલ્લી કડીનો અતિશય સંક્ષેપ અને ગદ્યમયતા વિચારપ્રધાન કવિતાનું ભયસ્થાન સ્પષ્ટ ચીંધે છે. ગીતમાં તો આવી ગદ્યમયતા ઘણી સાલે પણ આપણો પ્રશ્ન સૌન્દર્ય અને ઔચિત્યનો છે. ઉપરની પહેલી કડીમાં કાવ્યતત્ત્વ તો છે જ. 'બીજી પંક્તિને અંતે અર્થ પૂરો નથી થતો, ખૂબ અપૂર્ણ છે એમ 'કેવળ' શબ્દ સૂચવે છે. જો એ પંક્તિ તાનમાં આવી જઈ બેત્રણ વખત બોલ્યા, તો ગીત ગયું ને કવિતા પણ ગઈ જ. પણ એક જ વખત ભલે લલકારીને બોલો તો 'કણું રેતનું' ઉપર આવતો વાક્યભાર (emphasis) માનવબાલની ક્ષુદ્રતા છતી કરવામાં પૂરી સહાય કરે છે. એટલે પદાવલિમાં પૂરું ઔચિત્ય તો છે જ; પણ સૌન્દર્ય? ગીત-ઉચિત સૌન્દર્ય? ઉચ્ચ ગીતોમાં જે સ્વરોની મૈત્રી અને પદોની શય્યા અર્થની રમણીયતાને વરેલી હોય છે તે અહીં નથી. એ સ્વરમૈત્રી અને સુસ્વનતાની ગીતમાં અપેક્ષા રાખવામાં ભૂલ નથી થતી. ગાવાનું મન ના થાય અને પાઠ જ કરવો પડે તો એ નવીનતા ખરી, ગીત ખરું? આ દૃષ્ટિએ તો "બદ્ધુમ પદાવલિ" ઠાકોરનાં ગેય કાવ્યોમાં અપવનનું છે.　　　　[ અપૂર્ણ ]

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# ચૌલાદેવી—એ કે ત્રણ[1]

## ૧

આજથી આશરે પાંત્રીશ વર્ષ પર અમે કેટલાક ગુજરાતી કુમારો ગુજરાતનો જે ઇતિહાસ એક પાતળી લંબચોરસ ચોપડીમાંથી ભણેલા તેમાં તો સોલંકી વંશના રાજાઓ વિશે જ્ઞાન પામતાં તેમનામાંના એક સંબન્ધી એટલું જ જાણેલું સાંભરે છે કે તે ભોળો ભીમ કહેવાતો, મોટા બાહુવાળો હતો અને તેના અમલ દરમ્યાન મહમદ ગઝનીની ચઢાઈ ગુજરાત પર થઈ હતી. આજે જાણી શકાય છે કે આચાર્ય હેમચન્દ્રને હાથે રાજાધિરાજનું મોંઘું બિરુદ પામનાર એ સોલંકીવંશભૂષણ ભીમદેવમહારાજ તો મધ્યકાલીન ગુજરાતના એવા અદ્ભુત ગુજરાતી હતા કે તેમનાં પરાક્રમો તથા પ્રણય એકસાથે બે નવલકથાઓનાં પ્રેરકબળ બની શકે છે. એ કથાઓ એટલે કનૈયાલાલ મુનશીકૃત 'જય સોમનાથ' અને 'ધૂમકેતુ'ની 'ચૌલાદેવી'. મહારાજ ભીમદેવ તથા એમના રાજ્યકાળ વિશેનું આ હરેક સર્જન, જુદીજુદી રીતે, આપણને મનપસંદ વાચન પૂરું પાડવા ઉપરાંત એ યુગનાં અમુક જીવનસ્વરૂપો આલેખી વીરરસિક મનોહર કે ભયાનક શબ્દચિત્રો પણ દોરે છે અને તેથી એક કરતાં વધુ દૃષ્ટિએ આવકારને પાત્ર છે.

મુસ્લીમ તવારીખનવેશોનાં લખાણ પરથી મનાય છે તેમ, ઈસવી સન ૧૦૨૪માં ગઝનવીના યમિનુદ્દૌલા મહમ્મદે મૂર્તિભંજનની પોતાની અભિલાષા પૂરી પાડવા સોમનાથ પર સવારી કરી હતી, ત્યાંનું જ્યોતિર્લિંગ તોડ્યું હતું અને લૂંટમાં અઢળક સમૃદ્ધિ પામી, ત્યાંથી વળતાં રણને રસ્તે કુદરતનો ઠીકઠીક ત્રાસ વેઠી, ૧૦૨૬માં તો તે પાછો સ્વદેશ પણ પહોંચી ગયો હતો. એ 'ગૈરજનના હમ્મીર'નું એવું, પ્રચંડ એક ઝંઝાવાત સમું, જે આક્રમણ થયું હતું ને તેનો જે પ્રતિરોધ કે સામનો ગુજરાતે એ કાળના એક ક્ષત્રિયશ્રેષ્ઠ ભીમદેવ તથા એક બ્રાહ્મણશ્રેષ્ઠ ગંગ સર્વજ્ઞના નેતૃત્વ હેઠળ કર્યો હતો

---

૧. તા. ૨૭–૨–૧૯૪૨નું રેડિયોપ્રવચન, ઑ. ઈ. રેડિયોના સૌજન્યથી. એની વાર્તાલાપી મર્યાદામાં બે લાંબી નવલોને અધૂરો જ ન્યાય થઈ શકે એટલું સમજવાની સુજ્ઞતા ધરાવનાર વાચકો આ વિવેચનની અનિવાર્ય ઊણપો પર ભાર નહિ મૂકે. એ છપાય છે ઠીકઠીક મોડું, તે એટલા માટે કે હમણાં સુધી બીજાં લખાણો માટે જગ્યા કરવાની હતી–સં. માનસી.

તેની કરુણ છતાં પ્રોત્સાહક કથા એટલે 'જય સોમનાથ.' એ બનાવોના જાણે અનુસંધાનરૂપ હોય તેમ 'ચૌલાદેવી'નો આરંભ જ ઉપરકહ્યા ઇસલામી આક્રમણ પછી "ગુજરાત પાછું કાંઈક થાળે પડી ગયું હતું" ત્યારે થાય છે અને તેથી એમાં યુદ્ધની 'કથા રમ્યા' નથી પણ રાજ્યખટપટની રમ્યતર કથા છે અને પાટણપતિના ચૌલાદેવી પ્રત્યેના સાત્ત્વિક પ્રેમની રમ્યતમ પ્રણયકથા છે. આ છેલ્લો કથાપ્રકાર 'જય સોમનાથ'ના કર્તાએ પણ અજમાવ્યો છે. એ કથાભાગ એમની કૃતિનું ઉત્તમાંગ નથી એટલું જ અહીં નોંધી આગળ ચાલીએ.

૨

'જય સોમનાથ'ના આખા ય કથાવિસ્તાર પર સોમનાથભગવાન પ્રત્યેની અડગ શ્રદ્ધા, વિશાળ છાયાની જેમ, ઝૂકી રહી છે. પાત્ર ક્ષત્રિય હો કે બ્રાહ્મણ, યુવાન કે પ્રૌઢ કે વૃદ્ધ, ગુજરાતનું કે રાજપૂતાનાનું-પણ એ દરેક પોતાને એ ઇષ્ટદેવની કૃપાનું ભાજન, તેની રક્ષાનું અધિકારી અને તેને નામે કોઈ ને કોઈ રીતે પ્રાણ પાથરવા તત્પર દીસે છે. આપણને પૂરી કદાચ સમજાય પણ નહિ તેવી એ ધર્મશ્રદ્ધા કોઈ વાર બાલિશ જેવી લાગે છે અને તેનો અતિરેક પ્રાણઘાતક નીવડ્યો કહેવાય એ ખરું, પણ ભૂલવું ન જોઈએ કે એ જ સબળ ને અખૂટ ધર્મતન્તુએ ત્યારના નેતાઓ તેમ જ લોકોને સંઘટિત રાખ્યા હતા. આ સ્થિતિનું તાદૃશ પ્રતિબિમ્બ, સ્વીકારેલી સ્થલમર્યાદામાં પડાય તેટલું સાચું, પાડવાનો માનાર્હ પ્રયત્ન એ નવલમાં થયો છે. એ પ્રયત્ન આપણું ધ્યાન સૌથી પહેલું ખેંચે છે એ તેની મુખ્ય વિશેષતા છે.

બીજી વિશેષતા છે કેટલાંક સ્મરણીય વર્ણનો અને પ્રસંગચિત્રોની. ઉત્તર રાજપૂતાનામાંના 'રણના રાજવી' મહાન ચૌહાણ વીર ઘોઘાબાપાના પૌત્ર સજ્જનસિંહને રણની મજલો કાપતાં ત્યાંની ભીષણ ને નિઃશબ્દ એકલતાના અને રેતીની આંધીઓથી વીંટાઈ જવાના અનુભવો થાય છે તે આપણને પણ એટલી ક્ષણો અટૂલા રણવાસીઓ બનાવી દે તેવી સચોટ કલાથી વર્ણવાયા છે. ઇસલામી સમશેરે અને આગે જે પાયમાલીનાં ભોગ હિન્દનાં ભમ્મરિયા વગેરે ગામડાંને બનાવ્યાં હતાં તેનું હૈયાના ધબકાર જાણે થંભાવી દે તેવું સજ્જનપુત્ર સામંતનું દર્શન એ આપણું પણ 'દર્શન બની જાય છે- કારમું અને કષ્ટદાયી. ઘોઘાબાપાની વીરત્વ અને કારુણ્યભરી જશગાથા પણ

સહેજે ભુલાય તેવી નથી. એવાં જ સરસ ને સચોટ છે છેવટનાં પ્રકરણોમાંનાં વીર તથા અદ્ભુત રસે રસ્યાં યુદ્ધવર્ણનો જેમાં ભીમદેવ, તેના સહાયકારીઓ તથા સૈનિકો અકલ્પ્ય શૌર્યથી તેમ જ સમયસૂચકતાભરી વ્યૂહરચનાથી સોમનાથગઢનો બચાવ કરે છે–અડગપણે કરે છે, (તેમની સામે આપણા નવલકારે કલ્પ્યા મુજબ) દગો રમાતાં ગઢ આખરે પડે છે ત્યાં સુધી બલકે ત્યાર પછી કેટલાક વખત સુધી પણ.

૩

'જય સોમનાથ' જો આ રીતે નવસો વર્ષ પહેલાંના ગુજરાતનાં રસીલાં ચલચિત્રોનું ચિત્રપટ છે તો "ચૌલાદેવી' નવસો વર્ષ પહેલાંના ગુજરાતના એક જાજરમાન સ્ત્રીરત્નની તેજસ્વિની પ્રણયકથા છે. એ જ પાત્ર 'જય સોમનાથ'નાં પણ મુખ્ય પાત્રોમાંનું એક છે; પણ સૌંદર્ય ને શંકરભક્તિની, વાસના અને નાદાનીની એ વિચિત્ર મેળવણી, પ્રેમી નહિ પણ કામી ભીમદેવની શિકાર થઈ પડેલી, "ચન્દ્રકિરણોમાંથી ઘડાઈ હતી" વગેરે આપણી પાસે એના સર્જકે વારંવાર રટવું પડે છે, ત્યારે 'ધૂમકેતુ' તો ઉષ્માવંત એક સૂર્યકિરણની વર્ચસ્વી લીલાનો સાક્ષાત્કાર, સ્મરણાંકિત થઈ જાય તેવા પ્રસંગો દ્વારા, આપણને કરાવે છે. પેલી ચૌલા વિના આપણે ખુશીથી ચલાવી શકત; આ ચૌલા વિના આપણું સાહિત્ય ઊણું રહી જાત.

વળી, વધારે ગંભીર ફરિયાદ તો એ કરવાની છે કે પહેલી ચૌલાનું સ્વભાવચિત્ર જેવું છે તેવું નિભાવવા આપણે તૈયાર હોઈએ તો પણ એની આલેખનકલામાં નાટકીપણાનું અનિષ્ટ તત્ત્વ અનુભવાય છે. બીજી ચૌલા તેવી નથી. તે સ્વાભાવિકપણે જ આપણા રસસંવેદનનો અંશ બને તેવા એના ઉદ્ગાર છે, તેવાં એનાં કાર્યો છે, તેવી એની જીવનદૃષ્ટિ છે. વિશેષ ખૂબી તો એ છે કે તેને ઘડ્યાં અંગની ને એવી પ્રકૃતિની એ પ્રેરણામૂર્તિ મનુષ્યલોકથી દૂર ને દૂર રહી એ શૂન્યતામાંથી ધુમ્મસિયા સંદેશ પાઠવતી નથી. તેનું પ્રગલ્ભ, પ્રગલ્ભ છતાં સિદ્ધાંતનિષ્ઠ ચારિત્ર, અનેકનાં સ્વાર્થરત ચારિત્રનું પલટનાર નીવડે છે; તે પરાક્રમોની પ્રેરિકા છે; અને, કથાને અંતે જોઈએ છીએ તેમ, નિજ પ્રીતમ ભીમદેવનો સંપૂર્ણ સ્વીકાર પણ તે વિજયોત્સવે વહેલો વળે ત્યારે જ કરવાની આકાંક્ષા સેવતી, કોડીલી પણ દૃઢસંયમી ગુર્જરપુત્રી છે. જે સ્ત્રી ઇતિહાસમાં વારાંગના તરીકે ઓળખાવાઈ છે તેને દૃઢસંયમી 'ધૂમ-

હતું'એ ચીતરની ને મારે કહેની એ કોઇને વધારેપડતું લાગે. પણ, હું શ્રોતાગણનું ભારપૂર્વક ધ્યાન ખેંચું છું કે ઇતિહાસસામગ્રી તરીકે જેનું સ્થાન ઊંચું ને અગત્યનું છે તે 'પ્રબન્ધચિન્તામણિ'ના કર્તા મેરુતુંગાચાર્યની જુબાની અમારા પક્ષમાં પડે છે, અમારી વિરુદ્ધ જતી નથી. તેના ચોથા પ્રકાશ એટલે પ્રકરણના આરંભમાં ચૌલાદેવી વિશેનો જે ટૂંકો ઉલ્લેખ છે તે પરથી આપણે જાણીએ છીએ કે: (૧) તે પાટણમાં રહેતી વારાંગના હતી; (૨) કુલવતી કરતાં પણ વધી જાય તેવી મર્યાદા એ કલાવતી જાળવતી; (૩) એ બાબતમાં ભીમદેવે તેનું પારખું લીધું હતું, યોગ્યરીતે અને બે-વર્ષ જેટલી લાંબી મુદત વચ્ચે વીતવા દઈને; અને, (૪) ચૌલા એ કસોટીમાંથી સફળતાથી પાર ઊતરતાં, રાજાએ તેને પોતાના અંતઃપુરમાં પધરાવી રાણી કરી હતી.

૪

મેરુતુંગે જે ચૌલાનો આવી સુલક્ષણી નાર તરીકે પરિચય આપ્યો છે તે જન્મે વારાંગનાપુત્રી હશે પણ વ્યવસાયે–'પૂર્ણિમા'માંની રાજેશ્વરીની જેમ–વારાંગના નહિ બની હોય–વિશેષે કરી એટલા માટે કે તે સોમનાથ ભગવાનને સમર્પિત અસામાન્ય, ચારિત્રવાન અને ભક્તિરંગી નર્તિકા હતી. આવું સ્વાભાવિક અનુમાન બાંધીને 'ધૂમકેતુ'એ તેનું આલેખન વિરલ માનિની તરીકે, નિજ નગર પાટણના ગૌરવની અભિમાનિની તરીકે, પ્રણયને ખાતર જેટલી સાહસિક તેટલી જ સ્વાર્થત્યાગી અનન્યસુન્દર રમણી તરીકે કર્યું લાગે છે. આવી એ કથાનાયિકા કથાપૃષ્ઠે જ એક સરસ પાત્ર બનીને અટકે છે એવું નથી; એ પૂજાર્હ ભાવનાલક્ષ્મી તો એવાં સામર્થ્યની ધારનાર છે કે સહૃદય વાચકની કલ્પનાભોમે ચિરકાલ અમીઝરતી જીવનસંગાથિની બની શકે.

આવા સ્રીરત્નનો રાણીવાસનો માર્ગ ફૂલડે સોહતો નહોતો એ પણ કર્તાએ આપણને બતાવ્યું છે. ખરી રીતે આખી ૫ વાર્તા એ માર્ગે જવા ચાહતી અને મહાવિઘ્નો ટેકથી ને ધૈર્યથી વટાવી આગળ વધતી ચૌલાની ઝુંબેશની જ કથા છે. ભીમદેવમહારાજ તેને રાણીપદે સ્થાપે તેમાં મહારાણી ઉદયમતીનો તીવ્ર વિરોધ તો હોય જ; પણ, સોલંકીઓની કીર્તિના બે માથાફરેલ રક્ષણહારો વણિગ્વીર વિમલમંત્રી તથા ક્ષત્રિયવીર કેસર મકવાણાનો વિરોધ પણ ઓછો તીવ્ર નહોતો. બિચારા ભોળા ભીમનું તો ગજું શું કે દિવસે નહિ તેટલા રાત્રે ને રાત્રે નહિ તેટલા દિવસે વધ્યે જતા એ ધરકંકાસને સફળતા-

થી પહોંચી વળે ? એટલે, તેના પ્રેમપ્રયોગને ફળદાયી બનાવવામાં વાર્તાકારે ઇતિહાસપ્રસિદ્ધ ડાહ્યા ડમરાનો–રા. મુનશી સરખા સ્વાભિમાની ભાર્ગવને હાથે પણ 'નાગરશિરોમણિ'નું બિરુદ 'જય સોમનાથ'માં પામી શકેલ દામોદર મહેતાનો–સદુપયોગ કર્યો છે. એ 'ડામર મહેતાના વ્યાવહારિક બુદ્ધિચાતુર્યના પ્રબધગત ટુચકા તો 'અવન્તીનાથ'માં સુરસ્થ કલાથી વણાઈ ગએલા આપણે વાંચ્યા જ હતા; અહીં તે નવું જ માનપાત્ર સર્જન બનીને પળેપળે આપણને વિસ્મય અને આનંદ પમાડે છે.

આ સિવાય 'ચૌલાદેવી'ની નવલમાં બીજું ઘણું છે: તત્કાલીન ગુજરાતી જીવનનાં ચિત્રો, અદ્ભુતરસિક ને ભયાનક પ્રસંગો, નડુલ ને માલવાંનાં રાજ્યપ્રકરણ, ભસ્માંકદેવ ને પ્રતાપદેવી જેવાં વિશિષ્ટ પાત્રો. આ સર્વ વિવેચનના નહિ પણ સ્વાનુભવે રસાસ્વાદના વિષયો અને એ જ ઉત્તમ, તેથી અહીં જ વિરમવું ઉચિત છે ને ઇષ્ટ પણ છે.

વિ. ક. વૈ.

## સ્વીકાર અને નોંધ

'નર્મકોશ' (અથી ૭ા): તેની બીજી આવૃત્તિ ગયા જુનમાં, મૂળમાં કેટલાક મહત્ત્વના ઉમેરા સાથે, મુંબાઈથી 'ગુજરાતી' પ્રેસે રૂ. ૪)ની કિંમતે બહાર પાડીને, તેની ઉચ્ચતર પ્રકાશનપ્રવૃત્તિ તથા અનન્ય નર્મદસેવાનું એક વિશેષ પ્રમાણ આપ્યું છે. મુંબાઈ–યુનિવર્સિટી–પ્રકાશિત રા. ખબરદારનાં ઠક્કર–વ્યાખ્યાનો 'ગુજરાતી કવિતાની રચનાકળા'માં (એન. એમ. ત્રિપાઠી કં.) આપણે એ વિષય પરનાં 'મહાવિદ્વાનો'નાં સંશોધન તેમ જ કર્તાનાં પોતાનાં દીર્ઘકાલીન અનુભવ-સત્યો પામીએ છીએ. 'ચૌલાદેવી'ના અનુસન્ધાનરૂપ કૌતુકપ્રિય નવલ 'રાજસંન્યાસી'માં ('ધૂમકેતુ': ગૂર્જર ગ્રં. ર. કાર્યા; રૂ. ૩) વિવિધરસિક પ્રસંગે ગૂંથાયલાં એ જ સમર્થ પાત્રો ભીમદેવ ને કેસર, દામોદર ને ચૌલા પુનરપિ પ્રાણવન્તાં બની, વાચન-સંબંધના કલાકો ને કલાકો લગી વાંચનારનાં સાથી થઈ રહી, તેને રસનિમગ્ન રાખે છે. 'શ્રી રમણલાલ વસન્તલાલ દેસાઇ અભિનન્દનગ્રન્થ'ના (આર. આર. શેઠ; રૂ. ૨ા) સૌથી મૂલ્યવાન અંશો તે એનો અંગ્રેજી વિભાગ ને 'સંસ્મરણો.' એ માટે સમારંભસમિતિને અમારાં આનન્દયુક્ત અભિનન્દનઃ અને, એ બિચારી અમુક કવિ-રાજના લેખ અંગે પોતાની કર્તવ્યબુદ્ધિ–મિશ્રિત મહત્ત્વાકાંક્ષા અને અવિવેકીજન્ય-નો ભોગ બની ગઈ છે એ માટે તેને અમારાં અંતઃકરણપૂર્વકનાં આશ્વાસન. વડોદરાની સાહિત્યસભાના ગયે વર્ષે ઉજવાયલા રજતપર્વપ્રસંગનો 'રજતમહોત્સવ સ્મારકગ્રન્થ' એટલે જાણે, એ પ્રસિદ્ધ નગરીનો સાંસ્કારિક લઘુજ્ઞાનકોષ. એ માટે હરેક સાહિત્યપ્રેમી ને ઇતિહાસપ્રેમી સભાનો ઋણી રહેશે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં નવાં પુસ્તકોમાં માનાર્હ અન્વેષણનાં છે અને ઉપયોગી ભાષાન્તરો છે: નરસિંહ મહેતા પહેલાંના કવિઓ વિશે એકત્રિતરૂપે સર્વ પહેલું પ્રગટતું સંકલનાત્મક નિરૂપણ, પં. કેશવરામ કા. શાસ્ત્રીકૃત 'આપણા કવિઓ, ખંડ પહેલો' (રૂ. ૧); ટૂંકા પરિચયલક્ષી ઉપોદ્‌ઘાતસહિતનો, ૧૯૧૨–૨૭નાં દફતરો-માંથી ('ફાઈલો'માંથી) શ્રમસાધ્ય વીણણીરૂપ, પ્રાધ્યાપકો નવલરામ ને અનંતરાય-સંપાદિત 'બુદ્ધિપ્રકાશ–લેખસંગ્રહ'નો બીજો ભાગ (રૂ. ૧); મધ્યકાલીન વૃત્તો વિશેની રા. સાંડેસરાની કીમતી પુસ્તિકા 'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના' (છ આના); વિષયને ગુજરાતીમાં પહેલી જ વાર વિસ્તારથી ને વિદ્વતાથી નિરૂપતું ડૉ. મગનચંદનું 'જીવવિજ્ઞાન' (રૂ. ૧); અનુક્રમે, મરાઠી પરથી ફિલસૂફીનું, તથા અંગ્રેજી પરથી ઇતિહાસનું, 'કેનોપનિષદ્' (મણિલાલ છ. ભટ્ટ; રૂ. ૦।।) તથા 'મુઘલ રાજ્યવહીવટ (રામલાલ ચુ. મોદી; રૂ. ૦।।) એ ઉપર્યુક્ત ભાષાન્તરો.

નવજીવન પ્ર. મન્દિરનાં ભાષાન્તરોમાં નાગરિકધર્મવિષયક પહેલું ગુજરાતી પ્રકાશન વિખ્યાત વિચારક ડૉ. એલ. પી. જેક્સકૃત 'કન્સ્ટ્રક્ટિવ સિટિઝનશિપ' પરથી થએલું 'સર્વોદયની જીવનકળા' (ગોપાલદાસ જી. પટેલ; રૂ. ૨) તથા આચાર્ય રાધાકૃષ્ણનના 'હિન્દુ વ્યુ ઑફ લાઈફ' પરથી રા. ચન્દ્રશંકર પ્રા. શુકલે કરેલું, એકંદરે સારા પ્રમાણમાં સંતોષકારક પણ ક્યાંક[1] અધિક પરિશ્રમે ન્યૂન શિથિલ-તાવાળું થઈ શકયું હોત તે 'હિન્દુ જીવનદર્શન' (દસ આના) છે. "સામાન્ય રાજકારણનાં પુસ્તકોથી જુદી જ ભાત પાડનારું" વિનોબા ભાવેકૃત 'સ્વરાજ્યશાસ્ત્ર' (પાં. ગ. દેશપાંડે; છ આના) અપરતંત્ર ને મર્મગામી વિચારણાયુક્ત છે. રા. મગનભાઇ પ્ર. દેસાઇ–સંપાદિત, બંને મધ્યકાલીન કવિકૃત (દસ આના) 'સુદામા-ચરિત' ને નરસિંહકૃત 'સુદામાજીના કેદારા' (દોઢ આનો), 'હર્દુ લિપિશિક્ષિકા' (જૈન ને કિશોર સાત આના) અને રા. મશરૂવાળાની પુસ્તિકાનું હિંદી નિર્ભયતા (બે આના) પણ નોંધવાં જોઈએ.

આણંદના શ્રીઅરવિન્દ કાર્યાલયે ગયા થોડા માસમાં પૂર્ણયોગની દાર્શનિક શબ્દાવલિ (અં. બા. પુરાણી; રૂ. ૧।।।), 'શ્રીઅરવિન્દનું યોગદર્શન' (નાથા-લાલ દવે; રૂ. ૦।) તથા 'મા' (અં. પુરાણી; ૧૦ આના) આપ્યાં છે. પહેલાંમાં હિંદી, ગુજરાતી, બંગાળી ને મરાઠીમાં વિષયના અંગ્રેજી શબ્દોનો સાર્થ સંગ્રહ

૧. એવાં થોડાંક સ્થળોનાં ઉદાહરણ: પૃ. ૨૨મે 'બેનિગ્નિટી'નું 'પ્રેમસ્વરૂપ' છે તે (વિશેષણ જ લેવું હોય તો) 'કરુણાળુ' તથા એ જ પાને 'બેનીફિસન્સ'નું 'કરુણાનિધાન' છે તે 'કલ્યાણકર'—એમ વિશેષ સારાં થાય; પૃ. ૯૫, ૯૬મે 'કાસ્ટ'-નું 'વર્ણ' કર્યું છે તે ભાગ્યે ચાલી શકે ને બીજા દાખલા પણ છે; પૃ. ૧૨૯ના થોડામાંથી બે દાખલા એટલે 'રેમિફિકેશન્સ'નું 'રૂપો' તથા 'એપ્લિકેશન'નું 'પ્રયોગ': છે તે બરાબર ન ગણાય.

છે ને તેમાં છેવટે કેટલાક શબ્દો કે શબ્દગુચ્છની ટૂંકી, સ્પષ્ટ સમજૂતી પણ અંગ્રેજીમાં મળે છે; બીજામાં પૂર્ણયોગ વિશે ભાષાન્તરરૂપ ચાર સુગમ, મહત્વના લેખો છે ને 'શ્રીઅરવિન્દચરણે' નામક પ્રેરિત તેમ જ પ્રેરક એક સુન્દર સ્વતંત્ર કાવ્ય છે; અને ત્રીજું એટલે એ અપૂર્વયોગદ્રષ્ટાકૃત, વિશ્વજનનીનાં ચાર સ્વરૂપો–માહેશ્વરી, મહાકાળી, મહાલક્ષ્મી ને મહાસરસ્વતી (જે અનુક્રમે જ્ઞાન, શક્તિ, સંવાદ ને સિદ્ધિનાં ગુણધારક છે તે)—વિશેની 'ધ મધર' એ દિવ્યદૃષ્ટિમન્ત અન્યિકાનું વાંચવા-સમજવામાં એકાગ્રતા માગતું પણ પછી તો પૂરતો બદલો આપતું ભાષાન્તર.

નવલિકાઓની પીઠિકા સાહિત્યથી માંડી વેપારરોજગાર તથા લોકપ્રિય શલ્યપ્રકરણ સુધીના વિષયોની, અને, મુખ્યત્વે મધ્યમવર્ગી પાત્રોના મનોભાવોનું આલેખન કોઈ વાર કૌતુકાસ્પદ, ('એ આખી વાત'), કોઈ વાર સંયમી દર્દભર્યું ('અર્ધદગ્ધા'), તો કોઈ વાર ('નવા કાલિદાસ') મર્મવેદનવન્તઃ આ રા. ગુલાબદાસ બ્રોકરના, પહેલા 'લતા'–સંગ્રહ કરતાં ય અધિક આવકારાર્દ 'વસુંધરા અને બીજી વાતો'નાં (શિષ્ટ સાહિત્યભંડાર; રૂ. ૨–૩–૦) મુખ્ય લક્ષણો છે. બીજો નવો નવલિકાસંગ્રહ રા. ગોવિંદભાઈ અમીનનો 'રંગનાં ચટકાં' (આર. આર. શેઠની કં. રૂા. ૧।) છે. વસ્તુગુંફન સાદું, કલા ઋજુતામય, શૈલી સોએ ટકા નિરાડંબર અને પાત્રોમાંનાં કેટલાંકની વિશિષ્ટતા એ કે તે ચાલુ સમાજ-વ્યવહારથી અલિપ્ત જેવાં, વિચિત્ર મગજનાં હોય છેઃ આ ગુણોવાળી એમાંની સોળે નાંનીશી રચનાઓ રસપૂર્વક વાંચી જવાય તેવી છે. મનોહર પુસ્તિકા 'બાપુને'ના (ગોવિન્દ હ. પટેલ, ધર્મજ; ૭૪ પાઈ.) સગૌરવ ને ગંભીર રવે વહેતા ૭૪ શિખરિણી–શ્લોકોમાં પ્રાસંગિક કે અલ્પસત્ત્વ ઉદ્ગારો નથી પણ ગાંધીજી તથા એમના જીવનસન્દેશ વિશે કેટલીક રમ્ય કવિતા છે.

સ્વીકાર : Development of Gujarati Literature, 1907–38 : D. B. K. M. Jhaveri's Reviews Ed. by Prof. M. R. Majmudar (N. M. Tripathi & Co. Bombay 2). તરંગ : પ્રા. મોહનલાલ પા. દવે (ગાંડીવ સા. મન્દિર; રૂ. ૧।।).—સંસૃતિ: મુકુન્દ પારાશર્ય (રૂ. ૨).—સમાજનાં મૂળ: સ્વ. વ્યોમેશચન્દ્ર પાઠકજી, (યુગાન્તર કાર્યા. રૂ. ૧).—રસોઈનું રસાયણ: વંદિતાગૌરી દેસાઈ (ત્રિપાઠી કં. રૂ. ૦-૩).—મંજૂષા: મોહિનીચન્દ્ર (આર. આર. શેઠની કં. રૂ. ૨).—શ્રી સયાજી બાલજ્ઞાનમાળામાં ગુરુઓ નાનક ને ગોવિંદસિંહ તથા રેડિયો–ટેલીવિઝનની પુસ્તિકાઓ, (દરેકનો રૂ. ૦।।)—મહેરામણ: એમ. ઓ. સુરૈયા (એન. એમ. ત્રિપાઠીની કં. રૂ. ૨).—સુકાયેલું ફુલ: મગનલાલ નાયક (દસ આના.)

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

# સંસદ પર

## એક વિહંગદૃષ્ટિ

[તંત્રીનોંધરૂપે લખવા માંડેલું આ લખાણ તંત્રીલેખ બની જતાં, એ લેખવિભાગમાં જ છપાય છે.—સં. માનસી ]

રા. મુનશીએ ગૂજરાત પ્રત્યે ખરી પ્રાન્તિક દેશભક્તિથી અને ગૂજરાતી સાહિત્ય ઉપર અથાગ પ્રેમથી 'સાહિત્યસંસદ્' સ્થાપી છે, અને એ સંસદ્‌ના કાર્યને અંગે એ દ્રવ્ય સમય અને સુખનો અનેકવિધ ભોગ આપે છે; આ વસ્તુસ્થિતિની ઉપેક્ષા કરે કે કદર કરતાં ચૂકે તે કૃતઘ્ન છે; પણ કૃતઘ્ન ગણાવાને જોખમે પણ જે મિત્ર એમને ભૂલ કે જોખમો ન બતાવે તે એમનો કે સંસદ્‌નો ખરો મિત્ર નથી.[1]

નર્મદથી માંડીને આજના કેટલાક[1] સૌથી નવા સાહિત્યકારોના પ્રેરક અને આશાસ્થાન મુંબાઈમાં. માર્ચ ૧૯૨૨માં, ત્યારે પણ પ્રથમ પંક્તિના સાહિત્યકાર તરીકે સ્વીકારાયલા રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ ગુજરાતના સાહિત્ય અને સંસ્કારનો વિકાસ-વિસ્તાર સાધવા સાહિત્યસંસદ સ્થાપી હતી, અને તેના મુખપત્ર 'ગુજરાત' માસિકનો પહેલો અંક ચૈત્ર ૧૯૭૮નો[2] નીકળેલો; એટલે આ વર્ષે, આપણા વાઙ્મયજીવનના મોહનયુગની[3] સૌથી અગત્યની પ્રવૃત્તિઓમાંની એ એકને વીસ વર્ષ

1. સ્વ. આનન્દશંકર બા. ધ્રુવ: કાવ્યતત્ત્વવિચાર, પૃ. ૪૨

2. ત્યારથી આરંભાયલાં બે વર્ષ એ તેનો સમુજ્જ્વલ કીર્તિકાળ; વચ્ચે એ ત્રણ કે ચાર વાર બંધ પડી પડી પાછું ચાલુ થએલું; થોડો વખત ત્રૈમાસિક પણ એ દરમિયાન હતું. છેવટનું બંધ થયું, એના સંસ્થાપક રા. મુનશી ઇલાકાના એક પ્રધાન થવા સાથે, સને ૧૯૩૭ના ઉત્તરાર્ધમાં.

3. મહાત્મા મોહનદાસ્ ક. ગાંધીના નામ પરથી—એ ગણવાનો એમના ૧૯૧૪ આખરના સ્વદેશાગમનથી અને પૂરો કદાચ ૧૯૪૩થી ચયો ગણાશે, એ વર્ષે વાઙ્મય પર પણ પ્રબળ અસર કરતું રાષ્ટ્રજીવન કેટલુંક મૂલગત પરિવર્તન પામતાં.

પૂરાં થાય છે. આ વીસીના ગાળામાં સંસદને હાથે જે જે સત્કાર્ય થયાં છે, તે માટે એને અભિનન્દન આપતાં અમને આનન્દ થાય છે; અને, એ કાર્યો સિવાયનાં કે એને જ જુદા રંગે રંગતાં એનાં જે કાર્યો છે એને નિશે બે બોલ લખવાનો પણ, 'એની પણ' પહેલાં બે વર્ષે પત્રકારજીવન 'ચેતન' દ્વારા આરંભનાર પત્રકાર તરીકે, અમારો ધર્મ સમજીએ છીએ. ઉપરના અવતરણમાં જેને 'ખરો મિત્ર' કહ્યો છે તે સ્વરૂપે પણ તેના કાર્યને પ્રત્યેક સર્જન-ચિન્તન-પ્રેમીએ વિલોકવાનો આ પ્રસંગ ગણાય એટલે એ રીતે યથાશક્તિ વાચકોના સહાય થવાનો નમ્ર ઉદ્દેશ પણ આ નોંધ લખવામાં રહેલો છે.

૧૯૦૬-૧૦ના બંગભંગવાળા રાષ્ટ્રીય સંચલને જે વિદ્યાર્થી મુનશીને ઘડવા માંડેલા, તેમનું વિશેષ ઘડતર, ભારત-જગત ઉભય માટેનાં ઐતિહાસિક વર્ષો ૧૯૧૪-૨૧માં એડવોકેટ ને નવલકથાકાર મુનશીરૂપે થયું હતું; અને આ બીજા સમયાવધિનાં ઉપર સૂચવ્યાં તેવાં અભિનવ આન્દોલન જેમણે શાળા-કૉલેજમાં ઝીલેલાં તેમાંથી સંસદને તેના કેટલાક તરુણ સ્થાપક-સભ્યો મળેલા તેમ જ આગળ જતાં અન્ય સભ્યો મળ્યા તે પણ સમાનધર્મી હતા. જે પ્રભાવ એ સર્વને પ્રેરતો હતો તે બાહ્ય સ્વરૂપે ચાલુ અર્થમાં રાષ્ટ્રીય કે રાજકીયવત્ હોવા છતાં અંતરતત્ત્વે તો સાંસ્કારિક જ હતો. અને નવગુજરાતની વિકસતી સંસ્કારિતાને સાહિત્યની અથવા શાસ્ત્રીય લેખનની રચનાઓ વડે એમને હાથે સમૃદ્ધ કરાવતો. તેમનામાંના ઘણાખરાએ યુરપના સાહિત્યનો પણ વત્તોઓછો રસ ચાખ્યો કે પરિચય સાધ્યો હતો અને એવી દષ્ટિશૈલીની કૃતિઓ માતૃભાષામાં રચવાના કોડ પણ તેમને હૈયે ઊછળતા હતા. આ કારણે પોતાની જન્મભૂમિ ગુજરાતમાં તો સંસદપ્રણેતા મુનશી જ એમને મન નવા યુગની મૂર્તિમાન સર્જકતા હતા. પરિણામે, પોતપોતાની લેખનશક્તિની મુગ્ધા[૪] કે જ્ઞાતયૌવના[૪] દશામાં બટુભાઈ ઉમરવાડિયાએ, સૌ. લીલાબહેને તથા વિજયરાયે એક રીતે, તો ધનસુખલાલે બીજી રીતે, મનહરરામ અને શંકરપ્રસાદ રાવળે પોતપોતાની શાન્તરસિક ને પછીથી જ્યોતીન્દ્ર તથા મુનિકુમારે તેમની હાસ્યરસિક રીતે-પછી આપણી નજીકના સમયમાં બાદરાયણે નિજ હાસ્ય-કેડીએ વિચરતાં તો યશવન્ત પંડ્યાએ ને રમણ વકીલે નાટકરચના-

૪. આ વિશેષણો, સૌથી વિશેષ ને, મુખ્યત્વે તો, ગણાવેલા લેખકોમાંથી પહેલા ત્રણને લાગુ પડતાં ગણવા એ ઉચિત છે.

માં નસીબ અજમાવતાં—એમ પ્રત્યેકે નિરનિરાળી રીતે એ એક જ શક્તિ-'નિધાન તેજોરાશિનાં તેજ હોંશેહોંશે હૃદયમાં ધારીને જે રસપ્રદ ને બલપ્રદ નવસ્ફુરણ અનુભવ્યાં હતાં તેમાંથી તેમણે પોતપોતાનાં એકાંકી નાટકો કે રેખાચિત્રો રચ્યાં, સર્જનલક્ષી વિવેચનો વિસ્તાર્યાં કે હાસ્યલક્ષી તેમ જ અન્ય પ્રકારનાં અક્ષરનિર્માણ કર્યાં.

વસ્તુસ્થિતિનું આ ત્વરિત રેખાદર્શન આજના વાચકને સ્પષ્ટ કરશે કે "સંસદ એટલે મુનશી" એ સત્યાંશી સૂત્રનો વાચ્યાર્થ જેમ લેવાનો છે તેમ લક્ષ્યાર્થ પણ ભૂલવાનો નથી-વિશેષે કરીને એટલા માટે કે એ જ મુનશી-પ્રણીત સાહિત્યસંસદ જેમ ઉદીયમાન સુલેખકોનો સાથ 'ગુજરાત' તથા પોતાની ઇતર પ્રવૃત્તિઓમાં માટે પામી શકી હતી તેમ પહેલેથી જ નરસિંહ-રાવ જેવા વયોવૃદ્ધ સાહિત્યકારનો અને દુર્ગાશંકર શાસ્ત્રી જેવા પ્રૌઢ, આરૂઢ અભ્યાસકનો નિત્યતત્પર સહકાર ભોગવવા પણ ભાગ્યશાળી થઇ હતી.

મંસ્કારી ગુજરાતના જીવનને વાઙ્મયનાં મનહર ને મનભર રૂપો દ્વારા નવી દિશા દેખાડવા ને નવો વેગ આપવા એ સર્વની શક્તિઓને કેન્દ્રિત અને ક્રિયાશીલ કરી શકે તેવી કલ્પનાત્મક અન્તર્દષ્ટિ, પ્રતિષ્ઠાસંપન્નતા અને કાર્ય-કુશળતાનો ધારનાર એક જ પ્રતાપવન્ત ગુજરાતી આ કોટ્યવધિ ગુર્જરાતી-ઓમાં એ સમે હતો; અને તેણે એ ધુરા ઉઠાવી—આજન્મ એક નરનાયકના વર્ચસ્વથી, એવા પવનવેગી સાહસથી, એવી વ્યવસ્થાશક્તિથી, એવી અચલ દૃઢતાથી, એવી અલૌકિક શી પ્રેરણા અને પ્રેરકતાથી.

એ વિધે વરાયલા વાઙ્મયયજ્ઞના એ સકળ ઋત્વિજોએ તેમ જ બીજા બહુસંખ્ય સમર્થ હોતા—અધ્વર્યુ આદિએ મળીને 'ગુજરાતની' જે દોઢ દસકાની કારકિર્દીને દીપાવી-વચ્ચે બે વર્ષ (૧૯૩૩-૩૫) દત્તક મુખપત્ર 'કૌમુદી'ને પણ શોભાવ્યું-તે સઘળું કાર્ય આપણા ઉચ્ચતર, સાહિત્યપ્રધાન પત્રકારત્વનું અમોલું અંગ સદાને માટે ગણાશે—એની અનિવાર્ય તેમ જ નિવારાત તેવી કેટલીક મોટીનાની મર્યાદાઓ છતાં.

૨

સંસદની સાહિત્યસેવાનું એ એક સ્વરૂપ. બીજું સ્વરૂપ તે એનાં પ્રકાશનો. રા. મુનશીએ જ જેમને એક ગ્રન્થાર્પણમાં 'મિત્ર અને મહાત્મા' કહી બિરદાવ્યા હતા તે રણજિતરામના નિબન્ધસંગ્રહથી શરૂ થએલી એ સંસદ-ગ્રન્થાવલિમાં છેક બારમો ગ્રન્થાંક બિનમુનશી નરસિંહરાવના 'સ્મરણમુકુર'-

નો કેમ આવે છે, જાહેરાતદારો જેમને ' મુનશીદંપતી ' જ કહી પિછાનાવવાનું યોગ્ય ગણે છે તે યુગલ જ ગ્રન્થાવલિનો મોટો ભાગ–ઉપર દર્શાવ્યું તેમ બીજા કેટલાક સંસદીય ભાવનાવાળા લેખકો[૫] સુલભ હોવા છતાં–કેમ રોકતું હશે, બીજું કૈં નહિ તો ઉપરકહ્યા પુસ્તકના પહેલા ભાગની પ્રસ્તાવનામાં સૂચવાયલો રણજિતરામના કીમતી લેખોનો બીજો ભાગ ગુજરાતને આપવાનું સંસદને કેમ પછીથી કદી પણ સૂઝ્યું નહિ હોયઃ આ સર્વ પ્રશ્નોને માત્ર પ્રશ્નો તરીકે રજૂ કરીને જ આગળ ચાલીએ તો કહેવું જોઈએ કે એ ગ્રન્થાવલિના તેમ જ રા. મુનશીની બીજી કેટલીક કૃતિઓના ઉત્તમાંશો એટલે મોહનયુગનું સર્જનશિખર. રસકલ્પનાના એ તેજોમય ગિરિશૃંગેથી વહતી પ્રાણપ્રદ અને ઉષ્માવન્ત આનન્દલહરીઓનો સંતર્પક આસ્વાદ, પ્રેમ અને પુરુષાર્થ ઉભય વિષયોમાં, સેંકડો ગુજરાતી નરનારીઓને જીવન–વિધાયક–પ્રોત્સાહક તેમ કર્તવ્યપ્રેરક–નીવડ્યો છે એ નિઃશંક વાત છે.

૩

સંસદના સાહિત્યમાં જે અંશો ઉત્તમ છે તેની એ સિદ્ધિઓ છે, તો એવા નથી તે અંશોની અપસિદ્ધિઓ પણ ઠીક સંખ્યામાં છે ને વિશિષ્ટાર્થમાં સંસ્કારી ગણાય તેવા વિચારકોની સંસ્થામાં તો સવિશેષ શોચનીય છે. આ ટીકાના અનુમોદનમાં ત્રણચાર સહેજે યાદ આવતાં ઉદાહરણ આપવ બસ થશે.

મનુષ્ય સ્વભાવતઃ સર્વાંગશુદ્ધ હોય અને રહે તેના કરતાં તે મનથી ક્ષણ બે ક્ષણ કે અધઘડી પણ પ્રલોભનવશ થાય ને પછી તે જિતેન્દ્રિય બને તેમાં એની ખરી મહત્તા છે– આવા સિદ્ધાન્તને આધારે રચેલા સુકન્યા તથા હેમચન્દ્રના આલેખનમાં—જેમ, નરસિંહહૃદયમાં ભક્તિસ્રોત ક્યાંથી ઉદ્ભવી એ પ્રશ્ન-અંગેના તીક્ષ્ણ વિવાદમાં,—જે આર્ય જીવનદર્શનનાં કેટલાંક પ્રતાપી ને મહેચ્છાવન્ત સ્વરૂપની પિછાન સંસદે જ અનુકરણીય અભિનિવેશથી આપણને કરાવી છે તે જ જીવનદર્શનના. કર્મસિદ્ધાન્તની ( પૂર્વજન્મોની લાખેણી કમાણીરૂપ જિતેન્દ્રિયતા કે ભક્તિસ્રોત આ જન્મે આરંભથી જ શક્ય

૫. એમનામાંથી શ્રી. બટુભાઈના લેખો તો અવશ્યમેવ સંસદે પુસ્તકરૂપે આપવા જોઈતા હતા; એ ન થયું તેથી, કાયમી ખોટ ગઈ છે. આ કથન શ્રી. મુનિકુમારની નવલિકાઓ તથા ' વૃલિકાપાઠ ' ને પણ સર્વાંશે લાગુ પાડવાનું છે.

છે ને ગમે તેવાં પ્રલોભન સામે પણ અવિચળ રહે છે એ ઉચ્ચતર સિદ્ધાન્તની) સંસદીય સાહિત્યકાર નિરર્થક ને અક્ષમ્ય અવગણના કરે છે. એ સિદ્ધાન્ત જે સાહિત્યકારને સ્વીકાર્ય હોય નહિ તે બેશક એને અનુસરીને પાત્રસર્જન કરવા બંધાયલો નથી; પણ તો પછી તેણે પોતાના ઉપર્યુક્ત પ્રલોભનવિષયક સિદ્ધાન્ત જેવાના દષ્ટાન્ત તરીકે સર્વાંશે કાલ્પનિક પાત્રો સર્જવાં ઘટે જેથી કરી, ધર્મ ઇતિહાસ તથા અધિકારે યોગીજનોની અનુભૂતિને આહ્‌વાન કર્યાનું સ્ખલન—એ જીવનમાર્ગોની પાકી સાધનાના પ્રયાસને અભાવે થએલું—તેને હાથે થઈ જાય નહિ.

સંસદનાં એવાં જ કેટલાંક વિશેષ સ્ખલનૂ ભક્તિભાવના-નિરૂપણના, યોગવિચારણાના, ઐતિહાસિક પાત્રનિરૂપણના, અખાની પરલોકાભિમુખતા ને સંસારદ્વેષના, દયારામના પ્રેમાનુભવના ઇત્યાદિ વિષયોમાં થયાં છે. એ સર્વને ગુજરાતે વગરપડકારે પસાર થવા દીધાં નથી અને ભવિષ્યમાં નવીનતાના આભાસવાળી એ ભાવનાનામી ભાવનાઓનું વિશેષ તાત્ત્વિક સંશોધન થતાં, એમ જ સિદ્ધ થશે કે સંસદે એ દષ્ટિબિન્દુઓ વિચારો વગેરે, પ્રધાનતઃ, લોકોને આઘાત આપવાનો પોતાનો શોખ પૂરો પાડવા સારુ પ્રજામાં પ્રસારવા યત્ન કર્યો હતો. સંસદની મનોવૃત્તિમાં ગાંભીર્ય ને ઊંડાણ પૂરતાં ને ઊંચી કક્ષાનાં હોત તો આ શોકકારક પરિણામ ન આવત.

કલાવિષયમાં નીતિના સ્થાન વિશેની સંસદની દષ્ટિ યોગ્ય રીતે અર્થવા માંડીએ તો એ મહાપ્રશ્નનાં કેટલાક મૂલતત્ત્વોનું વિવરણ આદરવું પડે જે અહીં અશક્ય છે; એટલે બે ચાર સર્વસામાન્ય વિધાનો જ બસ થશેઃ એ દષ્ટિ સારા અર્થમાં બહુધા વિલાસપ્રિય છે, તેણે ઘણી યે વાર શિષ્ટતાની મર્યાદા જાળવીને શૃંગારરસનું ને દાંપત્યપ્રેમનું હ્લાદકમય આલેખન કર્યું છે, તેમ નરસા અર્થમાં કેટલીક વાર વિલાસપોષક બની છે, ગ્રામ્ય અને નિકૃષ્ટ કોટિનું વાસ્તવદર્શન કરાવવામાં સરી પડી છે. આ પ્રકારના તેના રમૂજયત્નો પણ કોઇકોઇ વાર બજારુ કહેવા પડે તેવા બન્યા છે. સમભાવી ને સદસદ્‌વિવેકી વાચકો આવું થોડુંઘણું નિભાવી લે છે એમાં એમની તો લાયકી છે, પણ જે સંસદપ્રવૃત્તિએ ગુજરાતમાં સતત પ્રયત્ન વડે ઉન્નતકર આત્મભાન જગાડયું અને આર્યત્વનું કેટલુંક કલાત્મક દર્શન કરાવ્યું તેણે એવાં—એવાં લખાણો વડે પોતે જ પોતાની વિડંબના અમુક અંશે કરી હોય તેવું નથી લાગતું?

૪

'ગુજરાત' અને ગ્રન્થાવલિ ઉપરાંત, 'મધ્યકાલનો સાહિત્યપ્રવાહ' પણ-એની કેટલીક નિવાર્ય, ગંભીર મર્યાદાઓ છતાં-સંસદનાં સારાં સેવા-કાર્યોમાં ગણાવવો જોઈએ. તેણે માથે ઉઠાવેલા સાહિત્યના ઇતિહાસનો બાકીનો ભાગ-અને શબ્દકોષનો બધો જ ભાગ-તેના નેતાઓને પણ હવે તો સાંભરતો નહિ હોય એટલે બીજા કોઈએ એ ખોટથી દુઃખી થવામાં ઝાઝી શક્તિ કે સમય રોકવા જેવું નથી. અતિસાહસ્યને બદલે સ્થૈર્ય એ જો તેમનો મુખ્ય ગુણ હોત તો તેમની આવી કેટલીક કર્તવ્યચ્યુતિ ન થાત; બીજી રીતે કહેતાં, જે સાહિત્યસેવામાં કેટલીક વાર પહેલું સ્થાન નક્કર કાર્યસિદ્ધિને નહિ પણ ચમકઝમકને અને કીર્તિવાંછાને અપાતું હોય, તેમાં બીજું થાય પણ શું?

વાર્ષિક ઉત્સવપ્રસંગોનાં પ્રમુખનાં વ્યાખ્યાનોમાં[૬] એકદેશીય ને માત્ર ભભકભર્યું ઘણું હોય છે પણ એ દોષોથી ચેતીને ચાલીએ તો તેમાં વિષયોનું વૈવિધ્ય, અભિનવ દૃષ્ટિબિન્દુ, વિષયનો કલ્પનાશીલ ગ્રાહ અને સચોટ તથા કેટલીક વાર સાચાં તેજે ચમકતી લેખનશૈલી જેવા જે કેટલાક ગુણો અનુભવાય છે, તેણે ગઈ વીસીના સંખ્યાબંધ લેખકોને જીવન અને સાહિત્ય-ની (એમાંના જ એક ભાષણમાંથી શબ્દો લઈએ તો) "સ્વતંત્ર અને સજીવન ભાવનાઓ" અર્પી છે તેમ જ સેંકડો વાચકોને-વિશેષે કરી યુવાનોં-ને-અર્વાચીનતાનાં પથ્ય પ્રગતિકારક તત્ત્વો સમજવાની સાહિત્યદૃષ્ટિની લહાણ કરી છે. અને અહીં જ સ્મરી લેવો યોગ્ય ગણાશે સંસદનો દ્વાદશ-વર્ષ-સત્ર, જેના પ્રસંગોમાં સારા સાહિત્યસંમેલનનાં કેટલાંક લક્ષણો હતાં ને જે નરસૈયા વિશેના નાટ્ય-રાસકથી તો ઘણાને લાંબા વખત સુધી સવિશેષ યાદ રહેશે.

૫

સાહિત્યસંસદની વિશદબ્દી નિમિત્તે કરવા માંડેલું તેના કાર્યનું આ વિહંગાવલોકન તેના નૂતન ('રીસંટ') મંગલભાષણ 'નૈતિક વિશ્વવ્યવસ્થા અને

૬. ભાષાશુદ્ધિ એ કદી સંસદનું સબળ અંગ થઈ શક્યું નથી એટલે તેણે પુસ્તકોના 'ફોરવર્ડ' માટેનો સ્વ. ચન્દ્રશંકર ન. પંડ્યાનો 'આદિવચન' અપનાવ્યો છે, (એના અસલ ઘડનાર કોણ છે એ જાણ્યા વગર જ, ક્યાચ.) inaugural ના પર્યાય તરીકે; પણ, આ હેતુને માટે સ્વ. નરસિંહરાવ-પ્રયોજિત 'મંગલ ભાષણ' કે 'મંગલ વ્યાખ્યાન' ખરો શબ્દ છે.

અર્વાચીન દૃષ્ટિસ્વરૂપ'ના[૭] ઉલ્લેખ વિના અધૂરું જ ગણાય. એ વ્યાખ્યાનમાં સંસદના પ્રમુખશ્રીએ અર્વાચીન એટલે સને ૧૫૦૦ પછીના યુરપમાં પ્રવર્તેલી રાજ્યનૈતિક કુટિલતા માટે દુષ્પ્રખ્યાત ઈટાલિયન વિચારક મૅકિયાવેલીને તથા એના ભૌતિકશાસ્ત્રવાદ ('સાયન્સવાદ) 'માટે વિખ્યાત ઇંગ્લિશ ફિલસૂફ બેકનને ઉત્તરદાયી ઠરાવી, સાંપ્રત જગદ્વ્યાપી યાદવીનાં ઊંડાં મૂળ બંનેના ઉપદેશોમાં જોવાનો યત્ન એમની છટાદાર વાણીમાં કર્યો છે અને જગત શ્રીકૃષ્ણ, બુદ્ધ ને ઇશુનાં જીવન તથા સદ્બોધથી કેટલું બધું દૂર આજને દહાડે પડી ગયું છે એ પણ ઉત્સાહપૂર્વક ને અનિવાર્ય ગ્લાનિ સહિત દર્શાવ્યું છે. વર્તમાન માનવજાતિના રોગનું એમ નિદાન શોધ્યા પછી તેનો જે ઉપાય સૂચવવામાં આવ્યો છે તે વ્યાખ્યાનના અન્તભાગના થોડા શબ્દોમાંથી સમજી શકાય છે:

મનુષ્યત્વ, આ કર્યું અને પેલું કર્યું એમ સંતોષ લેવામાં નથી, માનવી થવામાં છે. કરવું એના કરતાં થવું, એમાં જ એનો મોક્ષ છે.

આ સાદાં પણ અર્થગર્ભવચનો સંબન્ધી કોઈથી વાંધો લેવાય તેમ નથી, કેમ કે તેમાં પશ્ચિમના એકદેશીય ને ઉચ્ચધ્યેયહીન પ્રવૃત્તિધર્મ સામે સબળ ટીકા છે અને-સમજાય તો-પૂર્વના નિવૃત્તિધર્મનું પણ સજીવ સ્વરૂપ નિર્દિષ્ટ છે. ઉપરાંત, એ આખા ય વ્યાખ્યાન વિશે એક દૃષ્ટિએ જોતાં તો એમ પણ કહી શકાય કે (હમણાં સુધી આપણી વચ્ચે હતા તે ગાંધીજીને અનુપમ અપવાદ તરીકે સ્વીકારીએ એટલે) જે સમયમાં એકાદ સમ ખાવા પૂરતો પણ એવો ગુજરાતી વિચારક-કે પત્રકાર-સમર્થ ને સુપ્રતિષ્ઠિત, ઊંચી ભૂમિકાએથી જગતને જોઈને વિષયને છાજતી રીતે એ વિશે બોલી શકનારો-નજરે પડતો નથી કે જે સાંપ્રત સ્થિતિ પર કંઈક પણ વાંચવા-વિચારવા જેવું આપણને આપે, તે સમયમાં રા. મુનશી જેવા આજના ગુજરાતના એક માનનીય સંસ્કારનેતાની એ વિચારણા આવકારને પાત્ર છે જ.

૬

પરંતુ એ વ્યાખ્યાન એક બીજી દૃષ્ટિએ. પણ જોવાવું જોઈએ-પ્રત્યેક ઉત્તમ વિચારણામાં આવશ્યક એવી બૌદ્ધિક પ્રામાણિકતાની દૃષ્ટિએ. એ રીતે

૭. કેટલાક વાચકોએ એની અસલ અંગ્રેજી આવૃત્તિ "યુરોપીઅન સિવિલિઝેશન ઍન્ડ ધ ડિગ્નિટી ઑફ મૅન' (સૌરાષ્ટ્ર વેલ્ફેર: ૧૯-૯-૪૨) પણ વાંચી હશે એટલે અહીં તેનો સાર કે વિગતે મુદ્દા પણ આપવાની જરૂર જોઈ નથી.

જોતાં કહેવું પડે છે કે સંહારક ટેંકો અને બૉમ્બોનો એકેએક બનાવનાર, પોતાની પ્રયોગશાળામાં કે કારખાનામાં 'નોવમ્ ઑર્ગેનન'નો જ મુખપાઠ શોધો કરતાં યા તો શસ્ત્રો બનાવતાં કર્યા કરતો હોય, અથવા તો, 'લંડન પૅરિસ ને રોમની પાર્લ્યમેંટો ને રાજ્યકચેરીઓએ ',ધ પ્રિન્સ'માં છે એ સિવાયની રાજ્યનીતિ કદી લેશમાત્ર પણ જોઈ-જાણી-વિચારી કે આચરી જ ન હોય તેવી રીતે વ્યાખ્યાનકારે ઉદ્બોધન કરવા પ્રયાસ કર્યો છે એ વસ્તુસ્થિતિ ઘણી સુધારણા અને સંગીન પૂર્તિ માગી લે છે. તેમણે સોળમી સદીમાંથી વીસમીમાં જબરી શી છલંગ મારી તો છે, પણ, વચ્ચેનાં ચારસો વર્ષના યુરપમાં જેમ જડવાદ-સામ્રાજ્યવાદના કે એકાંગી 'સાયન્સ'-પ્રચારના દુષ્ટ આચાર્યો થઈ ગયા છે તેમ ધર્મ ને રાજ્ય-પ્રકરણ, સાહિત્ય, અર્થશાસ્ત્ર ને ભૌતિકશાસ્ત્ર એ સર્વ ક્ષેત્રોમાં-થોડાં જ ને અનાયાસે સૂઝતાં જાય તેમ નામો ટપકાવીએ તો પણ-લ્યુથર ને વૉલ્તેયર, કાર્લાઈલ રસ્કિન ને ટૉલ્સ્ટૉય, બર્કલી અને બર્ગસો, શેલી ને સ્વિન્બર્ન, બર્ક મૅઝિનિ અને ગ્લેડસ્ટન, ઑલિવર લૉજ, જેમ્સ જીન્સ ને એડિંગ્ટન જેવા પણ થયા છે તેમ જ એ સર્વેએ પોતપોતાની નેકદિલ રીતે માનવજીવનને— અને તે માત્ર યુરપના માનવીના નહિ પણ જે કોઇ તેમનો અમર સન્દેશ (પોતાને માટે તેમ ખુદ યુરપને પડકારવા માટે) સુણવા સમજવા ને સ્વીકારવા જેટલી સંસ્કારિતા ધરાવતા હોય તે સર્વ માનવીઓના જીવનને— સાત્ત્વિક, ભાવનાભિમુખ, સ્વાતંત્ર્યવાંછુ અને જડતાવિમુખ કરવામાં ભાગ ભર્યો છે— આ હકીકતો વ્યાખ્યાનકારને કાં તો એમના ઐતિસાહસે દેખવા દીધી નથી, અથવા તો, તે શ્રોતાઓને આંજી દેવાના તેમના લાક્ષણિક મોહમાં જાણી-બૂઝીને તણાયા છે. એમને પક્ષે જો તે પોતે કે બીજું કોઇ એમ કહેવાનું હોય કે એવા મહાન ભાવનાદ્રષ્ટાઓ છતાં યુરપ ભાવનાપતિત થયું એ તો એ દ્રષ્ટાઓની કમતાકાત સાબિત કરે છે તો સામો ઉત્તર આપી શકાય છે કે, (૧) અત્યારનું અધઃપતન તો દેશોની જેમ ખંડોના જીવનમાં આવતી ચડઊતર કલાઓમાંની જ એક છે; કે, (૨) પૂર્વોક્ત દ્રષ્ટાઓ (ને તેવા બીજા કેટલાક) હતા તો જ સમકાલીન યુરપમાં રોમાં રોલાં, વેલ્સ ને શૉ, સિડની વેબ દંપતી, ડીન ઇન્જ, સી. ઇ., એમ. જોડ, મિડલ્ટન મરી, આલ્ડસ હક્સલી, હેરોલ્ડ લાસ્કી ઇત્યાદિ વત્તાઓછા નિઃસ્વાર્થ ભાવનાભક્તોનો પ્રાદુર્ભાવ શક્ય બન્યો છે; કે, (૩) આ છેલ્લા ગણાવ્યા તેવા કેટલાકનાં જીવન

તથા ચિન્તનમાં અને પૌરસ્ત્ય તેમ પાશ્ચાત્ય સંસ્કૃતિના ઉત્તમાંશો ધારતા શ્રી-અરવિન્દ અને રવીન્દ્રનાથ, ગાંધીજી અને રાધાકૃષ્ણનનાં જીવન અને જીવન-સન્દેશમાં પણ ગયાં ચારસો વર્ષના યુરપમાં જે સર્વોત્કૃષ્ટ હતું તે એકરસ થયું હોવાથી જ એ ભાવનાવીરો વર્તમાન અને ભાવિ જગતની જાજ્વલ્યમાન આશાઓ છે.

૭

આટલે સુધીની ચર્ચાનું તથ્ય જે વાચકો ગ્રહણ કરી શકશે તેઓ આ સંદર્ભમાં બર્કની પ્રસિદ્ધ ઉક્તિનું અહીં સંયોજનપૂર્વક કરવા જેવું સ્મરણ પણ યોગ્ય સ્થાને ગણશે કે આપણે આખા ખંડને માથે અપવાદ ઓઢાડી શકીએ નહિ૮, સાચી અને સ્વીકારપાત્ર સ્થિતિ આવી હોવા છતાં આપણી વતી આજના જગતને અંગે નૈતિક વ્યવસ્થાનું દૃષ્ટિસ્વરૂપ વિચારનાર તથા માર્ગદર્શન કરાવવાનો આકર્ષક કલ્પનાશીલતાથી યત્ન કરનાર નેતાને હાથે તેવો અપવાદ ઓઢાડાઈ ગયો છે કેમ કે અમુક સિદ્ધાન્ત કે સિદ્ધાન્તો દૃઢપણે સ્વીકારી લઈને એ ચોકઠામાં ગોઠવવા માટે પોતાને અનુકૂળ હકીકતો લેવી ને સર્વ પ્રતિકૂળને છોડી દેવી એ તેમની હવે તો આપણને પરમ પરિચિત થઈ ગએલી નિર્બળતાને તે વશ થયા છે. આવું બન્યા બદલ ખેદ પ્રદર્શિત કરીએ છીએ; વિશેષ વ્યાખ્યાનચર્ચાનું પથ્ય પ્રલોભન જતું કરીએ છીએ કેમ કે એ તો અટપટા આર્થિકથી માંડી સૂક્ષ્મતમ આધ્યાત્મિક મહાપ્રશ્નો ભણી અમને વિચરાવે જેને માટે વૃત્તિ ઘણી પણ શક્તિ થોડી છે ને હવે સ્થળસમય બિલકુલ નથી; અને એ વ્યાખ્યાન દ્વારા જે કેટલુંક ખરેખર રસમય ને વિચારણીય આપણને મળી શક્યું છે એ માટે સાભાર આનંદ વ્યક્ત કરીએ છીએ.

અન્તમાં એટલું જ ઇચ્છવાનું કે તેજસ્વી ને ઉચ્ચાભિલાષી સાહિત્ય-સંસદ દીર્ઘાયુ થાય તેમ જ તેનું અને તેણે પોતાની ગુજરાતગૌરવરૂપ ને ઇર્ષ્યાજનક સિદ્ધિઓમાં ગણાવેલ ગુજરાતી સાહિત્યપરિષદ તથા ભારતીય વિદ્યાભવનનું હવેનું જીવન "નૂતનતા સાધવાના મોહમાં" તણાય નહિ, તે "રંગબેરંગી ચળકતા 'સજીવન' પતંગીઆના ચંચલ જીવનથી" જીવવું છોડી દે કે છેક ઓછું કરે, "સ્વ-સ્વના સ્વચ્છંદી તરંગ ઉપર ન તણાતાં પ્રજાના મહાન પથ ઉપર દૃઢ પગલે ચાલે" અને "મનુષ્યના દૈવી તેજથી દીપતા મનનાત્મક જીવન"નું અનુકરણીય દૃષ્ટાંત શિષ્ટ ગુજરાત સમક્ષ ધરવાનું સાત્ત્વિક સામર્થ્ય સત્વર કેળવતી થઈ જાય.૯

૮. "You cannot pass an indictment against a whole nation."
૯. કંઉકામાંના અવતરણચિહ્નિત શબ્દો ઉદ્બ્યતત્ત્વવિચારમાંથી (પૃ. ૪૩) છે.

## સાહિત્યપરિષદ

અમારા ગયા અંક પછી તુર્ત ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખશ્રીનો એક પરિપત્ર (તા. ૧૭-૬-૪૨નો) અને જુન અંકથી તેની પત્રિકા પણ મળી છે.[૧] એ બંને માટે અમે પરિષદના આભારી છીએ.

પરિપત્રમાં સામયિકોનો સહકાર જે બાબતોમાં મગાયો છે તે બે છે: સાહિત્યસંસ્થાઓની સંઘટના (સામાન્ય રીતે 'સંગઠન' કહેવાય છે તે.), તથા, સભ્યસંખ્યાની વૃદ્ધિ. સંસ્થા-સભાસદોની માત્ર સંખ્યા જોઇએ તો (સપ્ટેમ્બરની પત્રિકા પરથી જણાય છે તેમ) એ ગયે વર્ષે ૧૦ હતી ને આ વર્ષે ૨૩ થઈ છે, તળ ને બૃહદ્ એમ બને ગુજરાતોમાં મળીને. એ સ્થૂળ માપથી જ માપીએ તો, પરિષદના (જેવો છે તેવા) પ્રભાવનો નકશો દોરતાં કહી શકાય કે દક્ષિણે પુના-નાશિક સુધી અને પૂર્વપશ્ચિમે કલકત્તા ને કરાચી સુધી તેની સીમા વિસ્તરી ચૂકી છે; સૂક્ષ્મતાથી જોતાં, વિસ્તાર નથી પણ સંકોચ છે. તે આ રીતે: એ સંસ્થાઓ પરિષદમાંના પોતાના પ્રતિનિધિઓ દ્વારા પરિષદની નિત્ય કે નૈમિત્તિક, એકે પ્રકારની કાર્યનીતિ ઘડવામાં-પોતપોતાના વિશિષ્ટ વ્યક્તિત્વવાળો કે વગરનો, કોઈ જ જાતનો-ભાગ લેવા કદી તણખલું યે તોડતી નથી; અને, બીજું કે નહિ તો સંમેલનના દિવસોમાં પણ પરિષદનો સન્દેશ[૨] પોતપોતાને સ્થળે સક્રિય રીતે પ્રસારવાને

---

૧. એ બંને અમને મોકલાયાં હોવાથી અહીં એ નિમિત્તે જ ટીકા થાય એ દેખીતું છે; બાકી, પરિષદનાં સુકૃત્યોની નોંધ પણ અમે જ તા. ૪-૧૦-૪૨ના 'ગુજરાતી'માં લીધી છે એ ભૂલાવું જોઈએ નહિ.

૨. આ કથનનો કોઈ ગૌણ અપવાદ જડશે-જેમ કે પરિષદના કાર્યક્રમમાંની મૂળરાજ-સદસાબ્દીને અંગે તો ભુલાયેલી સુરતની નર્મદસભામાંનું શ્રી. મુનશીનું એ વિષય પરનું ભાષણ; પણ સામાન્ય નિયમરૂપ સ્થિતિ તો ઉપર કહી તેવી જ છે.

નામે ભૂંજ્યો પાપડે ભાંગતીનથી. આવી માત્ર પૈસાભરુ ને માનભૂખી સભાસદ-'સંસ્થાઓ માટે પરિષદનેતાઓને પણ પછી કેટલું માન રહે એ સમજી શકાય તેવું છે. આ છેલ્લા કથનનો એક દાખલો ટાંકીએ છીએ. કરાચીવાળા સંમેલન પછી પરિષદે તળ ગુજરાતમાંની એક સભાસદ-સંસ્થાને સૂચવેલું કે હવેનું સંમેલન તમારે ત્યાં ભરો; સંસ્થાએ એ માટેની વિચારણા એક બાજુ કરી અને એનું પરિણામ જાણવાની પરવા વિના, બીજી બાજુ, નેતાઓએ પાટણમાં હૈમસત્ર-વેળા જાહેર કરી દીધું કે હવેનું સંમેલન મુંબાઈના ઉપનગરમાં મળશે. પેલી સંસ્થાને આ લાત એટલી મીઠી લાગી કે પોતા ભણીના પરિષદિયા વર્તન સામે તેણે ન કર્યું શું કે ચાં-નહિ જાહેર રીતે, ન તો વિરોધનો પત્ર લખીને પણ.

ટૂંકી વાત આટલીઃ આપણે જેવી સાહિત્યપરિષદને લાગના છીએ તેવી જ આપણને મળી છે. આપણને જ દાસપણું વહાલું છે તો આપણી પરિષદ-સરકાર સત્તાધીશતાને શીદ વહાલી ન કરે ? એ સરકારના આવા માનસને કારણે જ વર્ષો ને વર્ષોથી એવું બને છે કે સંમેલનપ્રસંગે સિવાયની મધ્યસ્થ સભાની (જેમાં આખા સંસ્કારી ગુજરાતનું પ્રતિનિધિત્વ હોવાનો દાવો થાય છે તે સભાની) લગભગ હરેક બેઠક, જાણે પૃથ્વીભરના ગુજરાતીઓ એકલા મુંબાઈમાં જ આવી વસ્યા હોય તેમ, એ શહેરમાં ભરી નંખાય છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં આપણી પાસેથી તો આશા એવી રખાય છે કે આપણું સંપૂર્ણ સાંસ્કારિક કલ્યાણ પરિષદદેવી સિદ્ધ કરી ચૂકી હોવાથી આપણે તો એને લળીલળીને પ્રણમતા, એનાં પાદારવિંદે આપણી સકમાઈના ચચ્ચાર રૂપિયા દર બે વર્ષે ધરતા-ધરતા, આટલો જ જાપ જપ્યા કરવાનો છેઃ नमस्तुभ्यं नमस्तुभ्यं नमस्तुभ्यं नमोनमः ॥

બીજી બાબત સભ્યો વધારવાની. પરિષદે માગેલા બે હજાર ને, મુબ્બા-ચોગડે મીંડે ચાળીસ. આટલો બે ટકા ઉત્સાહ પણ શિક્ષિત ગુજરાતનો ઉભરાઈ શક્યો એ માટે તેને શાબાસી આપવી ઘટે. બાકી તો સાહિત્ય અને સાક્ષરસ્તાની પ્રવૃત્તિઓ સાથે આ પ્રાન્તવાસીઓને, તમે એમને બરાબર ઢંઢોળો નહિ ત્યાં સુધી, એવી લહેણાદેણી છે કે દસ સભ્ય પણ સ્વેચ્છાએ થાય નહિ અને ન થયા હોત તો નવાઈ જેવું નહોતું. અમને બીક છે તેમ પાછળથી, લાક્ષણિક ગુજરાતી રીતે, લોકો સામે એવું પ્રલોભન લળકાવવામાં આવેલું કે

પરિષદનાં પુસ્તક સભ્યોને અમુક લાભથી મળશે. એ જાળમાં બે–ત્રણ ભોળાં-ભોળાં પણ ફસાયાં કે નહિ એ જાણવામાં આવ્યું નથી.

પણ અમારે આમ હથોડી ચલાવ્યા કરવી જોઇએ નહિ એ સમજીએ છીએ; એ વાપર્યા વિના છૂટકો નથી, હાલની મોટી વાતો મોટા-ખોટા દેખાવ ને નાનાં કામવાળી દુર્દશા ટાળવી હોય તો; એ પણ વાંચનારને રોશન કરીએ છીએ; અને હવે, ઇંટ–ચૂના ને સેલાનો યથાસ્થળ–સમય ઉપયોગ કરીએ છીએ.

ગુજરાતી સાહિત્યપરિષદે ગુજરાતી પ્રજાના ઘણા સાહિત્યપ્રેમીઓને સભ્ય-રૂપે આકર્ષવા હોય તો તેણે નર્મદ, ગોવર્ધનરામ અને ગાંધીજીની માતૃભાષાના સેવકોને શોભતી ઊંચી ભાવનાશીલતા અને સાત્ત્વિકતા પોતામાં કેળવવી જોઇએ. પરિષદનો ગયાં ૧૮ વર્ષનો ઇતિહાસ[1] પોકારીને બોલે છે કે એ ગુણો તેનામાં જોવામાં આવ્યા નથી. આ કારણે સ્વમાનશીલ સાહિત્યપ્રેમીઓમાં તેને માટે જીવતો ને સ્થાયી રસ ઉત્પન્ન થતો નથી. સંસ્થાઓ સભ્ય થાય છે તેના મૂળમાં પણ, ઉપર વર્ણવાઈ ગઈ એ મનોવૃત્તિ ઉપરાંત કાચી લાગણીવશતા ઘણી છે–શક્તિશાળીનો આત્મીય ભાવ નથી તેમ એ કેળવવાનો પ્રયાસે નથી, તો પછી સક્રિય ને કાર્યસાધક સહચાર તો ક્યાંથી જ હોય?

બીજું, સર્વસામાન્ય જનતામાંથી સાહિત્યની પરિષદ માટે ઝાઝા સભ્યોની આશા રાખવી એ બરાબર લાગતું નથી. લેખનપ્રવૃત્તિ અને શિક્ષણક્ષેત્રો સાથે પ્રત્યક્ષ સંબન્ધ ધરાવનાર જે વિશાળ વર્ગ છે–પત્રકારો, વિવિધ કક્ષાના વિદ્વાનો ને લેખકો, શિક્ષકશિક્ષિકાઓ અને અધ્યાપકો—તેમનાં ઘરના ઉંબરા ઘસી નાંખવાની ધીરજ, ચિવટ ને સાહિત્યભક્તિ પરિષદના કાર્યકરોમાં કદી પ્રગટશે (અને, ફીના એકસામટા ચાર નહિ પણ એકેક રૂપિયો છ–છ મહિને આપો એવી યાચના કરવાનું વ્યવહારુ જ્ઞાન તેમનામાં જાગશે)–ઉપરાંત, એ વર્ગના પણ પંડિતથી માંડીને બધા થરોને સ્વાભાવિક રૂપનું આકર્ષણ કરે તેવો કાર્યક્રમ પરિષદ કદી ઘડી અને અમલમાં મૂકી શકશે, તો જ તે પોતાની હસ્તીનું વાજબીપણું તથા ઉપયોગિતા સાબિત કરી શકશે.

---

1. એ ઇતિહાસ એવડો જ હોય, ૩૭ વર્ષનો ન હોય, તેમ સાહિત્યસંસદના પ્રમુખશ્રીએ થોડા દિવસ પહેલાં પરિષદને સંસદની ! સિદ્ધિઓમાં–ભલે એને સ્થાપી પણ પોતે હોય તેમ–ગણાવી, એ વખતે તે ભૂલી ગયા કે પોતે માત્ર વિદ્યાર્થિયા હતા ત્યારે, ૧૯૦૫માં, પરિષદ સ્થપાયલી ગોવર્ધનરામને પ્રમુખપદે.

પત્રિકા જેટલું કરી શકે છે તેટલાથી હાલ તો સંતોષ માનવો રહ્યો. પ્રતિકૂળ સંજોગોમાં પણ પ્રમુખશ્રી તેની દ્વારા એકલે હાથે શક્ય તેવો વાઙ્મયિક લોકમત ઘડવાનું જે થોડું કાર્ય કરી શકે છે તે જોઇને તેમને માટે માન થયા વિના રહેતું નથી. પત્રિકા જેમતેમ પણ ચાલુ રહેશે તો તેમાંથી જ આપણે પરિષદના ગૌરવને શોભે તેવું ઉત્તમ માસિક અનુકૂળ દેશસ્થિતિમાં પામીશું.

## ૨૧. સંજાનાનાં વ્યાખ્યાનો

એ વિષયને આ અંકનાં ૨૨૩ પાનાં બહુ ખુશીથી આપ્યાં છે. તેમ કરવાનું પહેલું કારણ એ કે થોડા માસ પર એ અપાયાં ત્યારે એ વિશે થએલી ટીકાઓમાં તથ્યાતથ્ય કેટલું છે એ વિચારવાની અંતરિયાળ (એટલે એ ગ્રન્થાકારે પ્રગટતાં સુધીની) પણ આવશ્યક તક, એના યોગ્ય સંક્ષેપ દ્વારા યથાશક્ય પ્રમાણમાં, વ્યાખ્યાનવિષયોમાં રસ ધરાવનાર સર્વને મળી શકે; અને બીજું એકે એક પ્રગલ્ભ ને સન્નિષ્ઠ ગુજરાતી અભ્યાસકના આપણને ભલે અણગમતા તો પણ અપરતંત્ર વિચારો 'માનસી' દ્વારા વાચકવર્ગને પહોંચાડવા એ આવે સર્વ પ્રસંગે અમે અમારો ધર્મ સમજીએ છીએ. એ ધર્મ બજાવવામાં, જે એ વ્યાખ્યાનો આ વખતે આપી શકાયાં તેનો સામાન્ય ઝોક અને વિશિષ્ટ વિધાનો ધ્યાનમાં લેનાર સૌ કોઈ જોઈ શકશે તેમ, અમુક જોખમ–ને તે એક કરતાં વધારે પ્રકારનું, વધારે દિશાઓમાંથી આવનારું –રહેલું છે જ. પણ એવાં જતાંઆવતાં જોખમોની બિના તો ગૌણ છે; પ્રધાન છે તે તો, વ્યાખ્યાનમાં છે તેવી વિચારણાનો વાદવિવાદજન્યો તત્ત્વબોધ. એ આપણને સૌને પરિણામે મળવાનો છે એવી પ્રતીતિ હોવાથી જ સંક્ષિપ્ત રૂપે પણ વ્યાખ્યાન–પ્રકાશનને અમારો મધુર કર્તવ્યધર્મ ગણ્યો છે.

આર્યત્વના તથા નર્મદજીવન–કવનના તત્ત્વનો એ બોધ ધરઆંગણેથી જ (જો કે આ પ્રસંગે, વિષયોના મહત્ત્વને મુકાબલે, અતિ ટૂંકામાં) લેવોદેવો શરૂ કરીએ તો આ એક સર્વસામાન્ય કથન કરી શકાય તેમ છે કે વિદ્વાન વ્યાખ્યાનકારનું દૃષ્ટિબિન્દુ, વિચારસરણી તથા નિર્ણયો (એ છે તો નેકદિલ પણ) એકદેશીય બની ગયાં છે. એમના સરખા સુપંડિતને અમારે યાદ આપવાની ભાગ્યે જરૂર હોય કે એક ગ્રીક ચિન્તકને (કે નાટ્યકારને;

૧. ત્રીજું દલપતરામ પરનું આવશે, તો તે, ને અર્વાચીન કવિતા વિશેનું આવી ગયું છે તે, આવતા અંકમાં છપાશે.

સોફોક્લીસ !) આધારે ગ્યોએટે તથા મૅથ્યુ આર્નોલ્ડે ફરીફરીને આપણું લક્ષ ખેંચ્યું છે તેમ, જીવનનું સ્થિરદર્શન કરવું ને સમગ્રદર્શન કરવું ( To look at life steadily and look it whole. ), એ પ્રત્યેક સંસ્કારી સ્ત્રીપુરુષની સૌથી પહેલી ફરજ છે; એક જીવનક્ષેત્ર એવા અભ્યાસ–વિષયમાં, પ્રત્યેક વિચારી ને ઉત્તરદાયી ('રીસ્પૉન્સિબલ') વિદ્વાનની પણ એ પહેલી ફરજ છે. આપણા સંમાન્ય વ્યાખ્યાનકારે એ ફરજ પૂરતી મનઃજાગૃતિ સાથે પૂરતા પ્રમાણમાં બજાવી હોત તો પ્રકૃત વ્યાખ્યાનોના બંને વિષયો સંબન્ધી તેમણે જે પ્રતિકૂળ કહ્યું છે તેની સાથે જ તેનાથી અર્ધ ભાગનું તો અનુકૂળ તેઓ પોતે જ કહી શક્ત, જેથી કરી એમની પર જે થોડીક વાજબી ટીકાની ઝડીઓ વરસી છે (ને વધારે વહેલીમોડી વરસશે) તે છૂટાંછવાયાં ઝાપટાં જ બની જાત એમ થઈ શક્યું હોત તો તેમાં આયર્દ આર્યત્વ, નર્મદ ઇત્યાદિ ઉપરાંત, વ્યાખ્યાનકારની પોતાની પણ અભ્યાસશીલતા તથા પ્રતિષ્ઠા-જ્યોતને વિશેષ લાભ થાત એમ અમે માનીએ છીએ ને પૂરી માનવૃત્તિથી કહેવાની રજા લઈએ છીએ.

હશે. હવે તો આપણે માટે એ જ માર્ગ રહ્યો કે બને તો હમણાં નહિ તો વ્યાખ્યાનગ્રન્થ પ્રસિદ્ધ થયે પહેલી તકે, એમાંનાં વિધાનોને પૂર્વપક્ષ માની, ઉત્તરપક્ષ એ વિષયોના સમર્થ ને કર્તવ્યનિષ્ઠ અભ્યાસીઓ રજૂ કરે. એ માટે જેઓ આ પત્રનો ઉપયોગ કરવા ચહાતા હોય તેમને પૂરેપૂરો સત્કાર મળશે જ.

વ્યાખ્યાનોના આ વખત છપાયલા સંક્ષેપ 'અધિકૃત' છે અને નથી: છે, કેમ કે રા. સંજાનાએ અમારી માગણીથી પોતાનાં ત્રણે અંગ્રેજી વ્યાખ્યાનો (ચોથું એક બીજા વિદ્વાને કર્યું છે.) સંક્ષેપકાર રા. યશવન્ત શુક્લ જેવા આપણા એક શક્તિશાળી, પ્રતિષ્ઠિત વિવેચકને આપેલાં, તે પરથી જ અમારા એ સુજ્ઞ મિત્રે ઘણી ઉપાધિઓ વચ્ચે પણ, બંને સુવાચ્ય સંક્ષેપો* કરી આપ્યા છે; અને નથી, કેમ કે ગુજરાતી સંક્ષેપો રા. સંજાના તપાસી જાય તેવી અમારી ખાસ ઇચ્છા હતી તે અમારી કેટલીક સંજોગાધીનતાને કારણે બર આવી શકી નથી. આવું બન્યા બદલ એ બંને લેખકોની ને વાચકોની ક્ષમા પ્રાર્થીએ છીએ.

* એમાંના નર્મદ વિરોના શબ્દો બે ત્રણ જગ્યાએ, એ શબ્દોનું મૂળ અંગ્રેજી લેવાની આવશ્યકતા છતાં અશક્તિને લીધે, કાઢી નાખ્યા છે.

છેવટ, ' મધુરેણ ' સમાપન કરવાના શિષ્ટાચાર–લોભથી નહિ પણ ખરા દિલથી આપણી યુનિવર્સિટીને તથા રા. સંજાનાને તેમનાં વ્યાખ્યાનો માટે અભિનન્દન આપીએ છીએ કેમ કે તે અપાયાં તો જ એ વિષયો પરત્વે (એમનાં કેટલાંક વિધાનોમાં સંગીન તથ્ય પણ છે તેથી) આત્મનિરીક્ષણની તેમ જ પુનર્વિચારની તક આપણને મળે છે ને મળશે.[1]

## શ્રી કેળકરનું અભીષ્ટચિન્તન

મહારાષ્ટ્રના વિદ્વાન નેતા અને પ્રતિભાશાલી સાહિત્યકાર શ્રી નરસિંહ ચિંતામણ કેળકરે ગયા ઑગસ્ટ મહિનામાં પોતાની ઉમરના એકોતેરમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. આ આનંદકારક સુપ્રસંગે અમે તેમને અભિનંદન આપીએ છીએ અને એવી હાર્દિક ઇચ્છા વ્યકત કરીએ છીએ કે તેઓ હજુ ઘણા લાંબા સમય સુધી ઉત્કૃષ્ટ આરોગ્ય અને આરામમાં જીવે અને પોતાનો યથેચ્છ વાઙ્મયવિહાર ચાલુ રાખી મરાઠી સાહિત્યની વધારે અને વધારે અભિવૃદ્ધિ કરે !

શ્રી કેળકરની રાજકીય પ્રવૃત્તિ અને સેવાનું વિવેચન કરવાનું આ સ્થળ નથી. લોકમાન્ય ટિળકના સચ્ચિવ, સ્નેહી, સહકારી અને મંત્રી, ' કેસરી ' જેવા સામર્થ્યવાન અને અગ્રગણ્ય સામાહિકના તંત્રી, મધ્યસ્થ ધારાસભાના સભ્ય, કૉંગ્રેસના એક ભૂતપૂર્વ કાર્યકર્તા, સ્વરાજ્યપક્ષના એક અધ્વર્યુ, હિંદુમહાસભાના અધ્યક્ષ ઇત્યાદિ જુદી જુદી રીતે એક પ્રતિષ્ઠિત રાજકારણી પુરુષ તરીકે તેઓ કીર્તિ પામ્યા છે. રાજકીય આંદોલનોની અસ્થિરતાના અને ચંચલતાના ભોગ બની અનેક રાજપુરુષો નિર્માલ્યવત્ બની ગયાના દાખલાઓ છે. શ્રી કેળકરની કિંમતી રાજકીય સેવા લોકસ્મૃતિની બહાર કદાચ થોડીઘણી જાય એમ માનીએ તો પણ મરાઠી સાહિત્યમાંનું તેમનું પ્રથમ પંક્તિનું સ્થાન એટલું ઉજ્જ્વલ અને શ્રેષ્ઠ છે કે વિસ્મૃતિનાં વાદળાંની છાયા તેના પર કદી પડી શકે નહીં; તે ચિરંતર અને અચલ રહેશે.

ગયા લગભગ અર્ધશતક સુધી શ્રી કેળકર મરાઠી ભાષામાં સતતપણે લખતા રહ્યા છે. એવા દીર્ઘકાલમાં રચેલો તેમની લેખનનિર્મિતિનો વિસ્તાર છાપેલાં ૧૪–૧૫ હજાર પાનાં જેટલો વિપુલ થઈ ગયો છે અને હજુ પણ તેનો

[1] ૧. અને લેખોનું (ખાસ ભૂલો વિશેનું) શુદ્ધિપત્રક , આ અંકની અનુક્રમણિકાની નીચે મૂક્યું છે.

પ્રવાહ વહી જાય છે. કેવળ પૃષ્ઠસંખ્યાની સ્થૂલ દૃષ્ટિએ વિચાર કરતાં પણ આ સંપ્રાપ્તિ ('એચીવમેંટ') ઘણી અભિમાનાસ્પદ અને વિરલ ગણાય. પણ શ્રી કેળકરની સાહિત્યસેવાની મહત્તા સંખ્યાગણતરીમાં જ નહીં પણ ઉચ્ચ અભિજાત ગુણોત્કર્ષમાં છે, મૂલ્યવાન રસપરિપોષમાં છે. નાના પ્રકારના વિષયો ઉપર તેમણે ગ્રંથરચના કરી છે અને આ વિષયોની વિવિધતા જોઈને મનને અચંબો લાગ્યા વગર રહેતો નથી. ઇતિહાસ, ચરિત્ર, રાજ્યશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ભાષાશાસ્ત્ર, ગ્રંથસમીક્ષા, નિબંધ, નાટક, નવલકથા, નવલિકા, હાસ્યવિનોદ, કાવ્ય, વક્રોક્તિ જેવાં વિવિધ અને સામાન્ય જનોને વિસદૃશ લાગે એવાં અફાટ ક્ષેત્રોમાં શ્રી કેળકરે સહેલાઇથી સંચાર કર્યો છે. તે ઉપરથી તેમની રુચિનું વૈચિત્ર્ય, બુદ્ધિની વિશાલતા અને જ્ઞાનસંપાદનની તીવ્ર અભિલાષા વ્યક્ત થાય છે.

મરાઠી ભાષા પરનું શ્રી કેળકરનું પ્રભુત્વ એટલું ગાઢ અને અસરકારક છે કે ગમે તેટલી ક્લિષ્ટ કલ્પના હોય, ગમે તેટલો સૂક્ષ્મ વિચારતંતુ હોય, ગમે તેટલી કોમલ ભાવના હોય, તેનું યથાર્થ શબ્દદર્શન અને સ્પષ્ટીકરણ એમના લેખનમાં થયા વગર રહેતું નથી; આપણને લાગે કે શબ્દસૃષ્ટિના તેઓ એક ખરા સ્વામી અને જાદુગર છે ! ' કેસરી' જેવા પ્રખર રાજકીય પત્રમાં પણ તેમણે ભાષાસૌંદર્ય, ઉપમા, અલંકાર,સમર્પક અવતરણ, વિનોદ, વ્યંગ્યોક્તિ ઇત્યાદિ લલિત ગુણોની શીતલ મૃદુતાને સ્થાન આપ્યું અને તેથી 'કેસરી'ની લોકપ્રિયતા વધતી જ ગઇ. વિદ્વત્તા, વિનય, વિનોદ, સમતોલ વિચારશક્તિ, તર્કનિષ્ઠ યુક્તિવાદ, ઉદાત્ત સાદાઇ, કલાવિલાસ, જન્મજાત સૌજન્ય ઇત્યાદિ કેળકરવ્યક્તિની વિશિષ્ટતાઓ તેમના લેખોમાં અને ગ્રંથોમાં પ્રતિબિંબિત થાય છે એમાં નવાઇ શી ? મહારાષ્ટ્રમાં તેમને સાહિત્યાચાર્ય, સાહિત્યસમ્રાટ એવી પદવીઓ લોકો તરફથી મળી ગઇ છે. અને તે યથાર્થ નથી એમ કોણ કહી શકે ?

## સવ્ય અને અપસવ્ય

૧

પૂરા થવા આવેલ વર્ષ ૧૯૪૨ના કેટલાક વાઙ્મયિક પ્રસંગો પર આ પત્રમાં અમે કે લેખકમિત્રો લખી જ શકયા નથી એ માટે ખેદ કરવો નિરર્થક અને ખુલાસા કરવા અનાવશ્યક ગણી એમાંના મુખ્યતમ વિશે થોડુંથોડું લખીશું.

જાન્યુઆરીમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ અપાવેલા વિદ્યાવિસ્તાર-વ્યાખ્યાન 'આચાર્ય આનન્દશંકરનું ધર્મચિન્તન' (પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીઃ બુદ્ધિપ્રકાશ, જાન્યુ-માર્ચ ૧૯૪૨ ) એ વિષયનો સર્વપ્રથમ સ્વાધ્યાયલેખ હોવા ઉપરાંત વિશિષ્ટસામર્થ્યયુક્ત પણ છે. ગુજરાતના આ 'છેલ્લાવેલા બ્રાહ્મણશ્રેષ્ઠની'[1] અનુપમ પ્રતિભા અને જીવનદર્શન પ્રત્યે ગુજરાતે-સૌથી પહેલું તો, શિષ્ટ ને શિક્ષિત ગુજરાતે-હજી ઘણું ઋણ વાળવાનું બાકી છે-એમના ગ્રન્થોનો અભ્યાસ કરીને, એમનાં જીવન તથા ચિન્તનને અનુસરીને. એ પ્રવૃત્તિમાં સાચી સાહાય્ય કરે તેવા પ્રકૃત વ્યાખ્યાનમાંનું વિશદ અર્થદ્યોતન ઘણું વંચાય, વારંવાર વિચારાય ને આચરાય એમ ઇચ્છીએ છીએ.

સાહિત્યસેવકની ૫૦મી ( કે ૬૦મી ઈત્યાદિ ) જયંતીના ઉત્સવને લીધે એ વ્યક્તિને જ મહત્ત્વ મળતું હોય તેમ મનાવા લાગ્યું છે એ યોગ્ય થતું નથી. એવા પ્રસંગે જે વત્તાઓછા કાયમી મહત્ત્વનાં કાર્યો થાય છે તેની ગણના કરવામાં કાર્પણ્યદોષી થવું જોઇએ નહિ. માત્ર હમણાંના દાખલા લઇએ તોઃ ૧૯૪૦માં રા. ધનસુખલાલ સંબન્ધી 'માનસી'વિભાગ, ૧૯૪૧માં 'શ્રી રાયપુરા ગોલ્ડન જ્યુબિલી પ્રિન્ટિંગ વર્ક્સ' અને આ વર્ષના તેવા પ્રસંગો નિમિત્તે એપ્રિલમાં સહયોગી 'નવચેતન'કારનો વિશેષાંક ને દ્રવ્યનિધિ-પ્રવૃત્તિ તેમ જ મેમાં રા. રમણલાલ વ દેસાઈ સંબન્ધી ઉપયુક્ત અભિનન્દનગ્રન્થ[2] તથા એક માસિકનો તેવો વિશેષાંક-આ સર્વ મળ્યું છે અને તેનાથી પ્રત્યક્ષ-પરોક્ષ સાહિત્યસેવા થઈ છે એ હકીકત તરફ દુર્લક્ષ કરી શકાય તેમ નથી.

ઓગસ્ટમાં ગુજરાત સાહિત્યસભાએ રંગતરંગકાર જ્યોતીન્દ્ર દવેને ૧૯૪૧નો રણજિતચન્દ્રક આપ્યો એ માટે બંનેને જુદી જુદી દૃષ્ટિએ અભિનન્દન. ચન્દ્રક સ્વીકારતાં અપાયલા 'કવેતાઈ' આત્મપરિચયને કારણે પ્રસંગ સવિશેષ રસિક બન્યો ને સ્મરણીય પણ રહેશે.

---

1. "The last of the learned Brahmanas of Gujarat"—K. M. Munshi. Bharatiya Vidya. May 1942.

૨. આ પણ નોંધવું જોઈએ કે એના પ્રકાશનથી આપણને મળેલી એક તલસ્પર્શી અવલોકનનોંધ દ્વારા (પ્રા. વિ. ર. ત્રિવેદી. 'ધી ઈંડિયન પી. ઈ. એન.' ઑક્ટો. ૪૨), આપણે એવા ખુશ ન જ, હોત તેવું ગાગર-સાગર-ગુણી મૂલ્યાંકન એ નવલકારનું આપણને મળી જાય છે.

ઑગસ્ટમાં કેખશરૂ કાબરાજી (૧૮૪૨–૧૯૦૪) તથા છોટાલાલ સેવકરામની (૧૮૪૨–૧૯૧૦) જન્મશતાબ્દી હતી. અર્ધીશતકથી યે વધુ સમય સુધી સમર્થ 'રાસ્ત ગોફતાર'કાર, નવલકથાકાર, નાટ્યલેખક, તથા સંગીતપ્રચારક લેખે સુકીર્તિ પામનાર કાબરાજીની જેવા, ગયા જમાનાના હિંદુ સાહિત્યસેવકો પણ માતૃભાષાપ્રેમ, સાહસ ને ચીવટ તથા ખંતની દૃષ્ટિએ, થોડા જ છે. 'ગુજરાતી શબ્દમૂલદર્શક'કાર છોટાલાલ એ બધા પછીના કદાચ પહેલા જ સોની જ્ઞાતિમાં થએલા સાહિત્યસેવક હશે. તેમની કવિતા બોધક ને સામાન્ય પ્રતિની છે, પણ, રણછોડભાઈ ઉદયરામ અને મણિભાઈ જશભાઈના સહલેખકરૂપે, ૧૮૭૮માં, 'શેક્સપીઅર કથાસમાજ' ('લૅમ્બઝ ટેલ્સ ફ્રૉમ શેક્સપીઅર') દ્વારા જગતના એક મહાકવિનો પ્રથમ પરિચય ગુજરાતી વાંચનારને કરાવનાર તરીકે એ લેખક હમેશાં યાદ રહેશે.

૨

ગુજરાતના સાહિત્યજીવનને વિરલ આત્મભોગી રા. મહાદેવભાઈ હ. દેસાઈ, સમર્થ પત્રકાર રા. મણિલાલ ઇ. દેસાઈ, કલાપીનાં પ્રસિદ્ધ સ્નેહભાજન શોભના તથા આશાસ્પદ તરુણ લેખક રા. હરજીવન સોમૈયાનાં અવસાનથી ગએલી ખોટની નોંધ ઊંડા ખેદ સાથે લઇએ છીએ.

ભાવનગરના અગ્રણી થીઑસોફિસ્ટ, સુજ્ઞ જ્ઞાતિસેવક અને એક ગુજરાતી સુવક્તા રા. ગુણવન્તરાય ગુલાબરાય દેસાઈ તા. ૨૬મી સપ્ટેમ્બરે ૬૧ની વયે અચાનક પરલોકવાસી થયા. રાજકીયેતર વિષયોમાં પણ આપણી ભાષા સુન્દર વક્તૃત્વની શકયતા ધરાવે છે એવી સાક્ષી સ્વ. મણિશંકર ભટ્ટ, સ્વ. નર્મદાશંકર મહેતા, સ્વ. નૃસિંહ વિભાકર તથા સ્વ. ચન્દ્રશંકર પંડ્યાનાં તેમ જ સદ્દગતનાં ભાષણો સાંભળવાનો લાભ અમારી જેમ પામી શકનાર હરેક શ્રોતાજન પૂરશે. પોતે 'કૌમુદી' તથા 'માનસી'ના હંમેશ સક્રિય સહાનુભાવક હતા. એ વાતનું પણ અહીં કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ થયા વિના રહેતું નથી. પ્રભુ એ ધર્મનિષ્ઠ આત્માને અખંડ શાન્તિ અર્પો.

## મન્દિર–વૃત્ત

૧. વિશેષ મદદ લેખે રૂ. દસ–દસ રા. છોટાલાલ કેશવજી, પ્રા. સુરેશ

દીક્ષિત તથા 'એક બન્ધુ'ના અને રૂ. પચીસ રા. મનહરલાલ મહુભાઇના મળ્યા છે તેની પહોંચ સાભાર સ્વીકારીએ છીએ.

૨: આગલાં પુસ્તકોની જેમ 'લીલાંસૂકાં પાન'ની આવક પણ 'માનસી'ની ખોટ પૂરવામાં જવાની હોવાથી સાહિત્યપ્રેમીઓ એ વિષયમાં વિના વિલંબે ઘટતું કરશે એવી આશા છે.

૩.પૈસાની મૂંઝવણ તેમ જ સાર્વત્રિક અશાન્તિને કારણે ડિસેમ્બરનો અંક જાન્યુઆરી ૧૯૪૩ પહેલાં પ્રગટાવી શકાશે નહિ.

સૂરતઃ તા. ૨૮-૧૦ ૪૨                                        —સં. માનસી

## સ્વીકાર–પૂર્તિ

શુદ્ધ અને ગામડાંઃ રામરાય મો. મુનશી ( ગ્રામસર્જન સા. કાર્યા. રૂ. ૦૧ ).– ઉચ્ચ જીવનઃ ડો. હરિપ્રસાદ દેસાઇ (ગુજ. સા. સભા, ૧ આનો)–નિબન્ધમાલા (આ. ૩૭): વિશ્વનાથ મ. ભટ્ટ (એન. એમ. ત્રિપાઠી કં. રૂ. ૧).–ઘરફૂકડીઃ ઉમેરા કવિ (રૂ. ૧–૧૦–૦). માનવગીતઃ સુમનભાઈ ન. પટેલ (છ આના).–ગુજ. સા. સભા (૧૯૪૨–૪૨) તથા ગુજ. વર્ના. સોસાયટીના (૧૯૪૦–૪૧) અહેવાલો. બ્રહ્મદેશઃ ૨. ૨. ગૌતમ ( શ્રી સયાજી સા. મા. પુ. ૨૭૮; રૂ. ૧–૨–૦ ).—વીર વનરાજઃ 'ધૂમકેતુ' ( શ્રી સયાજી બા. જ્ઞા. મા. ૧૭૪; ગુર્જર ગ્રં. ર. કાર્યા. છ આના ).– કર્તવ્યનાં કારણોઃ ફિરોઝશાહ રૂ. મહેતા.

# વીરા બાવીસ હજાર

સર સ્ટૅફર્ડ ક્રિપ્સની યાદગાર દરખાસ્તોની વાટાઘાટ દરમ્યાન ઉત્સાહમાં આવી જઈ હજારો ગુર્જરોની સેના તૈયાર કરવા સંબંધે ગુજરાતના પ્રખર કવિ શ્રી નાનાલાલ દ. કવિએ ઉદ્‌ગાર કાઢેલા તે પરથી, લે. રવિ મોનાલાલ.

૧. વીરા, ચાલો ઝટ રણમાં,
—ગોબીના કે સહરાના—
અરિને હણવાને ક્ષણમાં,
થા સજ્જ, જરી ગભરા ના.
નહિ ખડ્‌ગ ત્યાં હો કુહેરો,
નહિ ઓવારણ આ વાર,
બ્હેનાં ના સ્મરશો લેરો,
વીરા બાવીશ હજાર.

૨. બીડું ઝડપ્યું મેં આજે
—કે બહુ તો કાલે રાતે—
ગુર્જરરક્ષાને કાજે
સેના સજવું જ પ્રભાતે.
નથી હથિયારો તો હાથે
પણ પગમાં જોર અપાર
સમરાંગણ ધારો સાથે
શૂરા બાવીશ હજાર.

૩. સાબરમતીના મયદાને
કરશું જઈ ખૂબ "પરેડ"
"રાઈફલ" બદલે ડંડા ને
રે શ્રીફળ "હૅંડ ગ્રેનેડ"!
છોરાં "પ્લેઇનો!" ને "ટેંકો"
બ્રહ્મનની જ્યોત લગાર
આપણને દેશે ટેકો
શૂરા બાવીશ હજાર.

૪. અધ્યાત્મ સદા છે ઊંચો
ભૌતિક તેને આધીન
આત્માનાં બલથી સીંચો
જો ખોટ પડે સંગીન.
સ્તુતિયો ને આશીર્વાદો,
અમ એક પૂરો આધાર
ત્યમ ગાળો-શાપો લાદો
શૂરા બાવીશ હજાર.

૫. વાણીનો મહિમા મોટા
છે શબ્દ અજેય ઈલાજ
અક્ષરનો ચાલે સોટો
ને સઘળે તેનું રાજ.
સહુ મંત્ર જ એક પુકારો
ૐકાર તણો ઉચ્ચાર
ખૂદ એકી સાથ ડકારો
શૂરા બાવીશ હજાર.

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૭ : ગ્રંથાંક ૪

ડિસેંબર ૧૯૪૨



પૂર્ણસંખ્યા ૨૮

સંચાલક

પ્રો. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

પ્રકાશનસ્થાન : આનંદ-પ્રેસ ; સ્ટેશનરોડ : ભાવનગર.

### અનુક્રમણી

# માનસી

વર્ષ ૭, અં. ૪ ] [ ડિસેમ્બર ૧૯૪૨

## પ્રાસ્તાવિક નોંધ

'ગ્રેપ્સ ઑફ રૉથ'ના ( કેલિફોર્નિયામાં સોનાની શોધમાં જતા મજૂરોના સમુદાયની યાતનાઓ વિશેની એ સુવિખ્યાત નવલકથાના ) કર્તા જૉન સ્ટાઇનબેકની આ કૃતિ ('ધ મૂન ઈઝ ડાઉન') તેની બીજી કૃતિઓ કરતાં વધારે ચુસ્ત આપણા સમયની છે ને અત્યંત હૃદયસ્પર્શી છે. આ વાર્તાનું વસ્તુ કોઈ પણ કાળે, કોઈ પણ પ્રજા પર બીજી પ્રજાએ કરેલા આક્રમણનું છે. આઝાદ ને બહાદુર માણસો સદા અજેય છે એ તેનો ધ્વનિ છે. તેનાં પાત્રો-પુરુષો તેમ સ્ત્રીઓ-આપણા જેવાં મનુષ્યો છે અને નાયક મેયર ઑર્ડન જગતનાં કલ્પના-સર્જનોમાં અમરતા મેળવી જાય તેવો છે. અમને લેશમાત્ર શંકા નથી કે 'માનસી'-પ્રીત્યર્થ 'શશી જતાં–' શોધી આપનાર ને એનું આટલું સુન્દર ભાષાન્તર કરનાર આપણા સમર્થ યુવાન સાહિત્યકાર ડૉ. જયન્તકુમાર મણિશંકર ભટ્ટની રસજ્ઞતા ને પરિશ્રમની પૂરી કદર વાર્તાનો આનન્દ માણનાર દરેક વાચક કરશે જ.

સંચાલક માનસી

# શશી જતાં

## પ્રકરણ પહેલું

પોણા અગિયાર વાગ્યામાં તો બધું પતીયે ગયું. શહેરનો કબજો લેવાઈ ગયો, રક્ષકો હારી ગયા અને લડાઈ–ખતમ થઈ ગઈ. મોટા સંગ્રામોની જેમ આની તૈયારી પણ ચઢાયકોએ ખૂબ ખંતથી કરી હતી. આ રવિસવારે શહેરના ટપાલી અને પોલીસ જાણીના દુકાનદાર મિ. કોરેલની હોડીમાં મચ્છી પકડવા ઊપડી ગયા હતા. તેણે પોતાની નાજુક નાવ આખો દિવસને સારુ એ લોકને આપી હતી, અને દરિયામાં ઘણે દૂર નીકળી ગયા ત્યારે જ તેમણે લશ્કરી સિપાહીઓથી ભરેલા નાના વહાણને શાન્તિથી પસાર થતું જોયું. ગામના જવાબદાર અફસરો તરીકે એની ખબર લેવાનું કામ તેમનું હતું અને તેઓ તરત પાછા ફર્યા પણ બંદર પર પહોંચ્યા ત્યાં સુધીમાં તો પેલી ટુકડીએ કબજો લઈ લીધો હતો. ટપાલી અને પોલીસ ચોરા[1]ની પોતાની કચેરી સુધી પણ જઈ ન શક્યા ને પોતાનો હક્ક સાબિત કરવા ગયા કે તેમને ગિરફતાર કરવામાં ને ગામની જેલમાં પૂરવામાં આવ્યા.

ગામનું રક્ષકદળ–બારેય જણનું–પણ આ રવિવારે બહાર ગયું હતું, કેમકે પેલા પ્રખ્યાત દુકાનદાર મિ. કોરેલે, શહેરથી ત્રણેક કોસ દૂર પોતાની સુન્દર વાડીમાં ઉજાણીની ગોઠવણ કરી હતી ને નિશાનબાજી સારુ કારતૂસો ને ઇનામો રાખ્યાં હતાં. એ રક્ષકદળે દૂરથી વિમાનના અવાજો સાંભળ્યા, છત્રીધરો[2]ને ઊતરતા જોયા ને પૂર ઝડપે દોડતા તે પાછા ફર્યા. પણ ગામને પાદરે પહોંચ્યા ત્યારે ચઢાયકોએ રસ્તાની બાજુ પર યાંત્રિક બંદૂકો[3] ગોઠવી દીધી હતી. ગામના એ જવાંમર્દોને લડાઈનો થોડો જ અનુભવ હતો, અને

૧. ટાઉન હૉલ. ૨. પૅરેશૂટધારીઓ. ૩. મશીનગન.

પરાજયની લગીરે નહોતો, એટલે તેમણે તો પોતાની બંદૂકો છોડી. યાંત્રિક બંદૂકનો ઘડીભર કડ્ડડ્ડ કડ્ડડ્ડ અવાજ આવ્યો ને છ જણા તો ગોળાથી આરપાર વીંધાઈ ગયા, ત્રણ અધમૂઆ થઈ પડ્યા ને બાકીના ત્રણેય બંદૂક લઈ ટેકરીઓમાં નાસી ગયા.

સાડા દસે તો લડાયકોનું બૅન્ડ ગામના ચોકમાં સુન્દર ને સુંવાળું સંગીત વગાડવા લાગ્યું હતું, અને પુરજનો આશ્ચર્યચકિત બની એ સંગીત સાંભળતા હતા અને નાની યાંત્રિક બંદૂકધારી, ભૂખરી હેલ્મેટવાળા સૈનિકો તરફ જોઈ રહ્યા હતા. સાડા દસ ઉપર આઠ મિનિટે તો છયે મરેલા રક્ષકોનું દફન થઈ ચૂક્યું હતું, છત્રીઓ સંકેલાઈ ગઈ હતી અને ટુકડીઓએ બંદર પાસેના મિ. કોરેલના ભંડારમાં પોતાનો અડ્ડો જમાવ્યો હતો. તેમના માટે ખાટલાઓ અને અભરાઈઓ પર ધાબળા તૈયાર હતા.

પોણા અગિયારે બુઝુર્ગ મેયર ઑર્ડેન પાસે શિષ્ટાચાર-પૂરતી એક વિનંતી પહોંચી કે તેમણે લડાયકોના કર્નલ લૅન્સરને મુલાકાત આપવી. મુલાકાતનો વખત બરાબર અગિયારનો હતો અને સ્થળ તેની પાંચ ખંડની હવેલી.

હવેલીનું દીવાનખાનું ઘણું આસાનીભર્યું હતું. સોનેરી રંગવાળી ખુરશીઓ જૂનાં કારીગરીનાં વસ્ત્રોથી ઢંકાએલી હતી અને વધારે પડતા નોકરો જાણે ખાસ કામ વગર અક્કડ ઊભા હોય તેમ એ ગોઠવાએલી હતી. કમાન-આકારી આરસના એક અગ્નિસ્થાનમાં જ્વાલા વિનાનો લાલ અંગાર બળી રહ્યો હતો અને તેની નજીક હાથથી ચીતરેલો કોલસા નાખવાનો પાવડો પડ્યો હતો. તેની ઉપરની છત પર સ્થૂલ ફૂલદાની હતી અને વચ્ચે એક મોટું ચિત્રામણવાળું કાચનું ઘડિયાળ હતું. દીવાલપરનો રંગ છેક લાલ હતો અને વચ્ચે વચ્ચે સોનેરી આકૃતિઓ હતી અને લાકડાં પરનો સફેદ રંગ ઘણો સ્વચ્છ અને સુન્દર દીસતો હતો. ટાંગેલાં ચિત્રો વિશાળ ભયગ્રસ્ત બાળકો અને કૂતરાઓનાં હેરતકર પરાક્રમો દાખવતાં હતાં. જ્યાં લગી ડાઘિયા હોય ત્યાં લગી આગ, પૂર કે ધરતીકંપ બાળકોને કેમ કંપાવી શકે?

અગ્નિસ્થાનની નજીક ડૉ. વિંટર બેઠા હતા. સરલ, ઉદાર અને મોટી દાઢીવાળા, ગામના ચિકિત્સક અને ઇતિહાસવેત્તા ખોળામાં અંગૂઠા ઉપરનીચે કરતાં તે બધું જોઈ રહ્યા હતા. તેમની સરલતા એવા પ્રકારની હતી કે કોઈ પ્રશાન્ત વ્યક્તિ જ તેમની અગાધતા પિછાની શકે. તેમણે મેયરના પરિચારક

૧. સબમશીનગન. ૨. માથાંના રક્ષણ માટેની પતરાંની ટોપી. ૩. નગરપતિ.

તેનો સાર પ્રકટ કરવાનો અવસર તેને મળતો ન હતો. આગળ ઉપર જોસફ જો પાકશાસ્ત્રીને કહે કે "કાળભાનવાળા લોકો, હો, એની" તો એનો કંઈ અર્થ ન થાય. એની સામું પૂછે કે "કોણ?" ને "શા માટે?" ને છેવટે "આવું વાહિયાત ક્યાંથી લાવ્યો જોસફ?" જોસફે પહેલાં પણ ડૉ. વિંટરના મત દાદર નીચેની આલમ પર અજમાવ્યા હતા અને દરેક વખતે એમ જ થતું. એનીને એ વાહિયાત લાગતા.

ડૉ. વિંટરે અંગૂઠા પરથી ઊંચું જોયું અને જોસફને, ખુરસીઓ વ્યવસ્થિત કરતો જોયો. "મેયર સાહેબ શું કરે છે?" તેણે પૂછ્યું.

"જી, કર્નલ સાહેબને સત્કારવા પોશાક પહેરે છે."

"અને તું તહેનાતમાં નથી? એકલા તો દેખાવ બગાડી મૂકશે."

"બાઈસાહેબ તેમને મદદ કરે છે, અને સારા બેશ દેખાય એમ ઇચ્છે છે," અને જરા શરમાઈ ને જોસફે ઉમેર્યું, "બાઈસાહેબ તેમના કાનના વાળ કાપે છે. તેમને ગલીપચી થાય છે અને મને અડવા નહોતા દેતા."

"ગલીપચી તો થાય જ" ડૉ. વિંટરે કહ્યું.

"પણ બાઈસાહેબનો આગ્રહ છે." જોસફે ભાર મૂક્યો.

અને ડૉ. વિંટરે ઓચિંતું હસી દીધું. ઊભા થઈ ને અગ્નિ આગળ હાથ ધર્યા અને જોસફે ચપળતાથી પહોંચી જઈ ખુરસીને તેના નિયત સ્થળે મૂકી દીધી.

"આપણે એવા ચમત્કારી લોક છીએ" ડૉક્ટરે કહ્યું "આપણો દેશ હારે છે, આપણું ગામ કબજે થયું છે, વિજેતા ને મેયર હમણાં મળનાર છે ત્યારે બાઈસાહેબ વિરોધ કરતા મેયરને ગરદનથી પકડી તેના કાનના વાળ કાપે છે!"

"પણ ઝુંડ મોટું થતું હતું ને ભમ્મર સુદ્ધાં. અને નામદારને ભમ્મરના વાળ જવાનું વધારે લાગી આવે છે. વાગે છે એમ કહે છે, અને બાઈસાહેબ કાપી શકશે કે નહિ તે કોણ જાણે."

"પ્રયત્ન તો જરૂર કરશે." ડૉ. વિંટરે કહ્યું.

"જી, સારા બેશ દેખાય એવી એમની ઇચ્છા છે ને."

દરવાજા પરના કાચમાંથી એક હેલ્મેટધારી મસ્તકે અંદર જોયું અને દરવાજા પર ટકોરા સંભળાયા. એ પળે એમ લાગ્યું કે જાણે જ્યોતિની ઉષ્મા એ ખંડમાંથી ઓસરી ગઈ અને થોડી ઠંડી લુખાઈ ત્યાં વ્યાપી ગઈ.

ડૉ. વિંટરે ઘડિયાળ તરફ જોયું "એ વહેલા આવ્યા લાગે છે. અંદર આવવા દે, જોસફ."

જેસકે દરવાજો ખોલ્યો. લાંબા ડગલાવાળો એક સૈનિક દાખલ થયો. તેણે હેલ્મેટ પહેરી હતી અને તેના હાથમાં નાની યાંત્રિકબંદૂક હતી. જલદી આજુબાજુ જોઈ,તે એક તરફ ખસી ગયો અને તેની પાછળ એક અફસર દ્વારમાં દેખાયો. તેનો પોશાક સામાન્ય હતો અને તેનો હોદ્દો તેના ખભાપર દેખાતો હતો.

અફસર અંદર આવ્યો અને ડૉ. વિંટરને જોઈ રહ્યો. તે એક અંગ્રેજ ગૃહસ્થના કટાક્ષચિત્ર જેવો લાગતો હતો. જરા સ્થૂલ, લાલ મોં અને લાંબું નાક, પણ જરા ગમે તેવું. તેના,લશ્કરી પોશાકમાં તેને ચેન પડતું લાગતું ન હતું, ઘણાખરા બ્રિટિશ અફસરોની માફક. દરવાજામાં ઊભાં ઊભાં તેણે ડૉ. વિંટર સામે નાસ્તા કર્યું ને પૂછ્યું, "આપ મેયર ઓર્ડન ?"

ડૉ. વિંટરે હસીને કહ્યું, "ના ના, હું નહિ."

"ત્યારે આપ કોઈ અમલદાર છો ?"

"ના હું તો ગામનો દાક્તર છું ને મેયરનો મિત્ર છું."

"ત્યારે મેયર ક્યાં છે ?" અફસરે પૂછ્યું.

"તમારા આદરની તૈયારી કરે છે, તમે જ કર્નલ ને ?"

કેપ્ટન ગેટિકે પૂછ્યું, "અહીં કંઈ ખટકો હશે કે?" અને ખિસ્સામાંથી એક ચામડાની ચોપડી કાઢી અંદર જોયું.

ડૉ. વિંટરે કહ્યું, "તમે બધી વિગતો પર ધ્યાન આપો છો."

"હા. અમારો અહીંનો આદમી થોડા વખતથી કામ કરતો આવ્યો છે."

ડૉ. વિંટરે પૂછ્યું, "તેનું નામ તો તમારાથી ન કહેવાય ખરું?"

"તેનું કામ તો હવે ખતમ થયું છે. હું નથી ધારતો એ કહેવામાં કંઈ વાંધો હોય. તેનું નામ કૉરેલ."

અને આશ્ચર્યચકિત થઈ ડૉક્ટરે પૂછ્યું, "જ્યોર્જ કૉરેલ? એ તો બને જ કેમ? આ ગામ માટે તો તેણે કેટલું કર્યું છે! અરે આજે સવારે જ ડુંગરાઓમાં ગેરીલ્લાની હરીફાઈ માટે તેણે ઇનામો આપ્યાં હતાં." અને એ ઉચ્ચારતાં જ તેને કંઈ નવી સમજ પડતી હોય તેમ તેની આંખ ફરી અને હોઠ દબાવી તેણે ઉમેર્યું, "સમજ્યો; એટલા માટે તેણે ગેરીલ્લાની હરીફાઈ અહીંથી દૂર ગોઠવી હતી. બરાબર સમજ્યો. પણ જ્યોર્જ કૉરેલ! એ તો માનવામાં નથી આવતું."

ડાબી બાજુનું બારણું ઊઘડ્યું અને મેયર ઑર્ડને પ્રવેશ કર્યો. ટચલી આંગળીથી જમણો કાન ખોતરતાં ખોતરતાં; એમના હોદ્દાને અનુરૂપ વસ્ત્રો તેણે પહેર્યાં હતાં અને તેમની સત્તાની સાક્ષીરૂપ સાંકળ ગળામાં પહેરી હતી. તેને એક લાંબી, સફેદ, વિસ્તૃત મૂછ હતી અને બીજી બે નાની, દરેક આંખ પર હતી. તેમના આછા સફેદ વાળ તરતના જ બેસાડેલા હતા અને કોઈ કોઈ તો પાછા ઊભા થવા માંડ્યા હતા. એટલા લાંબા વખતથી તે મેયર હતા કે ગામમાં મેયર એટલે એ જ એવી ભાવના થઈ હતી, અને લોકો 'મેયર' શબ્દ જોતા કે સાંભળતા ત્યારે મેયર ઑર્ડનની છબી જ તેમની આંખ આગળ ખડી થતી. તે અને તેની કચેરી બધું એક જ હતું. તેમાંથી તેમને પ્રતિભા સાંપડી હતી ને તેને તેમણે ઉષ્મા આપી હતી.

તેની પાછળ બાઈસાહેબે દેખાવ આપ્યો, સૂક્ષ્મ, કરચલિયાળ પણ ભાવણ. તેને લાગતું હતું કે આ માણસને તેણે જ આવું રૂપ અપાવ્યું છે. તેની ખાત્રી હતી કે બીજીવાર કરવું પડે તો વધારે સારી રીતે એ કામ કરી બતાવત. જિંદગીમાં એક બેવાર જ તેને સમગ્રને તે સમજી શકી હતી પરંતુ જેટલાને જાણતી તેને તો બરાબર પિછાનતી. કોઈ નાનું દર્દ કે પ્યાસ, નફરત કે નાનપ કશું તેની નજર બહાર ન જતું, કોઈ ભાવના કે સ્વપ્ન કે આરઝૂ એ કંઈ તેને

પહોંચતું નહિ. અને છતાં જીવનમાં થોડી ઘણીવાર તેને તારા દેખાઈ ગયા હતા.

તે મેયરની બાજુ પર આવી પહોંચી અને કાનમાંથી તેની આંગળી ખેંચી કાઢી, હાથ સીધો કરાવ્યો; કેમ જાણે બાળકના મોંમાંથી અંગૂઠો લઈ લેતી ન હોય.

"મને નથી લાગતું કે તમે કહો છો તો એટલું વાગતું હોય" અને ડો. વિંટરને કહ્યું, "ભમ્મર તો ઠીક કરવા દેતા જ નથી."

"પણ વાગે છે," મેયર ઓર્ડે કહ્યું.

"ભલે, તો. તમારે એવા જ દેખાવું હોય તો પછી હું શું કરી શકું?" એમ કહી તેની "ટાઈ", જે સીધી જ હતી તેને ફરીથી ખેંચીને ઠીક કરી. "સારું થયું ડૉક્ટર તમે અહીં છો. કેટલાક આવશે એમ ધારો છો?" અને એ પળે જ કેપ્ટન બૅંટિક પર તેની નજર પડી. "અરે! કર્નલ સાહેબ!"

કેપ્ટન બૅંટિકે કહ્યું, "જી, ના. હું તો માત્ર તેમના આગમનની તૈયારી કરું છું. સાર્જંટ!"

સાર્જંટ અત્યાર લગી તકિયા ઊંચકતો હતો અને છબીઓની પાછળ જોતો હતો તે સત્વર મેયર પાસે પહોંચ્યો અને તેના ખિસ્સા પર હાથ ફેરવવા લાગ્યો.

કેપ્ટન બૅંટિકે કહ્યું, "તેને માફ કરજો જી; એ તો નિયમન છે." તેની ચોપડીમાં તેણે પાછું જોયું. "નામદાર આપની પાસે બંદૂકો છે? ઘણું કરીને બે?"

"બંદૂક? હા. હા. શિકારની એકએક છે તો ખરી." ને પછી વિષયને ઉતારી પાડતાં ઉમેર્યું, "જુઓને, હવે કંઈ બહુ શિકાર કરતો નથી. દરવખતે એમ થાય કે કરીશ, મોસમ શરૂ થાય ને તો યે બહાર નીકળાય નહિ. હવે પહેલાં જેટલો એમાં રસે ય પડતો નથી તો."

કેપ્ટન બૅંટિકે ફરીને પૂછ્યું, "એ બંદૂકો ક્યાં છે, જી?"

મેયરે માથું ખંજવાળી ન્યાદ કરવા પ્રયત્ન કર્યો. "અં. ઘણું કરીને—" ને બાઈસાહેબ તરફ ફરી પૂછ્યું, "સૂવાના ઓરડામાં પેલા કબાટમાં લાકડીઓ જોડે નથી?"

બાઈએ ટાપસી પૂરી, "હા સ્તો, ને કબાટમાંનું એકે એક લૂગડું તેલ તેલ વાસ મારે છે. બીજે ક્યાંક મૂકો તો સારું."

કેપ્ટન બૅંટિકે કહ્યું, "સાર્જંટ!" અને સાર્જંટ તરત શયનખંડમાં ગયો.

"માફ કરજો. માત્ર ફરજ બજાવું છું." કેપ્ટને કહ્યું.

સાર્જંટ પાછો આવ્યો તેના હાથમાં બે નળીની એક બંદૂક અને પટો ચઢાવેલી એક બીજી શિકારની બંદૂક હતી. દરવાજા પાસે તેને તેણે ઊભી મૂકી દીધી.

કેપ્ટન બૅરિકે કહ્યું, "બસ એટલું જ; આભાર, નામદાર. આભાર બાઈસાહેબ."

ફરીને તેણે ડૉ. વિંટરને નમન કર્યું "આભાર, ડૉક્ટર. કર્નલ લૅન્સર હમણાં જ આવી લાગશે. સલામ," એમ કહી તે બહાર ગયો. તેની પાછળ સાર્જંટ પણ જમણા હાથમાં યાંત્રિક બંદૂક અને ડાબામાં બીજી બેઉ બંદૂક લઈ ગયો.

બાઈસાહેબે કહ્યું, "ઘડીભર મને થયું કે એ જ કર્નલ હશે. ઠીક જુવાનીઓ લાગ્યો."

ડૉ. વિંટરે થંડકથી કહ્યું, "ના. ના, એ તો માત્ર કર્નલનું રક્ષણ કરનો હતો."

બાઈસાહેબ વિચારતાં હતાં. "કેટલાક અફસરો આવશે?" તેણે જોસફ સામે જોયું અને તે બેશરમ બની બધું સાંભળતો દેખાયો. ભમર તાણી માથું હલાવી તેણે રોષ બતાવ્યો અને જોસફ પોતાના કામે વળગ્યો. તે ફરીને બધું સાફસૂફ કરવા મંડ્યો.

બાઈસાહેબે પૂછ્યું, "કેટલાક લોક આવશે?"

ડૉ. વિંટરે એક ખુરસી હિમ્મતથી આગળ ખસેડી કાઢી ને તે પર બેસી કહ્યું, "મને ખબર નથી."

"વારુ, વિચાર તો અમે" જોસફ તરફ કરડાકીથી જોઈ બાઈએ કહ્યું, "એ કરતાં હતાં કે એ લોકોને ચા પાવી કે મદિરા ધરવી? ધારો કે આપણે કંઈ આપીએ, પણ કેટલા આવશે તે તો ખબર નથી અને કંઈ ન જ આપીએ તો પછી કરવું શું?"

ડૉ. વિંટરે માથું ધુણાવી સ્મિત કર્યું; "કોણ જાણે કેટલાય જમાનાથી આપણે કોઈ પર જીત મેળવી નથી, કે નથી કોઈએ આપણને પરાજિત કર્યા એટલે શું કરવું જોઈએ તેની આપણને ખબર જ નથી."

મેયર ઑર્ડનની આંગળી તેના કાનમાં પાછી પહોંચી ગઈ. "આપણે કંઈ કરવું જોઈએ એમ મને લાગતું નથી. લોકોને પણ એ ગમે નહિ, ને મારે

એ લોકો જોડે સુરાપાન તો કરવું જ નથી. કોણ જાણે કેમ એમ થાય છે."

બાઈસાહેબે ડૉક્ટરને વિનવ્યા "જૂના વખતમાં લોકો—કે લોકનાયકો—એકબીજાને અભિનન્દતા અને સાથે પ્યાલી પીતા ખરું ને?"

ડૉ. વિંટરે કહ્યું, "એ ખરું, પણ એ વાત જુદી હતી. અંગ્રેજો જેમ શિકાર ખેલે છે એમ રાજાઓ યુદ્ધ ખેલતા હતા. શિકાર પૂરો થતાં બધા સાથે ખાણું લેતા. પણ મેયર ઑર્ડનની વાત સાચી છે: વિજેતાઓ જોડે એમનું સુરાપાન લોકોને પસંદ ન યે પડે."

બાઈસાહેબે કહ્યું, "લોકો તો ચોકમાં જઈ સંગીત સાંભળે છે, એનીએ મને કહ્યું. જો એઓ એમ કરે તો આપણે શું કામ શિષ્ટ પ્રથા ચાલુ ન રાખવી?"

મેયરે તેની સામે ક્ષણભર જોયા કર્યું અને તીક્ષ્ણ અવાજે કહ્યું: "બાઈ, આપની અનુજ્ઞાથી અમે સુરાપાન નહિ કરીએ. લોકો અત્યારે ગભરાઈ ગયા છે. એટલા વખતથી આપણા લોકો શાન્તિમાં રહ્યા છે કે લડાઈને માની શકતા નથી. એમને ભાન આવશે ને પછી ગભરાટ મટી જશે. ગામના છ નૌજવાનોનાં આજે ખૂન થયાં છે. તે પછી આપણે શિકારનું ખાણું ઊજવીએ? લોકો કંઈ ગમ્મત ખાતર જંગ ખેલતા નથી."

બાઈસાહેબે સ્હેજ નમન કર્યું. તેના જીવનમાં કેટલીક વખત તેના ભરથારે મેયરનું રૂપ ધારણ કર્યું હતું. એ બેને અલગ રાખવાનું જ્ઞાન તેને થયું હતું.

મેયર ઑર્ડને પોતાની ઘડિયાળ સામે જોયું, અને જોસફ કૉફી લઈને આવ્યો ત્યારે વિચારમાં હોય તેમ લઈ તેણે પી લીધી. "મને સ્પષ્ટ થવું જોઈએ"—એમ કહી અટકી ડૉ. વિંટર સામે જોઈ ઉમેર્યું, "ચઢાયકો પાસે કેટલાંક માણસો હશે?"

"બહુ નહિ," ડૉક્ટરે કહ્યું, "અઢીસોથી વધુ નહિ, પણ બધા ય પેલી નાની યાંત્રિક બંદૂકવાળા."

મેયરે કૉફી પીતાં ચલાવ્યું, "દેશમાં બીજે શું થયું હશે?"

ડૉક્ટરે પોતાના ખભા ઊંચા કરી પોતાના અજ્ઞાનની સંજ્ઞા કરી.

મેયરે વળી લાચારીથી પૂછ્યું, "ક્યાંય કોઈએ સામનો ન કર્યો?"

અને ડૉક્ટરે વળી ખભા ઊંચા કર્યા, "મને ખબર નથી, તાર કપાઈ ગયા છે. કોઈ જાતના સમાચાર નથી."

"ને આપણા રખેવાળોનું શું થયું?"

"કંઈ જ ખબર નથી," ડૉક્ટરે કહ્યું.

જોસેફે ટાપશી પૂરી, "જી, મેં સાંભળ્યું—એટલે કે એનીએ સાંભળ્યું કે"—

"શું જોસેફ?"

"છ મરાયા, ને ત્રણ ઘવાયા ને પકડાઈ ગયા."

"પણ હતા તો બાર!"

"એનીએ સાંભળ્યું કે ત્રણ છટકી જવા પામ્યા."

મેયરે એકદમ તેની તરફ ફરી પૂછ્યું, "કોણ કોણ?"

"એ ખબર નથી. એનીએ એ સાંભળ્યું નથી."

બાર્ઇસાહેબે ટેબલ પર રજકણો છે કે નહિ તે જોવા આંગળી ફેરવી અને કહ્યું, "જોસેફ એ લોકો આવે ત્યારે તારી ઘંટડીની પાસે જ રહેજે, ગમે તેની જરૂર પડે, ને તારો બીજો ડગલો પહેરી લે, પેલો બટનવાળો." ને ઘડી વિચાર કરી ઉમેર્યું, "અને જોસેફ, તારું કામ ખલાસ થાય ત્યારે ઓરડાની બહાર જજે. ઊભો ઊભો સાંભળતો હોય તો ખરાબ લાગે, ગામડાંની રીતભાત લાગે, સમજ્યો?"

"જી, હા, બાર્ઇસાહેબ."

"ને દારૂ ફેરવવાનો તો નથી. પણ પેલી પેટીમાં સિગારેટો રાખજે, પણ કર્નલની સિગરેટ ચેતાવવા તારા જોડાથી દીવાસળી ના સળગાવતો. કાંડીની પેટી પર પેટાવજે."

"જી, હા, બાર્ઇસાહેબ."

મેયર ઑર્ડને ડગલાનાં બટન છોડી ઘડિયાળ કાઢી જોયું. ઘડિયાળ પાછી મૂકીને બટન બંધ કર્યાં પણ એક બટન ઊંચું ચાલી ગયું. બાર્ઇસાહેબે જઈ તે ઠીક કર્યું.

"કેટલા વાગ્યા?" ડૉ. વિંટરે પૂછ્યું.

"અગિયારમાં પાંચ."

"સમયના સખ્ત ભાનવાળી એ પ્રજા છે, બરાબર વખતસર આવી લાગશે. મારે જવું જોઈએ ને?"

"જવું જોઈએ?" ચમકીને મેયરે પૂછ્યું, "ના, ના, રોકાઓ." ને જરા હસી ઉમેર્યું, "મને બીક લાગે છે...એટલે કે ખરેખર બીક નહિ પણ જરા ક્ષોભ થાય છે...આપણે કેટલાય વખતથી પરાજિત થયા નથી" ને કંઈ સાંભળવા એણે રાહ જોઈ. દૂરથી બૅન્ડના સૂરો સંભળાતા હતા; કૂચનું ગીત વાગતું હતું.

બધા એ દિશામાં વળ્યા ને સાંભળવા લાગ્યા.

બાઈસાહેબે કહ્યું, "આ આવ્યા એ લોકો. બધા ખૂબ ભરાય નહિ તો સારું. આ ઓરડો ક્યાં મોટો છે?"

ડૉક્ટરે જરા કટાક્ષમાં પૂછ્યું, "તમને તો વેર્સાઈ* નો આયનાનો આલિશાન ઓરડો ગમે ખરું ને?"

બાઈસાહેબે તો જાણે ઓરડામાં આગન્તુકોને ગોઠવતાં હોય તેમ મનમાં ગણતરી ચાલુ રાખી ને કહ્યું, "બહુ નાનો ખંડ."

બૅંડ વધારે જોરથી સંભળાવા લાગ્યું અને પછી પાછું આછું થઈ ગયું. દરવાજા પર આસ્તેથી ટકોરા થયા.

"કોણ હશે વળી? જોસફ, જો તો, જે હોય તેને જરા મોડેથી આવવા કહેજે. અમે બહુ કામમાં છીએ."

ફરીને ટકોરા થયા. જોસફે દરવાજાની તડ ખોલીને પછી વધારે ઉઘાડ્યો, એક હેલ્મેટ અને હાથ મોજાંધારી આકૃતિ દેખાઈ.

તેણે કહ્યું, "કર્નલ લેન્સરના સલામ. આપ નામદારની મુલાકાતનું તેઓ માન ચાહે છે."

જોસફે દરવાજો વધુ ઉઘાડ્યો. સિપાહી એકદમ અંદર આવ્યો, ઓરડામાં જલદી આજુબાજુ જોયું અને એક બાજુ પર ઊભો રહી ગયો. તેણે પુકાર્યું, "કર્નલ લેન્સર."

એક હેલ્મેટધારી આકૃતિ દાખલ થઈ અને ખભા પર જ તેના હોદ્દાની નિશાની હતી. તેની પાછળ સાદા વેપારી જેવાં કપડાંમાં એક માણસ આવ્યો. કર્નલ આધેડ ઉમ્મરનો હતો, સખ્ત પણ થાકેલો દેખાતો. એક સેનાની જેવા પહોળા ખભા તેને હતા, તેની આંખમાં સામાન્ય પણ લશ્કરી સિપાહીની શૂન્યતા ન હતી. તેની સાથેનો માણસ ટાલવાળો અને લાલ ગોટા જેવો હતો. તેની આંખો ઝીણી અને મોં વિલાસી હતું.

કર્નલ લેન્સરે હેલ્મેટ ઉતારી નમન કર્યું. "નામદાર!" બાઈસાહેબને નમન કરી કહ્યું, "બાઈસાહેબ" અને પછી ઉમેર્યું, "મહેરબાની કરી બારણું બંધ કરો કૉર્પોરલ." જોસફે જલદી જઈ બારણું બંધ કર્યું અને ગર્વથી પેલા સિપાહી સામે જોઈ રહ્યો.

* ફ્રેંચ રાજાઓનું પૅરીસે પાસેનું મશહૂર નિવાસસ્થાન.

લેન્સરે ડૉક્ટર તરફ સાશંક નજર કરી એટલે મેયર ઑર્ડને કહ્યું, "ડૉક્ટર વિંટર."

"અમલદાર છે?"

"પોતે ડૉક્ટર છે ને સાથે સાથે અહીંના ઇતિહાસવેત્તા પણ છે."

લેન્સરે સ્હેજ નમન કર્યું ને કહ્યું, "ડૉક્ટર વિંટર, હું ધૃષ્ટ થતો નથી પણ આપના ઇતિહાસમાં કદાચ એક નવું પાનું ઊઘડે છે."—

"કદાચ ઘણાં પાનાં" ડૉક્ટરે હસીને કહ્યું.

કર્નલ લેન્સરે પોતાના સાથી તરફ ફરતાં પૂછ્યું, "આપ મિ. કોરેલને તો જાણો છો ને!"

મેયરે કહ્યું, "કોણ જ્યોર્જ કોરેલ? વાહ, સારી રીતે. કેમ છે જ્યોર્જ!"

ડૉક્ટર વિંટરે તરત વચ્ચે પડી ખબર આપ્યા, "નામદાર, આપણા મિત્ર કોરેલે જ આ ગામ પરની ચઢાઈની તૈયારી કરી હતી. આપણા ઉદાર જ્યોર્જ કોરેલે રક્ષકોને દૂર નિશાનબાજી સારુ મોકલી આપ્યા હતા. આપણા મહેમાન જ્યોર્જ કોરેલે ગામમાંનાં એકે એક હથિયારની યાદી કરી છે. એ આપણા મિત્ર જ્યોર્જ કોરેલ!"

કોરેલે ગુસ્સામાં જવાબ આપ્યો, "હું માનું છું તે ખાતર કામ કરું છું એમાં ખોટું શું છે?"

ઑર્ડનનું મોં પડી ગયું: તેને ગભરાટ થઈ આવ્યો. લાચારીથી તેણે વિંટરથી કોરેલ તરફ જોયું. "એ બને જ નહિ, જ્યોર્જ, આ શું સાચું છે? તું અમારો મહેમાન થયો છે, અમારી સાથે તેં ખાધું પીધું છે. અરે તેં મને ઇસ્પિતાલની યોજનામાં પણ મદદ કરી. આ સાંભળું છું તે સાચું કેમ હોય?"

સ્થિરતાથી એણે કોરેલ સામે જોયા કર્યું અને કોરેલ તે સામે કરડી દૃષ્ટિથી જોઈ રહ્યો. લાંબીવાર શાન્તિ રહી અને પછી મેયરના મુખ પર સખ્તાઈ પ્રસરી: તેનું આખું શરીર સક્કડ થતું લાગ્યું અને અતિશય શિષ્ટ બની કર્નલ લેન્સર તરફ ફરી તેણે કહ્યું, "આ ગૃહસ્થની હાજરીમાં હું કંઈ કહેવા માગતો નથી."

કોરેલે કહ્યું, "મારે અહીં રહેવાનો હક્ક છે. બીજાઓ જેવો હું પણ એક સિપાહી છું. માત્ર હું લશ્કરી પોશાક પહેરતો નથી."

મેયરે ફરીને ઉચ્ચાર્યું, "હું આ ગૃહસ્થની હાજરીમાં બોલવા માગતો નથી."

કર્નલ લેન્સરે કહ્યું, "તમે હવે જાશો, મિ. કોરેલ!"

કૉરેલે કહ્યું, "અહીં રહેવાનો મને હક્ક છે."

લૅન્સરે તીક્ષ્ણતાથી પૂછ્યું, "તમે જશો, મિ. કૉરેલ? મારા કરતાં તમારો હોદ્દો ઊંચો છે?"

"જી, ના."

"ત્યારે મહેરબાની કરી જાઓ," કર્નલે કહ્યું.

ગુસ્સામાં કૉરેલે મેયર સામે જોયું અને પછી જલદી ફરી બારણામાંથી હાસ્ય કરી કહ્યું, "ચાલશે." કર્નલ લૅન્સરે તેના સામે દૃષ્ટિપાત કર્યો પણ કશું કહ્યું નહીં.

જમણા હાથ ઉપરનું બીજું દ્વાર ત્યાં તો ઊઘડ્યું અને સીધા કડક વાળ-વાળી લાલ આંખવાળી ઍનીની ક્રોધી મુખાકૃતિ દેખાઈ. "આપણા વાડામાં સિપાઈઓ છે. ફક્ત ઊભા છે." તેણે કહ્યું.

કર્નલ લૅન્સરે ચોખવટ કરી, "એ લોકો અંદર નહિ આવે. એ તો લશ્કરી રિવાજ છે."

બાઈસાહેબે કહ્યું, "ને ઍની, તારે કંઈ કહેવાનું હોય તો જોસફ જોડે કહેવરાવજે."

પણ ઍનીએ ચાલુ રાખ્યું, "પણ મને લાગ્યું કે એ અંદર આવશે. એમને કૉફીની સુગંધ આવી હશે."

"ઍની!" બાઈસાહેબે રાડ નાખી.

"જી, બાઈસાહેબ" કહી તે પાછી ચાલી ગઈ.

"હું બેસી શકું?" પૂછી કર્નલે સમજાવ્યું, "અમને ઘણા વખતથી નિંદર મળી નથી."

મેયર પોતે જ જાણે નિંદરમાંથી ઝબકેલા હોય એમ તેમણે કહ્યું, "હા, બરોબર; બેસો, બેસો."

કર્નલે બાઈસાહેબ તરફ જોયું અને તેમના બેઠા પછી પોતે ખૂબ થાકથી ખુરસીમાં ગોઠવ્યું. મેયર ઑર્ડને તો, અર્ધ નિદ્રિત અવસ્થામાં, ઊભા રહેવાનું ચાલુ રાખ્યું.

કર્નલે શરૂ કર્યું, "અમારે બને તેટલી સરળતાથી કામ આગળ ચલાવવું છે. જુઓ. ને આ તો એક વેપારના ખેલ જેવું છે. અમારે અહીંનો કોલસો જોઈએ છીએ અને માછલી. એ મેળવતાં જેટલી ઓછી ખટપટ થાય તેટલું સારું."

મેયરે કહ્યું, "મને કંઈ ખબર નથી. દેશના બીજા ભાગમાં શું થયું છે?"

"બધું લેવાઈ ગયું છે." કર્નલે કહ્યું, "યોજના આબાદ ઘડવામાં આવી હતી."

"ક્યાંય પણ સામનો નહોતો થયો?"

કર્નલે તેના તરફ સદય રીતે જોયું, "ન થયો હોત તો સારું: થોડો ઘણો થયો હતો ખરો પણ એથી તો નકામું લોહી રેડાયું. અમે બહુ ખંતથી બધી તૈયારી કરી રાખી હતી."

ઑર્ડને પૂછ્યે જ રાખ્યું, "પણ થોડો યે સામનો થયો હતો ને!"

ડૉક્ટર વિંટરને મેયરની આ મુદ્દા પરની ધગશનો ચેપ લાગ્યો ને તેણે પૂછ્યું: "મૂર્ખાઈ હતી ખરી પણ કોઈ સામે તો થયા હતા ને?"

"બહુ થોડા, ને તે તો ખલાસ ય થઈ ગયા. બાકી લોકો તો મોટે ભાગે શાંત રહ્યા છે."

ડૉ. વિંટરે કહ્યું, "શું થયું છે તેની લોકોને હજી ગમ જ નથી પડી!"

"ધીમે ધીમે પડે છે ને એટલી મૂર્ખાઈ ઓછી કરશે." કર્નલે કહ્યું ને ગળું ખંખારી જરા જોસથી ચલાવ્યું, "હવે તો મારે ખરેખર કામે લાગવું જોઈએ. હું થાકી તો ખૂબ ગયો છું પણ ઊંઘતાં પહેલાં મારે બધી ગોઠવણ કરી લેવી જોઈએ. જુઓને લશ્કરી સિપાહી હું તો છું પણ ખાસ કરીને ઇજનેર છું. અને આ આખી જીત એક ઇજનેરી કામ જેવી વધારે છે. ખાણમાંથી કોલસો નીકળવો જોઈએ અને વહાણ પર ચડવો જોઈએ. અમારી સાથે તેના સંચાલકો છે પણ અહીંના લોકોએ ખાણોમાં કામ કરવાનું ચાલુ રાખવું જોઈએ. સમજણ પડી? મને નકામું સખત થવું નથી ગમતું."

ઑર્ડને કહ્યું, "હા, સમજાયું. પણ ધારો કે લોકો કામ કરવા ન માગે તો?"

"એઓ કામ કરવા માગે એમ ઇચ્છું છું કેમકે એમણે કરવું જ પડશે. અમારે કોલસો જોઈશે જ."

"પણ કામ ન કરે તો?"

"કરવું જ પડશે. નિયમનને ટેવાએલા તમારા લોકો છે. એ ધમાલ તો નહિ માગે." મેયરનાં જવાબની રાહ જોતાં જરા થંભી કર્નલે પૂછ્યું, "ખરું ને?"

મેયર ઑર્ડને મ્હોં દબાવી કહ્યું, "હું જાણતો નથી. એમનું પોતાનું જ

રાજ હોય તો તો એ બધા નિયમન ગાળવે. પણ તમારા રાજ્યમાં એવું કરશે તેની મને ખબર નથી. એવો પ્રયોગ હજી થયો જ નથી ને. અમારો જ અમલ ચારસો વરસનો બંધાએલો છે."

કર્નલે ઝડપથી કહ્યું, "એ બરાબર છે ને એટલે તો અમે તમારો અમલ અપનાવવાના છીએ. તમે મેયર જ રહેશો, હુકમો તમે જ આપશો, તમે જ સજા અને ઇનામો આપશો. ને એ રીતે કંઈ તોફાન થશે નહિ."

મેયરે ડૉક્ટર વિંટર સામે જોયું, "શું વિચાર કરો છો?"

"કોણ જાણે. જોવું પડશે. મને લાગે છે કે ધમાલ થશે. લોકો કદાચ કડવા નીવડે."

"મને પણ સમજાતું નથી." મેયરે કહ્યું, ને કર્નલ તરફ ફરી કહ્યું, "લોક એટલે હું જ; પણ એઓ શું કરશે તેનો મને ખ્યાલ નથી. તમને કદાચ હશે. અથવા તમને કે અમને ખ્યાલ હશે તેથી જુદું જ કંઈ થાય. કેટલાક લોકો નિયુક્ત નેતાઓને સ્વીકારી લે છે ને તેમને આધીન રહે છે, ને મારા લોકોએ મને નિયુક્ત કર્યો છે. મને તેઓ બનાવી અને અણબનાવી શકે છે. તમારી સાથે ભળી ગયો છું એમ એમને લાગે તો કદાચ મને અણબનાવી દે. મને સમજાતું નથી."

"પણ એમને નિયમનમાં રાખો તો એમનું તમે ભલું કરશો."

"ભલું?"

"હા, ભલું. એમને કંઈ હરકત ન આવે એ જોવાની ફરજ તમારી. એ સામા થશે તો ખતરામાં પડશે. અમારે કોલસો જોઈશે જ. એ કેમ મેળવવો એ અમારા નેતા અમને કહેતા નથી; એ તો હુકમ કરે છે કે લાવો. પણ તમારે તમારા લોકોનું રક્ષણ કરવાનું છે, તમારે એમની પાસેથી કામ લઈ તમને સલામત રાખવા જોઈએ."

"પણ ધારો કે એમને સલામત રહેવું ન હોય તો?" મેયરે પૂછ્યું.

"તો તમારે તેમને બદલે વિચાર કરવો જોઈએ."

"બીજાઓ તેમને બદલે વિચાર કરે એ અમારા લોકોને ગમતું નથી." મેયરે જરા ગર્વથી કહ્યું, "કદાચ તમારા લોકોથી એ જુદા હશે. હું મુંઝાએલો છું પણ આટલાની તો મને ખાત્રી છે."

એ પળે જોસફ જલદી અંદર આવ્યો અને કંઈક કહેવા માટે ફાટું ફાટું થતો હોય તેમ આગળ આવી ઊભો રહ્યો. બાઈસાહેબે પૂછ્યું, "શું છે જોસફ?

પેલી સિગરેટની પેટી લાવ તો."

"માફ કરો નામદાર. માફ કરો આર્કસાહેબ" તે બબડી ઉઠ્યો.

"પણ છે શું?" મેયરે પૂછ્યું.

"એની સ્ત્રી. એ ગુસ્સે થવા લાગી છે."

"શું થયું છે તે?" આર્કસાહેબે જવાબ માગ્યો.

"પાછલી પરસાળ પરના સિપાહીઓ એનીને નથી ગમતા."

"એઓ કંઈ ધમાલ કરે છે?" કર્નલે પૂછ્યું.

"એઓ બારણામાંથી એની સામે જોયા કરે છે. એનીને તે જરાય ગમતું નથી."

"એ તો બિચારા આજ્ઞાને આધીન થઈ ઊભા છે; કંઈ નુકસાન તો નથી કરતા."

"પણ એનીને કોઈ તેની સામે તાક્યા કરે તે સામે તિરસ્કાર છે."

"જોસફ, એનીને કહે ધ્યાન રાખે." આર્કસાહેબે ફરમાવ્યું.

"જી, હા" કહી જોસફ ચાલતો થયો.

થાકથી કર્નલની આંખો ઢળવા લાગી હતી. "એક બીજી વાત છે." તેણે મેયરને ઉદ્દેશી કહ્યું, "મારે ને મારી સાથેનાં થોડા માણસોને રહેવાની સગવડ થઈ શકશે?"

મેયર ઓર્ડને જરા વિચાર કરી કહ્યું, "આ જગ્યા તો નાની છે, બીજાં મોટાં ને વધારે સગવડવાળાં સ્થાનો છે."

જોસફ સિગરેટની ચાંદીની પેટી લઈ આવ્યો ને ઉઘાડીને કર્નલ આગળ તેણે ધરી. કર્નલે એક સિગરેટ લીધી ને જોસફે બાકસથી તે પેટાવી આપી. કર્નલે ઊંડો શ્વાસ લઈ ધુમાડા કાઢ્યા.

"વાત એમ નથી." તેણે કહ્યું. "કોઈ સ્થાનિક સત્તાની સાથે જ અમારાં માણસો રહે તો શાન્તિ રહે છે એ અમે શોધી કાઢ્યું છે."

"એટલે કે લોકોને એમ થાય કે એઓ મળીને કામ કરે છે?"

"હા. એમ જ હશે."

મેયર ઓર્ડને લાચારીથી ડૉક્ટર વિંટર સામે જોયું પણ તેણે માત્ર સૂકું સ્મિત કર્યું. મેયરે અદબથી પૂછ્યું, "આ માન નકારવાની મને રજા છે?"

"ના, હું દિલગીર છું, અમારા નેતાનો હુકમ સ્પષ્ટ છે."

"લોકોને એ ગમશે નહિ." મેયરે કહ્યું.

"વળી પાછા લોકો! લોકો લોકો ને લોકો! એમની પાસે નથી શસ્ત્રો. એમનું કંઈ ચાલશે નહિ."

મેયર ઑર્ડને માથું ધુણાવી ઉચ્ચાર્યું, "ત્યારે તમે જાણતા નથી."

બારણામાંથી એક ગુસ્સામાં આવેલી સ્ત્રીનો અવાજ આવ્યો, પછી કંઈ પડવાનો ને પછી કોઈ માણસની ચીસનો. જોસફ ઝટ ઝટ અંદર આવ્યો. "એણે ઉકળતું પાણી નાખ્યું." તેણે કહ્યું. "એ બહુ ગુસ્સે થઈ છે."

દરવાજામાંથી લશ્કરી હુકમો છૂટવાના અને જોડા ઘસડાવાના અવાજ આવ્યા. કર્નલ લૅન્સરે મુશ્કેલીથી ટટ્ટાર થતાં પૂછ્યું, "તમારા નોકરો પર તમારો કંઈ જ કાબૂ નથી?"

મેયર ઑર્ડને જરા હસીને કહ્યું, "બહુ જ થોડો. એની જ્યારે ખુશમિજાજ હોય.ત્યારે સરસ રસોઈ કરે છે." જોસફ તરફ ફરી તેણે પૂછ્યું, "કોઈને કંઈ ઈજા થઈ?"

"જી, પાણી ઊકળતું હતું."

"અમારે તો અમારું કામ કરવું છે." કર્નલ લૅન્સરે કહ્યું.

"એ ઇજનેરી કામ માત્ર છે. તમારે તમારી રસોઈયણને સીધી કરવી પડશે."

"એ નહિ બને." મેયરે કહ્યું. "એ ચાલી જશે."

"પણ આ અત્યંત જરૂરી કામ છે. એનાથી જવાય જ નહિ."

"તો એ પાણી ફેંકશે." ડૉક્ટર વિંટરે ટાપસી પૂરી.

બારણું ઊઘડ્યું અને એક સિપાહી વચ્ચે ઊભો રહ્યો.

"આ બાઈને પકડું, સાહેબ?"

"કોઈને ઇજા થઈ?" લૅન્સરે પૂછ્યું.

"જી, હા. એક દાઝી ગયો ને બીજાને તેણે બચકું ભર્યું. અમે એને ધરી રાખી છે."

લૅન્સર લાચાર લાગ્યો; તેણે કહ્યું, "તેને છોડી મૂકો, બહાર જાઓ ને પાછલી પરસાળમાંથી નીકળી જાઓ."

"જી, હા." કહી સિપાહી ગયો ને બારણું બંધ થયું.

"હું એને ગોળીથી ઠાર કરી શકું અથવા કોટડીમાં પૂરી રખાવી શકું." લૅન્સરે કહ્યું.

"તો આપણે રસોઇયા વિનાના થઈ જાત."

"જુઓ, અમને એવો હુકમ છે કે લોકો સાથે હળીમળીને કામ કરવું." કર્નલે સમજુતી આપી.

બાઈસાહેબે કહ્યું, "માફ કરો છો. હું જરા જોઈ આવું; સિપાહીઓએ એમીને કંઈ ઈજા તો નથી કરીને." ને તેણે ઓરડો છોડ્યો. કર્નલ લેન્સરે ઊભા થતાં કહ્યું, "મેં કહ્યું ને હું બહુ થાકી ગયો છું, મને આરામની જરૂર છે. આપણા સહુના ભલા ખાતર અમારી સાથે સહકાર કરો." અને મેયર તરફથી જવાબ ન મળ્યો એટલે ફરીથી કહ્યું, "આપણ સહુના ભલા ખાતર. કરશો સહકાર?"

"આ એક નાનું ગામ છે. કોણ જાણે. લોકો મૂંઝાએલા છે ને હું પણ."

"પણ સહકાર કરવાનો પ્રયત્ન તો કરશો ને?"

ઓર્ડને માથું ધુણાવ્યું, "કંઈ કહેવાય નહિ. જ્યારે શું કરવું તે લોકો નક્કી કરશે ત્યારે કદાચ બની શકશે."

"પણ તમારા હાથમાં જ સત્તા છે."

"તમે માનશો નહિ પણ આ સાચું છે. ખરી સત્તા ગામ પાસે જ છે. શું કામ ને શી રીતે એ મને ખબર નથી પણ છે એટલું જાણું છું. એટલે કે તમારા જેટલી ઝડપથી અમે વર્તી શકતા નથી, પણ દિશા નક્કી થાય કે અમે સૌ સાથે કામ કરી શકીએ છીએ, પણ હું મૂંઝાએલો છું. મને હજી ગમ પડતી નથી."

કંટાળીને લેન્સરે કહ્યું, "મને આશા છે કે આપણે મળીને કામ કરી શકશું. બધાને માટે એ સરળ થઈ પડશે. તમારા પર અમે ભરોંસો રાખી શકીએ તો સારું. વ્યવસ્થા સારુ લશ્કર શાં પગલાં લેશે તેનો ખ્યાલ કરવો યે મને ગમતો નથી."

મેયર ઓર્ડને મૌન જ સેવ્યું. એટલે લેન્સરે ફરીને કહ્યું, "મને આશા છે કે અમે તમારા પર ભરોંસો રાખી શકીએ."

ઓર્ડને કાનમાં આંગળીથી ખંજવાળ્યું ને કહ્યું, "કંઈ કહેવાય નહિ."

એન્ જ પળે બાઈસાહેબે અંદર પ્રવેશ કર્યો. "એની બહુ ગુસ્સે થઈ ગઈ છે. બાજુને ઘેર ક્રિસ્ટીન જોડે તે વાત કરે છે. ક્રિસ્ટીન પણ બહુ જ ગુસ્સે છે."

"ક્રિસ્ટીન એની કરતાં યે સારું રાંધી જાણે છે." મેયરે કહ્યું.

## પ્રકરણ બીજું

મેયરના નાના એવા મહેલને ઉપલે મજલે કર્નલ લૅન્સરના રસાલાએ પોતાનો અડ્ડો જમાવ્યો. તેમાં કર્નલ ઉપરાન્ત બીજા પાંચ હતા. એક તો મેજર હંટર. તે આંકડાની સૃષ્ટિમાં વસનાર હતો; કદમાં નાનો હતો ને પોતાના પક્ષમાં વિશ્વાસુ ગણાતો. તેની એવી માન્યતા હતી કે માણસો કાં તો વિશ્વાસુ હોય અથવા તો જીવવાને નાલાયક. એ ઇજનેર હતો અને લડાઈ ન હોત તો તેને માણસો પર હકુમત આપવાનો કોઈ ખ્યાલ સુદ્ધાં ન કરે. કારણ કે મેજર હંટર માણસોને પણ આંકડાની માફક હરોળમાં ગોઠવતો ને પછી તેમાંથી સરવાળા બાદબાકી ગુણાકાર વગેરે કરતો. તેનામાં ગણિતશાસ્ત્રી કરતાં અંકગણિતશાસ્ત્રીના ગુણો વધારે હતા. ઉચ્ચ ગણિતશાસ્ત્રનાં સુમેળ સંગીત, તેનો નર્મ વિનોદ કે તેના ગૂઢ રહસ્યોને તેના મગજમાં સ્થાન ન હતું. માણસો વચ્ચે ઊંચાઈ, વજન કે બહુ તો વર્ણનો ભેદ હોય, છ ને આઠ વચ્ચે હોય તેવો, પણ એ સિવાય બીજો કશો જ નહિ. તેનાં લગ્ન અનેકવાર થયાં હતાં પણ એને ખબર નહોતી પડી કે તેને છોડી જતા પહેલાં તેની પત્નીઓ એટલી ક્ષુબ્ધ કેમ થઈ જતી હતી.

કેપ્ટન બૅંટિક ખાસ કરીને કુટુમ્બપ્રેમી માણસ હતો: કૂતરાઓ, લાલ ગાલવાળાં બાળકો અને નાતાલના ઉત્સવનો તેને શોખ હતો. કેપ્ટનના દરજ્જાના પ્રમાણમાં તેની ઉંમર મોટી હતી, પણ મહત્ત્વાકાંક્ષાની કોઈ ચોક્કસ ઊણપને લઈને તે આગળ વધ્યો ન હતો. લડાઈ પહેલાં તે અંગ્રેજ જમીનદારવર્ગનો પ્રશંસક હતો; અંગ્રેજો જેવાં તે કપડાં પહેરતો, અંગ્રેજી કૂતરાં પાળતો, અંગ્રેજી બનાવટની હોકલીમાં ખાસ લંડનથી આવતી તમાકુ તે પીતો અને બાગબગીચાનાં વર્ણનો આપતાં સામયિકો તે મંગાવતો. તેની રજાઓ તે ઇંગ્લંડ–સસેક્સ–માં ગાળતો અને બુડાપેસ્ટ કે પેરીસમાં ભૂલથી અંગ્રેજ લેખાવાનું તેને પસન્દ હતું. લડાઈને લઈને આ બધામાં તેને ફેરફાર કરવા પડ્યા પણ તે બાહ્ય જ; પણ એટલો બધો વખત તેણે હોકલી પીધી હતી ને લાકડી ફેરવી હતી કે તેનો સહસા ત્યાગ કરવાનું તેને માટે મુશ્કેલ હતું. પાંચ વરસ પહેલાં એક વાર તેણે લંડનનાં મશહૂર અખબાર "ટાઇમ્સ" ને મિડ્લૅન્ડ્ઝનાં નષ્ટ થતાં ઘાસ વિશે પત્ર લખ્યો હતો ને નીચે એડ્મંડ ટ્રિવેલ, એસ્ક્વાયર, એવી સહી કરી હતી. ખૂબી તો એ હતી કે "ટાઇમ્સે" એ પત્ર છાપ્યો હતો.

એક કેપ્ટનના પ્રમાણમાં જેંકિન્ની ઉંમર ઘણી વધારે હતી તો કેપ્ટન લોફ્ટની ઘણી ઓછી હતી. કોઈ કેપ્ટનનો વિચાર કરો ને ચિત્ર ખડું થાય તેવી જ કેપ્ટન લોફ્ટની મૂર્તિ હતી. તેની રગેરગમાં ને શ્વાસેશ્વાસમાં કેપ્ટનત્વ દેખાઈ આવતું. લશ્કરી નહિ એવી એક પણ પળ તેને ન હતી. એક પ્રખર મહત્ત્વાકાંક્ષાથી તે બધી સરણીઓમાંથી ઉપર ચઢ્યો હતો. દૂધ પર મલાઈ ચઢે તેમ એ ચઢ્યો હતો. કોઈ નૃત્યકારની છટાથી તે બૂટની એડીને અફાળતો. લશ્કરી શીનબાતની બધી વિગતોથી માહિતગાર હતો ને તેનો ઉપયોગ કરવાનો તે આગ્રહ રાખતો. એક સિપાહીએ કેમ વર્તવું તેની તેને વધારે ખબર હતી એટલે જનરલો પણ તેનાથી ડરતા. પ્રાણીજીવતંતુનું સૌથી ઉત્કૃષ્ટ રૂપ સિપાહી છે એવી એની દૃઢ માન્યતા હતી. તે જો ઈશ્વરનો વિચાર કરતો તો તેને એક બુઝુર્ગ ને સન્માનિત જનરલ તરીકે કલ્પતો—અલબત અત્યારે સંન્યસ્ત લીધેલો એવો, પોતાના પુરાણા વિગ્રહની સ્મૃતિ સેવતો, ને વરસમાં અનેકવાર તેના લેફ્ટેનંટોની કબર પર ફૂલો ચઢાવતો હોય એવો. કેપ્ટન લોફ્ટને મતે દરેક સ્ત્રી લશ્કરી પોશાકના પ્રેમમાં પડતી ને એથી ઊલટું કેમ બની શકે એનો એને ખ્યાલ ન હતો. બધું બરોબર ચાલે તો પિસ્તાળીસમે વરસે તો એ બ્રિગેડીયર જનરલ બનવો જોઈએ—સચિત્ર સામયિકોમાં તેની છબીઓ આવવી જોઈએ. આજુબાજુ લાંબી, ફિક્કી, પુરુષ જેવી દેખાતી નાજનીનો હોય તેવી.

લેફ્ટેનંટ પ્રેક્લ અને લેફ્ટેનંટ ટોંડર પ્રમાણમાં નાના હતા. તેઓને ઊગતા જમાનાની રાજનીતિની કેળવણી મળી હતી અને તેમાં તેમને અડગ વિશ્વાસ હતો. એક એવા બુદ્ધિશાળીએ એ આખી યોજના ઘડી હતી કે તેનાં સત્યાસત્ય જોવાની તેમણે તસ્દી સુદ્ધાં નહોતી લીધી. એ બન્ને જરા ઊર્મિલ હતા ને આંસુ અને આવેશ તેમને સુલભ હતાં. લેફ્ટેનંટ પ્રેક્લ તેની ઘડિયાળનાં પાછલાં ઢાંકણની અંદર, ભૂરા મખમલમાં વીંટાળી, વાળના એક ગૂંચળાને રાખી મૂકતો. પણ વાળ ઘણીવાર છૂટા થઈ બહાર નીકળી પડતા ને યંત્રમાં અટવાઈ જતા એટલે વખત જાણવા તે કાંડાપર બીજી ઘડિયાળ રાખતો. એ સારું નાચી જાણતો ને આનંદી હતો. લોકનાયક[1]ની જેમ તે રોષ બતાવી શકતો ને તેની માફક ગૂઢ વિચારમાં પડ્યો હોય તેમ દેખાતો. શૃંગારનાં ચિત્રોનો તેને તિરસ્કાર હતો ને ઘણી કલાકૃતિઓનો તેણે નાશ કર્યો હતો. નૃત્યગૃહોમાં પોતાની સહચરીઓનાં તે ઘણીવાર ચિત્રો દોરતો ને તે એટલાં સારાં થતાં કે ઘણાઓ

1. "લીડર," "ફ્યુરર."

તેને કહેતો કે તેણે કલાકાર થવું જોઈતું હતું. તેને ગૌરવર્ણી બહેનો હતી ને તે માટે એ એટલો મગરૂર હતો કે ક્યારેક તેમનું અપમાન થયું છે માની તે લડી બેસતો. જો કે બહેનોને તેથી મૂંઝવણ થતી કેમકે કોઈ તેમને અપાયેલાં વિશેષણો સાબિત કરવા જાય તો મુશ્કેલી પડે તેવું ન હતું. લેફ્ટેનંટ પ્રેકલ ઘણોખરો વખત દિવાસ્વપ્નોમાં ગાળતો, ખાસ તો લેફ્ટેનંટ ટૉડરની ગૌરાંગી બહેનને ફસાવવાનાં, પણ, તેને પ્રેકલની જેમ વાળ વીંખી ન નાખે તેવા, મોટી ઉંમરના માણસોને હાથે ફસાવાનું ગમતું હતું.

લેફ્ટેનંટ ટૉડર કવિ હતો, પણ જરા કટુતાવાળો. તે સંપૂર્ણ ને આદર્શ પ્રણયનાં સ્વપ્નો સેવતો જેમાં ઉચ્ચ કક્ષાના તરુણો ગરીબ કન્યાઓના પ્રેમમાં પડ્યા કરતા. તેના અનુભવ જેટલી જ વિશાળ તેની ભાવના હતી. કાલ્પનિક સ્ત્રીઓ સમક્ષ તે મનમાં કવિતા ગણગણતો. રણમેદાન પર મૃત્યુ થાય, તેનાં માબાપ સાશ્રુ ઊભાં હોય ને બહાદુર પણ ખિન્ન લોકનાયક હાજર હોય એમ એ પોતાનો અંત કલ્પતો. આનો તે ઘણીવાર વિચાર કરતો. તૂટેલાં લશ્કરી આયુધો પર અસ્ત થતા સૂર્યનાં કિરણો પડતાં હોય ને તેની નીચેનાં માણસો માથાં નમાવી શાન્તિથી આસપાસ ઊભાં હોય, માતા અને માશૂકનાં એકરૂપ જેવી મહાસત્તની મૂર્તિઓ વિશાળ વાદળ પરથી ડોકાઈ રહી હોય અને વેગ્નરના સંગીત જેવી ગર્જના પાછળ સંભળાતી હોય! મરતી વખતે કહેવાના શબ્દો સુદ્ધાં તેણે તૈયાર રાખ્યા હતા.

રસાલાનાં આટલાં માણસો હતાં. છોકરાં સંતાકૂકડી રમે તેમ દરેક લડાઈ ખેલતો હતો. મેજર હંટર લડાઈને એક અંકગણિતનો હિસાબ લેખતો ને તે પતાવી દઈ સગડી પાસે જઈ આરામથી તાપવા ધારણા રાખતો. સારી રીતે ઉછેરાએલા તરુણ માટેની એક સારી કારકિર્દી તરીકે કેપ્ટન લોફ્ટ લડાઈને ગણતો અને લેફ્ટેનંટ પ્રેકલ–ટૉડર તેને સ્વપ્નું સમજતા જેમાં કશું બહુ સાચું ન હતું. તેમની લડાઈ અત્યાર લગી ખેલ જેવી જ હતી—નિઃશસ્ત્ર, નિર્યોજન શત્રુ સામે સુન્દર આયુધો, સુન્દર આયોજનોવાળી : એઓ કદી હાર્યા નહોતા કે ન તો તેમને કંઈ ખાસ નુકસાન થયું હતું. જરા ભીંસ આવે તો દરેકની જેમ તેઓ પણ બીકુ કે હિમ્મતવાન થઈ જાય તેવા હતા. તે બધામાંથી માત્ર કર્નલ લૅન્સરને લાંબે ગાળે લડાઈ શી ચીજ છે તેનો ખ્યાલ હતો.

વીસ વરસ પહેલાં તે બેલ્જિયમ અને ફ્રાન્સમાં હતો અને તેણે જે જાણ્યું હતું તેનો વિચાર તે કોરે મૂકતો – એ કે લડાઈ એટલે ધિક્કાર ને દગલબાજી,

નાલાયકસરદારોની ગફલતો, બીમારી, ખૂન, થાક અને ત્રાસ અને તે પછી બધું ખલાસ અને વળી પાછા નવા ધિક્કારો ને અથાગ થાક. લેન્સર મનને મનાવતો કે પોતે સિપાહી છે ને આજ્ઞાનું પાલન કરવાનો પોતાનો ધર્મ છે. વિચાર કરવાનું કે પ્રશ્ન કરવાનું તેનું કામ ન હતું, પણ માત્ર આજ્ઞાનો અમલ કરવાનું હતું. એટલે આગલી લડાઈનાં મૂંઝવતાં સ્મરણોને તે આ લડાઈનો હેજ પણ એ જ હશે એ ખાત્રીને તે બાજુ પર રાખતો. દિવસમાં પચાસેક વાર તે મનને કહેતો કે આ લડાઈ જુદી જાતની થશે, ઘણી જ જુદી જાતની.

કૂચ વખતે, ટોળાંઓમાં, ફૂટબૉલના ખેલમાં ને ખાસ તો યુદ્ધમાં બહારની રેખાઓ અસ્પષ્ટ બની જાય છે, હસ્તી ધરાવતી ચીજો કાલ્પનિક થઈ જાય છે અને મન ઉપર જાણે ધુમ્મસ ફરી વળે છે. ઘર્ષણ અને ઉશ્કેરાટ, થાક અને હલનચલન—એ બધું એક વિશાળ ભરમરંગી સ્વપ્નમાં ભળી જાય છે અને એ પૂરું થાય છે ત્યારે સાંભરવું આકરું થાય છે કે કેમ માણસોને મારી શકાયાં હશે ને મારવાના હુકમો આપ્યા હશે. ત્યારે ત્યાં ન હોય તેવાઓ તમને કહેશે કે આમ થયું ને તેમ થયું ને તમે અસ્પષ્ટ જવાબ આપો, "હા, હા, એમ જ હશે એમ લાગે છે."

મેયરના મહેલમાં ઉપલા મજલાના ત્રણ ઓરડા આ રસાલાએ લઈ લીધા હતા. શયનખંડમાં એમણે પોતાના ખાટલા, બિસ્તરા, બનૂસો અને બીજો સરંજામ ગોઠવ્યો હતો. એની જોડેના ઓરડામાં તેમણે જરા અગવડવાળી એવી "કલબ" બનાવી હતી. ત્યાં એક ટેબલ ને થોડી ખુરસીઓ હતી. અહીં એઓ કાગળો લખતા ને વાંચતા, વાતો કરતા, કૉફી પીતા, યોજના ઘડતા ને આરામ કરતા. બારીઓ વચ્ચે દીવાલો પર સરોવરો, કૃષિગૃહો ને ગાયોનાં ચિત્રો ટાંગેલાં હતાં, ને છેક દરિયા સુધીનું દૃશ્ય નજરે પડતું—ડક્કામાં પડી રહેલાં વહાણો, જે ડક્કામાં કોલસા ભરવાના મછવાઓ આવતા ને માલ લઈ પાછા જતા; ચોકથી કિનારા લગીનો ગામનો ભાગ ત્યાંથી દેખાતો ને મચ્છીમારોની છૂટા સઢવાળી હોડીઓ પડેલી દેખાતી; ને સુકાતી માછલીની વાસ બારીમાંથી સીધી ચાલી આવતી.

ઓરડાના મધ્યમાં એક મોટું ટેબલ હતું. મેજર હંટર તેની બાજુમાં બેસી, ખોળામાંનું નકશા દોરવાનું પાટિયું તેની પર ટેકવી, કાટખૂણને ત્રિકોણ પાસે રાખી રેલ્વેના એક નવા સાઈડીંગનો નકશો બનાવી રહ્યો હતો. ટેકાવવાનું પાટિયું અસ્થિર હતું અને મેજરને એથી ગુસ્સો આવતો હતો. માથું ઊંચું કરી

તેણે બૂમ મારી, "પ્રેક્લ!" ને પછી "લેફ્ટેનંટ પ્રેક્લ!" શયનખંડનું બારણું ખૂલ્યું ને લેફ્ટેનંટ બહાર આવ્યો. તેનું અર્ધું મોં હજામતના સાબૂથી છવાએલું હતું. એક હાથમાં બ્રશ પકડેલું હતું ને તેણે કહ્યું, "જી."

મેજર હંટરે નકશાનું પાટિયું હલાવ્યું, "આપણા સામાનમાં આ પાટિયું રાખવાનું ત્રિપાદમેજ હજી નથી આવ્યું?"

"મને ખબર નથી, સાહેબ. મેં જોયું નથી." પ્રેક્લે કહ્યું.

"ત્યારે તપાસ કરશો? આવા પ્રકાશમાં એક તો કામ કરવું પડતું હોય! આને પાકું કરું એ પહેલાં ફરીને વળી દોરવું પડશે."

"હજામત પૂરી કરીને તરત જોઉં છું." પ્રેક્લે કહ્યું.

"તારા દેખાવ કરતાં આ સાઈડીંગ વધારે મહત્ત્વનું છે. પેલે ખૂણે ઢગલામાં કૅન્વાસની થેલી જેવું કંઈ દેખાય છે. જો તો."

પ્રેક્લ પાછો ગયો. જમણી બાજુનું બારણું ઊઘડ્યું ને કૅપ્ટન લોફ્ટ અંદર આવ્યો. તેણે પોતાની હેલ્મેટ પહેરી હતી; દૂરબીનનાં ને બીજાં પાકીટો તેના શરીર પર છવાએલાં હતાં. દાખલ થઈને તેણે આ સરંજામ એક પછી એક કાઢવા માંડ્યો.

"પેલો બૅંટિક તો પાગલ છે, ખબર છે?" તેણે કહ્યું. "બહાર રસ્તા ઉપર કામે જતાં હેલ્મેટને બદલે સાદી ટોપી તેણે પહેરી'તી."

લોફ્ટે દૂરબીનને ટેબલ પર મૂક્યું, હેલ્મેટ ઉતારી, "ગૅસ-માસ્ક*"નું પાકીટ કાઢ્યું. ને બધું ટેબલ પર જમા થવા લાગ્યું.

હંટરે કહ્યું, "એ બધું અહીં ના મૂકશો. મારે અહીં કામ કરવું છે...ને એ ટોપી શું કામ ન પહેરે? કંઈ ધમાલ તો થઈ નથી. આ પતરાંની ચીજોથી તો હું થાકી ગયો. કેટલો ભાર લાગે ને દેખાય કંઈ નહિ."

"એને છોડી દેવાની ટેવ સારી નહિ." લોફ્ટે ચોક્સાઈથી કહ્યું. "અહીંના લોકો પર તેની ખરાબ અસર થાય. આપણે તો લશ્કરી ધોરણ ટકાવી રાખવું જોઈએ, સાવધાન રહ્યા કરવું જોઈએ ને તેમાં ફેર પડવા દેવો ન જોઈએ. એમ નહિ કરીએ તો જરૂર ધમાલ ઊભી થશે."

"એમ શા પરથી ધારો છો?" હંટરે પૂછ્યું.

લોફ્ટ ટટ્ટાર થઈ ગયો. તેના હોઠ નિશ્ચિતતાથી બિડાયા. તેની આટલી ખાત્રી માટે દરેકને ક્યારેક તો તેને ધુંબો મારવાનું મન થઈ આવતું. તેણે કહ્યું,

*ઝેરી વાયુ સામે રક્ષણમાં નાબરો.

"હું ધારતો નથી. હું તો કબજે કરેલા દેશોમાં કેમ વર્તવું તે "લશ્કરી મૂળતત્ત્વો," ક્ષ ૧૨, માંથી કહેતો હતો. તે બહુ સંભાળથી તૈયાર કરેલું છે. તમારે" ને ત્યાં અટકી, સુધારી કહ્યું, "દરેકે ક્ષ ૧૨ બહુ ધ્યાનથી વાંચવું જોઈએ."

"મને થાય છે કે જેણે એ લખ્યું તે કદી કબજે કરેલા પ્રદેશમાં રહ્યો હશે કે નહિ. આ બધા લોકો તો છેક જ શાન્ત છે; બિચારા ભલા ને આજ્ઞાંકિત છે." હંટરે કહ્યું.

પ્રેકલ અંદર આવ્યો; તેનું અર્ધું મોં હજી સાબૂવાળું જ હતું. તેના હાથમાં એક પીળી કેન્વાસની થેલી હતી, ને પાછળ લેફટેનંટ ટોંડર હતો. "આ જ કે?" તેણે પૂછ્યું.

"હા. તેને જરા છોડી ને જોડી આપો તો."

પ્રેકલ અને ટોંડર ત્રિપાદ ઘોડીને જોડવા લાગ્યા ને તેને બરાબર ચકાસી જોઈ હંટર પાસે તેમણે ગોઠવી. મેજરે પોતાનું પાટિયું તે પર લગાવ્યું, સ્ક્રૂ ચડાવ્યા, આમતેમ હલાવી જોયું ને પછી તેની પાસે ઝુકાવ્યું.

કેપ્ટન લોફ્ટે પૂછ્યું, "લેફ્ટેનંટ, તમારા મોં પર સાબૂ છે, તમને ખબર છે?"

"જી, હા." પ્રેકલે કહ્યું. "મેજરે મને ઘોડી લાવવા કહ્યું ત્યારે હું હજામત કરતો હતો."

"ખેર, ઝટ સાફ કરી દો. કર્નલ જુએ તો?"

"ઉહ્. તે કંઈ કહે નહિ. એમને એવી બાબતોની પરવા નથી."

હંટર કામ કરતો હતો તે ટોંડર તેના ખભા ઉપરથી જોઈ રહ્યો હતો.

"એ કહે નહિ. પણ આ ઠીક તો નથી દેખાતું." લોફ્ટે કહ્યું.

પ્રેકલે રૂમાલ લઈ ગાલ પરનો સાબૂ લૂછી નાખ્યો. ટોંડરે મેજરના નકશાના ખૂણાપરની એક આકૃતિ બતાવી. "આ સુંદર પુલ છે, મેજર. પણ એ પુલ વળી બનાવવાનો ક્યાં છે?"

હંટરે ચિત્ર તરફ નીચે જોયું ને પછી ટોંડર સામે જોઈ કહ્યું, "હેં? ઓહ. એ કંઈ આપણે બનાવવાનો પુલ નથી. આ અહીં રહ્યો તે મુખ્ય નકશો છે."

"ત્યારે આ પુલને શું કરો છો?"

હંટર જરા મૂંઝાએલો લાગ્યો. "જુઓને મારે ઘેર પાછળના વાડામાં એક

નાની રમવાની રેલવેલાઈન છે, ને ત્યાં એક ખાઈ પર હું પુલ કરવાનો હતો. લાઈન છેક ખાઈ સુધી આવી હતી પણ પુલ રહી ગયો હતો. મને થયું કે ક્યાંક બહાર ગયો હોઈશ ત્યારે તેનો નકશો કરી રાખીશ."

લેફ્ટેનંટ પ્રેક્સે પોતાના ખિસ્સામાંથી એક છબી કાઢી, જરા આગળ ધરી તેને નિહાળી. પુષ્કળ પગ, થોડાં કપડાં ને બનાવટી ભવાંવાળી એક છોકરીની છબી હતી. ઊઘડેલાં બદનવાળી એ યુવતીએ ઊંચે સુધીનાં મોજાં પહેર્યાં હતાં ને તે પર નીચી એવી કાંચળી. એક કાળા પંખા પાછળથી એ ડોકિયાં કરતી હતી. તેને હજી આગળ ધરી તેણે પૂછ્યું, "કેમ ચીજ છે ને?" લેફ્ટેનંટ ટૉડરે ધ્યાનથી જોયું ને કહ્યું, "ના મને નથી ગમતી."

"એનામાં શું નથી ગમતું?"

"બસ એમ જ નથી ગમતી. તારે એની છબીનું શું કામ છે?"

"કેમકે મને ગમે છે." પ્રેક્સે કહ્યું. "ને મારી ખાત્રી છે કે તને પણ ગમે છે."

"બિલકુલ નહિ." ટૉડરે કહ્યું.

"ત્યારે શું તારું ચાલે તો એની સાથે ન જાય એમ?" પ્રેક્સે પૂછ્યું.

"ના." ટૉડરે કહ્યું.

"પાગલ છું પાગલ." પ્રેક્સે કહ્યું ને બારી પાસેના પડદા પાસે ગયો. "હું આને અહીં ચોટાડવાનો છું. પછી જોઉં કે તને સતાવે છે કે નહિ." એમ કહી તેણે છબીને પડદા પર લગાડી.

કેપ્ટન લોફ્ટે પોતાનો સરંજામ હાથમાં એકઠો કરી લીધો હતો; તેણે કહ્યું, "લેફ્ટેનંટ, એ ચિત્ર અહીં શોભતું નથી. બહેતર તેને લઈ લો. ગામ લોકો પર એની સારી અસર નહિ થાય."

"શાની નહિ થાય?" પાટિયા પરથી ઊંચું જોઈ હંટરે પૂછ્યું, ને તેની નજર છબી તરફ ગઈ. "એ કોણ છે?"

"એક નટી છે." પ્રેક્સે કહ્યું.

હંટરે જરા ધ્યાનથી જોઈ પૂછ્યું, "ઓહ! તું એને ઓળખે છે?"

"કોઈ રખડેલ છે." ટૉડરે કહ્યું.

"ત્યારે તું એને ઓળખે છે, એમ." હંટરે કહ્યું.

ટૉડર સામે પ્રેક્સ ધારીને જોઈ રહ્યો હતો. "એ રખડેલ છે એમ, તને ક્યાંથી ખબર? કહે."

"એવી દેખાય છે તો." ટૉંડરે કહ્યું.

"તું એને ઓળખે છે?"

"ના. ને ઓળખવાની ઇચ્છાયે નથી."

ગ્રેક્સે પૂછવા માંડયું, "ત્યારે કેમ ખબર પડી?" ત્યાં લૉફ્ટે વચ્ચે ઝુકાવ્યું. "ભલા થઈને એ છબી લઈ લો. જોઈતું જ હોય તો તમારા પલંગે લટકાવો. આ ઓરડો તો કામ માટેનો છે."

સામે થવાનો હોય એમ લૉફ્ટ સામે જોઈ એ કંઈ બોલવા જતો હતો ત્યાં લૉફ્ટે કહ્યું, "એ હુકમ છે, લેફ્ટેનંટ." બિચારા ગ્રેક્સે છબી ઉતારી લીધી ને ખિસ્સામાં પાછી મૂકી દીધી. પછી વિષય બદલવાનો પ્રયત્ન કરતાં તેણે કહ્યું, "ભલે, આ ગામમાં યે થોડી સુંદર છોકરીઓ છે. આપણે જરા ઠરી ઠામ થઈએ ને બધું બરાબર ચાલે કે થોડીની ઓળખાણ કરીશું."

"પહેલાં તો ક્ષ ૧૨ વાંચી જાઓ. જાતીય સંબંધ માટે તેમાં એક ખાસ પ્રકરણ છે." એમ કહી, પોતાનો અસબાબ ઊંચકી લૉફ્ટ ચાલતો થયો. હંટરના ખભા ઉપરથી જોતાં જોતાં લેફ્ટેનંટ ટૉંડરે કહ્યું, "એ આબ્બાદ છે. કોલસાની ગાડીઓ ખાણોમાંથી સીધી વહાણ પર પહોંચે છે."

હંટરે ધીમેથી કામમાંથી ઊંચે જોઈ કહ્યું, "આપણે તાકીદ રાખવી જોઈએ. એ કોલસાને ખસેડવા માંડવા જોઈએ. એ કામ ભારે છે. ત્યાંના લોકો શાન્ત ને સમજુ છે એટલું સારું."

પોતાનો સામાન મૂકીને લૉફ્ટ પાછો આવ્યો. બારી પાસે ઊભા રહી બંદર તરફ ને ખાણો તરફ નજર કરી તેણે કહ્યું, "એ લોકો શાન્ત ને સમજુ છે કેમકે આપણે શાન્ત ને સમજુ છીએ. એનો જશ આપણને છે. એટલે તો હું આપણા વર્તન ઉપર આટલો ભાર મૂકું છું. એ ખૂબ જ ખંતથી યોજાયું છે."

બારણું ઊઘડયું ને કર્નલ લેન્સરે કોટ કાઢતાં અંદર પ્રવેશ કર્યો. તેનાં માણસોએ તેને લશ્કરી સલામ આપી: બહુ કડક નહિ પણ પૂરતી. "કેપ્ટન લૉફ્ટ, તમે નીચે જઈ જરા ગૅંટિકને છૂટો કરશો? તેને ઠીક નથી, ચક્કર આવે છે એમ કહે છે."

"હા, છ સાહેબ. પણ એટલું કહું કે હજી હમણાં જ હું કામ પરથી ચાલ્યો આવું છું."

"જવામાં વાંધો નહિ હોય એમ આશા રાખું છું." તેની સામે ધ્યાનથી જોતાં લેન્સરે કહ્યું.

"ના, જી સાહેબ, બિલકુલ નહિ. માત્ર નોંધ ખાતર જ એટલું જણાવું છું."

"હેવાલો જાય એમાં તમારું નામ આવે એ તમને ગમે છે, નહિ?" જરા નરમ પડતાં ને હસીને લૅન્સરે કહ્યું.

"એમાં કંઈ નુકસાન તો નથી સાહેબ."

"ને પૂરતી વાર તમારું નામ આવે એટલે છાતી પર નાનો શો ચાંદ લટકશે." લૅન્સરે કહ્યું.

"લશ્કરી કારકિર્દીના એ માર્ગ–સ્થંભો છે, સાહેબ."

"હા. એ ખરું." જરા નિઃશ્વાસ મૂકી લૅન્સરે ઉમેર્યું, "પણ એ તમે યાદ નહિ કરો. કૅપ્ટન."

"એટલે જી?" લોફ્ટે પૂછ્યું.

"એનો અર્થ તમને પછી ખબર પડશે—કદાચ."

"જી, સાહેબ." કહી તેણે પોતાનો સરંજામ ઝટઝટ લટકાવી દીધો ને તે બહાર ગયો. લાકડાંના દાદર પર તેના જોડાનો ચડચડ અવાજ જરા આનન્દથી સાંભળતાં લૅન્સરે કહ્યું, "આ ચાલ્યો એક આજન્મ યોદ્ધો."

હંટરે ઊંચું જોયું, કલમને અદ્ધર રાખીને કહ્યું, "આજન્મ ગધ્ધો!"

"ના." લૅન્સરે કહ્યું. "ઘણાએ જેમ મુત્સદ્દી થવા જાય છે એમ એ યોદ્ધો થવા જાય છે. થોડા વખતમાં એ યુદ્ધસંચાલન સેનાની બની જશે. પછી દૂરથી લડાઈ ને જોશે ને હંમેશાં તેનાથી ખુશ રહેશે."

"લડાઈ ક્યારે ખલાસ થશે, સાહેબ?" લેફ્ટેનંટ પ્રૅકલે પૂછ્યું.

"ખલાસ? ખલાસ? એટલે શું?"

"એટલે આપણી ક્યારે જીત થશે?" પ્રૅકલે ચલાવ્યું.

લૅન્સરે માથું ધુણાવ્યું ને કહ્યું, "કોણ જાણે. હજી દુનિયામાં દુશ્મનો છે."

"પણ આપણે તેને સાફ કરી નાખીશું ને?"

"એમ?" લૅન્સરે સામું પૂછ્યું.

"નહિ ત્યારે?"

"હા. હા. આપણે હંમેશાં જીતીએ જ છીએ ને."

પ્રૅકલે જરા ઉત્સાહમાં આવી ઉમેર્યું, "જો નાતાલ સુધીમાં બધું શાંત થઈ જાય તો લાંબી રજા મળી શકશે ખરું ને?"

"કંઈ કહેવાય નહીં." લૅન્સરે કહ્યું. "દેશથી હુકમો આવે તે પર આધાર છે. તમારે નાતાલ પર ઘેર જવું છે?"

"જરા ગમે તો ખરું."

"ઘણું ખરું તો જઈ શકશો...ઘણું ખરું." લૅન્સરે કહ્યું.

"લડાઈ પૂરી થશે પછી આપણે કંઈ કબજો નહિ છોડીએ, ખરું સાહેબ?" લેફ્ટેનન્ટ ટૉંડરે પૂછ્યું.

"શી ખબર! કેમ?" કર્નલે સામું પૂછ્યું.

"આ સુન્દર દેશ છે: લોકો પણ સારા છે. આપણામાંના કોઈ અહીં રહી પણ પડે."

"કોઈ મનપસંદ જગા જડી ગઈ છે કે શું?" હસતાં હસતાં લૅન્સરે પૂછયું.

"હા. અહીં થોડી સરસ વાડીઓ છે. ચારપાંચ સામટી કરી હોય તો જરૂર રહેવા જેવું થાય." ટૉંડરે કહ્યું.

"તમારે આપીકી જમીન નથી?" લૅન્સરે પૂછ્યું.

"જી ના, હવે નથી. નાણાંના ફુગ્ગામાં બધું તણાઈ ગયું."

બચ્ચાંઓ જોડે વાત કરીને લૅન્સર કંટાળ્યો હતો. તેણે કહ્યું, "ખેર, હજી તો આ લડાઈ લડી લેવાની છે. હજી કોલસા બહાર કઢાવવા છે. લડાઈ પતી જાય ત્યાં સુધી એ વાડીવજીફા કરવાની રાહ જોઈ શકશો ને? ઉપરથી જ એ જાતના હુકમો આવશે. કૅપ્ટન લોફ્ટ એ તમને કહી શકશે." ને બોલતાં તેનો ભાવ બદલાયો. "હંટર, તમારું લોખંડ કાલે આવી જશે. આ અઠવાડિયામાં તમારા પાટાનું કામ શરૂ કરી શકશો."

બારણાં પર ટકોરા થયા ને એક પહેરેગીરે ડોકિયું કર્યું. તેણે કહ્યું, "મિ. કૉરેલ આપને મળવા માગે છે, જી."

"અંદર મોકલ." કર્નલે કહ્યું. ને બીજાઓને ઉદ્દેશીને ઉમેર્યું, "અહીંની બધી પૂર્વતૈયારીનું કામ આ માણસે કર્યું હતું. એ કંઈ ધમાલ કરશે ખરો."

"એણે કામ બરાબર ઠીક કર્યું હતું?" ટૉંડરે પૂછ્યું.

"હા. અને અહીંનાં માણસોમાં એ લોકપ્રિય નહિ થાય. મને થાય છે કે આપણામાંયે થશે કે કેમ."

"એને જશ તો જરૂર ઘટે છે." ટૉંડરે કહ્યું.

"હા. ને એ વસૂલ કર્યા વિના રહેશે એમ ધારો છો?" લૅન્સરે કહ્યું.

હાથ મસળતો કૉરેલ અંદર આવ્યો. દોસ્તી ને ભલાઈનાં તેનામાંથી જાણે કિરણો ફૂટતાં. ધંધાદારીઓના જેવો કાળો ડગલો તેણે હજી પહેર્યો હતો પણ તેના માથા પર સફેદ પટ્ટી લગાડેલી હતી. ઓરડાની વચ્ચે સુધી આવી તેણે કહ્યું,

"સલામ કર્નલ સાહેબ, નીચેની ધમાલ પછી ગઈ કાલે જ મારે આવવું હતું, પણ મને લાગ્યું કે તમે બહુ કામમાં હશો."

કર્નલે તેની સલામીનો સ્વીકાર કર્યો ને પછી અર્ધગોળાકારે હાથ ફેરવી કહ્યું, "આ અમારા અફસરો, મિ. કૉરેલ."

"ફક્કડ જુવાનિયા છે." કૉરેલે કહ્યું. "તેમણે આબાદ કામ કર્યું છે. મેં પણ તૈયારી કરવામાં ઠીક મહેનત લીધી હતી."

હંટરે તેનાં પાટિયા પર નજર ઢાળી દીધી, કલમ કાઢીને નકશા પર શાહીની લીટી દોરવા માંડી.

"હા, તમે ઠીક કર્યું હતું. ને પેલા છ માણસોને ય મરાવ્યા ન હોત તો સારું થાત. એ સિપાહીઓ પાછા આવ્યા જ ન હોત તો સારું એમ મને થાય છે."

કૉરેલે પોતાના હાથ પ્રસારી કહ્યું, "આવડા ગામને સારુ છ નાં મોત એ કંઈ બહુ નથી. ને વળી અહીં કોલસાની ખાણુ પણ છે."

લૅન્સરે જરા સખ્તાઈથી કહ્યું, "જો ત્યાંથી પતી જ જતું હોય તો માણસો મારવાની હું વિરુદ્ધ નથી. પણ કોઈક વાર એ ન કરવું બહેતર છે."

કૉરેલ અફસરોને જોયા કરતો હતો. આંખના ખૂણામાંથી લેફ્ટેનંટો સામે જોઈ તેણે પૂછ્યું, "આપણે—અને તો—એકલા વાત કરી શકીએ, કર્નલ સાહેબ?"

"હા. તમારી ઇચ્છા હોય તો. લેફ્ટેનંટ પ્રેક્લ, લેફ્ટેનંટ ટૉંડર, તમારા ઓરડામાં જશો?" કર્નલે કૉરેલને કહ્યું, "મેજર હંટર તો કામમાં છે, ને એ કામમાં હોય ત્યારે કંઈ સાંભળતા નથી." હંટરે પાટિયા પરથી નજર કરી, આસ્તેથી હસી દીધું ને પાછું નીચું જોયું. લેફ્ટેનંટો ગયા એટલે લૅન્સરે કહ્યું, "બેસો, હવે, પણ બેસો તો ખરા."

"મહેરબાની સાહેબ." કહી કૉરેલ ટેબલ પાછળ બેઠો.

લૅન્સરે તેના માથાપરની પટ્ટી જોઈને સ્પષ્ટતાથી પૂછ્યું, "એ લોકોએ તમને મારી નાખવાની કોશિશ શરૂ યે કરી દીધી કે શું?"

કૉરેલે પટ્ટીને અડી પૂછ્યું, "આ? અરે એ તો ટેકરી પરથી આજ સવારે એક પથ્થર પડ્યો તેની ચોટ લાગી છે."

"કોઈએ ફેંક્યો તો નહોતો ને?" કર્નલે પૂછ્યું.

"એટલે?" કૉરેલે પૂછ્યું. "આ કંઈ ઝનૂની લોકો નથી. સો વરસથી તો

અહીં લશ્કર્ક થઈ નથી. લડવું શું એ પણ તેઓ ભૂલી ગયા છે."

"હશે તમે એમની સાથે રહ્યા છે. તમે જાણે." કહી કર્નલે કોરેલની વધારે નજીક જઈ કહ્યું, "પણ જો તમને સલામત રહેવા દે તો આખી દુનિયા કરતાં આ જુદી જ જાતના લોકો હોવા જોઈએ. બીજા દેશો કબજે કરવામાં મેં પણ અગાઉ મદદ કરી છે. વીસ વરસ પહેલાં હું બેલ્જિયમમાં હતો ને ફ્રાન્સમાં પણ." તેણે જરા માથું ધુણાવ્યું ને પછી જરા કડકાઈથી ઉમેર્યું, "તમે અચ્છું કામ કરી બતાવ્યું છે. તમારો પાડ. તમારા કામની નોંધ, મેં મારા હેવાલમાં મોકલી છે."

"ઉપકાર સાહેબ, મેં મારાથી બનતું કર્યું."

જરા કંટાળાથી લેન્સરે કહ્યું, "પણ હવે આપણે શું કરીશું? તમારે દેશ પાછા જવું છે? ઉતાવળ હોય તો કોલસાના વહાણમાં તમને બેસાડી દઈએ. ને રાહ જોવી હોય તો વિનાશિકાની સગવડ કરાવું."

"પણ મારે પાછા જવું જ નથી. મારે તો અહીં રહેવું છે." કોરેલે કહ્યું.

ક્ષણભર તેની સામે જોઈ લેન્સરે કહ્યું, "તમે જાણો છો ને મારી પાસે ઝાઝા માણસો નથી. તમને જોઈએ તેટલા રક્ષકો નહિ અપાય."

"પણ મારે રક્ષકોની યે જરૂર નથી. કહું છું ને કે આ હિંસાત્મક લોકો

"હં. હા. કુદરતી રીતે જ; પરિસ્થિતિનું પૃથક્કરણ કરતાં."

લેન્સરે વચ્ચે જ કહ્યું, "અમારા આવ્યા પછી કોઈ ગામ લોકો જોડે તમારે વાત થઈ?—એટલે કે મેયર સિવાય કોઈ બીજા જોડે?"

"ના. એ તો બધા હજી જરા ડઘાએલા છે, એમને આવું કંઈ થશે એવો ખ્યાલ જ ન હતો." જરા હસીને ફરી કહ્યું, "ના સાહેબ, એમને બિલકુલ ખ્યાલ જ નહોતો."

પરંતુ લેન્સરે પોતાના મુદ્દાને પકડી રાખ્યો "એટલે લોકો અત્યારે શું ધારે છે એની તમને ખબર નથી એમ જ ને?"

"કેમ, એ તો ડઘાએલા જ છે—જાણે સ્વપ્નાવસ્થામાં છે."

"તમારે માટે એમનો શો મત છે એ જાણો છો?" લેન્સરે પૂછ્યું.

"મારે અહીં ઘણા દોસ્તો છે. હું દરેકને ઓળખું છું."

"તમારી દુકાનમાંથી આજે કોઈએ કંઈ ખરીદી કરી?"

"બધો ધંધો તો બંધ જ છે ને: કોઈ કંઈ લેતું નથી."

લેન્સરે ઓચિન્તી ઢીલ છોડી ખુરસી પર બેસી જઈ તેણે શાન્તિથી કહ્યું; "તમારી સેવાની શાખા મુશ્કેલ પણ બહાદુરી ભરેલી છે. તેનો સુંદર બદલો મળવો જોઈએ."

"આભાર, સાહેબ."

"ધીમે ધીમે લોકો તમને ધિક્કારતા થશે."

"એ હું ઝીરવી શકીશ, સાહેબ. એઓ તો દુશ્મનો છે."

એક લાંબી પળ સુધી થોભી આસ્તેથી લેન્સરે કહ્યું, "ને અમારું માન પણ તમે ખોશો."

ઉશ્કેરાટમાં કોરેલ ખુરસી પરથી ઊભો થઈ ગયો. "નાયકના વચનથી આ વિરુદ્ધ છે." તેણે કહ્યું. "નાયક કહે છે કે સેવાની બધી શાખાઓ સરખી માનાસ્પદ છે."

લેન્સરે શાન્તિથી ચાલુ રાખ્યું. "નાયકની જાણમાં આવે તો સારું. હું ઇચ્છું છું કે એઓ સિપાહીઓનાં મન વાંચી શકે." ને જાણે દયા ખાતો હોય તેમ ફરી તેણે કહ્યું, "તમને પૂરેપૂરો બદલો મળવો જોઈએ." ક્ષણેક શાન્ત રહી જરા તંગ બની તેણે કહ્યું, "અને હવે આપણે નક્કી વાત પર આવીએ. આ બધું મારા હાથ નીચે છે. મારું કામ કોલસો મેળવવાનું છે. તે માટે વ્યવસ્થા અને નિયમન જાળવવાં જોઈએ અને એ માટે લોકોના મનમાં શું છે

તે મારે જાણવું જોઈએ. બંડની મારે અપેક્ષા રાખવી જોઈએ. તમને એ સમજાય છે?"

"આપને જોઈતી બાતમી હું લાવી આપી શકું, સાહેબ. મેયર તરીકે હું હોઈશ તો ફેર પડશે." કોરેલે કહ્યું.

લેન્સરે માથું ધુણાવ્યું. "મને એ બાબત કંઈ હુકમ નથી. મને ઠીક લાગે તે મારે કરવાનું છે. મને થાય છે કે અહીં શું ચાલે છે તેની તમને હવે કદી ખબર નહિ પડે. તમારી સાથે કોઈ વાત નહિ કરે: અને માત્ર પૈસા ખાતર જીવતા, જીવી શકતા, લોકો સિવાય કોઈ તમારી પાસે નહિ આવે. રક્ષણ વિના ફરવું તમારે માટે સલામત નહિ રહે. એના કરતાં દેશ પાછા ફરો તો અમે ઘણા ખુશી થઈશું ને તમારી સુંદર સેવાનો તમને બદલો મળશે."

"પણ મારું સ્થાન તો અહીં છે." કોરેલે કહ્યું. "મેં મારે માટે જગ્યા બનાવી છે. મારા હેવાલમાં એ બધું છે."

સાંભળ્યું ન હોય તેમ લેન્સરે ચલાવ્યું, "મેયર ઓર્ડન એક મેયર કરતાં વિશેષ છે. એ એટલે લોકો. લોકો શું કરે છે, વિચારે છે, પૂછે છે તે બધું એ જાણે છે: કેમકે લોકોની જે ભાવના છે તે તેની છે. તેને જોયા કરીને હું લોકોને ઓળખી શકીશ. એણે જ રહેવું પડશે. એ મારો નિર્ણય છે."

"આમ વિદાયગીરી કરતાં સારો બદલો મારા કામને ઘટે છે."

"હા, તે ખરું." લેન્સરે આસ્તેથી કહ્યું. "પણ જે મુખ્ય કામ હવે બાકી છે એમાં તમે અંતરાય થઈ પડશો. લોકો હજી તમને ધિક્કારતા નહિ હોય તો ધિક્કારશે. કોઈ પણ નાના છમકલાંના તમે પહેલા ભોગ થઈ પડશો. તમે પાછા જાઓ એવું જ હું તો સૂચવવાનો છું."

"મારા મોકલેલા હેવાલનો જવાબ દેશથી આવે એટલી તો રાહ જોવા દેશો ને?" કોરેલે અકકડ થઈ પૂછ્યું.

"હા. અલબત. પણ તમારી પોતાની સલામતી ખાતર પાછા જવાની હું ભલામણ કરીશ. ખરું કહું તો હવે તમારું અહીં કંઈ જ કામ નથી. પણ—ને બીજી યોજનાઓ ને બીજા દેશો હશે. કોઈ નવા દેશના નવા ગામમાં કદાચ તમારે જવાનું થશે. નવા ક્ષેત્રમાં નવો વિશ્વાસ મેળવશો. કદાચ તમને મોટું ગામ કે શહેર આપવામાં આવશે. એટલી જવાબદારી વધારે. અહીંના તમારા કામ માટે તો હું ખૂબ જ ભલામણ કરીશ."

સંતોષથી કોરેલની આંખો ચમકવા લાગી. "આભાર, સાહેબ." તેણે કહ્યું.

"મેં ખૂબ મહેનત કરી છે. તમારું કહેવું ઠીક છે. પણ દેશથી જવાબ આવે એટલી રાહ જોવા દેવી પડશે."

લેન્સરે તંગ અવાજે કહ્યું, "હેલ્મેટ પહેરો, ઘરમાં રહો, રાતના તો બહાર જશો જ નહિ ને ખાસ તો દારૂ ના પીશો. કોઈ સ્ત્રી કે પુરુષનો વિશ્વાસ કરશો નહિ. ગળે ઊતરે છે?"

લાચારીથી કોરેસે કર્નલ સામે જોયું. "આપ સમજ્યા નહિ. મારે નાનું શું ઘર છે. એક ગ્રામ્ય ગોરી મારી સેવા ચાકરી કરે છે. મારા પર તેને થોડું હેત પણ છે. આ તો સાદા ને શાન્ત લોકો છે. હું તેમને ઓળખું છું."

લેન્સરે કહ્યું, "દુનિયામાં શાન્ત લોકો છે જ નહિ, એ તમે ક્યારે શીખશો? મૈત્રી રાખતા લોકો પણ નથી. એ ક્યારે સમજશો? આપણે આ દેશ પર આક્રમણ કર્યું છે. તમે, આ લોકો જેને દગો કહે છે તેનાથી તે માટે તૈયારી કરી હતી." તેનું મોં લાલ થઈ ગયું ને મોટે અવાજે તેણે કહ્યું, "તમને ખ્યાલ નથી કે આપણી ને આ લોકોની વચ્ચે લડાઈ ચાલે છે?"

કોરેસે ઠંડે કલેજે જવાબ આપ્યો, "આપણે એમને હરાવ્યા છે."

કર્નલે ઊભા થઈ જઈ લાચારીથી આમતેમ હાથ વીંઝયા એટલે હંટરે ઊંચું જોઈ પાટિયાનું રક્ષણ કરવા પોતાનો હાથ આગળ ધરી દીધો. "જો જો, સાહેબ. હું શાહીથી દોરું છું. એ બધું કરીને કરવું આકરું થઈ પડશે."

લેન્સરે તેની સામે જોઈ દિલગીરી બતાવી ને કોઈ વર્ગને શીખવતો હોય તેમ ચલાવ્યું, "હાર એ ક્ષણિક વસ્તુ છે. હાર બહુ લાંબી ચાલતી નથી. આપણે એ હાર્યા હતા ને હવે પાછા હલ્લો કરીએ છીએ. હારનો કંઈ અર્થ નથી. તમને એટલું સમજાતું નથી? બારણાં પાછળ એઓ શું કહે છે તે જાણો છો?"

"આપ જાણો છો?" કોરેસે પૂછ્યું.

"ના. પણ મને વહેમ છે કે શું."

કોરેસે અર્થસૂચકતાથી પૂછ્યું, "કર્નલ સાહેબ, આપને બીક લાગે છે? આ તાબે કરનાર લશ્કરના સેનાપતિને ભય લાગવો જોઈએ?"

લેન્સર બેસી પડ્યો ને તેણે કહ્યું, "કદાચ એ હશે." ને પછી કંટાળેલે અવાજે કહ્યું, "લડાઈમાં કદી ગયા ન હોય પણ લડાઈ વિશે બધું જાણતા હોય એવા લોકોથી તો તોબા." હાથ પર પોતાની દાઢી ટેકવી તેણે આગળ કહ્યું, "બ્રસેલ્સની એક નાજુક ડોસી મને યાદ આવે છે—મીઠું મોં, સફેદ વાળ, બહુ ઊંચી નહિ, ને કોમળ કરચલિયાળ હાથ. ચામડી નીચેની નસો લગભગ આરપાર

દેખાતી હતી. તેના માથા પર તે કાળી શાલ ઓઢતી ને મીઠા ફૂજતા અવાજે ને અમારાં રાષ્ટ્રગીતો ગાતી. સિગારેટો ને ફુંવારિઓનો તે પત્તો મેળવી દેતી." દાઢી પરથી તેનો હાથ જાણે પડી ગયો હોય, ઊંઘમાંથી ઝબકી ગયો હોય તેમ તેણે ચલાવ્યું, "અમને ખબર નહિ કે એના દાસ્તાને કેદ કરવામાં આવ્યો હતો. અને આખરે અમે જ્યારે તેને પણ કેદ કરી ત્યાં સુધીમાં તો તેણે એક કાળા સોયાથી બાર જણને મારી નાખ્યા હતા. હજી ઘેર પડ્યો છે. તેના ઉપર લાલ-ભૂરા પક્ષીનાં ચિત્રવાળું એક બટન છે."

"પણ તેના પર તમે ગોળી ચલાવી હતી ને!" કોરેલે પૂછ્યું.

"હા અમે તેને કેદ કરી હતી."

"ને પછી ખૂનો અટકી ગયાં ને?" કોરેલે પૂછ્યું.

"ના. ખૂનો અટક્યાં નહિ. અને છેવટ અમારે પાછા હટવું પડ્યું ત્યારે લોકોએ પાછળ રહી ગયેલા સિપાઈઓને રહેંસી નાખ્યા, કેટલાકને બાળી મૂક્યા, કેટલાકની આંખો કાઢી નાખી ને કેટલાકને થાંભલા પર ખીલા ઠોકી જડી દીધા."

"આ બધી વાતો અત્યારે કરવા જેવી નથી." કોરેલે કહ્યું.

"એ બધી યાદ કરવા જેવી યે નથી."

"તમને બીક લાગતી હોય તો તમારે સેનાપતિ રહેવું ન જોઈએ."

"મને કેમ લડવું તે આવડે છે, સમજ્યા." આસ્તેથી લેન્સરે કહ્યું.

"એ આવડતું હોય તો તમે બેવકૂફ ભૂલો તો ન કરો."

"તરુણ ઑફસરો સાથે પણ તમે આ રીતે વાતો કરો છો?"

"ના. તેઓ તો એ માને જ નહિ." લેન્સરે માથું ધુણાવી કહ્યું.

"ત્યારે મને કેમ કહો છો?"

"કેમકે તમારું કામ પતી ગયું છે, મિ. કોરેલ. મને યાદ છે એકવાર"— ને એ વાક્ય પૂરું કરે તે પહેલાં દાદર પર પગનો ધડધડ અવાજ આવ્યો ને બારણું એકદમ ખૂલી ગયું. પહેરેગીરે અંદર જોયું ને કેપ્ટન લોફટ તેને બાજુ પર હટાવી અંદર આવ્યો. તે ઠીંગો, અક્કડ, લશ્કરી હતો. "સાહેબ, ધમાલ ચાલે છે." તેણે કહ્યું.

"ધમાલ?"

"કેપ્ટન બૅન્ટિકનું ખૂન થયું છે, સાહેબ." લશ્કરી હેવાલ દેવાની રીતથી લોફટે ઉચ્ચાર્યું.

ને કહો કે આરે તેને તરત મળવું છે. બહુ જ અગત્યનું છે."

મેજર હંટરે ઊંચું જોયું, શાહીવાળી કલમ ધ્યાનથી લૂછી ને મખમલની એક પેટીમાં તેને મૂકી દીધી.

## પ્રકરણ ત્રીજું

ગામમાં લોકો ચડેલે મોંયે ફરતા હતા. તેમની આંખમાંથી અજાયબીની ચમક દૂર થઈ હતી પણ હજી તેમાં રોષ ભરાયો ન હતો. કોલસાની ખાણમાં મજૂરો માલગાડીને રીસમાં ધકેલતા. નાના દુકાનદારો લોકોને માલ આપતા પણ કોઈ કંઈ બોલતું નહિ. વાતો થતી તો એક બે શબ્દોમાં. દરેક લડાઈનો વિચાર કરતું, પોતાનો વિચાર કરતું, ભૂતકાળનો વિચાર કરતું ને બધું કેવું સદંતર બદલાઈ ગયું હતું તેનો.

મેયર ઑર્ડનની હવેલીના દીવાનખાનામાં આતશ જળી રહ્યો હતો ને દીવા બળતા હતા; કેમકે દિવસ ધુમ્મસવાળો હતો ને ઠંડી પુષ્કળ હતી. એ ઓરડામાં પણ ફેરફાર શરૂ થઈ ગયો હતો. ભરતકામવાળી ખુરસીઓને પાછળ હઠાવી દીધી હતી; નાનાં ટેબલો દૂર થઈ ગયાં હતાં અને બારણામાંથી એક મોટું ચોરસ જમવા માટેનું ટેબલ જોસફ અને એની અંદર લાવવા મથતાં હતાં. તેને એક બાજુ પર વાળી લીધું હતું. જોસફ દીવાનખાનાની અંદર આવી ગયો હતો ને એનીનો રતૂમડો ચહેરો બારણામાંથી દેખાતો હતો. જોસફે ટેબલના પાયાને સિફતથી અંદર લીધા ને કહ્યું, "ધક્કો માર મા ને એની? હં. આવવા દે હવે."

"લે હવે મૂઆ." લાલ આંખવાળી, લાલ નાકવાળી, રીસભરી એનીએ કહ્યું. તે થોડીઘણી તો હંમેશાં ગુસ્સે રહેતી જ; અને આ સિપાહીઓ ને તેમણે લીધેલા કબજાથી તેનો સ્વભાવ સુધર્યો ન હતો. ખરું જોતાં તો ઘણાં વરસથી જેને ખરાબ મિજાજ ગણવામાં આવતો હતો તે હવે દેશભક્તિની લાગણી બની ગયો હતો. સિપાહીઓ પર ધગધગતું પાણી છાંટીને સ્વાતંત્ર્યની હિમાયતી તરીકે તેણે નામના મેળવી હતી. તેણે તો જે કોઈ તે પરસાળ પાસે આવ્યું હોત તેના પર છાંટ્યું હોત પણ બનવા કાળ એવો હતો કે એ વીરાંગના ગણાઈ ગઈ, અને ક્રોધથી તેની સફળતાની શરૂઆત થઈ હતી એટલે તે વધુ ને સતત સ્નેહગુણ દાખવતી હતી.

"નીચે ભટકાય નહિ." જોસફે કહ્યું. ટેબલ બારણાંમાં સલવાઈ ગયું. "આરતે, સમાલ."

"મેં તો સમાજ્યું જ છે." એનીએ કહ્યું.

જોસફે જરા દૂર ખસી ટેબલને નિહાળ્યું ને એનીએ અદબ વાળી તેની સામે જોઈ રાખ્યું. જોસફે એક પાયાને ચકાસી જોયો. "અંહ, ધક્કો ના માર, આ જોરથી નહિ." જોસફે કહ્યું. ને પછી એકલે જ હાથે ટેબલ અંદર આણ્યું ને એની અદબ વાળી તેની પાછળ આવી. "હવે કરી દો ઊભું." જોસફે કહ્યું. ને એનીએ તેને ઊભું કરી ઓરડાની વચ્ચોવચ્ચ ગોઠવવામાં મદદ કરી. "લો." એનીએ કહ્યું. "નામદારે કહ્યું ન હોત તો હું કંઈ લાવત બાવત નહિ, હોં. ટેબલો ખસેડ્યા કરવાનો તેમને વળી શો હક્ક છે?"

"અરે, પહેલાં તો અહીં આવવાનો જ શો હક્ક છે?" જોસફે પૂછ્યું.

"જરા યે નહિ." એનીએ કહ્યું.

"જરા યે નહિ." જોસફે ફરી ઉચ્ચાર્યું. "મને લાગે છે કે હક્ક તો નથી, પણ એમ કરે છે. કારણ શું? એમની કને બંદૂક છે ને છત્રીધારીઓ એટલે સ્તો આમ કરે છે."

"એમને હક્ક જ નથી." એનીએ કહ્યું. "ને વળી ટેબલને અહીં લાવીને શું કામ છે? આ કંઈ જમવાનો ઓરડો નથી."

જોસફે એક ખુરસી ટેબલ પાસે ખસેડી ને પછી તેને ધ્યાનથી બરાબર જોઈ એ તેટલા અંતરે ગોઠવી. "એઓ તો અહીં કામ ચલાવવાના છે." તેણે કહ્યું. "એલેક્ઝાંડર મોર્ડન પર કામ ચલાવવાનો છે."

"મોલી મોર્ડનના વર પર?"

"મોલી મોર્ડનના વર પર."

"પેલાની કુહાડીથી કાશ કાઢવા સારુ?"

"હા, એમ જ." જોસફે કહ્યું.

"પણ એ તો સરસ માણસ છે. એના પર કામ ચલાવવાનો એ લોકોને હક્ક જ શું છે? મોલીની વરસગાંઠ ઉપર તેને એણે સરસ લાલ પોશાક આપ્યો હતો. એના પર કામ ચલાવવાનો એ લોકોને હક્ક શું છે?"

"પણ એણે પેલાને મારી નાખ્યો ને!" જોસફે સમજાવ્યું.

"ધારો કે માર્યો; પણ એણે એને હુકમ કર્યો. મેં એ વાત સાંભળી હતી. પણ એલેક્સને કોઈ હુકમ કરે તે નથી ગમતું: એ તો એકવાર મુખી હતો ને તેનો બાપ પણ હતો. ને મોલી મોર્ડન કેવી સરસ ગીકાઈ બનાવે છે?" એનીએ જરા ઉદારતાથી કહ્યું, "પણ તેની ચાસણી જરા કડક

થઈ જાય છે. ઍલેકસને એ લોકો શું કરશે?"

"ગોળીએ દેશે." જોસફે દુઃખી અવાજે કહ્યું.

"એ તે એ લોકોથી કેમ કરી શકાય?"

"ખુરસીઓ લાવ, ઍની...હા. બધું યે એ તો કરી શકે. અને ધરાર કરશે જ."

ઍનીએ તેના મોં આગળ આંગળી ધરી ગુસ્સામાં કહ્યું, "જો જો, મારું કહ્યું યાદ રાખજો. ઍલેકસને આંચ પણ આવી તો આપણા લોકોને ઠીક નથી લાગવાનું. લોકોને ઍલેકસ ગમે છે. એણે કોઈને કદી કંઈ કર્યું છે? એ કહો."

"ના." જોસફે કહ્યું.

"લ્યો, ત્યારે પછી. જો એઓ ઍલેકસને કંઈ કરશે તો લોકો કંઈનું કંઈ કરી બેસશે, ને હું યે. મારાથી એ ખમાવાનું નથી."

"તું શું કરશે?" જોસફે પૂછ્યું.

"કે, હું જ થોડાકના જાન લઈશ." ઍનીએ કહ્યું.

"ને પછી એઓ તને ગોળીએ દેશે."

"ભલે ને. હું ખરું કહું છું જોસફ, બહુ કરવામાં માલ નહિ. આખો દી' આવજા કર્યા કરવી ને લોકોપર ગોળી ચલાવવી."

ટેબલ આગળ જોસફે એક ખુરસી ગોઠવી ને જાણે કાવતરામાં ભળતો હોય એમ તેણે ધીમેથી કહ્યું, "ઍની."

તે અટકી પડી ને તેનો અવાજ સમજી તેની પાસે ગઈ. જોસફે કહ્યું, "એક ખાનગી વાત છે. કોઈને કહીશ નહિ ને?"

પ્રશંસાથી ઍનીએ તેની સામે જોયું, કેમકે જોસફ પાસે કદી ખાનગી વાતો ન હતી. "ના, ના. શું છે?"

"વિલિયમ ડીલ ને વૉલ્ટર ડૉગલ કાલ રાત્રે છટકી ગયા."

"છટકી ગયા? ક્યાં?"

"દરિયાપાર એક હોડીમાં."

ઍની તો ખુશખુશ થઈ ગઈ. "બધાને આની ખબર છે?"

"બધાને તો નહિ...એટલે કે"—તે છત તરફ આંગળી બતાવી. "એ સિવાય બધાને."

"ક્યારે ગયા એ? મને કેમ ખબર ન પડી?"

"તું બહુ કામમાં હતી." ઊંડે અવાજે જોસફે ઉમેર્યું. "પેલા કોરેસને ઓળખે છે ને?"

"હા."

"એની આવરદા બે લાંબી નથી." વધારે નજીક આવી જોસફે કહ્યું.

"એટલે શું?" એનીએ પૂછ્યું.

"લોકોમાં વાત થાય છે."

"આ-આ-હ." એક નિઃશ્વાસ એનીએ મૂક્યો.

જોસફને પણ પોતાનો મત હતો ખરો. "લોકો ભેગા થાય છે." તેણે કહ્યું. "તેમને તાબે થવું ગમતું નથી. જરૂર કંઈક થવાનું છે. આંખો ખોલી રાખજે એની, તારે પણ કંઈક કરવું પડશે."

"ને નામદારનું શું ત્યારે? એ શું કરશે? એ કોની તરફ છે?" એનીએ પૂછ્યું.

"કોઈને ખબર નથી." જોસફે કહ્યું. "એ કંઈ કહેતા નથી."

"આપણી સામે તો ન જ હોય." એનીએ કહ્યું.

"એ કંઈ બોલતા નથી." જોસફે ફરીને કહ્યું.

ડાબી તરફનું બારણું ઊઘડ્યું ને મેયર ઓર્ડને આસ્તેથી પ્રવેશ કર્યો. ને થાકેલા ને ઘરડા થઈ ગયેલા લાગતા. તેની પાછળ ડૉ. વિંટર અંદર આવ્યા. ઓર્ડને કહ્યું, "એ બરાબર છે, જોસફ. ઠીક કર્યું, એની. આ સારું લાગે છે."

એ બન્ને ચાલી નીકળ્યાં ને બારણું બંધ કરતાં પહેલાં જોસફે અંદર જરા નજર કરી લીધી.

મેયર ઓર્ડને આતશ પાસે જઈ ને શેક કરવા માટે પીઠ ફેરવી. ડૉક્ટર વિંટરે ટેબલ પાસેથી એક ખુરસી ખેંચી કાઢી ને તે પર જમાવ્યું. ઓર્ડને કહ્યું, "કોણ જાણે કેટલો વખત આ જગ્યા હું નિભાવી શકીશ. નથી લોકો મારામાં પૂરો વિશ્વાસ મૂકતા કે ન તો દુશ્મનો મૂકતા. એ શું સારું કહેવાય?"

"શી ખબર!" ડૉ. વિંટરે કહ્યું, "પણ તમને તમારા પોતામાં તો વિશ્વાસ છે ને? એ બાબત તો શક નથી ને?"

"શક? ના. હું મેયર છું પણ મને ઘણી ચીજોની ગમ નથી પડતી." ટેબલ તરફ આંગળી બતાવી આગળ ચલાવ્યું. "આ કામ અહીં શા વાસ્તે એ લોકો ચલાવવા માગે છે તે મને ખબર નથી. એઓ અહીં એલેક્સ ઓર્ડન પર.

ખૂનને માટે કામ ચલાવવાના છે. તમને એલેક્સ યાદ છે ને? એને એક સુન્દર સ્ત્રી છે—મોલી."

"મને યાદ છે." વિંટરે કહ્યું. "નિશાળમાં એ શીખવવા જતી. મને બરાબર યાદ છે. એ એટલી સુન્દર છે કે જરૂર પડી ત્યારે ચશ્મા પહેરવાં તેને નહોતાં ગમતાં. પણ એ તો ખરું કે એલેક્સે અફસરનું ખૂન કર્યું. કોઈએ એની ના નથી પાડી."

ઓર્ડને કડવાશથી કહ્યું, "ના નથી પાડતાં. પણ એ લોકો જ કામ શા વાસ્તે નથી ચલાવતા? એને ગોળીથી મારી કેમ નથી નાખતા? આ કંઈ સંદેહ કે ખાત્રીનો, ન્યાયાન્યાયનો સવાલ નથી. એ તો કંઈ છે જ નહિ. તો પછી તેના પર શા સારુ કામ ચલાવે છે—ને તે ય મારા જ ઘરમાં?"

વિંટરે કહ્યું, "મને થાય છે કે તે બહારના દેખાવ સારુ છે: એ પાછળ એક ભાવના રહેલી છે. તમે કોઈ ચીજને ધોરણસર કરો તો એ ચીજ તમને મળતી લાગે છે ને કોઈવાર લોકોને વસ્તુઓના બાહ્ય રૂપથી સંતોષ થાય છે. આપણે ય લશ્કર હતું—બંદૂકવાળા સિપાહીઓ હતા—પણ એ કંઈ લશ્કર હતું ખરું? ચડાઈ કરનારા કામ ચલાવશે જ ને લોકોને સમજાવશે કે એ ન્યાયપુરઃસર છે. એલેક્સે કેપ્ટનને સાચે જ માર્યો હતો પછી?"

"હા. એ સમજાય તેવું છે." ઓર્ડને કહ્યું.

"ને તમારા ઘરમાં એ થાય તો લોકો ન્યાયની આશા રાખે"—ડૉ. વિંટર વાક્ય પૂરું કરે તે પહેલાં જમણી બાજુનું એક બારણું ઊઘડ્યું ને એક જુવાન સ્ત્રી અંદર આવી. ત્રીસેક વરસની તે એક સુન્દર સ્ત્રી હતી. તેનાં ચશ્માં તેણે હાથમાં રાખ્યાં હતાં. સાદી છતાં છટાદાર રીતે તેણે કપડાં પહેર્યાં હતાં ને જરા ઉશ્કેરાયેલી હતી. "એનીએ મને અંદર આવવા કહ્યું, જી." તેણે ઝટઝટ બોલી નાખ્યું.

"બસે, બસે. તમે મોલી મોર્ડન કે?" મેયરે પૂછ્યું.

"જી, હા. લોકો વાત કરે છે કે એલેક્સ પર કામ ચલાવી તેને ગોળીએ દેશે."

ઓર્ડને ઘડીભર જમીન સામે જોયું. મોલીએ ચલાવ્યું: "લોકો તો કહે છે કે તમે તેને સજા કરશો. તમારે કહે એને જવાનું થશે!"

ઓર્ડને ચમકીને ઊંચું જોયું. "એટલે? કોણ એમ કહે છે?"

"ગામના લોકો." ટટાર થઈને અર્ધ વિનીત અર્ધ ઉન્નત ભાવે મોલીએ

પૂછ્યું. "આપ એમ નહિ કરો ને?...ખરું ને, સાહેબ!"

"જો હું નથી જાણતો તેની લોકોને ક્યાંથી ખબર?" તેણે કહ્યું.

"એ જ એક મોટો ભેદ છે ને." ડૉ. વિંટરે કહ્યું. "દુનિયાભરના શાસકવર્ગને એ જ ભેદે મૂંઝવ્યા છે કે લોકોને ખબર કેમ પડે છે. કહે છે કે આ ચઢાઈ કરનારા અત્યારે મૂંઝાય છે કે આટલા જાપ્તા છતાં વાતો કેમ બહાર આવે છે. કોઈબાબતની સત્યતા કેમ છટકી જવા પામે છે, એ મોટો ભેદ છે."

પેલી સ્ત્રીએ ઊંચું જોયું, કેમકે ઓરડામાં એકદમ અંધારું થતું લાગ્યું ને તે ભયભીત થઈ. "વાદળું આવ્યું." તેણે કહ્યું. "કહે છે કે બરફ પડવાની તૈયારી છે, આટલો વહેલો આ ફેરે." ડૉ. વિંટરે બારી સુધી જઈ બહાર જોયું. "હા, મોટું વાદળું છે. પણ પસાર થઈ જશે."

મેયર ઑર્ડને બત્તી પેટાવી ને પ્રકાશનું એક નાનું વર્તુલ માત્ર નીચે થયું. તેણે પાછી બત્તી બંધ કરી. "દિવસના બત્તીથી અડવાળું લાગે છે."

મોલી તેની નજદીક આવી. "ઍલેક્સ કંઈ ખૂનો કરે તેવો માણસ નથી." તેણે કહ્યું. "જરા ગરમ મગજનો છે પણ તેણે આપણા કાયદાનું કદી ઉલ્લંઘન કર્યું નથી. લોકો તેને માન આપે છે."

ઑર્ડને તેના ખભા પર હાથ મૂકી કહ્યું, "એ નાનો છોકરો હતો ત્યારથી હું ઍલેક્સને ઓળખું છું. તેના બાપને ને દાદાને ય હું ઓળખતો હતો. તેનો દાદો જૂના વખતમાં રીંછનો સારો શિકારી હતો, એ ખબર છે?"

સવાલનો જવાબ ઉડાવતાં મોલીએ પૂછ્યું, "આપ તેને દંડશો નહિ ને?"

"ના, હું તેને કેમ દંડી શકું?"

"લોકો કહેતા'તા કે તમે દંડશો. વ્યવસ્થા ખાતર."

મેયર ઑર્ડને ખુરશીને પાછળથી મજબૂત પકડી કહ્યું, "લોકોને વ્યવસ્થા જોઈએ છે મોલી?"

"ખબર નથી. છ, એમને તો આઝાદ થવું છે." મોલીએ કહ્યું.

"એ કેમ થવાય તેની એમને ખબર છે? સશસ્ત્ર દુશ્મન સામે શી રીત વાપરવી એ તેઓ જાણે છે?"

"ના, એ તો નથી લાગતું." મોલીએ કહ્યું.

"તું ચબરાક છે, મોલી: તને ખબર છે?"

"છ, ના. પણ લોકોને લાગે છે કે જો નરમ રહ્યા તો મરાયા. લોકો આ સિપાહીઓને બતાવવા માગે છે કે અમે હાર્યા નથી."

"સૂડવાનો વારો જ એમને આવ્યો નથી તે. મશીનગન સામે જવું એ કંઈ જંગ ન કહેવાય." ડૉ. વિંટરે કહ્યું.

"લોકો શું કરવા માગે છે એ જો ખબર પડે, મૉલી, તો મને કહેશે?" મેયરે પૂછ્યું.

જરા સંદેહથી તેની સામે જોતાં તેણે કહ્યું, "હા.—"

"તારે કહેવી છે ના. તને મારા પર વિશ્વાસ નથી."

"પણ ઍલેક્સનું શું?" મૉલીએ પૂછ્યું.

"હું એને નહિ દઉં. આપણા લોકોનો તેણે કંઈ ગુનો કર્યો નથી." મેયરે કહ્યું.

મૉલીએ અચકાતાં પૂછ્યું, "એ લોકો શું ઍલેક્સને મારી નાખશે?"

ઓર્ડને તેની સામે જોઈ કહ્યું, "બેટા, મારા વહાલા બેટા."

ને મૉલીએ ટટ્ટાર થઈ ઉપકાર માન્યો.

ઓર્ડનને તેની નજીક આવતાં જોઈ તેણે ધીમેથી કહ્યું, "મને અડકશો નહિ, ભલા થઈ અડના નહિ." મેયરનો હાથ નીચે પડી ગયો. ઘડીભર સ્થિર રહી મૉલી પાછી ફરીને બારણા બહાર ચાલી ગઈ.

તેણે બારણું બંધ કર્યું કે તરત જોસફ અંદર આવ્યો. "માફ કરજો સાહેબ, પણ કર્નલ આપને મળવા માગે છે. મેં કહ્યું કે આપ કામમાં છો. મૉલી અહીં હતી તે મને ખબર હતી. ને બાઈસાહેબ પણ આપને મળવા માગે છે."

"બાઈસાહેબને અહીં આવવાનું કહે."

જોસફ બહાર ગયો કે તરત બાઈસાહેબ અંદર આવ્યાં. "આમાં ઘર કેમ ચલાવવું એ હું સમજતી નથી." તેણે કહ્યું. "અહીં માય તેના કરતાં વધારે માણસો છે. એની બધો વખત ચિડાયેલી રહે છે."

"શ્ શ્ શ્." ઓર્ડને કહ્યું.

બાઈસાહેબ તાજુબ થઈ જોઈ રહ્યાં. "કોણ જાણે આ"—

"શ્ ચૂપ!" મેયરે કહ્યું. "સેરા, તું ઍલેક્સ મોર્ડનને ઘેર જા, સમજી. ને મૉલી મોર્ડનની પાસે રહે, એને તારી જરૂર છે. વાત બાત ન કરતી, માત્ર ત્યાં રહે."

"મારે હજુ હજાર ચીજ"—બાઈસાહેબે કહેવા કર્યું પણ મેયરે ફરી કહ્યું, "સેરા, મૉલી મોર્ડન પાસે તું જાય એમ હું ચાહું છું. એને એકલી ન રહેવા દેતી. હમણાં જ જા."

ધીરે ધીરે તેને ગળે ઊતર્યું. "હા, હા, જાણે હું બધું ક્યારે પતી જશે?"

"કેમ કહેવાય? વખત થશે ત્યારે હું એનીને મોકલીશ." મેયરે કહ્યું.

મેયરને ગાલ પર આસ્તેથી બચ્ચી કરી તે બહાર ગઈ. ઑર્ડને બારણાં સુધી જઈને કહ્યું, "જોસફ, હવે કર્નલ સાહેબને કહે."

લેન્સર અંદર આવ્યો. તેણે નવાં, ઇસ્ત્રીબંધ કપડાં પહેર્યાં હતાં ને તેના પટ્ટામાં એક શોભાની બરછી હતી. તેણે મેયરને સલામ કરીને કહ્યું, "તમારી સાથે થોડી વાત કરવી છે." ને ડૉ. વિંટર સામે જોઈ ઉમેર્યું, "એકલાં વાત કરવી છે."

ડૉ. વિંટરે બહાર જવા માંડ્યું: તેના બારણા સુધી પહોંચતામાં ઑર્ડને પુકાર્યું,

"ડૉક્ટર!"

"હં." પાછું વળી વિંટરે કહ્યું.

"તમે સાંજે પાછા આવશો ને?"

"મારે સારુ કંઈ કામ છે?" ડૉક્ટરે પૂછ્યું.

"ના, ખાસ નહિ. પણ મને એકલાં ગમશે નહિ."

"હું આવીશ ત્યારે." ડૉક્ટરે કહ્યું.

"ને ડૉક્ટર, મૉલીની તબિયત તમને બરાબર લાગી?"

"હા, હા. જો કે જરા "હિસ્ટીરિયા" જેવું લાગ્યું ખરું. પણ એ અચ્છા કુટુંબમાંથી આવે છે, સારા મજબૂત કુટુંબમાંથી. એ કેંડલી છે તે ખબર છે ને?"

"અરે એ તો ભૂલ્યો." ઑર્ડને કહ્યું. "હા, કેંડલી છે, ખરું."

ડૉ. વિંટરે બહાર જઈ બારણું આસ્તેથી બંધ કર્યું.

લેન્સરે વિવેકપુરઃસર રાહ જોઈ હતી. બારણું બંધ થતું તેણે જોયું. ટેબલ ને આસપાસની ખુરસીઓ તેણે જોઈ. "આ બધાં માટે હું કેટલો દિલગીર છું એ આપને નહિ કહું. એ કંઈ ન બન્યું હોત તો સારું."

મેયર ઑર્ડને નમન કર્યું ને લેન્સરે આગળ ચલાવ્યું, "આપનાથી અમે ખુશી છીએ ને હું આપને માન આપું છું પરન્તુ અમારે અમારું કામ કરવાનું છે. એ તો આપ કબૂલ કરો છો ને?"

ઑર્ડને જવાબ ન આપ્યો. તેણે લેન્સર સામે સીધું જોઈ રાખ્યું.

"અમારે એકલા કે અસને યોગ્ય લાગે તેમ વર્તવાનું નથી."

બોલતાં વચ્ચે વચ્ચે તે જવાબની રાહ જોતો પણ એ આવ્યો નહિ.

"અમારે સારુ નિયમો ઘડાયેલા છે, દેશમાં ઘડાયેલા છે. આ માણસે

એક અફસરને મારી નાખ્યો છે."

આખરે ઑર્ડને ઉચ્ચાર્યું, "ત્યારે તમે તેને ઠાર કેમ ન કર્યો? એ જ વખતે કરવો જોઈતો'તો."

લૅન્સરે માથું ધુણાવ્યું. "હું તમારા મતનો હોઉં તો યે તેમાં ફેર ન પડત. તમને ને મને ખબર છે કે સજા કરવાનો મુખ્ય ઉદ્દેશ ભાવિ ગુનેગારને અટકાવવાનો છે. એટલે જ જેને સજા થાય છે તેને સારુ નહિ પણ બીજાને સારુ છે ને તેને પૂરતી જાહેરાત અપાવી જોઈએ. તેમાં રંગભૂમિના અંશો પણ આણવા જોઈએ." પટ્ટાની અંદર તેણે આંગળી નાખીને નાનું ખંજર બહાર કાઢ્યું.

ઑર્ડને બીજી બાજુ ફરી બારીમાંથી આકાશ તરફ નજર કરી. "આજરાત્રે બરફ પડશે." તેણે કહ્યું.

"મેયર ઑર્ડન, તમે જાણો છો કે અમારા હુકમો અટળ છે. કોઈપણ રીતે અમારે કોલસો મેળવવો જ જોઈએ. તમારા લોકો જો શાન્ત નહિ રહે તો બળજબરીથી અમારે વ્યવસ્થા બેસાડવી પડશે." કહેતાં કહેતાં તેના અવાજમાં સખ્તાઈ આવી. "જરૂર જણાય તો અમારે લોકો પર ગોળી યે ચલાવવી પડે. એ નુકસાનમાંથી તમારે લોકોને બચાવવા હોય તો અમારી સાથે સહકાર કરો. અમારે ત્યાંની સરકાર એમ માને છે કે સજા દેશની સ્થાનિક સત્તા મારફતે થવી જોઈએ. એથી બધું વધારે વ્યવસ્થિત થાય છે."

"ત્યારે લોકો જાણતા હતા, કોણ જાણે કેમ." આસ્તેથી ઑર્ડને કહ્યું ને પછી મોટેથી કહ્યું, "તમારી ઇચ્છા એવી છે કે એલેક્સ મોર્ડન પર અહીં કામ ચલાવી મારે તેને મોતની સજા કરવી?"

"હા. ને એમ કરશો તો તમે પછી થનારી ઘણી ખૂનામરકી અટકાવી શકશો."

ઑર્ડને ટેબલ પાસે જઈ તેના નાકા પરની મોટી ખુરસી ખેંચી કાઢી ને તે પર બેસી કહ્યું—ઓચિંતું તેને લાગ્યું કે એ ન્યાયાધીશ છે ને લૅન્સર ગુનેગાર છે. ટેબલ પર આંગળીથી તાલ દેતાં તેણે કહ્યું, "તમને ને તમારી સરકારને ખબર નથી. આખી દુનિયામાં તમારા લોકો ને તમારી સરકાર કંઈ સૈકાઓથી હાર પર હાર ખાતાં આવ્યાં છે. અને દર વખતે એક જ કારણસરઃ તમે લોકોને સમજી શક્યા નહિ." જરા અટકી તેણે ઉમેર્યું, "આ તમારો નિયમ ચાલશે નહિ. પહેલાં તો હું મેયર છું. દેહાંત દંડ આપવાની મને સત્તા નથી. અમારે ત્યાં

સિપાહીઓને મારવામાં તમારી મશીનગન પર કેટલાં માણસો હતાં?"

"ઓહ! હું ધારું છું ત્યાં સુધી વીસથી વધારે નહિ હોય." લેન્સરે કહ્યું.

"ભલે ત્યારે. તમે જો એ વીસ માણસોને ગોળીએ દેશો તો હું મૉર્ડનને સજા કરીશ."

"તમે મશ્કરી કરો છો." કર્નલે કહ્યું.

"ના, ના. હું ખરું કહું છું."

"પણ તમે જાણો છો, એ બની જ ન શકે."

"હા. જાણું છું. ને તમે કહો છો તે પણ બની નહિ શકે." આૅર્ડને કહ્યું.

લેન્સરે કહ્યું, "મને લાગતું જ હતું. આખરે કૉરેલને મેયર બનવું પડશે." ને જલદી ઑર્ડન સામે જોઈ પૂછયું, "કામ ચાલે ત્યારે તમે હાજર રહેશો?"

"હા, રહીશ. તો એલેક્સને બહુ એકલું નહિ લાગે."

લેન્સરે તેની સામે જોયું ને જરા હસીને અફસોસથી કહ્યું, "અમે-સ કામ વહોર્યું છે ને!"

"હાસ્તો. દુનિયાનાં બધાં કામોમાં અશક્ય, બની ન જ શકે એવું."

"એ કયું?"

"મનુષ્યના જુસ્સાને સદાને માટે તોડી પાડવાનું."

ઑર્ડનનું માથું ટેબલ તરફ જરા ઢળ્યું ને ઉપર જોયા વિના તેણે કહ્યું, "બરફ પડવા માંડ્યો છે. રાત પડવાની યે તેણે રાહ ન જોઈ. બરફની મીઠી ઠંડી ખુશબો મને ગમે છે."

## પ્રકરણ ચોથું

અગિયાર વાગતા સુધીમાં તો મોટાં, પોચાં રૂનાં પોલ જેવો બરફ જોરમાં પડતો હતો ને આકાશ તો દેખાતું યે ન હતું. સાગટ પડતા બરફમાં લોકો જલદી જલદી ચાલતાં હતાં. ઘરઆંગણે બરફ જમા થયે જતો હતો, ગામનાં ચોકસાંનાં પૂતળાં આગળ જમા થતો હતો; ને ખાણથી બંદર સુધીના પાટા પર જમા થતો હતો. બરફ જમા થતો ને ગાડાનાં પૈડાં તે પરથી સરી જતાં. આખા ગામ પર મેઘ કરતાં યે ઘેરી એવી શ્યામલતા છવાઈ ગઈ હતી ને ગામ ભરમાં રોષની લાગણી વ્યાપી ગઈ હતી: ને એક જાતનો મૂઝ્યો ધિક્કાર પ્રસરતો જતો હતો. સાંજે વખત લોકો રસ્તામાં ઊભા રહેતાં નહિ પણ એઓ બારણામાં પેસી જતાં ને બારણાં બંધ થઈ જતાં; ને જાણે

એ આપણને ખબર ન હતી. તેમાં પહેલું સ્પષ્ટ કામ તારું હતું. તારા અંગત રોષે જાહેર રોષનો આરંભ કર્યો. મને ખબર છે કે ગામમાં એવી વાતો ચાલે છે કે હું આ લોકો સાથે મળી ગયો છું. ગામને તો હું બતાવી શકીશ, પણ તને—તારે તો મોત દૂર નથી. તને મારે ખબર આપવા હતા."

લૅન્સરે પૂછ્યું, "ટુકડી તૈયાર છે?"

"બહાર છે, જી."

"કોની નીચે છે?"

"લેફ્ટેનંટ ટૉંડર, સાહેબ."

ટૉંડરે માથું ઊંચકયું. તેની દાઢી દૃઢ હતી ને તેણે શ્વાસ રૂંધી રાખ્યો હતો.

ઑર્ડને માર્દવથી પૂછ્યું, "બીક લાગે છે, ઍલેક્સ?"

ને ઍલેક્સે કહ્યું, "હા, જી."

"બીવું નહિ એમ મારાથી ન કહેવાય. મને પણ લાગે અને આ–આ તરુણ યુદ્ધ–દેવતાઓને પણ લાગે."

લૅન્સરે હુકમ આપ્યો, "ટુકડીને બોલાવો." ટૉંડર ઝટ ઊઠી દરવાજે ગયો. "આ રહી સાહેબ." કહી તેણે બારણું વધારે ખોલ્યું ને બહાર હેલ્મેટધારી સૈનિકો દેખાતા હતા.

ઑર્ડને કહ્યું, "ઍલેક્સ, જા, પણ જાણજે કે આ માણસો અહીંથી જશે નહિ અથવા મરશે નહિ ત્યાં સુધી જરા જંપી યે શકશે નહિ. તારે લીધે લોકો એક થશે. એ જાણવામાં દુઃખ છે ને તારે માટે બહુ નાની ભેટ છે. પણ હકીકત એ છે, એ જંપી શકશે નહિ."

ઍલેક્સે જોસથી આંખો મીંચી. મેયરે તેના ગાલ પર ચૂમી ભરી ને તેને વિદાય દીધી.

રક્ષકે તેને હાથથી પકડ્યો ને એ પડછંદ જુવાને આંખો જોરથી બંધ રાખીને તેઓ એને બારણામાંથી દોરી ગયા. સૈનિક ટુકડી પાછળ ફરી ને ઘરની બહાર તેમણે કૂચ કરી ને બરફમાં તેમનાં પગલાંનો અવાજ ઢંકાઈ ગયો.

ટેબલ પરનાં માણસો શાન્ત હતાં. ઑર્ડને બારી તરફ જોયું ને જમીન એક નાનાં કૂંડાળાં પરથી ઝટ ઝટ બરફ ખસેડાતો હતો. એની નજર તે સામે જાણે ચોંટી ગઈ ને પછી તરત તેણે દૃષ્ટિ ફેરવી નાખી. કર્નલને તેણે કહ્યું, "મને આશા છે કે શું કરો છો તેનું તમને ભાન હોય."

કેપ્ટન લોફ્ટે કાગળિયાં એકઠાં કર્યાં ને લેન્સરે પૂછ્યું, "ક્યાં, ચૌટામાં, કેપ્ટન?"

"જી, ચૌટામાં. એ જાહેરમાં જ જોઈએ." લોફ્ટે કહ્યું.

"તમને ભાન હશે એવી મને આશા છે:" ઓર્ડને ફરી ઉચ્ચાર્યું.

"એ અમને ભાન હોય કે ન હોય એ કર્યે જ છૂટકો છે." કર્નલે કહ્યું.

ઓરડામાં પાછી શાન્તિ પ્રસરી ને દરેક જણે કાન માંડ્યા. બહુ વાર ન લાગી. દૂરથી બંદૂકના બારનો અવાજ આવ્યો. લેન્સરે ઊંડો નિઃશ્વાસ મૂક્યો. ઓર્ડને પોતાનો હાથ કપાળ પર મૂક્યો ને ઊંડો શ્વાસ લીધો. ને બહારથી કંઈ બૂમ સંભળાઈ. બારીનો કાચ અંદર તૂટી પડ્યો ને લેફ્ટેનંટ પ્રેકલ ત્યાંથી ખસી ગયો. પોતાનો હાથ તેણે ખભા પર દાબ્યો ને જોઈ રહ્યો.

લેન્સરે ખુરસી પરથી ઊઠી કહ્યું, "એમ, શરૂ થઈ ચૂક્યું? લેફ્ટેનંટ બહુ વાગ્યું તો નથી ને?"

"મારો ખભો, સાહેબ."

લેન્સરે સરદારી લીધી. "કેપ્ટન લોફ્ટ, હજી બરફમાં પગલાં હશે, અને હવે દરેક ઘરમાં બંદૂક માટે તપાસ કરવી પડશે." ને જેની જેની પાસે હશે તેને બાન લેવા પડશે. "ને તમને" કહી તેણે મેયર સામે જોયું. "અમારા રક્ષણ નીચે લેવામાં આવે છે. ને એટલો ખ્યાલ રાખજો કે અમે પાંચ, દસ, સૌને એકને સારુ ઠાર કરીશું."

ઓર્ડને આસ્તેથી ઉચ્ચાર્યું, "અમુક ચોક્કસ સ્મરણોવાળી વ્યક્તિ."

હુકમ આપતાં વચ્ચે લેન્સર અટકી ગયો; મેયર સામે તેણે આસ્તેથી જોયું, ને એક પળ તો બેઉ એકબીજાને સમજી ગયા. ને પછી લેન્સરે પોતાના ખભા કર્યા. "કશાં સ્મરણ વિનાનો માણસ." તેણે તીણે અવાજે કહ્યું. ને પછી છોડ્યો. "ગામમાંનાં દરેકે દરેક શસ્ત્રને એકઠાં કરો. જો કોઈ સામે થાય

# પ્રકરણ પાંચમું

દિવસો ને અઠવાડિયાં ને મહિના જોડીને વેગે પસાર થયાં. બરફ પડ્યો ને પીગળી ગયો, પડ્યો ને પીગળ્યો ને છેવટે પડ્યો તે પડી રહ્યો. ગામનાં ઘેરા રંગનાં મકાનો પર સફેદરંગી બરફની અવનવી આકૃતિઓ થઈ ગઈ ને રસ્તામાં ઘરનાં બારણાં સુધી બરફ વચ્ચે ખાઈઓ બની રહી. બંદર પર કોલસાના મછવા ખાલી આવતા ને ભરાઈને પાછા ફરતા પણ ખાણમાંથી કોલસો સહેલાઈથી નહોતો નીકળતો. ભલા કામગારોની ભૂલો થઈ જતી. એમનું કામ બેહૂદું ને ઢીલું થતું. યંત્રો ભાંગી જતાં ને સરખાં કરતાં વાર લાગતી. જિતાયેલા દેશના લોકોએ એક ધીમી ને શાંત વેરની વસૂલાત શરૂ કરી દીધી. જે લોકો દેશદ્રોહીઓ હતા, જેણે પરદેશી ચડાઈ કરનારાઓને સહાય કરી હતી—અને ઘણા તો એમ માનતાં કે એમની રાજ્યપદ્ધતિ ઘણી ઉમદા છે—એમને લાગ્યું કે એમની સત્તા સલામત ન હતી: જે લોકો તેમને ઓળખતા તે પણ તેમની સામે લાગણી વિના જોઈ રહેતા ને કદી વાત સુદ્ધાં કરતા નહિ.

ને મોતની હવા સારા દેશ પર આવરતી, રાહ જોતી, પ્રસરતી રહી. પર્વત પરથી પથરાયેલી રેલવે પર અકસ્માતો થતા, પાટા પર બરફના પહાડ ગબડી પડતા ને પાટા પહોળા થઈ જતા. પાટાની પહેલી તપાસ થયા પહેલાં ગાડીઓ જઈ શકતી નહિ. એના બદલામાં લોકોને મારી નાખવામાં આવતા પણ તો એ કશો ફેર પડતો નહિ. થોડે થોડે વખતે કોઈ જુવાનિયાઓની ટોળી નાસી છૂટતી ને દરિયાપારના દેશમાં પહોંચી જતી. ને એ દેશનાં વિમાનો કોઈવાર કોલસાની ખાણ પર બૉંબ વરસાવતાં, થોડુંક નુકસાન કરતાં ને શત્રુને મિત્ર, બેઉને મારતાં. ને એનો કંઈ સારો ન હતો. શિયાળા ભરમાં એ ઠંડો ધિક્કાર, એ શાન્ત, રોષવાળો, રાહ જોતો ધિક્કાર વધતો રહ્યો. ખાધાખોરાકી પર અંકુશો હતા. જે તાબે થાય તેને મળે, ને સામે થાય તેને નહિ—એટલે આખી પ્રજા દબાયેલી તાબેદારીમાં પલટાઈ. પણ અમુક મર્યાદા પછી ખોરાકની ના પડાય તેમ ન હતું કેમકે ભૂખે મરતો માણસ કંઈ ખાણમાંથી કોલસા કાઢી શકે નહિ, કંઈ બોજો ઊંચકી શકે નહિ, કંઈ લઈ જઈ શકે નહિ. ને અંદર-ખાનેથી લોકોની આંખમાં ઊંડો તિરસ્કાર વ્યાપી ગયો.

અને હવે જીતનારા ઘેરાઈ ગયા હતા. શાન્ત શત્રુસમૂહ વચ્ચે સૈનિકોની ટુકડીઓ એકલી પડી ગઈ હતી, ને પળવાર પણ કોઈને નિરાંત મળતી નહિ.

ને એમને લાગતું હતું કે જો ઘર બાંધ્યું કે નિરાંત રાખી કે વધારે પડતી નીંદર લીધી તો એમનાએ એ જ હાલ થવાના: ને રાતે ઊંઘમાં તે તરફડતા રહેતા, ને દિવસે જાગતાં બેચેન બનતા. અફસરોને તેઓ જે સવાલો પૂછતા તેના જવાબ ન મળતા કેમકે અફસરોને ય ખબર ન હતી. ને બીજી ખબરે ય મળતા નહિ. ને દેશથી આવતા હેવાલો ય તેઓ માનતા નહિ.

એટલે એવું બન્યું કે જીતનારાઓ જિતાયેલાઓથી બીવા લાગ્યા; તે તંગ દશામાં રહેવા લાગ્યા ને ઓળાઓ પર પણ ગોળા છોડવા લાગ્યા. તેમની ચોગમ પેલી શીતળ, રીસભરી શાન્તિ છાઈ રહી હતી. ને પછી ત્રણ સિપાહીઓ એક અઠવાડિયામાં ગાંડા થઈ ગયા ને દિવસરાત તેમણે બૂમરાણ મચાવી મૂક્યું: ને છેવટ તેમને દેશ મોકલી આપવા પડ્યા. ને દેશમાં માયાળુ મૃત્યુ રાહ જુએ છે એમ સાંભળ્યું ન હોત તો બીજાએ દીવાના બની ગયા હોત. ને માયાળુ મૃત્યુનો વિચાર માત્ર કંપારી છોડાવે એવો હતો. તેમનાં રહેઠાણોમાં એ સિપાહીઓને બીક પેસવા માંડી ને તેથી તે ક્રૂર બનતા.

વરસ બદલાયું: ને રાત્રિઓ લાંબી થવા લાગી. બપોરના ત્રણ વાગે તો અંધારું થઈ જતું ને બીજે દિવસ સવારના નવ સુધી પ્રકાશનો પત્તો ન હતો. દિલ ખુશ કરે તેવી રોશની બરફ પર ચમકતી ન હતી કેમકે કાયદા પ્રમાણે બૉંબધારી વિમાનો સામે દરેક બારીને અંધારપટ લાગી ગયો હતો. ને જ્યારે વિદેશી વિમાનો આવતાં ત્યારે કોલસાની આગળ તો અચૂક થોડા દીવાઓ દેખાયા વિના રહેતા નહિ, કોઈ વાર પહેરેગીરો ફાનસ લઈ જતાં, માણસને ઠાર કરતા ને એક વાર તો નીજ્ળતી હાથબત્તીવાળી એક છોકરીને તેમણે મારી નાખી. પણ મારી નાખવાથી કશું સુધર્યું નહિ.

ને અફસરો તેમનાં માણસોનાં પ્રતિબિંબ રૂપ હતા; તેમની પૂરેપૂરી તાલીમને લઈને તેમનામાં સંયમ વધારે હતો; તેમની જવાબદારીને લીધે તે તદબીરો શોધી કાઢતા; પણ અંતરમાં ઊંડે ઊંડે એમને પણ એ જ બીક વ્યાપી હતી, દિલને છેડે એજ કંપનાઓ પુરાઈ રહી હતી. ને તેમના પર તો બમણો બોજો હતો કેમકે પરાજિત લોકો તેઓ ભૂલ કરે છે કે નહિ તે જોઈ રહ્યા હતા ને તેમના સિપાહીઓ તેમની નબળાઈઓ નિહાળી રહ્યા હતા; એટલે એમની દશા તો તૂટે તેટલી તંગ બની ગઈ હતી.

મેયરના મકાનના ઉપલા મજલામાંથી આસાની ઊડી ગઈ લાગતી હતી. બારી આગળ કાળા કાગળ લટકાવી રાખ્યા હતા ને ઓરડામાં કીમતી સર-

જેમ પથરાયેલો પડ્યો હતો—જોખમમાં ન નખાય તેવાં યંત્રો, લશ્કરી સામાન, દૂરબીનો, ઝેરી વાયુ સામેના તોબરા ને હેલ્મેટ વગેરે. ને અહીંનું નિયમન જરાતરા ઢીલું હતું, કેમ જાણે અફસરોને ખબર હોય કે ક્યાંક તો ઢીલ જોઈએ જ નહિ તો તંત્ર આખું તૂટી પડે. ટેબલ પર પેટ્રોલના બે દીવા પડ્યા હતા. તેમાંથી સખ્ત ને ઉજ્જ્વળ પ્રકાશ નીકળતો હતો ને દીવાલો પર રાક્ષસી પડછાયા પડતા ને દીવાની અંદરથી આંતરિક સેર રૂપે એક સતત સુરસુરાટ ચાલ્યા કરતો હતો.

મેજર હંટરે તેનું કામ ચલાવ્યે રાખ્યું હતું. હવે તેનું નકશાનું પાટિયું હંમેશાં તૈયાર જ પડ્યું રહેતું, કેમકે પાટા જેવા તૈયાર થાય કે તરત બૉંબ તેને તોડી પાડતા. ને તેથી તેને ખાસ અફસોસ નહોતો થતો કેમકે નવું ચણતર તેને મન ઉત્તર રૂપ હતું, ને અહીં તો એ નકશા કરી શકે કે બાંધી શકે એના કરતાં ઘણું વધારે કામ હતું. પોતાની પાછળ પ્રકાશ ગોઠવી તે નકશાનાં પાટિયાં આગળ બેસી રહેતો, તેનો કાટખૂણો ઉપર નીચે ફરતો ને તેની પેન્સિલ ચાલ્યા જ કરતી.

લેફ્ટેનંટ પ્રૅકલ ટેબલ પાસે બેસી એક સચિત્ર છાપું વાંચતો હતો. તેનો હાથ હજી બાંધેલો હતો. ટેબલને છેડે લેફ્ટેનંટ ટૉંડર કાગળ લખતો બેઠો હતો. તેની કલમ તેણે ઊંચેથી પકડી હતી ને થોડે થોડે-વખતે તે કાગળ પરથી નજર લઈ, શબ્દની શોધમાં, છત સામે જોઈ રહેતો.

પ્રૅકલે સચિત્ર છાપાનું પાનું ફેરવ્યું અને કહ્યું, "આંખો બંધ કરીને ય આ રસ્તાની એકેએક દુકાન મને દેખાય છે." હંટરે તેનું કામ ચાલુ રાખ્યું ને ટૉંડરે થોડા શબ્દો લખ્યા. પ્રૅકલે ચલાવ્યું. "આની બરાબર પાછળ એક રેસ્ટોરાં છે. આ છબીમાં એ દેખાતું નથી. એનું નામ બર્ડન્સ."

હંટરે ઊંચું જોયા વિના કહ્યું, "મને એ જગ્યાની ખબર છે. ત્યાં સરસ ખાવાનું મળતું."

"ખરેખર." પ્રૅકલે કહ્યું. "બધું જ સરસ મળતું. કંઈ જ ખરાબ નહિ ને કોઈ"—

ટૉંડરે કાગળમાંથી ઊંચું જોઈ કહ્યું, "અત્યારે તો કોઈ કે સારું ખાવાનું કંઈ નહિ આપતા હોય."

"એ તો કોણ જાણે." પ્રૅકલે કહ્યું. "પહેલાં આપતા ને હજી આપશે. ને ત્યાં એક પીરસનારી છોકરી હતી." તે હાથની ઇશારતથી તેનો આકાર

પ્રેક્ક્ષે બતાવ્યો, "એકદમ ગૌરવર્ણી, આવી કે આવી" ને પાછું તેણે છાપાનાં ચિત્રમાં માથું નમાવ્યું. "પણ સૌથી તાજુબ તો તેની આંખો હતી. હંમેશાં જરા ભીની ભીની જ રહેતી, કેમ જાણે થોડી વાર પહેલાં જ હસી કે રડી હોય." છત સામે જોઈ તેણે આસ્તેથી ઉમેર્યું. "મારી સાથે તેને હું ફરવા લઈ ગયો હતો. ફક્કડ હતી. હવે થાય છે કે વધારે વાર કેમ નહિ ગયો હોઉં. હજીએ ત્યાં હશે કે નહિ, શી ખબર?"

ટૉંડરે દુ:ખી અવાજે કહ્યું, "ઘણુંખરું નહિ હોય. કોઈ કારખાનામાં કામ કરતી હશે."

પ્રેક્ક્ષે હસીને કહ્યું, "દેશમાં, ભાગ પ્રમાણે છોકરીઓ વહેંચવા ન હોય તો સારું."

"કેમ નહિ?" ટૉંડરે પૂછ્યું.

પ્રેક્ક્ષે રમતમાં જ કહ્યું, "તને કંઈ છોકરીઓની પરવા નથી, ખરું? ખાસ નહિ ને?"

ટૉંડરે કહ્યું, "મને ય ગમે છે પણ રીતસર. હું તેમને મારા બીજા કામમાં માથું મારવા દઉં નહિ."

પ્રેક્ક્ષે મહેણું માર્યું, "મને તો લાગે છે કે તને બધો વખત એ હેર હેર માથું માર્યા કરે છે." વાત ફેરવવા ટૉંડરે કહ્યું, "બાજવા આ કમબખ્ત કાગળો! મેજર, પેલો ડાયનેમો તમે ક્યારે ઠીક કરવાના છો?"

મેજર હંટરે પાટિયાં પરથી ધીરે ધીરે ઊંચું જોયું અને કહ્યું, "હવે તો તૈયાર થઈ જવો જોઈએ. એના પર સારા કારીગરો કામ કરવા રાખ્યા છે પણ લાગે છે કે એ પર તપાસ રાખવા રક્ષકો બેવડા કરવા પડશે."

"પેલા તોડી પાડનારનો પત્તો લાગ્યો ખરો?" પ્રેક્ક્ષે પૂછ્યું.

હંટરે વિચારમાં જ કહ્યું, "એ પાંચમાંનો ગમે તે હોય. કોઈને આવડતું હોય તો ડાયનેમો તોડવામાં કંઈ અઘરું નથી...હવે તો બત્તી થવી જોઈએ."

પ્રેક્ક્ષે છાપું જોયે રાખ્યું. "આપણો કોણ જાણે ક્યારે છુટકારો થશે. થોડા વખત માટે ય ઘેર જવા ક્યારે મળશે? મેજર, જરા આરામ માટે ઘેર જવું તમને ના ગમે?"

હંટરે તેના કામમાંથી ઊંચું જોયું: તેનો ચહેરો ઘડી ભર લાચાર લાગ્યો. "અલબત", તેણે કહ્યું, ને પછી સ્વાસ્થ્ય મેળવી ઉમેર્યું, "આ બાજુના પાટા મેં ચાર વાર બાંધ્યા. કોણ જાણે કેમ આંખ આવી એને જ તોડી જાય છે. હું તો

તેણે ઊંચું સુદ્ધાં ન જોયું ને જરા નમન કર્યું. વધારે જોરથી પ્રેંકલે બૂમ પાડી, "જોસફ, ઘરમાં કંઈ દારૂ કે બ્રૅંડી કંઈ છે?"

જોસફે માથું ધુણાવ્યું.

ટૉંડર ટેબલ પરથી ઊભો થઈ ગયો. તેના મોં પર અસીમ ક્રોધ હતો. તેણે ત્રાડ નાખીઃ "જવાબ આપ, સૂવર! મોંએ બોલીને જવાબ દે!"

જોસફે ઊંચું જોયા વિના જ ભાવહીન અવાજે કહ્યું, "ના જી, ના જી, ઘરમાં દારૂ નથી."

ટૉંડરે પાછી બૂમ મારી,"ને બ્રૅંડી?"

નીચું જોઈને દૂર દૂર હોય તેવા અવાજે તેણે કહ્યું, "બ્રૅંડી નથી, સાહેબ." ને તે તદ્દન ચુપચાપ ઊભો રહ્યો.

"શું માગે છે તું?" ટૉંડરે તેને પૂછ્યું.

"હું જવા માગું છું, જી."

"ત્યારે જા ને, જુએ છે શું?" તેણે ગુસ્સામાં કહ્યું.

જોસફ પાછો ફરી ચુપચાપ બારણા બહાર ચાલી ગયો. ટૉંડરે ખિસ્સામાંથી રૂમાલ કાઢી પોતાનું મોં લૂછ્યું. હંટરે તેની સામે જોઈ કહ્યું, "એટલી સહેલાઈથી તેને હાથે હાર શું કામ ખાઈ લીધી? એમ નહોતું કરવું."

ટૉંડર ખુરસી પર બેસી ગયો ને લમણા પર હાથ દબાવી તૂટેલા અવાજે બોલ્યો, "મારે છોકરી જોઈએ છે. મારે ઘેર જવું છે. છોકરીનું કામ છે. આ ગામમાં એક છે, સુંદર છોકરી છે. હું તેને જોયા જ કરું છું. ગૌરવર્ણી સુનેરી વાળવાળી છે ને જરીપુરાણાની દુકાન પાસે રહે છે. મારે એ છોકરી જોઈએ છે."

"સાવધાન! તારા પર જરા કાબૂ રાખ, ને ધ્યાન રાખ." પ્રેંકલે કહ્યું.

એ જ પળે પાછા દીવા હરી ગયા ને ઓરડામાં બધે અંધારું થઈ ગયું. દીવાસળીઓ ઘસાતી હતી ને ફાનસ સળગાવવાની કોશિશ થતી હતી, ત્યારે હંટરે કહ્યું, "મને લાગ્યું કે બધા ત્યાં છે. એકાદ રહી ગયો હશે. પણ કંઈ મારાથી દર વખતે નીચે દોડી જવાય છે? ત્યાં સહુ સારા માણસો કામ કરે છે."

ટૉંડરે પહેલું ફાનસ ચેતાવ્યું, ને પછી બીજું. હંટરે સખ્તાઈથી કહ્યું, "લેફ્ટેનંટ, તમારે કંઈ કહેવું જ હોય તો અમને સંભળાવો પણ દુશ્મન તમને આમ બોલતાં સાંભળી ન જાય એનું ધ્યાન રાખો. તમે હિંમત હારી બેઠા છો એમ એ જાણશે તો બહુ ખુશ થશે. દુશ્મનને તમારા શબ્દો સાંભળવા ન દો."

નીકળે તો તેના કુટુંબને ખાવાનું યે ન મળે. માણસોને ખાણમાં જો ખવડાવીશું કે ઘેર જઈ વહેંચી ન લે. આ ઇલાજથી એ સીધા થવા જોઈએ. કામ કરે નહિ તો છોકરાં મરે. હમણાં જ એમને આ ટેકી આવ્યો."

"એમણે શું કર્યું?"

લોફટની આંખો ઝીણી થઈ. "કહે? એ કદી ક્યાં કંઈ કહે જ છે? કર્યું નહિ, લગીરે નહિ. પણ હવે કોલસો નીકળે છે કે નહિ તે આપણે જોઈશું. તેણે પોતાનો ડગલો ઉતાર્યો ને ખંખેર્યો; ને તેમ કરતાં અંદર આવવાનાં બારણા પર તેની નજર પડી ને એક તડ જેટલું ઉઘાડું દીઠું. અવાજ કર્યા વિના તે બારણાં સુધી ગયો; જોસથી તેને ઉઘાડ્યું ને પછી બંધ કર્યું. "મેં એને સજ્જડ બંધ કર્યું હતું એવો મને ખ્યાલ હતો." તેણે કહ્યું.

"હા, કર્યું હતું." હંટરે કહ્યું.

પ્રેકલ હજી ચિત્રોનાં પાનાં ફેરવતો હતો. તેનો અવાજ રોજ જેવો હતો. "પૂર્વની લડાઈમાં જુઓ આપણે કેવી જંગી તોપો વાપરીએ છીએ. મેં તો તે કદી જોઈ નથી. તમે જોઈ છે, કેપ્ટન?"

"હા સ્તો." કેપ્ટન લોફટે કહ્યું. "એ ફૂટતાં એ મેં જોઈ છે. અદ્‌ભુત છે. એની સામે કંઈ ટકી શકે તેવું નથી."

"કેપ્ટન, ઘેરથી તમને ખૂબ ખબરો આવે છે?" ટોંડરે પૂછ્યું.

"થોડા ઘણા, કેમ?" લોફટે કહ્યું.

"કંઈ નહિ. ત્યાં બધે ખેરિયત છે?"

આ બધાની તે વાતો કરતા ને તેમને જે કરવું પડતું હતું તે પ્રત્યે તિરસ્કારની ક્યારેક વાતો કરતા ને કેટલું એકલું લાગતું હતું તેની.

જરીપુરાણાની દુકાન પાસે એક કમાનવાળા છાપરાનું એક નાનું ઘર હતું. આકારમાં એ બીજાં ઘરો જેવું જ હતું ને તેની ઉપરની કમાન પર બરફની ટોપી થઈ રહી હતી. તેની બારીમાંથી પ્રકાશ આવતો નહોતો ને તેનાં બારણાં સજ્જડ બંધ રહેતાં. પણ તેની અંદર એક નાના રહેવાના ઓરડામાં દીવો બળતો હતો ને સૂવાના ઓરડા તરફ જવાનું બારણું ખુલ્લું હતું; ને રસોડામાં જવાનું બારણું ઉઘાડું હતું. દીવાલની લગોલગ એક લોખંડની સગડી હતી ને તેમાં આતશ જળી રહ્યો હતો. એ ઓરડો ઉષ્માવાળો, ગરીબીભર્યો પણ આસાયેશ આપે તેવો હતો. જમીન પર પાથરેલી જાજમ ઘસાઈ ગયેલી હતી ને દીવાલ પર જૂની ઢબનાં ફૂલોના ચિતરામણવાળા ભીંતકાગળ ચોંટાડેલા હતા. પાછળની દીવાલ ઉપર બે ચિત્રો ટાંગેલાં હતાં: એકમાં રકાબીમાં પાનરાંની અંદર મરેલી માછલીનું અને બીજામાં ઝાડની ડાખળી પર મરવા પડેલા તેતરનું ચિત્ર હતું. જમણી બાજુની દીવાલ પર નિરાશ થયેલાં માછીમારો તરફ દરિયાનાં મોજાં ઉપર ચાલતા ઈસુ ખ્રિસ્તનું ચિત્ર હતું. ઓરડામાં બે સાદી ખુરસીઓ હતી ને એક લાંબો કોચ હતો ને તેના પર એક ચકચકિત કામળો પાથરેલો હતો. ઓરડાની વચમાં એક નાનું ગોળ ટેબલ હતું, તે ઉપર ઘાસતેલનું એક ફાનસ બળતું હતું. તેના ગોળામાં ફૂલોની આકૃતિઓ હતી; ને તેનો પ્રકાશ મૃદુ ને ઉષ્માવાળો લાગતો હતો.

બહાર જવાની ચાલીમાં જવાનું બારણું સગડીની પાસે આવેલું હતું.

ટેબલ પાસે ગાદીવાળી એક ઝૂલતી ખુરસીમાં મોલી મોર્ડન એકલી બેઠી હતી. એક જૂના ભૂરા સ્વેટરમાંથી તે ઊન ઉખેળતી હતી ને તેનો દડો બનાવી તે પર ચીંટતી હતી. દડો સારો મોટો થઈ ગયો હતો. તેની બાજુએ પડેલા ટેબલ પર તેનું ગૂંથવાનું પડ્યું હતું, તેમાં તેના સોયા ભરવેલા હતા, ને પાસે એક મોટી કાતર પડી હતી. પડખે તેનાં ચસ્માં હતાં કેમકે ગૂંથતી વખતે તેનો ખપ નહોતો. તે સુન્દર હતી, જુવાન હતી ને સ્વચ્છ હતી. તેના સોનેરી વાળ ઊંચા ઓળેલા હતા; એને એક ભૂરી પટ્ટી બાંધેલી હતી. તેના હાથ જલદી જલદી કામ કરી રહ્યા હતા, ને તેમ કરતાં તેની નજર વારે વારે ચાલીના બારણા તરફ જતી હતી. ધુમાડો જવાના ભૂંગળામાંથી પવનનો સુસવાટ સંભળાતો હતો. પણ રાત્રિ શાન્ત હતી ને બધા અવાજો બરફમાં

"શું રહી ગયું?"

જવાબમાં એક મરદનો અવાજ આવ્યો. તેણે દરવાજો ઉઘાડ્યો કે એ માણસે કહ્યું, "હું કંઈ હરકત કરવા નથી આવ્યો, કંઈ હરકત કરવા નહિ."

મોલી ઓરડામાં પાછી હઠીને તેની પાછળ લેફ્ટેનંટ ટૉંડર આવ્યો. મોલીએ પૂછ્યું, "તમે કોણ છો? તમારે શું જોઈએ છે? તમારાથી અહીં આવી શકાય નહિ. શું કામ છે?"

લેફ્ટેનંટ ટૉંડરે તેનો ભૂખરો મોટો કોટ પહેર્યો હતો. તે ઓરડામાં આવ્યો, ને પોતાની હેલ્મેટ ઉતારી આશ્ચર્યથી કહેવા લાગ્યો, "હું કંઈ હરકત નહિ કરું. મને ભલાં થઈ અંદર આવવા દો."

"તમારે કામ શું છે?" મોલીએ પૂછ્યું.

તેણે બારણું બંધ કર્યું: ટૉંડરે કહ્યું, "બાઈ, હું માત્ર વાતો કરવા આવ્યો છું, એટલું જ. તમને બોલતાં મારે સાંભળવાં છે. મારે એટલું જ જોઈએ છે."

"તમે પરાણે અહીં રહેશો?" મોલીએ પૂછ્યું.

"ના, બાઈ; પણ મને થોડી વાર રહેવા દો: પછી હું ચાલ્યો જઈશ."

"તમારે જોઈએ છે શું?"

ટૉંડરે ખુલાસો કરવા પ્રયત્ન કર્યો. "તમને સમજાશે—તમે માની શકશો? થોડી વાર માટે આપણે આ લડાઈ ભૂલી શકીએ? થોડી જ વાર માટે! ઘડી ભર આપણે માણસની જેમ—સાથે—વાત ન કરી શકીએ?"

મોલી તેની સામે ઘણી વાર લગી જોઈ રહી ને તેના હોઠ પર એક હાસ્ય ફરક્યું. "હું કોણ છું એ તમને ખબર નથી, ખરું?"

"મેં તમને ગામમાં જોયાં છે. જાણું છું કે તમે સુન્દર છો. તમારી સાથે વાત કરવી છે એટલું હું સમજું છું." ટૉંડરે કહ્યું.

ને મોલીએ હળુ હસ્યા કર્યું. આસ્તેથી તેણે કહ્યું, "હું કોણ છું એ તમે જાણતા નથી." એ ખુરશીમાં બેસી રહી ને ટૉંડર બાળકની જેમ, કંઈ અણઘડ લાગતો, ઊભો રહ્યો. મોલીએ મૃદુતાથી બોલવું ચાલુ રાખ્યું. "સો, ત્યારે તમને એવું લાગે છે? બધું આટલું સરળ છે, એમ?"

ટૉંડરે પોતાના હોઠ પર જીભ ફેરવી ને કહ્યું, "બસ એ જ છે. તમે સમજો છો. તમે સમજશો એમ મારી ખાત્રી હતી. તમારે સમજવું પડશે જ એમ લાગતું હતું." ઉપરાઉપર તે શબ્દો ઉચ્ચારતો ગયો. "હું માંદો થઈ જાઉં એટલું મને એકલું લાગે છે. આ શાન્તિમાં ને ધિક્કારમાં મને ખૂબ સૂનું લાગે

છે.'' આરજૂભરી રીતે તેણે ઉમેર્યું. ''આપણે થોડી વાતો ય ન કરી. શકીએ?''

મોલીએ પોતાનું ગૂંથવાનું લઈ લીધું ને બારણા તરફ નજર કરી. ''તમારે રહેવું હોય તો રહો પણ પા કલાકથી વધારે નહિ. લેફ્ટેનંટ, બેસો તો જરા.''

મોલીએ પાછું બારણાં તરફ જોયું. છરના પાટિયામાં ચરડ કરતો અવાજ આવ્યો. ટૉંડરે તંગ બની કહ્યું, ''કોઈ અહીં છે?''

''ના. છાપરા પર બરફ ખૂબ જમા થઈ ગયો છે. મારે ત્યાં હવે કોઈ માણસ નથી કે તેને ધકેલી પાડે.''

''એ કોણે કર્યું? અમે તો કંઈ કર્યું નથી!'' સફાઈથી ટૉંડરે પૂછ્યું.

''હા.'' મોલીએ માથું નમાવી કહ્યું. ને તેની નજર દૂર દૂર હતી.

ટૉંડર બેસી ગયો. ''હું દિલગીર છું.'' કહી જરા થંભી ગયો ને પછી કહ્યું, ''હું કંઈ મદદ કરી શકું? છાપરા પરથી હું બરફ કઢાવી નાખીશ.''

''ના.'' મોલીએ કહ્યું. ''નહિ.''

''કેમ નહિ?''

''કેમકે લોકોને થશે કે હું તમારી સાથે ભળી ગઈ છું. મને એઓ કાઢી મૂકશે. ને મારે એ નથી જોઈતું.''

''હા, એ તો ભારે થાય. તમે બધાં અમને ધિક્કારો છો. પણ મને રજા આપો તો હું તમારી સંભાળ રાખીશ.'' ટૉંડરે કહ્યું.

હવે મોલીને લાગ્યું કે તેનો હાથ ઉપર આવ્યો છે. તેની આંખ જરા ઝીણી થઈ ને નિર્દયતાથી તેણે કહ્યું, ''શા સારુ એમ પૂછો છો? તમે વિજેતા છો. તમારે પૂછવાપણું ક્યાં છે? તમે તો જોઈએ તે લઈ લો છો.''

''પણ મારે એ નથી જોઈતું.'' ટૉંડરે કહ્યું. ''મને એ રીત પસંદ નથી.''

ને મોલી વળી નિર્દયતાથી હસી. ''હું તમને ચાહું એમ ઇચ્છો છો ને લેફ્ટેનંટ?''

''હા.'' ટૉંડરે સાદો ઉદ્‌ગાર કાઢ્યો ને ઊંચું જોઈ ઉમેર્યું, ''તમારામાં શી સુન્દરતા, શી ઉષ્મા છે? તમારા કેશ કેવા ચળકે છે! અરે કેટલાય વખતથી સ્ત્રીની આંખમાં દયા મેં જોઈ જ નથી.''

''મારી આંખમાં તમને જરા યે દેખાય છે?'' મોલીએ પૂછ્યું.

''મારે જોવી છે.'' તેને ધ્યાનથી નિહાળી ટૉંડરે કહ્યું.

મોલીએ આંખો નીચે ઢાળી. ''મારી સાથે તમે પ્રેમ કરો છો,

ખરું, લેફ્ટેનંટ?"

ને બેહદી રીતે તેણે કહ્યું, "મને ચાહો એવી મારી ઇચ્છા છે; હું તમને ગમું એવી ખરે જ ઇચ્છા છે. ને તમારી આંખમાં એ મારે ખસૂસ જોવું છે. મેં તમને રસ્તામાં જોયાં છે. પાસેથી જતાં નિહાળ્યાં છે. તમને કોઈ હેરાન ન કરે એવા મેં હુકમો કાઢ્યા છે. કોઈએ છેડતી કરી છે?"

શાન્તિથી મોલીએ કહ્યું, "પાડ તમારો: ના, મારી કોઈએ છેડતી નથી કરી."

ટૉંડરના શબ્દોનો ઊભરો ચાલુ થયો. "ખબર છે? તમારે માટે મેં એક કવિતા બનાવી છે. એ કવિતા જોવી છે?"

મોલીએ વક્રતાથી કહ્યું, "લાંબી કવિતા છે? તમારે ઝટ જવું પડશે."

"ના, તદ્દન નાની છે; એક ટુકડા જેવી જ છે." કહી તેણે ડગલાની અંદરથી ગડી કરેલો એક કાગળ કાઢ્યો ને તેને આપ્યો. દીવા તરફ નમી ચશ્માં પહેરી તેણે ધીમેથી વાંચ્યું,

"ચક્ષુ તારા ગહન દીસતાં, આહમાં શાં વિહારે.
ભાવો કેરો કદધિ ઊછળે, ને ભરે હાર્દ બારે."

વાંચી કાગળની ગડી કરીને તેણે તેને ખોળામાં મૂક્યો. "આ તમે લખી, લેફ્ટેનંટ?"

"હા."

"મને ઉદ્દેશીને?" જરા ઉપાલંભમાં મોલીએ પૂછ્યું.

"હા." અસ્વસ્થ થતાં ટૉંડરે જવાબ આપ્યો.

તેની સામે તાકી રાખી, જરા હસીને મોલીએ કહ્યું, "લેફ્ટેનંટ, તમે નથી લખી, ખરું?"

જૂઠું કહેતાં પકડાયેલા બાળકની જેમ હસી ટૉંડરે કહ્યું, "ના."

"કોણે લખી છે તે જાણો છો?" મોલીએ પૂછ્યું.

ટૉંડરે કહ્યું, "હા. 'હાઈન્રે' * લખી છે. "નીલસાગર"ના તેના સંગ્રહમાં છે. મને એ ખૂબ જ ગમે છે." મૂંઝવણમાં તેણે હસી દીધું ને મોલી પણ હસી ને ઓચિંતાં બેઉ સાથે હસવા લાગ્યાં. એટલો જ ઓચિંતો એ હસતાં અટકી ગયો ને તેની આંખમાં પાછી શુષ્કતા આવી લાગી. "કોણ જાણે ક્યારનો હું આમ હસ્યો જ નથી." તેણે કહ્યું. "અમને કહેવામાં આવતું કે લોકો અમને ચાહશે, . .

* એક વિખ્યાત જર્મન કવિ.

અમને વૃપાણુશે પણુ એ કશું કરતા નથી. ફક્ત અમને ધિક્કારે છે.'' કહી તેણે સમયનો લાભ લેવા જાણે પાછો વિષય બદલ્યો. "તમે શું સુંદર છો. એક સ્મિત જેટલાં સુંદર છો."

"તમે તો પ્રેમ કરવા માંડ્યા, લેફ્ટેનંટ. ઘડીમાં તો તમારે જવું પડશે." મોલીએ કહ્યું.

ટૉંડરે કહ્યું, "હશે. પ્રેમ કરવા હું માગતો હોઈશ. માણસને પ્રેમની જરૂર છે. પ્રેમ વિના માણસ મરી જાય. તેનું અંતર કોકડું થઈ જાય ને સૂકાં છોડિયાં જેવું તેવું દિલ થઈ જાય. મને બહુ સૂનું લાગે છે."

મોલી ખુરસી પરથી ઊભી થઈ ગઈ. બારણાં તરફ તેણે આતુરતાથી નજર કરી ને પછી સગડી તરફ ગઈ ને પાછી આવી. તેનું મોં સખ્ત બન્યું ને તેની આંખમાં સજા હતી. તેણે પૂછ્યું, "મારી સાથે તમે શયન કરવા માગો છો લેફ્ટેનંટ?"

"મેં એમ ક્યાં કહ્યું? એ રીતે કેમ વાત કરો છો?"

મોલીએ નિર્દયતાથી કહ્યું, "તમને મારા પર તિરસ્કાર આવે માટે એમ કહેતી હોઈશ. હું પરણેલી હતી. મારા ધણીનું મોત થયું છે. હું કુમારિકા નથી, સમજ્યા?" તેના અવાજમાં કટુતા ભારોભાર હતી.

"મારા પર તમે ખુશ રહો એટલું જ હું ચાહું છું." ટૉંડરે કહ્યું.

ને મોલીએ કહ્યું, "હું જાણું છું. તમે સંસ્કારી માણસ છો. સાથે ચાહના હોય તો દિલ્લગી વધારે સન્તોષકારક ને સંપૂર્ણ બને એ તમે જાણો છો?"

"એવી વાત ના કરો. મહેરબાની કરી એમ ના બોલો." ટૉંડરે કહ્યું.

મોલીએ ઝડપથી બારણા તરફ જોયું ને કહ્યું, "અમે તો પરાજિત પ્રજા છીએ, લેફ્ટેનંટ. તમે અમારો ખોરાક લઈ ગયા છો. મને ભૂખ લાગી છે. ખાવાનું લાવશો તો હું તમારા પર વધારે ખુશ થઈશ."

"એ શું કહો છો?" ટૉંડરે પૂછ્યું.

"તમને તિરસ્કાર છૂટે છે? હું કદાચ એ મુદ્દે મથતી હોઉંશ. મારી કિંમત બે "સોસેજ" * છે."

"આમ તે તમારાથી બોલાય?"

"ગઈ લડાઈ પછી ખુદ તમારે ત્યાંની છોકરીઓના શા હાલ હતા, લેફ્ટેનંટ? રોટીનો ટુકડો કે એક ઈંડું આપી માણસ ગમે તે છોકરી પસંદ કરી શકતો.

* ખાવાની ચીજનું નામ.

મફતમાં મને મેળવવી છે? મેં માગેલી કિંમત બહુ મોટી છે!"

ટોંડરે કહ્યું, "ઘડી ભર તમે મને બનાવ્યો. તમે પણ મને ધિક્કારો છો ખરું? મને હતું કે તમે કદાચ તેમ નહિ કરો."

"ના. હું ખાસ તમને ધિક્કારતી નથી," તેણે કહ્યું. "હું ભૂખી છું ને તમને લોકોને તિરસ્કારું છું."

ટોંડરે કહ્યુ, "તમને જે જોઈએ તે હું આપીશ. પણ"—

મોલીએ વચ્ચે જ કહ્યું, "તમારે માત્ર બીજું નામ આપવું છે. તમારે વેશ્યા નથી જોઈતી, એ જ કહેવા માગો છો ને?"

ટોંડરે કહ્યું, "હું શું કહેવા માગું છું તે જાણતો નથી. પણ તમારા શબ્દોમાં તો પૂરેપૂરો ધિક્કાર ભર્યો લાગે છે."

મોલી હસી: "ભૂખમાં સુખ નથી. એ "સોસેજ," સરસ, જાડા સોસેજ જગતમાં મહા મૂલ્યવાન બની શકે છે."

"એમ ના કહો. મહેરબાની કરી ના કહો." ટોંડરે કહ્યું.

"કેમ નહિ? એ સાચું છે."

"સાચું નથી. સાચું હોઈ શકે જ નહિ."

ઘડી ભર મોલી તેની સામે જોઈ રહી ને પછી નીચે બેસી પોતાના ખોળા પર નજર માંડી તે બોલી, "ના, સાચું નથી. હું તમને તિરસ્કારતી નથી. મને ય સૂનું લાગે છે, ને છાપરા પર બરફ પૂબ જામી ગયો છે."

ટોંડર ઊભો થયો ને મોલી નજીક ગયો. તેનો એક હાથ પોતાના બેઉ હાથ વચ્ચે દબાવી તેણે કોમળતાથી કહ્યું, "મહેરબાની કરી મને તિરસ્કારશો નહિ. હું તો એક માત્ર લેફ્ટેનંટ છું. મેં કંઈ અહીં આવવાની માગણી નહોતી કરી. તમે કંઈ મારાં દુશ્મન થવાનું માગ્યું નહોતું. હું એક સાદો માણસ છું, વિજય કરતો માનવ નહિ."

ક્ષણભર તેના હાથ પર મોલીની આંગળીઓ દબાઈ ને તેણે મૃદુતાથી કહ્યું, "જાણું છું, હા, હું જાણું છું."

ને ટોંડરે કહ્યું, "સર્વત્ર મોત પ્રસર્યું છે તેમાં જીવનનો આપણનો થોડોક તો અધિકાર છે."

તેના ગાલ પર ઘડી ભર હાથ મૂકી મોલીએ કહ્યું, "હા."

"હું તમારું ધ્યાન રાખીશ." તેણે કહ્યું. "આ બધી ખૂનામરકીમાં આપણને જીવવાનો થોડો લાહ્યો છે." તેનો હાથ મોલીના ખભા પર જરા વાર

થંભી ગયો. ઓચિંતી તે ઠક્ક બની ગઈ ને કોઈ સ્વપ્ન જોતી હોય તેમ તેની આંખો વિકસી રહી, ને તે ટગર ટગર જોઈ રહી. ટૉંડરે હાથ લઈ લીધો ને પૂછ્યું, "શું થઈ ગયું? શું છે?" મોલીએ સીધું જોયા જ કર્યું ને ટૉંડરે ફાછું પૂછ્યું, "પણ છે શું?"

સૂકા અવાજે મોલીએ કહ્યું, "પહેલીવાર નિશાળે જતાં છોકરાની જેમ મેં તેને કપડાં પહેરાવ્યાં ને તેને બીક લાગતી હતી. તેના ખમીસનાં બટન મેં બંધ કરી આપ્યાં ને તેને સાન્ત્વન આપવા કોશિશ કરી, પણ તે શાન્ત થાય તેમ નહોતું. ને તેને બીક લાગતી હતી."

"તમે શું કહો છો?" ટૉંડરે પૂછ્યું.

મોલીને જાણે તાદૃશ દેખાતું હોય તેમ તે બોલી, "તેને ઘેર શું કામ આવવા દીધો એ હું સમજતી નથી. એ મૂંઝાયેલો હતો. શું બનતું હતું તેની તેને ખબર નહોતી. જતી વખતે તેણે મને ચૂમી સુદ્ધાં ન કરી. એને બીક લાગતી હતી ને પહેલીવાર નિશાળે ગયેલા છોકરાની જેમ તે બહાદુર હતો."

ટૉંડર ઊભો થઈ ગયો. "તમે તમારા ધણીની વાત કરો છો."

મોલીએ કહ્યું, "હા, મારા ધણીની. હું મેયર પાસે ગઈ પણ તેણે પોતાની લાચારી બતાવી; ને પછી એને લઈ ગયા ને એની ચાલ બહુ સ્થિર તો ન હતી: પછી તમે તેને બહાર લઈ ગયા ને તેના પર ગોળી છોડી. ત્યારે એ ભયંકર કરતાં વિચિત્ર વધારે લાગ્યું, ને પૂરેપૂરું માન્યામાં એ ન આવ્યું."

ટૉંડરે પૂછ્યું, "તમારા વર ને?"

"હા, ને આ શાન્ત ઘરમાં હવે માન્યામાં આવે છે. છાપરા પર બરફના થર જામ્યા છે ત્યારે માન્યામાં આવે છે. સવારની સૂનકાર વખતે ને રાત્રે અર્ધ-ઉષ્ણ પથારીમાં એનું મને ભાન થાય છે."

ટૉંડર મોલીની સામે ઊભો હતો. તેનાં મોં પર કષ્ટની છાયા હતી. તેણે મોલીને વિદાયની સલામ કરીને કહ્યું, "ખુદા તમને સલામત રાખો. હું પાછો આવી શકું?"

ને મોલીએ દીવાલ તરફ જોયું; ને સ્મૃતિ તરફ જોયું ને કહ્યું, "હું ન જાણું."

"હું તો પાછો આવીશ."

"હું ન જાણું." મોલીએ ફરીને કહ્યું.

ટૉંડર મોલી સામે જોઈ ને બારણા બહાર રાત્રિથી પસાર થઈ ગયો: ને

મૉલીએ દીવાલ સામે જોઈ કહ્યું, "ભગવાન મારી રક્ષા કરે!" ઘડીભર તેણે દીવાલ સામે જોયા કર્યું. બારણું ઊઘડ્યું ને ઍની ચુપચુપ અંદર આવી. મૉલીએ તેને જોઈ સુદ્ધાં નહિ.

નાખુશીથી ઍનીએ કહ્યું, "દરવાજો તો ખુલ્લો હતો."

મૉલીએ તેની સામે જોયું, તેની આંખ હજી વિકસિત જ હતી. "હા, અરે હા, ઍની."

"દરવાજો ખુલ્લો હતો, ને એક માણસ બહાર આવ્યો. મેં તેને જોયો. સિપાહી જેવો દેખાયો."

અને મૉલી બોલી, "હા, ઍની."

"અહીં આવ્યો તો એ સિપાહી હતો?"

"હા, સિપાહી હતો."

ઍનીએ સાશંક પૂછ્યું, "એ વળી અહીં શું કરતો'તો?"

"મારી સાથે પ્રેમ કરવા આવ્યો હતો."

ઍનીએ કહ્યું, "અરે બાઈ તું શું કરે છે? તું એમની સાથે ભળી તો નથી ગઈ ને? પેલા કોરેલની જેમ એ લોકોની સાથે નથી ને?"

"ના, ઍની. એ લોકપક્ષે હું નથી."

ઍનીએ કહ્યું, "નામદાર મેયર અહીં હોય ને એ પાછો આવે તો જે થાય તે તમારો વાંક ગણાશે. વાંક તમારો હોં."

"એ પાછો નહિ આવે. હું આવવાજ નહિ દઉં."

પણ ઍનીને હજી સંદેહ રહ્યો. તેણે પૂછ્યું, "એમને હવે અંદર આવવા કહું? બધું હવે સલામત છે એમ તમે કહો છો?"

"હા, હા. બધું સલામત છે. એઓ ક્યાં છે?"

"વાડીની પાછળ ઝાડીમાં." ઍનીએ કહ્યું.

"અંદર આવવા કહે, ત્યારે."

ને ઍની બહાર ગઈ ત્યારે મૉલીએ ઊઠી પોતાના વાળ સમાર્યા ને માથું ધુણાવ્યું, જાગ્રત, સજ્જ બનવા મથતી હોય તેમ. ચાલીમાં થોડો અવાજ થયો. બે ઊંચા, ગૌર જુવાનિયા દાખલ થયા. એ લોકોએ અંદરના ડગલા પર ગળા સુધી આવતાં ગરમ "સ્વેટરો" પહેરેલાં હતાં ને ઉપર કાન ઢાંકતી ટોપી પહેરી હતી. બહારના જીવનથી એ ઘડાયેલા લાગતા હતા, કદાવર હતા, ને વિલ ઍંડર્સ ને ટોમ ઍંડર્સ બેઉ માછીમારો, જોડકાભાઈ જેવા દેખાતા હતા.

મોલીને સલામ કરી તેમણે પૂછ્યું, "ખબર પડી ને?"

"એનીએ મને કહ્યું, પણ જવા માટે આજની રાત બહુ ખરાબ છે."

ટૉમે કહ્યું, "વાદળાં વિનાની રાત કરતાં આ બહેતર છે. ચોખ્ખી રહે તો વિમાનો જોઈ જાય. મેયરને શું કામ છે, મૉલી?"

"મને ખબર નથી. મેં તમારા ભાઈનું સાંભળ્યું. બહુ ખોટું થયું."

બેઉ ભાઈઓ ચુપ થઈ ગયા ને મૂંઝવણમાં પડ્યા. ટૉમે કહ્યું, "તમે તો જાણો છો શી દશા છે. પણ ઘણા ખરા કરતાં સારી."

"હા, હા. હું જાણું છું."

એની પાછી અંદર આવી ને ઘોઘરા અવાજે બોલી, "આ આવ્યા." ને મેયર ઑર્ડન ને ડૉક્ટર વિંટર અંદર આવ્યા. ઉપરના મોટા ડગલાને ટોપી ઉતારી તેમણે કોચ પર મૂક્યાં. ઑર્ડને મૉલી પાસે જઈ તેના કપાળ પર ચુંબન કર્યું, ને સાંજની સલામ કરી.

એની તરફ ફરી તેણે કહ્યું, "ચાલમાં ઊભી રહે, એની. પહેરેગીરો આવે ત્યારે એક ટકોરો કરજે. જાય ત્યારે પાછો એક ને જોખમના બે. બહારનો દરવાજો જરાક ખુલ્લો રહેવા દેજે કે કોઈ આવે તો તને સંભળાય."

એનીએ કહ્યું, "હા જી, સાહેબ." ચાલમાં જઈ તેણે ઓરડાનું બારણું પોતાની પાછળ બંધ કર્યું.

ડૉક્ટર વિંટરે સગડી પાસે જઈ હાથ શેકવા માંડ્યા હતા; તેણે કહ્યું, "અમને ખબર પડી, કે તમે ભાઈઓ આજ રાતે જવાના છો."

"અમારે જવું જ પડે તેમ છે." ટૉમે કહ્યું.

ઑર્ડને માથું નમાવી હા પાડી. "હા, ખબર છે. મિ. કોરેલને તમે સાથે લઈ જવાના છો એમ અમે સાંભળ્યું."

ટૉમ કડુતાથી હસ્યો. "એમ કરીએ તો ઠીક એમ મને લાગ્યું. અમે એની હોડી તો લઈ જઈએ છીએ. એને કંઈ છૂટો મુકાય? એ રસ્તામાં ફરે તો સારું લાગતું નથી."

ઑર્ડને દિલગીર અવાજે કહ્યું, "એ ચાલ્યો ગયો હોત તો સારું હતું. પણ એને લઈ જવામાં તમારે માટે જોખમ વધારે છે."

"એને રસ્તામાં ફરતો જોવો એ ઠીક નથી." પોતાના ભાઈના શબ્દોનો પડઘો પાડતાં વિલે કહ્યું, "એને અહીં જોવો એ લોકો માટે સારું નથી."

વિંટરે પૂછ્યું. "તમે એને લઈ જઈ શકશો? એ એનીને ચાલતો નથી."

"હા, એક રીતે તો એ ચેતેલો જ રહે છે. પણ ઘણું ખરું બાર વાગે તો ઘેર એ ચાલ્યો જાય છે. અમે દીવાલ પાછળ હોઈશું. તેના બગીચાના પાણી તરફના નીચલા છેડા આગળ અમે એને પકડી લઈશું એમ હું ધારું છું. તેની હોડી ત્યાં બાંધેલી રહે છે. આજે એમાં જઈ અમે એને તૈયાર કરી રાખી છે."

ઓર્ડને ફરી કહ્યું, "એ કરવું ન પડે તો સારું. એમાં જોખમ વધારે છે. એ કંઈ ગરબડ કરે તો પહેરેગીરો આવી લાગે."

ટૉમે કહ્યું, "એ ચૂં કે ચાં નહિ કરે ને એ દરિયામાં ગુમ થાય એ જ સારું છે. ગામના લોકો એને આંટી દે તો વળી વધારે ગોળીબારો થાય. ના, એ જલસમાધિ લે એ જ સારું છે."

મોલીએ ગૂંથણના સોયા હાથમાં લઈ પૂછ્યું, "તમે એને હોડીમાંથી ફેંકી દેશો?"

વિલ જરા શરમાયો. "એ દરિયાનો સ્વાદ ચાખશે એટલું જ" ને મેયર તરફ ફરી તેણે પૂછ્યું, "આપે અમને મળવા બોલાવ્યા હતા?"

"હા, મારે થોડી વાત કરવી છે. ડૉ. વિંટર ને હું એમ વિચાર કરતાં હતા કે—ન્યાય, અન્યાય, વિજયની આટલી બધી વાતો થાય છે. આપણા દેશ પર આક્રમણ થયું છે એ ખરું પણ આપણે પરાજિત થયા છીએ એમ હું નથી માનતો. આપણા પર ચડાઈ થઈ છે પણ હત થઈ નથી."

દરવાજા પર એક સ્પષ્ટ ટકોરો થયો ને ઓરડો શાન્ત બની ગયો. મોલીના સોયા અટકી પડ્યા, ને મેયરનો લંબાવેલો હાથ હવામાં જ રહ્યો. ટૉમ કાન ખંજવાળતો હતો ને તેનો હાથ ખંજવાળ્યા કરતો ત્યાં જ રહી ગયો. ઓરડામાંનાં દરેક જણનું હલનચલન અટકી ગયું ને દરેકની નજર બારણા પર સ્થિર બની રહી. ને પહેલાં આસ્તે ને પછી મોટા થતો જતો પહેરેગીરોનો પગરવ, બરફમાં તેમનાં બૂટનાં ચમચમ ને પાસેથી પસાર થતાં ચાલતી વાતચીતનો અવાજ આવ્યો. તેમણે દરવાજો વટાવ્યો ને પગરવ અંતરમાં વિલીન થઈ ગયો. દરવાજા પર બીજો ટકોરો થયો ને ઓરડાની તંગ દશા છૂટી.

ઓર્ડને કહ્યું, "બહાર ઍનીને બહુ ઠંડી લાગતી હશે." કોચ પરથી તેણે પોતાનો ડગલો લીધો ને વચ્ચેનું બારણું ઉઘાડી તેણે એ લંબાવ્યો ને કહ્યું, "ઍની, ખભા પર આ વીંટી લે." કહી બારણું બંધ કર્યું.

"એના વિના હું શું કરત તે મને સમજાતું નથી." તેણે ઉમેર્યું. "એ બધે પહોંચી જાય છે, બધું જુએ છે ને બધું સાંભળે છે."

ટૉમે કહ્યું, "અમારે હમણાં જ ઊપડવું પડશે, સાહેબ."

ને વિંટરે કહ્યું, "તમે કોરેલનું માંડી વાળો તો સારું એમ મને લાગે છે."

"નહિ માંડી વળાય. રસ્તામાં એને જોવો એ સારું નથી." ટૉમે ફરીને કહ્યું, ને મેયર તરફ પ્રશ્ન પૂછતો હોય તેમ તેણે જોયું.

ઑર્ડને આસ્તેથી શરૂ કર્યું, "મારે સીધી સાદી જે વાત કરવાની છે. આ એક નાનું ગામ છે ને ન્યાયાન્યાય નાની બાબતોને હિસાબે હોય છે. તમારા ભાઈને ઠાર કરવામાં આવ્યો છે ને ઍલેક્સ મૉર્ડન ઠાર થયો છે. દ્રોહ કરનારનું વેર લેવાયું. લોકોને રોષ ચઢ્યો છે પણ સામે લડવાનો તેમની પાસે માર્ગ નથી. પણ એ બધું નાની બાબતોને હિસાબે છે. લોક સામે લોક લડે છે, ભાવના સામે ભાવના નહિ."

વિંટરે કહ્યું, "એક દાક્તર વિનાશની વાત કરે એ વિચિત્ર છે પણ મને લાગે છે કે જે જે દેશ પર આક્રમણ થયું છે ત્યાંના લોકો ચડાઈ કરનારાઓ સામે થવા ચાહે છે. આપણી કને શસ્ત્રો નથી; આપણો જુસ્સો કે આપણાં શરીર પૂરતાં નથી. હથિયાર વિનાના માણસનો જુસ્સો હેઠો પડે છે."

વિલ ઍંડર્સે પૂછ્યું, "આ બધું શાને સારૂ કહો છો છ? અમારે શું કરવાનું છે?"

"આપણે ચડાઈ કરનારાઓ સામે લડવું છે પણ લડી શકતા નથી." ઑર્ડને કહ્યું. "લોકોના ભૂખમરાનો એ અત્યારે ઉપયોગ કરે છે. ભૂખથી નિર્બળતા આવે છે, તમે જુવાનિયા દરીયાપારને દેશ જાઓ છો. તમારું કદાચ કોઈ સાંભળશે નહિ પણ અમારા તરફથી—એક નાના ગામ તરફથી—ત્યાંના લોકોને કહેજો કે અમને હથિયાર આપે."

ટૉમે પૂછ્યું, "આપને હથિયાર જોઈએ છે?"

વળી દરવાજા પર એક જલદી ટકોરો થયો ને જ્યાં ત્યાંને ત્યાં જ લોકો થીજી ગયા; ને બહારથી પહેરેગીરીનાં પગલાંનો અવાજ આવ્યો પણ એવડી ગતિથી એ દોડતા હોય તેવો. વિલ જલદી દરવાજા પાસે પહોંચી ગયો. દોડતાં પગલાં ઘર નજીક આવી લાગ્યાં. હુકમો છૂટ્યા ને આછા આછા સંભળાયા ને પહેરેગીરો પાછા દોડવા લાગ્યા ને દરવાજા પર બીજો ટકોરો થયો.

મોલીએ કહ્યું, "એઓ કોઈની પાછળ પડ્યા લાગે છે. આ ફેરે કોણ જાણે કોણ હશે."

"અમારે હવે જવું જોઈએ" ટૉમે અકળાયા થતાં કહ્યું. "ને સાહેબ,

એની પાછળ રહી. મોલી સામે જોઈ તેણે પૂછ્યું, "મોલી, આ સિપાહીને શું કામ છે?"

"એને શું કામ છે તેની મને ખબર નથી."

"એને કંઈ કહેશે?"

"ના." અન્યમનમાં મોલીએ ફરી ઉચ્ચાર્યું. "ના." ને પછી પાછું તીણે અવાજે ઉમેર્યું, "ના એની, ના."

એનીએ ઘૂરકતા અવાજે કહ્યું "એને કંઈ કહેવું સારું નથી." ને બહાર જઈ પોતાની પાછળ બારણું બંધ કર્યું.

મુખ્ય દરવાજા પર ટકોરા ચાલુ જ રહ્યા ને ત્યાંથી એક માણસનો અવાજ આવતો હતો.

મોલી વચ્ચેના દીવા પાસે ગઈ ને તેના પર બોજો ભારે હતો. દીવા સામે તેણે જોયું, ને ત્યાંથી પછી ટેબલ સામે; ને તેના ગૂંથણની પાસે પડેલી મોટી કાતર પર તેની નજર ઠરી. વિચારમાં ને વિચારમાં તેનાં પાનાં આગળથી તેણે એ ઊંચકી. આંગળાંમાંથી તેનાં પાનાં નીચે સર્યાં ને છરીના જેમ તે તેને એ પકડી રહી; ને તેની આંખો ત્રાસ વર્તાવતી હતી. દીવા સામે તેણે જોયું ને તેનો પ્રકાશ તેના મોં પર ફરી વળ્યો. ધીમેથી તેણે કાતરને પોતાના પોશાકની અંદર મૂકી દીધી.

દરવાજા પર ટકોરા ચાલુ જ હતા. તેને બોલાવવાનો અવાજ તેણે સાંભળ્યો. દીવા પર પળભર નમી તેણે તે ઠારી નાખ્યો. ઓરડામાં અંધારું થઈ ગયું. માત્ર સગડીના અંગારાની લાલ જ્યોત જળી રહી હતી. તેણે બારણું ઉઘાડ્યું. તેનો અવાજ તંગ પણ મધુર હતો. "આ આવી, લેફ્ટેનંટ, આ આવી."

## પ્રકરણ સાતમું

અંધારી, સ્વચ્છ રાત્રિમાં સફેદ, અર્ધક્ષીણ ચન્દ્રનું તેજ થોડું જ પડતું હતું. સૂકો વાયુ બરફ પર સરસરાટ પસાર થઈ જતો અથવા ધ્રુવનાં બિન્દુથી ઠંડો પવન આસ્તેથી ને સતત ફૂંકાતો. જમીન પર રેતી જેવા સૂકા બરફના ઢગ ચડ્યા હતા. બાજુ પર ચડાવી દીધેલા બરફની વચ્ચે ઘરો સંતાતાં હતાં ને ઠંડી સામે બારીઓ બંધ રહેતી હતી; ને અંદરના આતશમાંથી આછો આછો ધુમાડો ઉપર ચડતો હશે.

શહેરમાં પગથારો પર બરફ સખત જામી ગયો હતો. રસ્તા છેક જ શાન્ત હતા; માત્ર બિચારા ધ્રૂજતા પહેરેગીરો જતા તેનો અવાજ આવતો. રાતમાં મકાનો કાળાં દેખાતાં ને સવારમાં તેની અંદર થોડી ઉષ્મા રહેલી લાગતી. ખાણમાં જવાના દ્વાર આગળ ચોકીદારો આકાશ પર નજર રાખતા, ને તે તરફ પોતાના યંત્રો ફેરવતા, સાંભળવાનાં યંત્રો પણ તે જ દિશામાં ફેરવતા કેમકે બૉંબ–વરસાદ સારુ રાત ચોખ્ખી હતી. આવી રાતે એ પીંછાવાળા પોલાદી ગોળા સુસવાટ કરતા નીચે આવતા ને જંગી અવાજ સાથે ટુકડા થઈ ઊડી રહેતા. આજે આકાશમાંથી જમીન બરાબર દેખાશે, જો કે ચંદ્રનો પ્રકાશ તો ઘણો ક્ષીણ હતો.

ગામના એક છેડા આગળ, નાનાં ઘરોમાં એક કૂતરો ઠંડી માટે ને એકલા પડવા માટે જાણે ફરિયાદ કરતો હતો. પોતાના દેવતા તરફ નાક ઊંચું કરી તે પોતાને લાગતાવળગતા જગતની વાતનો લાંબો ચોડો હિસાબ આપતો હતો. ગળા પર તેને પ્રખર કાબૂ હતો ને બુલંદ સૂરે ગાન ગજાવવાનો તેને સારો મહાવરો હતો. પહેરાના છ માણસોએ એ શ્વાન–સંગીત દુઃખી દિલે ચાલતાં ચાલતાં સાંભળ્યું ને એક સિપાહીએ કહ્યું, "દર રાતે એની હાલત વધારે ને વધારે ખરાબ થતી લાગે છે. એને ઠાર મારવો જોઈએ એમ મને લાગે છે."

ને બીજાએ પૂછ્યું, "શા વાસ્તે? એને ભસવા દો ને. એથી મને તો સારું લાગે છે. મારે ઘેર એક કૂતરો હતો તે ખૂબ જ ભસતો. હું એને સીધો કરી ન જ શક્યો. પીળો રેડ હતો. એના ભસવા સામે મને વાંધો ન હતો. બીજા કૂતરાઓને લઈ ગયા ત્યારે મારાને ય લઈ ગયા." નિશ્ચેષ્ટ અવાજે તેણે પૂરું કર્યું.

કૉરપોરલે કહ્યું, "ખોરાકની જરૂર હોય તે કૂતરા ખાઈ જાય તે કેમ પરવડે?"

"હસે, હું કંઈ ફરિયાદ નથી કરતો. એ જરૂરનું જ હશે. નેતાઓની જેમ હું કંઈ યોજના કરી જાણતો નથી. તો એ નવાઈ તો એ છે કે આપણે છે એટલું ખાવાનું એ આ લોકો કને નથી છતાં કેટલાક પાસે કૂતરા છે. જો કે કેટલા ગુમાઈ ગયા છે; માણસો ને કૂતરા, સહુ!"

"એઓ મૂરખ છે" કૉરપોરલે કહ્યું. "એટલે તો આટલા જલદી હારી બેઠા. આપણી જેમ તેમને યોજના ઘડતાં આવડતું નથી."

"આ પતી જશે પછી આપણે ક્યાં કૂતરાઓ હશે કે કેમ એમ મને થાય છે."

સિપાહીએ કહ્યું. "અમેરિકા કે ક્યાંકથી મંગાવી પાછી એની ઓલાદ શરૂ કરવી પડશે. અમેરિકામાં કેવાક કૂતરા હશે?"

"એ ખબર નથી." કૉરપોરલે કહ્યું. "બીજા બધાંની જેમ ત્યાંના કૂતરા એ દીવાના હશે...ને કદાચ કૂતરા રાખવા તે સારું નહિ હોય. થોડાં તપાસણીનાં કામ માટે રાખ્યા સિવાય એની ખટખટ ન કરીએ એ જ સારું."

"અથવા એમ હોય." સિપાહીએ કહ્યું. "સાંભળ્યું છે કે નાયકને કૂતરા ગમતા નથી. એનાથી એને ખરજ ને છીંક ઊપડી આવે છે એમ સાંભળ્યું છે."

"બધી જાતની વાતો થાય." કૉરપોરલે કહ્યું. "શ્ શ્ સાંભળો." પહેરો અટકી પડ્યો, ને દૂરથી વિમાનોનો ગુંજારવ સંભળાયો; એ આવ્યાં. ક્યાંય દીવા તો નથી. એ પહેલાં આવ્યાં ને પખવાડિયું થયું ખરું ને?"

"બાર દિવસ." સિપાહીએ કહ્યું.

ખાણ આગળના રક્ષકોએ વિમાનોનો ઊંચેથી આવતો અવાજ સાંભળ્યો. "ઊંચે ઊડે છે." સાર્જંટે કહ્યું. ને કેપ્ટન લૉફટે પોતાની હેલ્મેટને ઊંચી કરી કે તેની કિનાર નીચેથી પોતે જોઈ શકે. "વીસ હજાર ફૂટથી વધારે હશે." તેણે કહ્યું. "આગળ જતાં લાગે છે."

"બહુ નથી તો." સાર્જંટે ધ્યાનથી સાંભળ્યું. "ત્રણથી વધારે નથી લાગતાં. ગોલંદાજોને બોલાવું?"

"હોશિયાર છે કે નહિ તે જુઓ ને પછી કર્નલ લૅન્સરને બો—ના, બોલાવશો નહિ. કદાચ અહીં નહિ આવતાં હોય. ઉપર તો આવી લાગ્યાં ને હજી ઘૂમરી તો ખાવા માંડ્યાં નથી."

"ચક્કર ચક્કર ફરતાં મને તો લાગે છે. એથી વધુ નહિ હોય." સાર્જંટે કહ્યું.

બિછાનામાં લોકોએ વિમાનોના અવાજ સાંભળ્યા ને ધ્યાનથી કાન માંડ્યા. મેયરના મહેલમાં એના અવાજથી કર્નલ લૅન્સરની ઊંઘ ઊડી ગઈ ને પડખું ફરી તેણે છત સામે જોયું; શ્વાસ થંભાવી દીધો કે વધારે ધ્યાનથી સંભળાય ને પછી તેના છાતીના ધબકારા એવા જોરથી થવા લાગ્યા કે શ્વાસ લેતાં સંભળાતું એટલું એ કાને ન પડ્યું. મેયર ઑર્ડને ઊંઘમાં જ વિમાન સાંભળ્યાં; તેનું એક સ્વપ્નું રચાયું; તેણે પાસું બદલ્યું ને ઊંઘમાં જ કંઈ ઉદ્ગારો કાઢ્યા.

હવામાં ઊંચે ઊંચે બેઉ વિમાનોએ ચકરી ખાધી ને યંત્રનો અવાજ બંધ કરી ગોળગોળ ફર્યાં કર્યું; ને દરેકના પેટમાંથી એક પછી એક સેંકડો નાની

વસ્તુઓ પડી. થોડા ફૂટ સુધી એ જોરથી પડતી રહી ને પછી નાની નાની છત્રીઓ ઊઘડી ને જમીન તરફ શાન્તિથી ને આસ્તે આસ્તે નાનાં પડીકાં ઊતરવા લાગ્યાં. વિમાનોએ યંત્રો ચાલુ કર્યાં ને વધુ ઊંચે ચઢ્યાં; ને પાછાં તે બંધ કરી ચક્કર લીધાં ને વળી વધારે વસ્તુઓ સરી પડી; ને પછી વિમાનોએ દિશા બદલી ને જ્યાંથી આવ્યાં હતાં તે તરફ એ ચાલ્યાં ગયા.

ફૂલની પાંદડીઓની જેમ એ નાની છત્રીઓ લટકતી, અટકતી ઊતરતી હતી ને હવાથી એ બધી આજુબાજુ પથરાઈ ગઈ; ને બિયાંની જેમ છૂટીછવાઈ પથરાઈ જેમ તેમ એ વિખરાઈ ગઈ. એટલી આસ્તે એ ઊતરતી હતી ને એટલી શાન્તિથી નીચે પડી કે કોઈવાર સુરંગના દસ તસુનાં પાઈપો બરફમાં ઊભાં રહી જતાં ને તેની ઉપર નાની છત્રીઓ સંકેલાઈ પડતી. બરફની સામે એ શ્યામલ લાગતાં હતાં. સફેદ ખેતરોમાં ને ટેકરીઓની ઝાડીમાં ને ઝાડો ઉપર ને ડાળી ઉપર તે ઊતરી પડ્યાં. ગામના ઘરોનાં છાપરાં પર કેટલાંક ઊતર્યાં ને તે ઉપર શિરપેચની જેમ શોભી રહ્યાં.

એક છત્રી તો રસ્તામાં પહેરાવાળાની આગળ જ ઊતરી, ને સાર્જંટે કહ્યું, "હોશિયાર, વખત પર ફૂટે એવો બૉંબ છે."

"એટલો મોટો નથી." એક સિપાઈએ કહ્યું.

"તો ય એની પાસે જશો નહિ." સાર્જંટે ખિસ્સામાંથી બૅટરીની બત્તી કાઢી ને પહેલી વસ્તુ પર પ્રકાશ નાખ્યો. રૂમાલથી મોટી નહિ એવી આછા ભૂરા રંગની એક છત્રી હતી ને તેની નીચે ભૂરા કાગળમાં વીંટેલું એક પડીકું હતું.

"કોઈ અડકશો નહિ એને." સાર્જંટે કહ્યું. "હેરી, ખાણ પર જા ને કૅપ્ટનને બોલાવી લાવ; ત્યાંસુધી આ કમબખ્ત ચીજની અમે નજર રાખીશું."

મોડી મોડી ઉષા આવી ને લોકો ઘર બહાર નીકળવા લાગ્યાં ત્યારે બરફ ઉપરનાં ભૂરાં છાંટણાં તેમણે જોયાં. લોકોએ જઈ એને ઊંચકી લીધાં. ઉપરનો કાગળ ઉખેડી છાપેલા શબ્દો વાંચ્યા. એ બક્ષિસ જોઈ ને જેને જડેલાં તે સહુ માણસો છૂપું કામ કરવા લાગી ગયા. ડબલાની અંદર એ ટેટા છુપાવવા લાગ્યા ને છૂપી જગાએ જઈ ને સંતાડવા લાગી ગયા.

ને એ આકાશી બક્ષિસની વાત બાળકોને કાને પડી ને તે ઢૂંઢવાની રમતમાં ઠેરઠેર ફરી વળ્યાં; ને કોઈ નસીબદાર બાળકને એ ભૂરો રંગ દેખાતો તો તરત દોડી, કાગળ છોડી, ટેટાને સંતાડતું માબાપને ખબર આપતું. કેટલાક લોકોને ધાસ્તી લાગતી, ને તેઓ લશ્કરનેએ આપી દેતા પણ એવા બહુ ન હતા; ને

તમે જોયું?"

"ના, હજી મને વખત નથી મળ્યો."

"આ તો એક જાતની શયતાનિયત છે." કર્નલ લેન્સરે કહ્યું. "ઉપરનું આ ભૂરું છે એટલે બરાબર દેખાય. બહારનો કાગળ ઉખેડો કે આ" ને તેણે એક ટુકડો હાથમાં લીધો. "આ ચોકલેટ છે. બધાય તેની શોધ કરશે. અરે આપણા જ સિપાહીઓ ચોકલેટ ઉડાવના હશે; ને છોકરાં તો તેને રમત સમજી ખૂબ જ ખોળશે."

એક સિપાહી અંદર આવ્યો ને કર્નલ આગળ એક પીળા કાગળનો ટુકડો મૂકી ચાલતો થયો. લેન્સરે એની સામે જોઈ સખ્તાઈથી હાસ્ય કર્યું. "લો, આ તમારે સારુ કંઈ આવ્યું, હંટર. તમારા પાટામાં પાછું બે જગ્યાએ ભંગાણ પડ્યું."

તાંબાની ટોપી તપાસતાં ઊંચું જોઈ હંટરે પૂછ્યું, "આ તે ક્યાં ક્યાં છે? શું બધે જ ફેંક્યા છે?"

લેન્સરને ગૂંચવણ થઈ. "હા, એ વિચિત્ર તો છે. મેં દેશમાં વાત કરી. એ લોકોએ ફક્ત આ ઠેકાણે જ નાખ્યાં છે."

"તમને શું લાગે છે?" હંટરે પૂછ્યું.

"એ કહેવું મુશ્કેલ છે. અહીં જાણે અખતરો થતો લાગે છે: જો અહીં એ ફાવશે તો પછી બીજે બધે વાપરશે ને નહિ ફાવે તો પંચાત નહિ કરે."

"તમે શું કરવાના છો?" હંટરે પૂછ્યું.

"દેશમાંથી તો એવો હુકમ છે કે આને કોઈ પણ ઉપાયે અહીં જ દાબી દેવું કે બીજે ક્યાંય એ લોક ફેંકે નહિ."

હંટરે કરુણ અવાજે કહ્યું, "રેલવેના પાંચ ભંગાણ તે હું કેમ કરી સરખાં કરીશ? પાંચ ભંગાણ સાંધવાના પાટા જ મારી પાસે હાલ નથી."

"થોડાં જુનાં સાઈડીંગ તમારે ઉખેડી નાખવાં પડશે એમ લાગે છે." લેન્સરે કહ્યું.

"બહુ બેહૂદો રસ્તો થશે એ તો." હંટરે કહ્યું.

"ગમે તેમ તો એ રસ્તો તો થશે ને."

"પોતે છુટ્ટી પાડેલી નળીને હંટરે બીજી સાથે ફેંકી ને લોફટે વચ્ચે કહ્યું, "સાહેબ, આ આપણે તરત જ અટકાવી દેવું જોઈએ. લોકો એ વાપરે તે પહેલાં તેના ઊંચકનારાઓને આપણે પકડી સજા કરવી જોઈએ. આપણે એ પર

ખૂબ મક્કમ રહેવું જોઈએ કે આપણી નબળાઈ છે એમ એ લોકો ન માને."

લેન્સરે તેની સામે સ્મિત કર્યું ને કહ્યું, "જરા આસ્તે કેપ્ટન. પહેલાં એ શું છે એ તો જોઈએ ને પછી તેના ઉપાયનો વિચાર કરીશું."

ઢગલામાંથી તેણે એક પડીકું ઉપાડ્યું ને તે ખોલી જોયું. ચોકલેટનો નાનો ટુકડો લઈ તેણે ચાખી જોયો ને કહ્યું, "આ શયતાની કામ છે ને ચોકલેટ પણ સારી છે. હું પોતે તે ખાધા વગર રહી શકતો નથી. શોધખોળનું એ ઇનામ છે." ને પછી સુરંગનો ટેટા લઈ તેણે પૂછ્યું, "ખરેખર આ માટે શું ધારો છો, હંટર?"

"મેં કહ્યું એ જ. બહુ સસ્તો માલ છે ને નાના કામ માટે બહુ ઉપયોગી છે. ટોપીવાળો ટેટા ને એક મિનિટની ફોડવાની વાટ, કેમ વાપરવાં એ ખબર હોય તો સારી ચીજ છે. ખબર ન હોય તો નકામી."

લેન્સરે વીંટવાના કાગળ પરનું લખાણ તપાસ્યું. "આ વાંચ્યું છે?"

"ઉપર ઉપરથી જોયું છે."

"મેં તો વાંચ્યું છે ને ધ્યાન દઈને સાંભળો એમ ચાહું છું." લેન્સરે કહ્યું. ને કાગળમાંથી વાંચવા માંડ્યું, "અજ્ઞાત મિત્રને; આ સંતાડી દો, છતા ન થાઓ. આની તમને અગાઉ ઉપર જરૂર પડશે. તમારા દોસ્તો તરફથી આ તમને ભેટ છે ને તમારા તરફથી ચડાઈ કરનારાઓને ભેટ થશે. એનાથી બહુ મોટાં કામ કરવા નહિ મથતા." થોડું થોડું છોડતાં કર્નલે આગળ વાંચ્યું, "આ સાંભળો. 'દેશમાં ના પાડો અને 'રાતે કામ કરો' ને 'વાહન વ્યવહારને થોભાવી દો.' ને આ સૂચના: "પાટા. સાંધાની નજીક પાટા નીચે ટેટાને મૂકો ને એને જોરથી બાંધી દો. એની બાજુએ કાદવ કે બરફ દાબી દો કે એ ચસે નહિ. સળગવાની વાટ ચેત્યાં પછી આસ્તેથી સાઠ ગણાય તેટલામાં ધડાકો થશે."

એણે હંટર સામે જોયું ને હંટરે ફક્ત કહ્યું, "એ બરાબર છે." ને લેન્સરે પાછું કાગળમાં જોઈ, થોડું છોડી વાંચ્યું, "'પૂલો પોચા કરી દો, ઉડાવી ન દો.' ને અહીં 'વીજળીના થાંભલા' 'ને ગરનાળાં' 'ગાડીઓ.'" ભૂરા કાગળને તેણે નીચે મૂક્યો. "જુઓ, આમ બાબત છે."

લોફટે ગુસ્સામાં કહ્યું, "આપણે કંઈક કરવું જ જોઈએ. આને દબાવવાનો રસ્તો હોવો જ જોઈએ. થાણાવાળા શું કહે છે?"

લૅન્સરે હોઠ બીડ્યા ને આંગળીથી નાકને પસવારતાં કહ્યું, "એ કહે તે પહેલાં જ શું કહેશે તે મેં જાણ્યું હોત. આ રહ્યા હુકમો—"પકડવાની જાળ રાખો ને ચોકલેટમાં ઝેર નાખો.'" ઘડીભર અટકી તેણે કહ્યું, "હંટર, હું,

લૉફ્ટે સચિંત બની કહ્યું, "ઝેર તો હજી ફેંક્યું નથી, સાહેબ."

"ના, પણ એઓ ફેંકશે. તમે ખ્યાલ કરો કે એ લોકોના હાથમાં નાનાં નાનાં તીર આવે, ને તેની અણી પર હલાહલ ઝેર હોય, ને આવતાં એ સંભળાય પણ નહિ ને કશા અવાજ વગર આપણાં કપડાંમાં પેસી જાય તો સિપાહીઓના ને તમારા વિશ્વાસમાં કેટલું ભંગાણ પડે? ને સોમલ પણ આવેલું છે એમ આપણા માણસો ને ખબર પડે તો? તમે કે એ નિરાંતે ખાઈ પી શકો ખરા?"

હંટરે શુષ્ક અવાજે પૂછ્યું, "તમે દુશ્મનની વકાલત કરો છો, કર્નલ?"

"ના, હું તે કેવી હશે તેનો ખ્યાલ કરું છું."

લૉફ્ટે કહ્યું, "સુરંગની શોધ પર લાગી જવું જોઈએ તેને બદલે આપણે બેઠા બેઠા વાતો કરીએ છીએ. આ લોકોમાં કંઈ સંસ્થા હોય તો આપણે તેને ખોળી કાઢવી જોઈએ ને નાબૂદ કરવી જોઈએ."

"હા." લૅન્સરે કહ્યું. "સદંતર નાબૂદ કરવી જોઈએ. લૉફ્ટ, એક વિગત લો, પ્રૅકલને એક આપો. આપણી પાસે નાના અફસરો વધારે હોત તો સારું. ટૉંડરના મોતથી આપણને જરા એ ફાયદો ન થયો. એ સૈરાંથી અળગો કેમ ન રહી શક્યો?"

"લૅફ્ટેનન્ટ પ્રૅકલની કામ કરવાની રીત મને પસંદ નથી, સાહેબ." લૉફ્ટે કહ્યું.

"એ શું કરે છે?"

"કંઈ જ નહિ. પણ તે ઉદ્વેગમાં ને ઉત્કંઠામાં રહ્યા કરે છે."

"હા." લૅન્સરે કહ્યું. "હું જાણું છું. મેં ઘણીવાર એ વિશે વાત કરી છે. તમને ખબર છે કે એ બાબત બોલ્યા કર્યું ન હોત તો હું મેજર-જનરલ હોત. આપણે આપણા તરુણોને વિજયને માટે કેળવ્યા ને વિજય પ્રાપ્ત થતાં એ ઝળકી ઊઠે છે; પણ પરાજયમાં કેમ વર્તવું એની તમને ખબર નથી. આપણે એમને કહેતા કે બીજા જુવાનિયાઓ કરતાં તેઓ વધારે બુદ્ધિશાળી ને બહાદુર છે. ને તેઓ જ્યારે જાણે છે કે બીજા કરતાં તેમનામાં બુદ્ધિ કે બહાદુરી વધારે નથી ત્યારે તેમને આઘાત થાય છે."

લૉફ્ટે સખતાઈથી કહ્યું, "પરાજય એટલે આપ શું કહેવા માગો છો? આપણે હાર્યા નથી."

વિનયના સંબોધનની ગેરહાજરી જોઈ લૅન્સરે તેની સામે પળવાર એક

શીતળ નજર નાખી ને કશું કહ્યું નહિ ને લૉફટની આંખ તે ઝરવી ન શકી ને તેણે એ શબ્દ ઉમેર્યો, "સાહેબ."

ને લૅન્સરે કહ્યું, "પાડ તમારો."

"સાહેબ, બીજાઓ પાસેથી તો આપ એ નથી માગતા."

"એમને એનો વિચાર જ નથી આવતો એટલે એમાં અપમાન નથી. એ જ્યારે છોડી દેવાય ત્યારે અપમાનકારક બને છે."

"જી સાહેબ." લૉફટે કહ્યું.

"જાઓ હવે, ને પ્રૅક્સને હાથમાં રાખવા મથો. તમારી તપાસ શરૂ કરો. ને ખ્યાલ રાખો કે લોકોએ કંઈ કર્યું છે એ ખાત્રી થયા સિવાય ગોળીબાર થવો ન જોઈએ."

"હા, જી." લૉફટે કહ્યું. શિષ્ટાચારની સલામ કરી તે ઓરડાની બહાર ગયો.

કર્નલ લૅન્સર સામે ગમ્મત પડતી હોય તેમ જોઈ હંટરે કહ્યું, "એના પર જરા કડક થયા નહિ?"

"મારે થવું જ પડ્યું. એ ભયગ્રસ્ત થયેલો છે. મને એવા લોકોની પારખ છે. એમને બીક લાગે ત્યારે તેમને નિયમનમાં રાખવા પડે; નહિ તો એવાઓ કાબૂ ગુમાવી બેસે. કેટલાક જેમ સહૃદયતા પર આધાર રાખે તેમ એ નિયમન પર આધાર રાખે છે. મને લાગે છે કે હવે તમારે પાટાનું સંભાળી લેવું જોઈએ. તમારે તો એમ જ ધારવું જોઈએ કે આજ રાત્રે જ લોકો એને ઉડાવી દેશે."

હંટરે ઊભા થઈ કહ્યું, "હા, હુકમો તો દેશથી આવે છે એમ ધારું છું."

"હા."

"એ કેવાક" —

"કેવા હોય છે તે તમે જાણો છો." લૅન્સરે તેને અટકાવી કહ્યું. "એ કેવા હોવા જોઈએ તે જાણો છો. આગેવાનોને પકડો, આગેવાનોને ઠાર કરો, બાંયધરીઓ લો, બાન લો, એમને ગોળીએ દો, વધારે બાન લો." તેનો અવાજ ઊંચો થતો જતો હતો પણ છેવટે ધીમે અવાજે કહ્યું, "ને લોકોનો ધિક્કાર વધતો જ રહેને, ને આપણી વચ્ચેનો ઘા ઊંડો ને ઊંડો ઊતરતો જાય."

હંટરે અચકાતાં પૂછ્યું, "પેલી યાદીમાંથી કોઈને સજા થઈ?" ને મેયરના શયનખંડ તરફ ઇશારત કરી.

લૅન્સરે માથું ધુણાવ્યું, "ના, હજી સુધી તો નહિ. ખાલી ગિરફતાર કર્યા છે."

હંટરે આરતેથી પૂછ્યું, "કર્નલ, હું એમ લખું કે તમને—તમને બહુ થાક લાગ્યો છે? મારા અહેવાલમાં લખી મોકલું કે તમને અતિશય શ્રમ પડ્યો છે?"

ઘડીભર લૅન્સરે પોતાની આંખ પર હાથ દબાવ્યા ને પછી તેના ખભા સીધા થયા ને મોં સખત થયું. "હું કંઈ અશક્તાયક પુરજન નથી, હંટર. આપણે અફસરોની તો તંગી છે જ, એ તમે જાણો છો. મેજર, કામે લાગી જાઓ. મારે કોરેલને મળવાનું છે."

હંટરના મોં પર સ્મિત હતું. દરવાજા પાસે જઈ તેણે તે ઉઘાડ્યો ને બારણાંની વચ્ચેથી જ તેણે કહ્યું, "હા, અહીં આવેલ છે; ને પ્રેકલ પણ છે. તે મળવા માગે છે."

"એને અંદર મોકલો." લૅન્સરે કહ્યું.

પ્રેકલ અંદર આવ્યો. તેના મોં પર ચીડ હતી. કશાક માટે લડવા આવ્યો લાગતો હતો. "કર્નલ લૅન્સર સાહેબ, મારે આપને"—

"બેસો." લૅન્સરે કહ્યું, "બેસો ને ઘડીભર આરામ કરો. સારા સૈનિક બનો, લેફ્ટેનંટ."

ને પ્રેકલની કડકાઈ ઓછી થઈ ગઈ. ટેબલ પાસે બેસી તેની કોણી એના પર ગોઠવી તેણે કહ્યું, "જી મારે"—

ને લૅન્સરે કહ્યું, થોડી વાર બોલો નહિ. મને ખબર છે શું છે. આવું બધું થશે એનો તમને ખ્યાલ નહોતો, ખરું ને? તમને તો એમ કે જરા ગમ્મત પડશે."

"એ લોકો આપણને ધિક્કારે છે." પ્રેકલે કહ્યું. "આપણને અતિશય ધિક્કારે છે."

લૅન્સરે હસીને કહ્યું, "શું છે તે હું સમજતો હોઈશ કે કોણ જાણે પછી? સારા સૈનિકો બનાવવા સારુ જુવાનિયાઓ જોઈએ ને જુવાનિયાઓને જુવાન સ્ત્રીઓ જોઈએ, એમ જ ને?"

"જી હા, એ બાબત છે."

"ને" લૅન્સરે મમતાથી પૂછ્યું, "એ તમને ધિક્કારે છે?"

પ્રેકલે તેની સામે આશ્ચર્યથી જોયું, "ખબર નથી પડતી સાહેબ, કોઈ વાર એમ લાગે છે; તે માત્ર દિલગીર થાય છે."

"ને તમને ખેદ થાય છે?"

"જી મને અહીં ગમતું નથી."

"ના, તમને તો એમ કે ગમ્મત પડશે, ખરું? લેફ્ટેનંટ ઑંટરે કાબૂ ગુમાવી

દીધા; તે બહાર ગયો ને આ લોકોએ તેને છરી ભોંકી દીધી. હું તમને દેશ મોકલી આપી શકું; પણ તમારી અહીં જરૂર છે એમ જાણવા છતાં તમારે ઘેર જવું છે?"

પ્રેકલે અસ્વસ્થ બની કહ્યું, "ના જી, ના જી, મારે નથી જવું."

"ઠીક ત્યારે. હવે હું કહું તે બરાબર સમજશો એવી મને આશા છે. તમે હવે મનુષ્ય નથી, સૈનિક છો. તમારી સગવડ એ મહત્ત્વની બાબત નથી અને લેફ્ટેનંટ, તમારી જિંદગી એ પણ મહત્ત્વની બાબત નથી. તમે જીવતા રહેશો તો તમને અમુક સ્મરણો રહેશે, અને એ સિવાય બીજું કંઈ ભાગ્યેજ તમારી પાસે રહેશે. દરમ્યાનમાં તમારે હુકમો લઈ તેને અમલમાં મૂકવા પડશે. ઘણા ખરા હુકમો અપ્રિય હશે પણ એ નક્કી કરવાનું કામ તમારું નથી. હું તમને જૂઠું નહિ કહું, લેફ્ટેનંટ. એ લોકોએ તમને આવી પરિસ્થિતિ માટે શિક્ષણ આપવું જોઈતું હતું, ફૂલોના રસ્તાવાળું નહિ! એમણે તમારા આત્માને સાચથી ભરવો જોઈતો હતો. જૂઠાણાથી દોરવો જોઈતો નહતો." તેનો અવાજ સખ્ત થયો. "પણ તમે આ કામ માથે લીધું, લેફ્ટેનંટ. અમારી સાથે રહેશો કે છોડી જશો? તમારા આત્માની ભાળ અમે નહિ રાખી શકીએ."

પ્રેકલે ઊભા થઈ કહ્યું, "આભાર, સાહેબ."

"અને પેલી છોકરી બાબત." લેન્સરે ચલાવ્યું. "તમે તેના પર જુલમ કરો કે તેનું રક્ષણ કરો કે તેને પરણો તેની સાથે અમારે કંઈ નિસ્બત નથી. પણ હુકમ મળે ત્યારે તેના પર ગોળી ચલાવવા તમારે તૈયાર રહેવું પડશે."

પ્રેકલે થાકીને કહ્યું, "હા. જી સાહેબ, આભાર."

"આ બધું જાણવું એ સારું છે. હું એની તમને ખાત્રી આપું છું, કે આ જાણવું એ વધારે સારું છે. જાઓ હવે લેફ્ટેનંટ અને કોરેલ હજી રાહ જોતો હોય તો એને અંદર મોકલો." ને લેફ્ટેનંટ પ્રેકલને બહાર જતાં કર્નલે જોયા કર્યું.

કોરેલ અંદર આવ્યો ત્યારે એ બદલાયલો માણસ હતો. તેનો ડાબો હાથ પાટામાં બાંધેલો હતો ને એ ખુશમિજાજી હસમુખો કોરેલ મટી ગયો હતો. તેના મોં પર કડવાશ હતી અને તેની આંખ મરેલા કુકરની જેમ ચાંસું જોતી હતી.

"મારે વહેલાં આવવું જોઈતું હતું, કર્નલ." તેણે કહ્યું. "પણ તમારા સહકારના અભાવને લીધે હું અચકાતો હતો."

લેન્સરે કહ્યું, "હું ભૂલતો ન હોઉં તો તમારા ચાકેવાસના જવાબની તમે

રાહ જોતા હતા."

"એ કરતાં ઘણા વધારેની હું રાહ જોતો હતો. તમે મને સત્તાની પદવી આપવાની ના પાડી. હું નિરુપયોગી છું એમ તમે કહ્યું. તમારા પહેલાં ઘણા વખતથી હું આ ગામમાં હતો, એનો તમને ખ્યાલ નહોતો. મારી સલાહની વિરુદ્ધ તમે મેયરને એની જગા પર રહેવા દીધો."

લૅન્સરે કહ્યું, "એ ન હોત તો ઘણાં વધારે નોકસાન થયાં હોત."

"એ તો એક અભિપ્રાયનો સવાલ છે." કોરેલે કહ્યું. "બંડખોર લોકોનો એ નેતા છે."

"એ વાહિયાત વાત છે." લૅન્સરે કહ્યું. "એ તો માત્ર માત્ર એક સાદો માણસ છે."

પોતાના સાજા હાથથી કોરેલે ખિસ્સામાંથી એક નાની ચોપડી કાઢી ને તેને ખોલી. "કર્નલ તમે ભૂલી ગયા કે ખબર મેળવવાનાં મારી પાસે સ્થાન હતાં. ને તમારા પહેલાં હું ઘણા વખતથી અહીં આવેલો હતો. મારે તમને જણાવવું પડે છે કે આ લોકો જે કંઈ કરી રહ્યા છે તેની સાથે મેયર ઑર્ડનને સીધો ને સતત સંપર્ક છે. લેફ્ટેનંટ ટૉંડરનું જે રાત્રે ખૂન થયું તે રાત્રે જ્યાં ખૂન થયું તે ઘરમાં, તેણે હાજરી આપી હતી. ને એ છોકરી જ્યારે ડુંગરાઓમાં નાસી ગઈ, ત્યારે મેયરનાં સગાંવહાલાં જોડે જઈ રહી હતી. મેં ત્યાં સુધી તેનો પત્તો મેળવ્યો પણ એ ચાલી ગઈ હતી. જ્યારે જ્યારે કોઈ નાસી છૂટ્યું છે ત્યારે ત્યારે મેયરની જાણમાં એ થયું છે ને તેણે તેઓને મદદ કરી છે; ને મને તો પાકો વહેમ છે કે આ નાની છરીઓમાં પણ તેનો હાથ છે."

લૅન્સરે ઉત્સુક બની કહ્યું, "પણ તેનો પુરાવો તમારી પાસે નથી."

"ના." કોરેલે કહ્યું. "હું તે સાબિત કરી શકું તેમ નથી, પહેલી વાતની મને ખબર છે. બીજીનો માત્ર વહેમ છે. હવે તો કદાચ તમે મારું સાંભળશો!"

"તમે શું સૂચવો છો?" શાન્તિથી લૅન્સરે પૂછ્યું.

"મારે કહેવાનું છે તે સૂચના કરતાં જરા બળવત્તર છે, કર્નલ. ઑર્ડનને બાન બનાવવો જોઈએ ને તેની જિંદગીનો આધાર આ લોકની શાન્તિ પર રહેવો જોઈએ. સુરંગના ટેટા ફોડવાની એક પણ વાર સળગવા ઉપર તેની જિંદગીનો આધાર રહેવો જોઈએ."

તેણે ફરીને ખિસ્સામાં હાથ નાખ્યો ને એક બીજી ચોપડી બહાર કાઢી. તેને ઉઘાડીને કર્નલ સામે ધરી. "પાટા સાહેબ, મથકથી મને આવેલો જવાબ

(આ રહ્યો. તમે જોશો કે એથી મને થોડી સત્તા મળે છે."

લૅન્સરે એની ચોપડી સામે જોયું ને આસ્તેથી કહ્યું, "મારા માથા ઉપરવટ તમે ગયા, એમ?" આંખમાં નિખાલસ અપ્રિયતા દાખવતાં તેણે કૉરેલ સામે જોયા કર્યું. "તમને વાગ્યું એ, મેં સાંભળ્યું હતું. કેમ કરતાં એ થયું?"

કૉરેલે કહ્યું, "તમારા લૅફ્ટેનન્ટનું ખૂન થયું તે રાત્રે મારા પર કોઈ તૂટી પડ્યું પણ રસ્તાના ચોકિયાતોએ મને બચાવ્યો. એ જ રાત્રે મારી હોડીમાં આ ગામના કેટલાક લોકો નાસી છૂટ્યા. ને કર્નલ, હજી વધારે ભાર દઈ મારે કહેવું પડશે કે મેયર ઑર્ડનને બાન બનાવ્યા વિના છૂટકો નથી!"

લૅન્સરે કહ્યું, "એ તો અહીં જ છે, કંઈ નાસી ગયેલ નથી. આપણા કરતાં તેને કેમ વધારે જુમ્મેદાર ગણી શકાએ?"

ઓચિંતો, દૂર ધડાકો થવાનો અવાજ આવ્યો ને જે દિશામાંથી એ આવ્યો તે તરફ બેઉએ જોયું. કૉરેલે કહ્યું, "જુઓ કર્નલ પાછું ચાલ્યું. તમને પૂરેપૂરી ખબર છે કે આ અખતરો સફળ થયો તો જે જે દેશ પર બીજાઓએ ચડાઈ કરી છે ત્યાં ત્યાં સુરંગો પહોંચી જશે."

લૅન્સરે શાન્તિથી ફરી પૂછ્યું, "તમે શું સૂચવો છો?"

"મેં કહ્યું તે જ. બળવા સામે ઑર્ડનને ધરી રાખવો જોઈએ."

"ને એ લોકો બંડ કરે ને આપણે ઑર્ડનને ઠાર કરીએ તો?"

"તો પછી પેલો ડૉક્ટર છે; એને કંઈ પદવી નથી પણ મેયર પછી આ ગામમાં સૌથી વધારે સત્તા તેની ચાલે છે."

"પણ કોઈ જગ્યા પર તો તે નથી."

"લોકોને તેનામાં વિશ્વાસ છે."

"ને એને એ આપણે ઠાર કરીએ. પછી શું?"

"પછી આપણી પાસે સત્તા આવશે. બંડ તૂટી પડશે. નેતાઓને આપણે મારી નાખીશું કે બંડ આપોઆપ ભાંગી પડશે."

લૅન્સરે લાંઠિયાઈથી પૂછ્યું, "તમે ખરેખર એમ માનો છો?"

"એમ થવું જ જોઈએ."

લૅન્સરે માથું ધીરેથી ધુણાવ્યું ને પછી પહેરેગીરને બૂમ પાડી. બારણું ઉઘાડી એ અંદર આવ્યો ત્યારે લૅન્સરે કહ્યું, "સાર્જંટ, મેયર ઑર્ડન ગિરફતાર છે, અને ડૉ. વિંટર પણ ગિરફતાર છે. ઑર્ડન પાસે પહેરો બેસાડવાની ગોઠવણ

કરો ને વિંટરને જલદી અહીં હાજર કરો."

પહેરેગીરે કહ્યું, "હા જી, સાહેબ."

લૅન્સરે કૉરેલ સામે જોઈ કહ્યું, "શું કરો છો તેનું ભાન તમને હોય તો સારું. શું કરો છો તેનું ભાન હોય એવી મને આશા છે."

## પ્રકરણ આઠમું

એ નાના ગામમાં સમાચાર બહુ જલદી ફેલાયા. ઘર આંગણે બારણામાં ગુસપુસ વાતોથી એ ફેલાયા, અથવા અર્થસૂચક નજર માત્રથી કે "મેયર ગિરફતાર થયા." ને આખા ગામમાં એક ઉલ્લાસનું આંદોલન આસ્તેથી ફરી વળ્યું.—એક અલ્પ ભાવણ ઉલ્લાસનું. લોકો ધીમેથી વાતો કરતા ને તરત છૂટા પડતા ને ખોરાક ખરીદવા જનારા દુકાનદારોની નજીક ઘડીભર નમતા ને તેમની વચ્ચે શબ્દો પસાર થતા.

સુરંગની શોધમાં લોકો મેદાનોમાં ને જંગલોમાં જતા. બરફમાં રમતા બાળકોને ટેટા મળી આવતા ને હવે તો છોકરાંઓને પણ શું કરવું તેની સૂચનાઓ મળી ગઈ હતી. પાણટ ઉઘાડી ચૉકલેટ ખાઈ જતાં ને સુરંગને બરફમાં દાટી દેતા ને પછી માબાપને કહેતાં કે એ ક્યાં છે.

દૂર દૂરના એક ગામમાં એક માણસને સુરંગનો ટેટો મળી આવ્યો. તેણે સૂચનાઓ વાંચીને વિચાર્યું કે "આ ચાલશે ખરું કે?" બરફમાં ટેટાને ઊભો રાખી તેણે વાટ પેટાવી; ત્યાંથી દૂર દોડી જઈ તેણે ગણવા માંડ્યું. તે જરા જલદી ગણતો હતો ને તેના અડસઠ ગણ્યા પછી સુરંગ ફૂટી. તેણે કહ્યું, "હા, ચાલે તો છે." ને વધારે ટેટાની શોધમાં તે ઝડપથી ચાલ્યો ગયો.

કોઈ ચોક્કસ નિશાની હોય તેમ લોકો પોતાના ઘરમાં જતા, બારણાં બંધ કરતા ને રસ્તા શાન્ત બની જતા. ખાણ આગળ સિપાહીઓ દરેક કામગારની ખાનગી તપાસ કરતા, ફરી ફરીને તપાસ કરતા; સિપાહીઓ તંગ હતા ને તોછડા હતા ને કામગારો સાથે સખ્તાઈથી બોલતા. કામગારો તેમની સામે ઠંડકથી જોઈ રહેતા ને તેમની દૃષ્ટિ પાછળ એક અલ્પ ભાવણ ઉલ્લાસ હતો.

મેયરના મહેલના દીવાનખાનાના ટેબલને સાફ કરી નાખવામાં આવ્યું હતું, ને તેના શયનખંડના બારણા આગળ એક સિપાહી પહેરો ભરતો હતો. એની અગ્નિસ્થાન આગળ ઘૂંટણીએ પડી હતી ને તેમાં કોલસા પૂરતી હતી. મેયર

ઑર્ડનનો દરવાજા આગળ ઊભેલા પહેરેગીરને તેણે વટના અવાજે પૂછ્યું; 'કેમ, એમને તમે શું કરવાના છો?'' સિપાહીએ કંઈ જવાબ વાળ્યો નહિ.

બહારનો દરવાજો ઊઘડ્યો ને એક બીજો સિપાહી ડૉક્ટર વિંટરને હાથથી પકડી અંદર આવ્યો. ડૉક્ટર વિંટરના અંદર આવ્યા પછી સિપાહીએ બારણું બંધ કર્યું ને બારણાની આગળ ઊભો રહ્યો. ડૉ. વિંટરે પૂછ્યું, "કેમ, ઍની, નામદાર કેમ છે?"

ને ઍનીએ શયનગૃહ તરફ બતાવી કહ્યું, "અંદર છે."

"માંદા તો નથી ને?" ડૉક્ટરે પૂછ્યું.

"ના, લાગતા તો નથી." ઍનીએ કહ્યું. "હું જોઉં કે તમે અહીં આવ્યા છો તે તેમને કહી શકાય છે કે નહિ." પહેરેગીર પાસે તે ગર્વને હુકમ કરતી હોય તેમ તેણે કહ્યું, "નામદારને જઈને કહે કે ડૉ. વિંટર આવ્યા છે, સમજ્યો?"

પહેરેગીરે કંઈ જવાબ ન આપ્યો ને ખસ્યો પણ નહિ પણ તેની પાછળનું બારણું ઊઘડ્યું ને મેયર ઑર્ડનની આકૃતિ દેખાઈ. પહેરેગીરને અવગણી, તેને ખસેડી તેણે દીવાનખાનામાં પ્રવેશ કર્યો. ઘડીભર તો પહેરેગીરને થયું કે તે તેને ફરી અંદર મોકલે પણ પછી બારણાં પાસેની પોતાની જગ્યાએ જઈ ઊભો રહ્યો. ઑર્ડને ઍનીનો આભાર માન્યો ને કહ્યું, "બહુ આઘે જતી નહિ હોં, મારે કદાચ કામ પડે."

ઍનીએ કહ્યું, "ના જી સાહેબ, નહિ જાઉં, બાઈ સાહેબ ખુશીમાં છે?"

"એ વાળ ઓળે છે. તારે એને મળવું છે, ઍની?"

"જી, હા." કહી ઍનીએ પહેરેગીરની બાજુએથી શયનગૃહમાં જઈને પાછળ બારણું બંધ કર્યું.

ઑર્ડને પૂછ્યું, "ડૉક્ટર, તમારે કંઈ જોઈએ છે?"

વિંટરે હસીને ખભા પરથી પોતાના પહેરેગીર તરફ બતાવ્યું. "હું પણ ગિરફતાર થયેલો છું ને. આ ભલા ભાઈ મને અહીં લઈ આવ્યા."

ઑર્ડને કહ્યું, "એ થયે જ છૂટકો હતો. મને થાય છે કે હવે એઓ શું કરશે?" ને બેઉ જણા એક બીજા સામે ઘણી વાર સુધી જોઈ રહ્યા ને દરેકને ખબર હતી કે બીજાને શેના વિચાર આવે છે.

ને વાત ચાલુ જ રાખી હોય એમ ઑર્ડને કહ્યું, "હું ધારું તોયે એ અટકાવી શકું તેમ નથી, ખબર છે?"

"હું જાણું છું." વિંટરે કહ્યું. "પણ તેઓ જાણતા નથી." ને પછી પોતાના મનમાં ઘોળાતા વિચારની સરણીમાં તેણે ચલાવ્યું, "કાળના ભાન વાળા એ લોકો છે, ને તેમનો કાળ લગભગ આવી લાગ્યો છે. તેમને એક જ નાયક અને એક જ મસ્તક છે એટલે તેમને એમ છે કે આપણા બધાનું એમજ હશે. તેઓ જાણે છે કે દસ માથાં કપાઈ જાય તો તેમનો નાશ થઈ જાય પણ આપણે તો આઝાદ પ્રજા છીએ. આપણે તો જેટલી વસ્તી છે તેટલાં માથાં આપવા તૈયાર છીએ, ને જરૂરને વખતે નેતાઓ તો ટપોટપ ઊભા થઈ રહે છે."

વિંટરના ખભા પર હાથ મૂકી ઓર્ડને કહ્યું, "પાડ તમારો. મને ખબર તો હતી પણ તમે એ કહો છો તેથી સારું લાગે છે. આપણી નાની પ્રજા દબાઈ નહિ જાય, ખરું ને?" તેણે જવાબની શોધમાં વિંટરના મોં સામે જોયા કર્યું.

ને ડૉક્ટરે તેને ખાત્રી આપી. "બિલકુલ નહિ. ખરું જોતાં તો બહારની મદદ મળતાં આપણા લોક બલવત્તર બનશે."

ઓરડામાં ઘડીભર શાન્તિ વ્યાપી રહી. પહેરેગીર જરા ખસ્યો ને તેના બૂટને પર બંદૂક ઘસાવાનો અવાજ આવ્યો.

ઓર્ડને કહ્યું, "તમને કહી લઉં, ડૉક્ટર, કેમકે પછીથી બોલવાનો મને વખત ન એ મળે. શરમાવે એવી કેટલીક નાની બાબતો મારા મનમાં છે." તેણે ખોંખારો ખાધો ને, કડક ઊભેલા પહેરેગીર તરફ જોયું પણ તેણે કંઈ સાંભળ્યું હોય એવું કશું ચિહ્ન બતાવ્યું નહિ. "હું મારા પોતાના મોતનો વિચાર કરી રહ્યો છું. એમના સામાન્ય શિરસ્તા પ્રમાણે ચાલે તો તેમને પહેલાં મને મારવો પડશે ને પછી તમને મારવા જોઈશે." વિંટરે મૌન સેવ્યું એટલે ઉમેર્યું, "ખરું ને?"

"હા, એમ જ તો. હું એ ધારું છું." વિંટરે કહ્યું ને સોનેરી રંગવાળી ખુરસી તરફ જવા માંડ્યું ને બેસવાની તૈયારી કરી ત્યાં તેમને દેખાયું કે ખુરસી પરની ખોળ જરીં ફાટેલી હતી ને જાણે સાફ કરતા હોય તેમ તેના પર આંગળી દબાવી. ફાટેલી ગાદીને લીધે જરા આસ્તેથી તેમણે આસન કર્યું.

ને ઓર્ડને ચાલુ રાખ્યું, "તમે જાણો છો, મને આમાંથી છટકવાના, બહાર નીકળી જવાનાયે વિચાર આવ્યા છે. નાસી છૂટું એમ પણ થઈ આવ્યું છે. મારી જિંદગી માટે પ્રાર્થના કરું એમ પણ થયું છે ને હું

લાછ મરું છું."

ને વિંટરે તેની સામે જોઈ કહ્યું, "પણ તમે એમાંનું કંઈ કર્યું નથી."

"ના, એ તો નથી કર્યું."

"ને તમે કરશો એ નહિ."

"ના, નહિ કરું. પણ એમ કરવાના મને વિચાર આવ્યા છે." અચકાતાં ઓર્ડને ઉમેર્યું.

ને વિંટરે મૃદુતાથી કહ્યું, "કેમ જાણ્યું બધાંને તેવા વિચાર નહિ આવતા હોય? કેમ જાણ્યું કે મને એવા વિચાર નહિ આવ્યા હોય?"

"તમને પણ શા માટે પકડ્યા તેની મને નવાઈ લાગે છે." ઓર્ડને કહ્યું, "હું ધારું છું કે એ લોકોનો તમને પણ માર્યે જ છૂટકો થશે."

"હા, હું એ એમ ધારું છું." ડૉક્ટરે પોતાના અંગૂઠાને આમળ્યા ને તેને ઉપર નીચે જતા જોયા કર્યું.

"એટલું તો જાણીએ છીએ." કહી, ઘડીભર શાન્ત રહી ઓર્ડને કહ્યું, "તમે જાણો છો ડૉક્ટર, કે હું એક અલ્પજન છું. આ એક નાનું ગામ છે પણ અલ્પજનોમાં યે એક એવો સ્ફુલિંગ હોવો જોઈએ કે જેમાંથી પછી જ્યોત જળી ઊઠે. મને બીક ખૂબ લાગે છે ને મારી જિંદગી બચાવવાના બધા રસ્તાનો મેં વિચાર કર્યો છે, પણ એ ખ્યાલો પસાર થઈ ગયા ને હવે ક્વચિત એક જાતનો ઉલ્લાસ મને ભરી દે છે; ને મને લાગે છે હું અદકેરો ને મહત્તર મનુષ્ય છું: ને ખબર છે ડૉક્ટર, મને શાનો વિચાર આવે છે?" કંઈ યાદ આવતાં તેણે સ્મિત કર્યું, "યાદ છે નિશાળમાં સૉક્રેટીસના છેલ્લા સંવાદમાં? ને સૉક્રેટીસના શબ્દો યાદ છે? 'કોઈ કહેશે: "સૉક્રેટીસ, તમારો અકાળે અંત આણે એવી જીવનપદ્ધતિની તમને લાજ નથી આવતી?" એવાઓને મારો એ જ જવાબ છે. "એમાં તમારી ભૂલ થાય છે. કશું પણ કરવાને જે માણસ લાયક હોય તેણે જીવવાની કે મરવાની ગણતરીમાં ઊતરવું ન જોઈએ. પોતે સારું કરે છે કે નરસું તેનો જ માત્ર તેણે ખ્યાલ કરવો જોઈએ."'" યાદ કરવાનો પ્રયત્ન કરતાં ઓર્ડને વિરામ લીધો.

ડૉક્ટર વિંટરે ખુરસી પર તંગ બની આગળ બેસી ચાલુ રાખ્યું. "'પોતે સારા કે નરસા માણસની જેમ વર્તે છે.' એમ છે. તમે બરાબર અવતરણ નથી આપ્યું એમ લાગે છે. તમે એવા સારા શિષ્ય ન હતા. ને તે વખતના ઉદ્ગારોમાં યે તમે ભૂલ કરી હતી."

ઓર્ડને હસવું આવ્યું. "તમને એ યાદ છે?"

"હા." વિંટરે ઉત્કંઠ બની કહ્યું. "મને બરાબર યાદ છે. તમે એકાદ શબ્દ કે લીટી ભૂલી ગયા હતા. સ્નાતક થવાનો દિવસ હતો ને તમે એટલા ઉશ્કેરાયેલા હતા કે ખમીસનો છેડો તમે પૂરો ખોસ્યો ન હતો ને છેડો બહાર લટકતો હતો. ને બધા કેમ હસતા હતા એની તમને નવાઈ લાગતી હતી."

ઓર્ડનને મનમાં હસવું આવ્યું ને છૂપી રીતે તેનો હાથ પાછળ ગયો ને ખમીસના છૂટા છેડા પર તેણે હાથ ફેરવ્યો. "હું સોક્રેટીસ હતો." તેણે કહ્યું. "ને શાળાના પરીક્ષકોને મેં ઝાડી કાઢ્યા. કેવા ધુતકારી કાઢ્યા. મેં કેવી બૂમો પાડી! ને એમને લાલપીળા થતા હું જોઈ શકયો."

વિંટરે કહ્યું, "એ તો હસવું ખાળવા શ્વાસ દબાવી રહ્યા હતા. તમારા ખમીસનો છેડો બહાર રહી ગયો હતો ને!"

મેયર ઓર્ડને હસી દીધું. "કેટલાં વરસ થઈ ગયાં? ચાળીશ?"

"છેંતાળીશ."

શયનગૃહ પાસેનો પહેરેગીર બહારના બારણા આગળના પહેરેગીર પાસે આસ્તેથી પહોંચ્યો ને નિશાળમાં બાળકો છાની વાતો કરે તેમ તે ગુસપુસ કરવા લાગ્યો: "કેટલા વખતથી કામ પર છો?" તેણે પૂછ્યું.

"અરે, આખી રાત આમ રહ્યો છું. હવે તો આંખે ય ઉઘાડી રહેતી નથી."

"મારી ય તે. તારી વહુના કાલની હોડીમાં કંઈ સમાચાર આવ્યા?"

"હા. તને યાદ કરવા લખ્યું છે. તું ઘાયલ થયો છે એ તેણે સાંભળ્યું હતું: પણ એ બહુ લખતી નથી."

"મને હવે સારું છે એમ લખજે."

"ચોક્કસ, જ્યારે કાગળ લખીશ ત્યારે."

મેયરે માથું ઊંચું કરી છત તરફ જોયું ને મનમાં ગણગણાટ કર્યો. "અમ્-અમ્-અમ્-મને યાદ છે કે નહિ? શું આવતું હતું?"

ને વિંટરે યાદ આપ્યું. "'ને હવે મને દંડ દેનારા.'"

ને ઓર્ડને આસ્તેથી ઉચ્ચાર્યું, "'ને હવે મને દંડ દેનારાઓ, માનજો.'"—

કર્નલ લેન્સરે ઓરડામાં ચુપકીથી પ્રવેશ કર્યો: પહેરેગીરો કડક બની ગયા. પેલા ઉદ્‌ગારો સાંભળી કર્નલ અટકી જઈ ધ્યાનથી કાન માંડ્યા.

ઓર્ડને છત સામે જોઈ ભૂલ્યા શબ્દોને સંભારવા મહેનત કરી. "ને, હવે,

મને દંડ દેનારાઓ, માનવો, હું ભવિષ્ય ભાખું છું—'કેમકે મારું હમણાં મોત થવાનું છે—ને મોત ને વખતે મનુષ્યોમાં આગાહી કરવાની શક્તિ આવી વસે છે. ને હું—ભવિષ્ય ભાખું છું, મારું ખૂન કરનારા તમ માટે, કે—મારા અવસાન પછી તરત.'"—

"વિદાય." વિંટરે ઊભા થઈ કહ્યું.

"શું?" ઑર્ડને તેની સામે જોઈ પૂછ્યું.

ને વિંટરે કહ્યું, "શબ્દ 'વિદાય' છે, 'અવસાન' નહિ. પહેલાં પણ તમે એજ ભૂલ કરી હતી. છેંતાળીસ વરસ પહેલાં તમે એજ ભૂલ કરી હતી."

"ના. અવસાન છે, અવસાન જ છે." ઑર્ડને આજુબાજુ જોયું ને પોતાના તરફ ધ્યાનથી જોતા કર્નલ લૅન્સર પર નજર પડતાં તેણે પૂછ્યું, "'અવસાન' નથી?"

કર્નલ લૅન્સરે કહ્યું, "'વિદાય.' 'મારી વિદાય પછી તરતજ' એમ છે."

ડૉ. વિંટરે આગ્રહથી કહ્યું, "જોયું? એક સામે બે મત થયા. 'વિદાય' એજ શબ્દ છે. પહેલાં કરી હતી એની એજ ભૂલ છે."

પછી ઑર્ડને સીધી નજર કરી ને બાહ્ય કશું ન દેખાતું હોય તેમ તેની આંખ સ્મરણમાં આવી વસી ને તેણે ચલાવ્યું, "'હું ભવિષ્ય ભાખું છું, મારું ખૂન કરનારા તમારે માટે કે મારા અ— મારી વિદાય પછી તરત, મને દીધેલા દંડ કરતાં અનેક ગણી વધારે સખ્ત તમારે માટે નિર્માઈ છે.'"

વિંટરે ઉત્તેજન આપવા માથું હલાવ્યું ને કર્નલ લૅન્સરે માથું હલાવ્યું; ને તેઓ તેને યાદ કરવામાં મદદ કરતા હોય એમ લાગ્યું. ને ઑર્ડને આગળ ચલાવ્યું, "'તમે મને મારી નાખો છો કેમકે એક તહોમત લાવનાર પાસેથી તમે છટકવા માગો છો, નહિ કે તમારી જિંદગીનો હિસાબ આપવા—'"

લેફ્ટેનંટ પ્રેકલ ઉશ્કેરાયેલો અંદર આવ્યો ને તેણે બૂમ મારી, "કર્નલ લૅન્સર."

કર્નલ લૅન્સરે કહ્યું, "શ્શ્ શ્." ને તેને અટકાવવા હાથ ધર્યો.

ને ઑર્ડને આસ્તેથી આગળ ચલાવ્યું, "'પણ તમે ધારો છો એમ નહિ થાય; એથી છેક ઊલટું જ થશે.'" ને તેનો અવાજ વધારે જોરદાર બન્યો, "'કેમકે હું કહું છું કે અત્યારે છે તેથીએ વધારે તમારા પર તહોમત લાવનાર નીકળશે; ને એ વધારે જુવાન છે. એટલે તમારી ઓછો વિચાર કરશે ને તેમનો દોષ તમને વધારે લાગશે.'" સાદ કરવા શ્વસતાં તેણે જરા મોં બગાડ્યું.

ને લેફટેનંટ પ્રેકસે કહ્યું, "કર્નલ લેન્સર, સુરંગવાળા કેટલાક માણસો મળી આવ્યા છે."

ને લેન્સરે કહ્યું, "ચુપ!"

ને ઓર્ડને ચલાવ્યું, "'તમે એમ માનતા હો કે માણસોને મારવાથી તમારાં અનિષ્ટ આચરણોની નિન્દા કરતાં કોઈ અટકશે તો તમારી ભુલ થાય છે.'" તેણે પાછું મોં બગાડ્યું, વિચાર કર્યો, છત સામે જોયું, ને મૂંઝવણમાં ફરી હસી કહ્યું, "બસ, એટલું જ મને યાદ આવે છે. બાકીનું મારામાંથી સરી ગયું છે."

ને ડોક્ટર વિંટરે કહ્યું, "છેંતાળીસ વરસ વીત્યા પછી એ ખૂબ સરસ કહેવાય. ને તમે કંઈ ત્યારે ય બહુ ઊંચા વિદ્યાર્થી ન ગણાતા."

લેફટેનંટ પ્રેકસે વચ્ચે ઝુકાવ્યું, "માણસો પાસે સુરંગ છે, કર્નલ લેન્સર!"

"તમે એમને પકડ્યા?"

"હા જી, કેપ્ટન લોફટ અને."—

"એમના પર પહેરો રાખવાનું કેપ્ટન લોફટને કહો." પોતાની જાતનો ફરી કબજો લેતાં ઓરડામાં આગળ જઈ તેણે કહ્યું, "ઓર્ડન, આ અટકવું જ જોઈએ."

લાચારીથી મેયરે તેની સામે સ્મિત કર્યું. "એ નહિ અટકી શકે, જી."

કર્નલ લેન્સરે સખ્તાઈથી કહ્યું, "લોકોના સારા વર્તનના બાન તરીકે મેં તમને પકડ્યા છે. એ જ મારા હુકમ છે."

"પણ એથી એ કંઈ અટકશે નહિ." ઓર્ડને સાદાઈથી કહ્યું. "તમે સમજતા નથી. હું જ્યારે લોકોને અંતરાય રૂપ લાગીશ ત્યારે એઓ મારા વિના ચલાવશે."

લેન્સરે કહ્યું, "તમે શું ધારો છો તે મને સાચ્ચું કહો. લોકો જાણે કે ફક્ત એક પણ વાટ હવે સળગાવાશે તો તમને ઠાર કરવામાં આવશે તો એઓ સળગાવશે ખરા?"

મેયરે લાચારીથી ડોક્ટર વિંટર સામે જોયું. એ જ પળે તેનું શયનગૃહનું બારણું ઊઘડ્યું ને આંસિલ્ડ્વિ બહાર આવ્યાં. તેના હાથમાં મેયરના હોદ્દાની સાંકળ હતી. તેણે કહ્યું, "આ તો તમે ભૂલી ગયા."

ઓર્ડને કહ્યું, "શું? એ, હા." ને તેણે માથું નમાવ્યું ને આંસિલ્ડ્વિએ તે પરથી હોદ્દાની સાંકળ તેને પહેરાવી ને મેયરે આંસિલ્ડ્વિનો આંકડાથી

આભાર માન્યો.

બાઈસાહેબે ફરિયાદ કરી, "તમે રોજ એ ભૂલી જાઓ છો. ને બધે વખતે ભૂલી જાઓ છો."

હાથમાંની સાંકળના છેડા સામે મેયરે જોયા કર્યું. તેના હોદ્દાનાં ચિહ્નનો સુવર્ણચંદ્રક ત્યાં હતો. લૅન્સરે તેને ભાર દઈ પૂછ્યું, "લોકો શું કરશે?"

"મને ખબર નથી." મેયરે કહ્યું, "હું ધારું છું કે વાટ ગેનાવશે."

"ને ધારો કે તેમ કરવાની તમે તેઓને ના કહો?"

ઑર્ડનની અવસ્થા અર્ધનિદ્રિત લાગી; તેના પોપચાં ઢળેલાં હતાં ને વિચાર કરવાનો યત્ન કરતાં તેણે કહ્યું, "છ, હું કંઈ બહુ બહાદુર માણુસ નથી. તેમ છતાં મને લાગે છે કે ગમે તે થાય તો યે તેઓ સળગાવશે." વાણી સાથે મથતાં નેણે આગળ ચલાવ્યું, "એઓ પ્રકટાવશે એવી મને આશા છે; ને હું તેમ કરવાની તેમને ના પાડું તો તેઓને દુઃખ થશે."

"આ બધું શું છે?" બાઈસાહેબે પૂછયું.

"જરા વાર શાન્તિ રાખ." મેયરે કહ્યું.

"પણ તમને લાગે છે કે લોકો સળગાવશે?" લૅન્સરે ફરી ફરીને પૂછ્યું.

ને ગર્વથી મેયરે જવાબ આપ્યો, "હા. એઓ સળગાવશે. જુઓને, જીવવું કે મરવું તેની પસંદગી કરવાનું મારે નથી પણ શી રીતે એ કરવું તેની પસંદગી મારે કરવાની છે. લડાઈ ન કરવાનું હું એમને કહું તો એમને દુઃખ થશે પણ લડશે તો ખરા. હું એમને લડવાનું કહું તો એઓ ખુશ થશે ને હું કંઈ બહુ બહાદુર નથી તો યે તેમને એ બલવત્તર બનાવશે." જરા હસીને તેણે ઉમેર્યું, "એ સહેલું જ છે, સમજ્યા ને. કેમકે મારા અન્તમાં એથી ફેર નહિ પડે."

લૅન્સરે કહ્યું, "તમે હા કહો તો યે તમે ના કહી એમ અમે કહી શકીશું. તમારા જીવન માટે તમે આજીજી કરી એમ અમે લોકોને કહી શકીએ."

ને વિંટરે ગુસ્સે થઈ વચ્ચે જ કહ્યું: "એમને ખબર પડી જશે. તમારાથી કંઈ ભેદ રાખી શકતા નથી. એક રીતે તમારામાંના એકે કાબૂ ગુમાવ્યો અને તેણે કહ્યું કે માખીઓએ તેમને પકડવાના કાગળને જ સર કર્યો ને અત્યારે આખો દેશ તેના શબ્દો જાણે છે. એનું તો લોકોએ ગીત બનાવ્યું છે. માખીએ કાગળને મહાત કર્યો. તમારી કને કશું ખાનગી રહી શકતું નથી, કર્નલ."

ખાણની દિશામાંથી એક તીણી સીટી સંભળાઈ. પવનનો એક ઓચિંતો ઝપાટો આવ્યો ને બારી પરથી થોડો બરફ ખરી પડ્યો.

સુવર્ણ ચંદ્રક પર આંગળી ફેરવતાં ઓર્ડને કહ્યું, "જુઓને સાહેબ, એમાં કંઈ ફેર પડે તેમ નથી. તમારો નાશ થશે ને તમારે નાસવું પડશે." તેના અવાજમાં મૃદુતા હતી. "તાબે થવું લોકોને ગમતું નથી ને એઓ તાબે નહીં જ થાય. આઝાદ મનુષ્યો લડાઈ શરૂ ન કરે પણ એક વાર એ શરૂ થઈ તો હાર ખાતાં જાતાં યે લડવાનું ચાલુ રાખશે. ટોળાંના માણસો, નેતાને અનુસરવા શીખેલાં માણસો એમ ન કરી શકે; ને એટલે જ ટોળાંના માણસો સંગ્રામ જીતે છે ને આઝાદ માણસો વિગ્રહ જીતે છે. તમને પણ તેની ખબર પડી રહેશે, સાહેબ."

લૅન્સરે સીધા ને અક્કડ થઈ કહ્યું, "મારા હુકમ સ્પષ્ટ છે. અગિયારનો વખત મુકરર થયો હતો. મેં બાન લીધા છે. જો હિંસા થશે તો બાનને કતલ કરવામાં આવશે."

ને ડૉક્ટર વિંટરે કર્નલને કહ્યું, "એ હુકમોનું કંઈ ચાલશે નહિ એમ જાણવા છતાં તેનો તમે અમલ કરશો?"

લૅન્સરનો ચહેરો સખ્ત હતો. "ગમે તે થાય તો એ મારા હુકમનો અમલ કરવો પડશે, પણ મને લાગે છે તમારા તરફથી ઢંઢેરો પિટાય તો ઘણી જિંદગીઓ બચી જાય."

"આ વળી શી વાહિયાત વાતો ચાલી રહી છે તે તો કહો." આર્દ્ર અવાજે બાઈ સાહેબે પૂછ્યું.

"છેક જ વાહિયાત વાત છે." મેયરે કહ્યું.

"પણ મેયરને કોઈ થી કેમ પકડી શકાય?" બાઈ સાહેબે ખુલાસો કરતાં કહ્યું.

ઓર્ડને સ્મિત કર્યું ને કહ્યું, "ના. મેયરને એઓ નહિ પકડી શકે. આઝાદ લોકોએ સેવેલી એ એક ભાવના છે, ને એ છટકી જશે."

દૂર દૂરથી એક ધડાકાનો અવાજ થયો ને તેનો પડઘો ટેકરીઓમાંથી પાછો આવ્યો. કોલસાની ખાણ આગળ તીણી, ટૂંકી ચેતવણીની સીટી વાગી. ઓર્ડને ઘડી ભર તંગ બની ઊભા રહી આછું સ્મિત કર્યું. એક બીજો ધડાકો ધણધણી ઊઠ્યો, એ વધારે નજીક અને વધારે મોટો હતો, ને તેનો પડઘો પર્વતોમાંથી પાછો આવ્યો. ઓર્ડને પોતાની ઘડિયાળ સામે જોયું ને પછી ઘડિયાળ ને છેડો ડૉક્ટર વિંટરના હાથમાં મૂકી તેણે પૂછ્યું, "મારીઓ મરીના બેલા શા શબ્દો હતા?"

ને પછી વધારે નજીક એક ધડાકા થયા ને લાકડાના ટુકડા ઉડવાના ને કાચ તૂટવાના અવાજ આવ્યા. ને પહેરેગીર પાછળનું દ્વાર ઊઘડી પડ્યું. ને ઑર્ડને કહ્યું, "એની, આર્ચેસાઉમને જરૂર હોય ત્યાં સુધી તું તેની સાથે રહેજે. એને એકલી નહિ રહેવા દેતી." આર્ચેસાઉમ પર હાથ મૂકી તેના કપાળ પર મેયરે ચુંબન કર્યું ને પછી બારણા તરફ લેફ્ટેનંટ પ્રેક્સ ઊભો હતો તે તરફ ચાલવા માંડ્યું. બારણા વચ્ચેથી ડૉક્ટર વિંટર તરફ ફરી સૉક્રેટીસને ફરી યાદ કર્યો. "ક્રીટો, દેવતાને મારે ભોગ ધરવાનો છે." તેણે માર્દવથી ઉચ્ચાર્યું. "એ ઋણ અદા કરવાનું યાદ રાખશ?"

વિંટરે પળવાર આંખો મીંચી રાખી ને પછી જવાબ આપ્યો, "ઋણ ભરપાઈ થશે જ."

ઑર્ડને હસી દીધું. "એટલું તો મને યાદ રહ્યું. એ તો ભૂલી નહોતો ગયો." પ્રેક્સના ખાવડાં પર તેણે હાથ મૂક્યો ને લેફ્ટેનંટ ચમકી ઊઠ્યો.

વિંટરે ધીરેથી માથું હલાવતાં કહ્યું, "હા, તમને બરાબર યાદ રહ્યું. ઋણ ચોક્કસ અદા થશે."